રસિક નવલકથામાળા — પુસ્તક ૧૫ મું

# દિવાની કે શાણી?

## ભાગ ૨ જો.

( આદર્શ સામાજિક નવલકથા. )

પ્રયોજક,
ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.
અમદાવાદ

પ્રકાશક,
પુંજાલાલ ભગવાન પારેખ.
વઢવાણ સીટી

મુંબાઈના એજન્ટ,
મોહનલાલ પિતાંબર-બૂકસેલર.
કાલબાદેવી રોડ-મુંબઈ નં ૨

આવૃત્તિ ૧ લી
સંવત ૧૯૮૧

મૂલ્ય રૂ. ૪-૮-૦.

પ્રત ૭૨૫
સને ૧૯૨૫

# બે બોલ.

---

' દિવાની કે શાણી ?" ના પ્રથમ ભાગની પ્રસ્તાવનામા જણાવ્યુ હતુ તેમ, કથાનકના વિશેષ આકર્ષક રહસ્યો આ બીજા ભાગમા રજુ થાય છે કથાનાયિકાને તેનાજ જેવી આબેહુબ એકસરખી છોકરીને બદલે દિવાનાશાળામા પૂરી દઇને કેવી રીતે જીવતીજાગતી મરણાવસ્થામા મૂકી દેવામા આવે છે અને પ્રપચ કરનારા પ્રપચીઓ કેવી ચાલાકીથી પોતાના ગુન્હાને ઢાંકી દે છે, એ આ કથાનકમા મૂળ કથાકાર મિ વિલ્કી કૉલિન્સે કૌશલ્યથી બતાવ્યુ છે પરતુ પોતાના કૌશલ્યની સૌથી વધુ નિપૂણતા, તેમણે કથાના એક પાત્ર ચિત્રકાર હાર્ટરાઇટ દ્વારા પ્રપચો ખુલ્લા કરાવવામા બતાવી છે પ્રપચનો નબળો મુદ્દો શોધીને ચિત્રકાર આખરે કથાનાયિકાને ન્યાય અપાવે છે અને નેકીનીતિનો જય સિદ્ધ કરી આપે છે

શાળાઓમા વિદ્યાર્થીઓની દોર ગુથવાની રમતથી આપણે પરિચિત છીએ વિદ્યાર્થીઓ જેમ કલાથી દોરગુથણી કરીને તે પાછી ઉકેલી નાખે છે તેમજ મિ વિલ્કી કૉલિન્સે આ કથાના પ્રસગોની ગુથણી કરી છે તેમાના પ્રપચો ધીમે ધીમે ગુચાવા દઇને આખરે એ પ્રપચો ખુલ્લા કરવામા તેમણે વિવિધ પાત્રોદ્વારા અને ખાસ કરીને ચિત્રકારદ્વારા પોતાની કથાકલા દર્શાવી છે

યુરોપમા પ્રેમલગ્નોની મહત્તા ગણવામા આવે છે વર–વહુ પરસ્પર ગુણદોષો તપાસ્યા વિના જો લગ્નોથી જોડાય છે તો બેરોનેટ સર પર્સિવલ અને કથાનાયિકા લૉરાના જેવા દુ ખદ પરિણામ આવે છે, એવુ સિદ્ધ કરી આપીને આખરે લૉરાનુ પુનર્લગ્ન તેના ઇચ્છિત અને પસદગીના પતિ ચિત્રકાર હાર્ટરાઇટ સાથે કથાકારે કરાવ્યુ છે પાશ્ચાત્ય દેશોના રિવાજ મુજબ એ પુનર્લગ્ન થયુ છે આપણા દેશમા એ રિવાજ પ્રચલિત કરવાની હિમાયત હુ નહિ કરૂ પરતુ દેશમા

થતા લગ્નોમા પ્રેમભાવનાનુ સામ્રાજ્ય પ્રવર્તી રહે એવુ જોવા તો જરૂર ઇચ્છુ, કે જેને પરિણામે રાક્ષસી અને હેવાનિયત ભરેલા, સર પર્સિવલ જેવા ભરથારોના કુકૃત્યો થતા અવશ્ય અટકે ધનની લાલસાથી અને પ્રેમ જેવી પવિત્ર લાગણીની ઉણપથી બિચારી લૉરાનુ જીવન કેવુ કાટાળુ અને નષ્ટભ્રષ્ટ થઇ ગયુ હતુ, એ મહત્ત્વનો મુદ્દો આ કથાનક વાચનારાઓ લક્ષમા લઇને પોતાની જીવનનૌકામા સ્નેહ, સદ્બુદ્ધિ અને સદાચારના સાધનસામગ્રી રાખશે તો તેઓ સુખસ્વર્ગને કિનારે સહેલાઇથી પહોચી શકશે, એવો મારો નમ્ર અભિપ્રાય છે

આ કથાનકમા મિસ હૅાલ્કોમ જેવી પ્રબળનિશ્ચયી, મહાસયમી, સિહણુસમી હિમ્મતવાળી, પોતાના પ્રસગમા આવતા પ્રત્યેક જણના ગુણદોષની સાચી પરીક્ષા કરી લેનારી, પોતાની સાવકી બ્હેન પ્રત્યે અગાધ નિસિમ હેત રાખનારી કુમારિકાના પાત્રની યોજનામા મિ. વિલ્કી કૅાલિન્સે સ્ત્રીહૃદયની ખરેખરી મહત્તા સિદ્ધ કરી આપી છે મિસ હૅાલ્કોમને હાથે કથાનકના પ્રારભમા થયેલી ભૂલ, તેના જ દ્વારા કથાનકના અતિમ ભાગમા સુધરાવીને સ્ત્રીઓ માટે તેમણે પરમ આદર્શ ખડો કર્યો છે એવી સન્નારીઓ ભારતમા ઘેર ઘેર હો, એવી ઇચ્છા મહમા દાખવી જવાય છે

કાઉન્ટ ફૉસ્કો જેવા શરીફ-બદમાશ પાત્રનુ વિવરણ કરવાની જરૂર નથી એના ગુણો, સ્વાર્થવૃત્તિથી ઉપજેલા ગુણો છે એના પ્રપચો અધમમા અધમ છે એ પ્રપચીરનો હાલહવાલ શ્વાન સમો અતકાળ કમકમાટી ઉપજાવનારો છે સર પર્સિવલનો અતકાળ પણ તેવોજ છે આવા કુસસ્કાર કોઇનાયે ન થજો એ બેની પાપપકમા ડૂબેલી વૃત્તિ ઓએ નિર્દોષોનો કચ્ચરઘાણ વાળ્યો હતો જગતમા એવી વ્યક્તિઓ છે ખરી, એ અનુભવીઓથી અનભિજ્ઞ નથી

દભ, છળકપટ, શિથિલવર્તન, ખોટી સફાઇ અને બડાઇ, એ દુર્ગુણો જેમ કાઉન્ટ ફૉસ્કોમા તેમ મિસિસ કેથેરિકમા પણ આ કથાનકમા જોવામા આવે છે પ્રભુ એવાઓથી જગતને બચાવે! મિ

ફેરલીની નમળાઈ, મિસિસ મિચેલસન અને મિસિસ કયેમટસના સ્વાભાવિક ભોળપણુ, પતિને પાપી કાર્યોમા સહાય દેનાર મેડમ ફ્રૌસ્કોની અધમતા, બાહોશ અને દીર્ઘદર્શી ધારાશાસ્ત્રી તરીકે મિ. કિરવેની યોગ્ય સહાય વગેરે બાબતોમાથી વાચકવૃન્દ હસની જેમ ક્ષીરનીરન્યાયે આપોઆપ સારાસાર ગ્રહણુ કરી શકશે

આ ભવસાગરમા ચેતીને ચાલવા માટે દીવાદાડી રૂપ થઇ પડે એવી આ નવલકથા હોવાનો મારો નમ્ર અભિપ્રાય છે સાર લેવાજોગ તેમા ઘણુ ઘણુ છે, એમ મને લાગ્યાથી તે વાચકોની સેવામા સાદર કરી છે એનુ વાચન સૌને બોધરૂપ નીવડો એવી મારી વાચ્છના છે

આ પ્રસ્તાવના પૂર્ણ કરતા પ્રકાશક મહાશય રા પુ જાલાલભાઈનો આ સ્થળે આભાર માન્યા સિવાય હુ રહી શકતો નથી મારી ધીમી કલમમા એમણે વિશ્વાસ રાખ્યો અને એ વિશ્વાસથી ઉત્સાહી બનીને મે આ ભાષાન્તર તૈયાર કર્યું એથી પોતાનો સતોષ દર્શાવીને તેમણે તે પ્રકટ કર્યું, એ મારા ઉપર તેમનો મોટો ઉપકાર ચઢયો છે ઈશ્વર તેમને સારા સારા પુસ્તકો પ્રકટ કરના શક્તિશાલી અને કીર્તિશાલી બનાવો, એજ અતિમ પ્રાર્થના

તા ૨૮–૩–૨૫<br>અમદાવાદ

ધનશકર હીરાશકર ત્રિપાઠી.

અન્નફળ, શાક, જાતજાતનાં પકવાનો બનાવવાની
રીત દર્શાવનારૂ પુસ્તક.

દરેક કુટુમ્બમાં અવશ્ય રાખવા લાયક—નાની
બાળાઓએ અભ્યાસ કરવા લાયક.

# પાકશાસ્ત્ર

અથવા

# પકવાન પોથી.

લેખક અને પ્રકાશક —


ગ. સ્વ. લલિતાગૌરી શામરાવ.
ગ. સ્વ વિમલાગૌરી મગનલાલ.


એમા ૬૦૦ થી વધુ તરેહ તરેહના ખાવાના પકવાનો
બનાવવાના જુદા જુદા પ્રકારો દર્શાવવામા આવ્યા છે
જેવા કેઃ—

જાતજાતના શાકો, ભજીયા, કચોરી, કસાર, પાપડ.
મુઠીયા, ગાઠીયા, દાળ, ભાત, ધારીપુરી,
તવાઈપુરી, ચીવડો વગેરે.


કીંમત રૂ ૩-૦-૦, સોનેરી ગીલ્ટનુ પુઠુ રૂ ૩-૮-૦

મળવાનુ ઠેકાણુ —

એન એમ. ત્રિપાઠીની કંપની,
કાલબાદેવી રોડ-મુબઈ.

# અનુક્રમણિકા.
## દ્વિતીય ખંડ.

# દિવાની કે શાણી ?

## દ્વિતીય ખંડ.

### પરિચ્છેદ ૧.

#### અબળા પર અત્યાચાર !

**તા ૧૯ મી જૂન** ગઇ કાલેના બનાવોથી ચેતી જઇને થોડા-કજ વખતમા કોઇક વધુ ખરાબ બનાવ બનશે એમ હુ આજ સહવારથી માનવા લાગી હતી આજનો દિવસ પુરો થયો નથી તે દરમ્યાન મારી માન્યતા ખરી પડી છે

એની કેયેરિકને મળવાનો આજે વાયદો હતો મે અને લૉરાએ અનુમાન કર્યું કે, તે નૌકા-ગૃહ પાસે બપોરના લગભગ ૨॥ વાગ્યાને શુમારે આવશે આથી મે એમ ઠરાવ્યુ કે, લૉરાએ બપોરે ભોજન-ગૃહમા બહુ વખત બેસવુ નહી જમીને તરતજ પહેલી તકે તેણે બહાર નીકળી પડવુ તથા મારે પણ લાગ જોઇને થોડીવાર પછી તેનુ અનુકરણ કરવુ જો અમારી ગોઠવણમા કાઇ અતરાય ન આવે તો લૉરાથી બરાબર અઢી વાગે તે જગ્યાએ જઈ શકાય અને હુ થોડીવાર પછી, એટલે લગભગ ત્રણ વાગ્યાને શુમારે ત્યા જઇ પહોચુ

ગઈ કાલે મધ્યરાત પછી પવનના તોફાનની દહેશત ઉભી થઇ હતી આજ સહવારે એ દહેશત ખરી પડી અમે સહવારે જાગ્યા તે પહેલાથી જ વાવાઝોડા સાથે પુષ્કળ વરસાદ પડવા માડયો હતો બપોરના બે વાગ્યા સુધી એ વરસાદ ચાલુ રહ્યો તે પછી વાદળા વીખરાવા માડયા, આકાશ પુન ભૂરૂ થઇ ગયુ, અને સૂર્ય પ્રકાશવા લાગ્યો

સર પર્સિવલ નવ વાગ્યે નાસ્તો કરીને તરતજ બહાર ગયા હતા વરસતા ધોધમાર વરસાદમા તેઓ કયા ગયા હશે, એ વિષે અમને સમજ પડી નહી પોતે કયા જાય છે અને કયારે પાછા આવશે તે પણ તેમણે કહ્યુ નહોતુ તેમણે પોતાનો મોટો 'કોટ' વરસાદથી રક્ષણ કરવા માટે પહેર્યો હતો અને ઘુટણ સુધીના ઉચા 'બૂટ' પહેરેલા હતા

કાઉન્ટે સહવારનો વખત શાતિથી પસાર કર્યો કેટલોક વખત તેણે પુસ્તકશાળામા ગાળ્યો અને કેટલો વખત દિવાનખાનામા પિયા-નો વગાડવામા ગાળ્યો તેના દેખાવમા હજી પણ તરગીપણાનો ભાસ થતો હતો તે જે કામમા ગુથાયનો રહેતો તેમાથી તેનુ ધ્યાન જો કોઇ બીજી દિશામા ખેચતુ તો તે નિસાસો નાખતો અને ચૂપકીદીથી પરતુ બેધ્યાનપણે જોઇ રહેતો

બપોરના ભોજનનો વખત થયો તોપણ સર પર્સિવલ પાછા આવ્યા નહી જમવાના મેજ ઉપર કાઉન્ટે પોતાના મિત્રનુ સ્થાન લીધુ, પણ આજે તેણે ભોજનને સારો ઇન્સાફ આપ્યો તેણે નિરાતે પોતાની હોજરીમા માય એટલુ ઝાપટયુ, અને પછી અમારી આગળ ભરપટ્ટે લેવાયલા ભોજનના ગુણગાન કરવા માડયા આ ઉપરથી એમ સમજી શકાતુ હતુ કે, તેની તરગી દશામાથી હવે તે વિમુક્ત થયો હશે

ભોજન લીધા બાદ દસેક ક્ષણના અરસામા લૉરા મેજ આગળથી ઉઠી ગઇ અને ખડની બહાર ગઇ મને તેની સાથેજ જવાનુ બહુ મન હતુ પરતુ જો અમે બે સાથે જઇએ તો આ વિચિક્ષણ માણસની કુતૂહલવૃત્તિ જાગ્રત થયા વિના રહેજ નહી અને કદાચ બાજી બગડી જાય

આથી હુ ધીરજ રાખીને ત્યા બેસી રહી નોકર જ્યારે મેજ સાફ કરવા આવ્યો ત્યારે મે ઉઠવાની તક જોઈ તરત જ મારી ખુરશીમાથી ઉઠીને હુ બહાર પડી કાઉન્ટ અને તેની પત્ની અત્યારે કાકાકૈઆ સાથે રમત ગમતમા પડયા હતા ઘરમાથી બહાર જતા જતા સર પર્સિવલના આગમનના કાઇજ ચિહ્ન મને દેખાયા નહી કોઇએ મને જોઇ નહી અને કોઇએ મારી પૂઠ પકડી નહીં મારા ઘડીયાળમા મે જોયુ તો સવાત્રણ વાગેલા જણાયા

મે બાગમા થઇને, ઝાડોની ઘટામાથી ઝટઝટ ચાલવા માડયુ નૌકા–ગૃહની નજદિક જઈ પહોચતા મે મારી ગતિ ધીમી કરી કાન શરવા કરીને સાભળવા તજવીજ કરી કે, કોઈ વાતચીત કરે છે કે નહીં ? પણ મે કોઇનો સ્વર સાભળ્યો નહીં નૌકા–ગૃહના પાછલા ભાગ તરફ હું ગઈ પણ ત્યા કોઇને મે દીઠું નહીં કદાચ અદર કોઈ હશે કે કેમ તે તપાસવા માટે ફરીને હુ ધીમી ગતિથી નૌકા–ગૃહની એક બારી આગળ ગઈ અદર કોઈ જ નહતુ ! આગળના ભાગમા પણ બાક ઉપર કોઈ નહતુ ! સર્વત્ર શાતિ પ્રસરેલી હતી—દૂર, દૂરના ભાગમા પણ શાતિ હતી—એક પણ જીવત પ્રાણીનો ત્યા સણસારો નહતો

સરોવર આગળ કે નૌકા–ગૃહની નજદિકમા મારી બધી શોધ ખોળ વ્યર્થ ગઇ મે બૂમ પાડી 'લૅારા !" કોઇએ જવાબ દીધો નહીં બે ત્રણ વધારે બૂમો પાડી પરતુ લૅારા ન જ દેખાઈ

મારૂ હૃદય હવે જોરથી ધબકારા મારવા લાગ્યુ હુ નૌકા–ગૃહમા દાખલ થઈ તેમા તેણે આજે પ્રવેશ કર્યો હોય એના કાઈ જ ચિહ્ન જણાયા નહી બહારના ભાગમા આવીને હુ તપાસ કરવા લાગી, તો રેતીમા તેના પગલા જણાયા મે જોયુ કે, બે જણના પગલા રેતીમા પડેલા હતા અમુક પગલા મોટા હોવાથી તે કોઈ પુરુષના હોય, એવુ મે અનુમાન કર્યું અને જે અમુક પગલા નાના હતા, તેમની ઉપર મે મારા પગલા મૂકીને કસોટી કરી જોઇ તો તે બરાબર મને બધબેસ્તા હોવાથી મે અનુમાન કર્યું કે, તે જરૂર લૅારાના હોવા જોઈએ નૌકા–ગૃહ પાસેની જમીનમા ઘણી જગ્યાએ આ બન્ને જાતના પગના સેળ-ભેળ થઈ ગયા હતા તેના છાપરા નીચે એક બાજુએ રેતીમા મે એક ખાડો જોયો—આ ખાડો કુદરતી રીતે પડેલો નહતો પણ કોઇકે ખાસ ખોદ્યો હોય, એમ મને લાગ્યુ એ ખાડા આગળથી હુ આગળ વધી અને પગલાની હારકટાર જે દિશા તરફ પડી હતી તે દિશામા જવા માડયુ, કે જેથી તેઓ ક્યા ગયા હતા તે માલુમ પડી આવે,

નૌકા—ગૃહની ડાબી બાજુએથી શરૂ થઇને એ પગલા ઝાડોની ઘટા તરફ એટલે કે, બગલા તરફ પડેલા હતા હુ લગભગ ત્રણસો વાર જેટલી દૂર એ પગલાને આધારે ચાલી ઝાડોની ઘટા આવતા પહેલા જ્યા સુધી ખુલ્લી જમીનમા રેતી હતી ત્યા સુધી તો મને મુશ્કેલી નડી નહી પણ પછી ઝાડોની ઘટામા રેતી વિનાની કઠણ જમીન આવતા પગલા દેખાયા નહીં જેઓના આ પગલા હતા તેઓ આ રસ્તેજ આગળ ચાલ્યા હશે એમ અનુમાન કરીને મે બીજો રસ્તો ન લીધો અને સીધુ જ જવુ પસદ કર્યુ શરૂઆતમા તો હુ નિરાશ થઇ ગઈ કે, હવે એ પગલા પુન નહી દેખાય, પરતુ વળી આગળ આછા આછા એજ પગલા દેખાયા અધવચ એ માર્ગ આવ્યા અહી પાછી હુ થોભી ગઇ, બારિકાઇથી નજર કરતા મને લાગ્યુ કે, અમારા હમેશના અવર જવરના માર્ગે નહી, પણ બીજે માર્ગે તે પગલા પડેલા હતા એ રસ્તામા ઝાડવાની ગીચ્ચતા વધારે હતી, અને તેમા એક નાની સરખી પગદડી હતી એ પગદડી મારફત ક્યા જવાતુ હશે ?

મે ઉચે, સામે અને આસપાસ નજર કરવા માડી તો અચાનક એક ઝાડની કાટાવાળી ડાળીમા એક શાલનો કકડો ભરાયેલો મને દેખાયો મે તે લઈ લીધો તપાસતા તે લૉરાનોજ હતો, એવી મને ખાત્રી થઈ હવે તો આ માર્ગ જ્યા જતો હોય ત્યા જવુજ, એવો નિશ્ચય કરીને મે ચાલવા માડ્યુ આખરે થોડુક ચાલ્યા બાદ મારી નજરે સર પર્સિવલનો બગલો પડ્યો, પણ બગલાનો એ પાછલો ભાગ હતો અમારે કોઇવાર આ રસ્તેથી આવવા જવાની જરૂર પડી નહતી બગલાનો પાછલો ભાગ જોઇને મને નિરાત વળી, કમકે લૉરા, ગમે તે કોઇ કારણને લીધે, કદાચ પાછલા ભાગમાથી બગલામા દાખલ થઇ હશે, એવો મને વિચાર આવ્યો આખરે તે ઘરમા ગઇ છે, એટલે બસ, એમ સતોષ ધારણ કરીને હુ પાછલા દરવાજામાથી જ અદર દાખલ થઈ પણ બગલામા દાખલ થયા પછી હુ આગલા ચોગાનમા થઇને જ ઉપરને મેડે જવા સારૂ ઓટલા ઉપર ચઢી ત્યા મિસિસ મિચનસનને મે નોકરોના ઓરડામાથી બહાર આવતી જોઈ મે તેને બોલાવી અને પુછ્યુ —

"તમને ખબર છે કે લેડી ગ્લાઇડિ બહાર ફરવા ગયા હતા તે પાછા બગલામા આવ્યા છે કે નહી ?"

"હા હમણા જ થોડાક વખત ઉપર સર પર્સિવલ સાથે તે બહારથી આવ્યા છે પરતુ મિસ હૉલ્કોમ, કાઇક દુખદાયક બનાવ બન્યો હોય, એવી મને દહેશત છે"

હુ આ સાભળીને જરા ગુચવાઈ ધીમા સ્વરે મે પુછ્યુ "શુ કાઇ અકસ્માત થયો છે?"

ના ના એવુ તો કાઇ નથી ઇશ્વરનો પાડ માનો કે, અકસ્માત તો કોઇને થયો નથી, પણ લેડી ગ્લાઇડિ બગલામા દાખલ થયા પછી એકદમ રડતા રડતા મેડા ઉપર દોડી ગયા છે તેઓ કદાચ પોતાના ઓરડામા હશે તે કેમ રડતા હતા, એનુ કારણ હુ સમજી શકી નથી પણ સર પર્સિવલે ફેનીને એક કલાકમા નોકરી છોડી જવાની તાકીદ કરી દીધી છે"

ફેની, લૉરાની નોકરડી હતી એક કહ્યાગરી અને માયાળુ નોકરડી તરીકે ઘણા વર્ષોથી તેણે લૉરાની તહેનાતમા રહીને અમને સતોષ આપ્યો હતો બીજા બધા નોકરોમા આ એક જ અમારી નોકરડી હતી કે જેના ઉપર અમે વિશ્વાસ રાખતા હતા અને જેની એકનિષ્ઠાની અમને પુરી ખાત્રી હતી

મે પુછ્યુ "ફેની ક્યા છે?"

"મિસ હૉલ્કોમ, તે મારી ઓરડીમા છે તે બિચારી ગભરાઈ ગઈ છે મે તેને આશ્વાસન આપીને સ્વસ્થ થવા અને પ્રભૂ ઉપર ભરૂસો રાખવા કહ્યુ છે"

હુ તરત જ મિસિસ મિચલસનની ઓરડીમા ગઇ ફેની પોતાની પેટી સાથે એક ખૂણામા બેઠી બેઠી રોતી હતી બધા નોકરોમાથી તેને એકલીને જ કેમ કાઢી મૂકી, તેનુ કારણ તે જાણતી નહોતી સર પર્સિવલે બહારથી આવીને એકદમ તેને એક કલાકમા આ બગલામાથી

જતી રહેવા કહ્યુ હતુ, અને એક મહિનાની ચેતવણી આપવાને બદલે એક મહિનાનો વધુ પગાર આપી દીધો હતો તેની ચાલચલગત માટે તેમણે કાંઈ ટીકા કરી નહતી કિંવા કાઢી મૂકવા માટે કાઇ કારણ જાહેર કર્યું નહોતુ વળી તેને સર પર્સિવલે મનાઇ કરી હતી કે, લેડી ગ્લા-ઇડ પાસે તેણે બંગલો છોડી જતી વખતે વાતચીત કરવા માટે જવુ નહીં–છેલ્લી વદાયગિરીની મુલાકાત પણ લેવી નહી

મે તેને આશ્વાસનના કેટલાક વેણ કહ્યા અને પુછ્યુ કે, આજ રાત્રે તુ સુવા માટે ક્યા જઇશ ? તેણે જવાબ દીધો કે, "ગામડામા એક નાની વીશીમા જઇને પડી રહીશ મને એ વીશીવાળી બાઇનુ જરાતરા ઓળખાણ છે" મે પુછ્યુ "પછી સહવારે તુ ક્યા જઇશ ?" તેણે કહ્યુ "સહવારના પહોરમા હુ કંમરલેંડ તરફ જવા સારૂ ઉપડી જઇશ બીજે ક્યાયે મને ઓળખાણ નથી એટને અધવચ થોભવાનો વિચાર નથી"

અત્રે મને એક વિચાર સુઝ્યો કે, લંડન અને લિમરિજ–ભવન ખાતે સદેશા કહાવવા માટે આ નોકરડીનો ઉપયોગ કર્યો હોય તો ઠીક આથી મે તેને કહ્યુ કે "આજ સાંજ સુધીમા હુ અથવા તો લેડી ગ્લાઇડ તને એકાદ સદેશો કહેવરાવીશુ અમે તને મદદ કરવા અને કોઇક સારી જગ્યાએ નોકરી અપાવવા ખાસ તજવીજ કરીશુ" તેણે આ સાંભળીને મારો આભાર માન્યો તે આજ રાત્રે જે વીશીમા ઉત-રવાની હતી, તેનુ શરણામુ મે તેની પાસેથી જાણી લીધુ અને ભાવાથી તેની સાથે હાથ મેળવીને હુ લૉરાને મળવા માટે મેડા ઉપર જવા લાગી

લૉરાના હમેશના વપરાશના ઓરડાના બારણા મે બધ દીઠા તે ખખડાવ્યા તો અદરથી બધ જણાયા મે તે ફરીથી ખખડાવ્યા એટને એક નોકરડીએ તે ઉઘાડયા આ જાડી અને બધી નોકરડી, તેજ નોક-રડી હતી કે જેની સાથે મારા આ બગલાના વસવાટને પ્રથમ દિને મિસિસ કેથેરિકના કુતરાના સબધમા વાતચીત કરતા મને ખૂબ ગુસ્સો

ઉપજ્યો હતો પાછળથી મે જાણ્યુ હતુ કે, તેનુ નામ **મારગરેટ પોચર** છે તે હઠીલી, મૂર્ખ અને બધા નોકરોમા અપ્રિય થઈ પડેલી નોકરડી છે

બારણા ઉઘાડીને તે ઉંબરા ઉપર વચ્ચોવચ્ચ ઉભી રહી અને મારા તરફ ટગર ટગર જોવા લાગી

મે કહ્યુ "વચ્ચે કેમ ઉભી રહી છે ? જોતી નથી કે, મારે અદર જવુ છે ? ચાલ, ખસી જા "

તેણે ખસ્યા વિના જ જવાબ દીધો "અરે, પણ તમારાથી અદર નહી જવાય "

"નહી કેમ જવાય ? તને ભાન છે કે, તુ કોની સાથે વાત કરે છે ? ના કહેનારી તુ કોણ ? ચાલ ખસી જા જવા દે મને અદર "

તેણે પોતાના બન્ને હાથ લાબા કરીને ડાબા જમણા બન્ને બારણાના થાભલા ઉપર મૂક્યા અને માથુ ધુણાવીને મને કહ્યુ " શેઠનો હુકમ છે કે, દરેક જણને અદર જવાની ના પાડવી "

મે આ સાભળીને તરત જ વિચાર કર્યો કે, આ નોકરડી સાથે રકઝક કરવી હવે નિરર્થક છે મારે જે કાઇ કહેવુ હોય તે તેના શેઠને જ કહેવુ જોઇએ હુ તરત જ ત્યાથી પાછી ફરી અને દાદર ઉતરીને નીચે ગઈ **સર પર્સિવલ** સાથે ગુસ્સો નહીં કરવાનો મે અગાઉ ઠરાવ કર્યો હતો પણ **લૉરાથી** મને જુદી પાડવામા આવતા મારા એ ઠરાવને હુ ભૂલી ગઈ–મને કહેતા શરમ ઉપજે છે કે, એ ઠરાવ મે કર્યો જ નથી એમ મને લાગ્યુ પાછળથી મને આ વખતનો ગુસ્સો ફળદાયી નીવડેલો લાગ્યો અને મારા ઠરાવને ભૂલી જઈને મે અપમાન સહન કર્યું નહી, તે એકદરે ઠીક જ થયુ હોય, એમ મને જણાયુ

ઉશ્કેરાયલી લાગણીઓ સહિત હુ દિવાનખાનામા ગઈ તેમા કોઈ નહતુ, ભોજન-ગૃહમા ગઇ તો તે પણ ખાલી હતુ હુ પુસ્તકશાળામા ગઇ તો **સર પર્સિવલ**, કાઉન્ટ અને મેડમ ફોસ્કોને મે ત્યા જોયા તે ત્રણે જણ વચ્ચોવચ્ચ ઉભેલા હતા સર પર્સિવલના હાથમા એક કાગળની કાપલી હતી અને તેઓ ત્રણે વાતચીત કરતા હતા હુ બરાબર

ઉઘાડીને દાખલ થઇ ત્યારે કાઉન્ટને મે નીચેનુ વાક્ય બોલતો સાભળ્યો
" ના, એક હઝાર વાર ના "

હુ તે ત્રણેની તરફ ધમાધમ ગઇ અને સર પર્સિવલ સામુ જોઇને બોલી " સર પર્સિવલ, શુ મારે એમ સમજવાનુ છે કે, તમારી પત્નીના ઓરડો એક કેદખાનુ છે ? અને તમારી બે બદામની નોકરડી તેની દરોગણ તરીકે નીમાઇ છે ? "

સખ્ત અને મોટા અવાજે સર પર્સિવલે કહ્યુ " હા તમારે તેમ જ સમજવાનુ છે અને સભાળજો, મારા તરફથી નીમાયલી દરોગણની ફરજ બેવડી નહોય—તમારી ઓરડી પણ કેદખાના તરીકે ફેરવી નાખેલી નહોય !'

અત્યત ગુસ્સાથી લાલચોળ થઇને મે જવાબ દીધો " તમે પણ સભાળજો કે, તમારી પત્ની તરફ તમે કેવુ વર્તન રાખો છો અને મને તમે કેવી ધમકી આપો છો ઇગ્લાડના કાયદાઓ હજી સ્ત્રીઓનુ સરક્ષણ કરવા માટે મોજુદ છે ઘાતકીપણુ અને અત્યાચાર ફાવી શકશે નહી યાદ રાખજો કે, લૉરાના એક વાળને પણ જો જરા સરખી ઇજા થશે, જો તમે મારી સ્વતત્રતાની આડે આવવા હિમ્મત કરશો તો, ચાહે તેવુ પરિણામ આવશે તેની સુધ્ધે દરકાર કર્યા વિના, હુ તરત જ કાયદેસર પગલા લઇશ "

મને જવાબ આપવાને બદલે સર પર્સિવલે કાઉન્ટ તરફ ફરીને તેને પુછ્યુ " હુ તને શુ કહેતો હતો ? વારૂ, હવે તારૂ કહેવુ શુ છે ? "

કાઉન્ટે જવાબ દીધો " મે પહેલા કહ્યુ હતુ તેજ ના, ના, ને ના "

મારી રગેરગમા પ્રસરી ગયેલા ગુસ્સા દરમ્યાન પણ કાઉન્ટની શાન્ત, સ્થિર અને પ્રતિભાશાળી ભૂરી આખો તરફ મારૂ અચાનક ધ્યાન ખેચાયુ મે જોયુ કે, સર પર્સિવલને ઉપલુ વાક્ય કહીને તેણે પોતાની નજર પોતાની પત્ની તરફ દોડાવી એમા કાઇક અર્થસૂચન હતુ, એમ મને લાગ્યુ, કારણ કે મેડમ ફોસ્કો, જ્યા ઉભી હતી ત્યાથી એકદમ

બસીને મારી બાજુમા આવીને ઉભી રહી અને સર પર્સિવલ સામુ જોઇને બોલી

"મહેરબાની કરીને એક ક્ષણ મારૂ મારા કહેવા ઉપર ધ્યાન આપો સર પર્સિવલ, તમારી અત્યાર સુધીની મહેમાનગિરી માટે હુ તમારો આભાર માનુ છુ, પરતુ હવે હુ એ મહેમાનગિરીનો લાભ બિલ્કુલ વધારે વખત લેવાની ના પાડુ છુ જે ઘરમા તમારી પત્નીની માફક સ્ત્રીઓ તરફ ઘાતકી વર્તન બતાવાય છે અને હમણા જ અહી મે જોયુ તેમ મિસ હૉલ્કોમની માફક સ્ત્રીઓને ધમકીઓ અપાય છે, તે ઘરમા હુ એક ક્ષણવાર પણ રહેવાની ના પાડુ છુ " મેડમ ફ્રૉસ્કોના અવાજમા મક્કમતા અને તદ્દન સ્પષ્ટતા રહેલા હતા

સર પર્સિવલ તેનુ કહેવુ સાભળીને એક ડગલુ પાછળ હઠયા અને મોન જેવી શાન્તિથી તેના તરફ જોઈ રહ્યા એ જ વખતે કાઉન્ટે તેની પત્ની તરફ સન્માનપૂર્વક જોઇને અમારી તરફ આવવા માડયુ તેની પત્નીની સાથે જ તે ઉભો રહ્યો અને પછી બોલ્યો "કેવુ ઉમદા વક્તવ્ય !" તેનો હાથ ઝાલીને તેણે તેને કહ્યુ "એલિનોર, હુ તારી સેવામા હાજર છુ " તેના ચહેરા ઉપર કદી પણ મે નહી જોયેલી ભવ્યતા પ્રકટી નીકળી તેણે આગળ બોલવુ ચાલુ રાખ્યુ "અને જો મિસ હૉલ્કોમ મારી મદદનો સ્વીકાર કરવાની કૃપા કરશે તો તેમની સેવામા પણ હાજર છુ " આમ કહીને તેણે પોતાની પત્ની સહિત બહાર જવા માટે બારણા તરફ જવા માડયુ તેનુ આ વર્ત્તન જોઇને સ્તબ્ધ બનેલા સર પર્સિવલે કહ્યુ "આ શી ઉદ્ધતાઈ! ફ્રૉસ્કો, આમ ચાલ્યા જવામા તારા મનમા તુ શુ ધારે છે, એ તો મને કહે ?"

આ અભેદ્ય સ્વભાવના ઇટાલિયને જવાબ દીધો "બીજી કોઇ વેળાએ તો હુ પોતે જે કહુ છુ તે જ મારા મનમા ધારૂ છુ પણ આ વેળા તો મારી પત્ની જે કહે છે તે જ હુ ધારૂ છુ પર્સિવલ, આજ પહેલી જ વખતે અમે ફેરબદલી કરી છે અને મેડમ ફ્રૉસ્કોનો અભિપ્રાય એ જ હવે તો મારો અભિપ્રાય થઇ ચૂકયો છે "

સર પર્સિવલે પોતાના હાથમાંનો કાગળ ગુસ્સામાં જ વાળીને તેનો ગોળ દડો બનાવ્યો અને બીજો હાથ કાઉન્ટ તરફ લાંબો કરીને બારણા તરફ જતા જતા કહ્યું "ત્યારે કર તારૂં ધાર્યું—અને જોજે પરિણામનો દોષ મને ન દઈશ" આમ કહીને બારણું જોરથી ઉઘાડીને તેઓ બહાર ગયા અને જતા જતા પછાડીને બંધ કરતા ગયા

મેડમ ફ્રૈસ્કોએ પોતાના પતિ તરફ જોઈને પ્રશ્ન કર્યો "તેઓ એકદમ કેમ જતા રહ્યા? આનો અર્થ શો?"

કાઉન્ટે તરત જ જવાબ દીધો "એનો અર્થ એ કે, મેં અને તે એકત્ર થઈને આખા ઈંગ્લાંડમાંના સૌથી ખરાબમાં ખરાબ સ્વભાવના માણસની શુદ્ધસાન ઠેકાણે આણી છે મિસ હૉ'કોમ્બ, પર્સિવલના છેલ્લા વાક્યનો અર્થ એ છે કે, લેડી ગ્લાઈડનું મુખ્ત અપમાન હવે નહીં થાય, અને એવું જ તમારૂં અપમાન કરવાની જે ધમકી તેણે આપી હતી, તે તેનાથી અમલમાં નહીં મૂકી શકાય તમે કટોકટ પળે જે હિમ્મત અને જે સ્વમાનપૂર્ણ વર્તન બતાવ્યાં છે, તે માટે મારા તરફથી હું તમને અભિનંદન આપું છું"

"કહો કે, અંતઃકરણપૂર્વક અભિનન્દન" તેના વાક્યમાં મેડમ ફ્રૈસ્કોએ સુધારો કર્યો

"બેશક અંતઃકરણપૂર્વક અભિનંદન" કાઉન્ટે ફરીથી કહ્યું

અપમાનને લીધે મારો વધી ગયલો ગુસ્સો હવે જરાક નરમ પડયાથી જાણે મારામાંથી ટકાવ કરવાની શક્તિ જતી રહી હોય, એમ મને લાગ્યું વળી મારૂં દિલ, લૉરા પાસે જવા તલપતું હતું નૌકા-ગૃહ આગળ શું બન્યું હતું તે જાણવાની મને ઘણી આતુરતા હતી આથી મારૂં મગજ અત્યારે જાણે તેના ઉપર કોઈ બોજો મૂકયો હોય અને તે બોજો અસહ્ય લાગતો હોય તેમ ભારે બની ગયું કાઉન્ટ સાથે વિનય પૂર્વક વાતચીત કરવા મેં પ્રયત્ન કર્યો, તેની પેઠે જ મિઠાશભરી ઢબે બોલવા મેં કોશિષ કરી, પરંતુ મને શબ્દો જડયા નહીં!—મારો શ્વાસોશ્વાસ ભરાઈ ગયો, મારી આંખો બળવા લાગી અને બહાવરી બહાવરી હું બારણા તરફ જોવા લાગી કાઉન્ટ મારો ઉદ્વેગ કળી ગયો તેણે તરત

 

જ બારણા ઉઘાડયા અને બહાર જઇને ઉભા રહેવાનો વિનય દાખવ્યો. આ વખતે જ સર પર્સિવલ દાદર ઉપરથી નીચે ઉતરતા હોય, એમ તેમના ભારે પગલા સાભળીને મે અનુમાન કર્યું હુ અને મેડમ ફ્રેસ્કો પુસ્તકાલયમાથી બહાર નીકળવાની તૈયારીમા હતા દરમ્યાન તેણે મને ચોભાવીને મારી સાથે વાતચીત કરવા માડી તે મને આશ્વાસન દેતી હતી, હિમ્મત રાખવા કહેતી હતી, અભિનદન આપતી હતી અને આખરે સર પર્સિવને સમજી જઈને પોતાને તથા કાઉન્ટને બ્લેકવૉટર પાર્ક તજી જવાની ફરજ પાડી ન હોવા માટે આનદ પ્રદર્શિત કરતી હતી. અમારી વાત ચાલતી હતી તે દરમ્યાન કાઉન્ટ તથા પર્સિવલને બહારના ભાગમા ઉભા ઉભા કાઇક મમલત કરતા મે સાભળ્યા મેડમ ફ્રેસ્કો પોતાનુ કહેવુ પુરૂ કરી રહી એટલે કાઉન્ટે પુન પુસ્તકાલયમા આવીને મને સબોધીને કહ્યુ "મિસ હૅાલ્કોમ, મને જાહેર કરતા હર્ષ ઉપજે છે કે, લેડી ગ્લાઇડ તેમના પોતાના ઘરમા એકવાર ફરીથી ગૃહરાણી તરીકે સ્વતત્ર બન્યા છે આ સુયોગ્ય ફેરફારની વાત સર પર્સિવલ તમને કહે તેના કરતા હું તમને કહુ, એ વધારે રૂચિકર થઇ પડશે, એમ ધારીને તે કહેવા માટે જ ખાસ ફરીથી હુ તમારી પાસે પાછો આવ્યો છુ "

"માનપ્રદ સુદર કૃત્ય!" મેડમ ફ્રેસ્કોએ, તેના પતિની ઢબે જ તેને અભિનદન આપ્યુ એક સવિનયી અજાણ્યા માણસ તરફથી એ અભિનદન મળ્યુ હોય, અને તે માનપૂર્વક પોતે માથે ચઢાવતો હોય, તેમ તે હસ્યો અને મેડમ ફ્રેસ્કોને નમન કરીને, અમને બેને પુસ્તકાલયમાથી પહેલા બહાર જવા દેવા માટે તે થોડાક ડગલા પાછળ હઠયો

સર પર્સિવલને મે દિવાનખાના આગળ ઉભેલા જોયા દાદર ઉપર ચઢવાની હુ તૈયારી કરતી હતી તે વખતે મે સાભળ્યુ કે, સર પર્સિવલે, કાઉન્ટને પુસ્તકાલયમાથી બહાર બોલાવ્યો તેમણે બૂમ પાડીને કહ્યુ "અદર શુ કરે છે? અહી આવ ને? મારે તને કાઇક કહેવુ છે"

કાઉન્ટે જવાબ દીધો "હુ એકાન્તમા જરાક વિચાર કરી જોવા માગુ છુ માટે હાલ તુર્ત થોભી જા, પર્સિવલ, હાલ તુર્ત થોભી જા "

તે અથવા તેનો મિત્ર, તે પછી કાઈ વિશેષ બોલ્યા નહીં હુ તરત જ દાદર ઉપર ચઢી ગઇ અને લૉરાના ઓરડા તરફ ગઈ તેના બેસવા ઉઠવાના ઓરડામા થઇને હુ તેના સુવાના ઓરડામા દાખલ થઈ ઉતાવળને લીધે પ્રથમ ઓરડાના દ્વાર વાસવા હુ ભૂલી ગઈ પરતુ તેના સુવાના ઓરડાના બારણા મે બધ કર્યા

લૉરા પોતાના શયન-ગૃહમા એક ખૂણામા મેજ ઉપર કહોણી મકીને અને બન્ને હાથ પોતાને લમણે દઇને બેઠી હતી ને કટાળી ગઇ હતી, એમ મે જોયુ મને જોતા જ તે હર્ષાવેશમા ઠેકડો મારીને પોતાની જગ્યાએથી ઉઠી અને બોલી "પણ તુ અહી આવી કેવી રીતે ? તને પરવાનગી કોણે આપી ? સર પર્સિવલે તો નહીંજ આપી હોય !"

મે તેના આ પ્રશ્નોના જવાબ આપવાને બદલે તેની પોતાની ઉપર ગુજરેલી આફતને લગતા પ્રશ્નો કરવા માડયા, પણ તેણે હઠીલાઇ કરીને એના એ જ પ્રશ્નોના જવાબ મારી આગળથી કઢાવવા પ્રયત્ન કર્યા, આથી આખરે મારે જવાબ દેવો પડયો

મે કહ્યુ "અલબત્ત કાઉન્ટે જ પરવાનગી આપી આ ઘરમા એના સિવાય બીજા કોની લાગવગ—"

તેણે તિરસ્કારથી હાથ હલાવીને મને બોલતી અટકાવી અને મોટેથી કહ્યુ "એની તો વાત જ ન કરીશ કાઉન્ટના જેવો દુષ્ટમા દુષ્ટ બદ માશ કોઇ જ નથી કાઉન્ટ એક નિષ્ઠુર જાસુસ છે—" તે આગળ બોલે તે પહેલા તો બારણા ઉપર ટકોરા સભળાયા હુ હજી બેઠી ન હતી એ ટકોરા મારનાર કોણ છે, એ જોવા માટે હુ બારણા આગળ ગઈ મે બારણા ઉઘાડયા એટલે મેડમ ફોસ્કોને મારા તરફ મારો રૂમાલ ધરીને ઉભેલી મે જોઇ તેણે કહ્યુ "મિસ હૉલ્કોમ, નીચે તમારાથી આ રૂમાલ પડી ગયો હતો હુ મારા ઓરડામા જતી હતી ત્યારે અધ-વચ તમને તે આપી દઉ, એમ ધારીને આપવા આવી "

તેનો હમેશનો ફિક્કો ચહેરો અત્યારે ભયકર બની ગયલો હતો. તેના હાથ હમેશા દૃઢ રહેતા પરતુ અત્યારે ખૂબ ધ્રુજતા હતા તેની આખો એક વરૂના જેવી ઉગ્ર જણાતી હતી અને મારી સાથે તે વાત કરતી હતી તે દરમ્યાન લૉરા તરફ તે એકીટશે જોઇ રહી હતી આ બધા ચિહ્ન જોઇને હુ ચોકી મને શકા ઉત્પન્ન થઈ કે, જરૂર તેણે લૉરાના વાક્યો સાભળ્યા હશે–તે જરૂર બારણા ઉપર ટકોરા મારતા પહેલા ચોરીછુપીથી અમારી વાત સાભળવા બહાર ઉભી રહી હશે।

મને રૂમાલ આપીને એક ક્ષણપર્યંત તે ઉભી રહી અને પછી ધીમેથી ચાલી ગઇ

મે બારણા પાછા બધ કર્યા અને લૉરાને કહ્યુ "તે કાઉન્ટને નિષ્ઠુર જાસુસ કહ્યો, એ ઠીક ન થયુ તેની સ્ત્રી જરૂર એ ઉદ્ગારો સાભળી ગઈ।"

"હુ જે વાત જાણવા પામી છુ તે જો તુ જાણે તો જરૂર તુ પણ તેને એવો જ કહે એની કૅયેરિકનુ કહેવુ ખરૂ હતુ તે દિવસે અમારી વાત કોઇક ત્રીજો માણસ સાભળે છે, એવો તેને જે શક ઉપ જયો હતો તે ખરો જ હતો એ ત્રીજો માણસ કાઉન્ટ જ હતો—"

"તને ખાત્રી થઈ છે કે, તે કાઉન્ટ જ હતો ?"

"હા તદ્દન ખાત્રી થઇ છે સર પર્સિવલનો તે જાસુસ છે સર પર્સિવલને રજેરજ વાતથી વાકેફ કરનાર તે જ છે આજે સહ-વારે સર પર્સિવલે અમારી મુલાકાતના સ્થળે જ ફર્યા કર્યું હતુ કાઉન્ટે અમારી મુલાકાતની વાત તેને કહી હોવી જ જોઇએ"

"ત્યારે શુ એની પકડાઇ ગઇ ?। તે તને મળી હતી કે નહી ?"

"ના એ જગ્યાએ તે આવી જ નહોતી હુ જ્યારે નૌકા–ગૃહમા ગઇ ત્યારે તે ત્યા હતી જ નહી"

"વારૂ પછી શુ થયુ ?"

"હુ થોડીવાર સુધી તો તેમા એક બાકડા ઉપર બેસી રહી પણ તેને નહીં આવેલી જોઇને મને ચિતા થઇ તેથી હુ ઉઠીને ઉભી થઇ

અને બહાર આવી બહાર નીકળતા જ મારી દૃષ્ટિ રેતી ઉપર પડી તો ત્યા કાઇક ચિહ્ન કરેલા મે જોયા હુ નીચી નમી અને તપાસવા લાગી કે શુ છે ? મે જોયુ કે, રેતીમા એક શબ્દ મોટા અક્ષરે લખેલો હતો "તપાસો" એમ લખાયલુ વાચીને મે—"

"રેતી ખોદી તથા એક ખાડો કર્યો ખરૂ ને ?"

"મેરીઅન, એ તે શી રીતે જાણ્યુ ?"

"નૌકા-ગૃહની દિવાલ આગળ છાપરા નીચે હુ એક ખાડો મારી નજરે જોઈ આવી છુ હ હવે આગળ કહે પછી શુ થયુ ?"

"મે રેતી આઘીપાછી કરીને ખાડો કર્યો એટલે મારા હાથમા કાગળનો એક કટકો આવ્યો રેતીમા એ કટકો છુપાવેલો હતો તેના ઉપર કાઇક લખેલુ હતુ અને નીચે એની કેથેરિકની ટુકાક્ષરી સહી હતી"

"એ કટકો ક્યા છે ?"

"સર પર્સિવલે મારી પાસેથી ઝુટવી લીધો છે"

"એ કાગળમા શુ લખેલુ હતુ તે તને યાદ છે ?"

"મને ચોક્કસ શબ્દો યાદ નથી, પણ આખા લખાણનો સારાશ યાદ છે લખાણ બહુ નહોતુ જો તે તે જોયુ હોત તો તને તો તે શબ્દે શબ્દ યાદ રહી જાત"

"વારૂ તારી યાદદાસ્તી કસી જો, અને બની શકે એટલો વધારે સાર મને કહે"

તેણે થોડીવાર મનન કર્યું અને પછી એ કાગળનો સારાશ મને કહ્યો હુ તે અત્રે ઉતારી લઉ છુ—

"ગઇ કાલે એક ઉચા, જાડા અને વૃદ્ધ માણસે મને તમારી સાથે વાત કરતી જોઇ હતી આથી તેનાથી મારૂ રક્ષણ કરવા માટે મારે તમારી પાસેથી નાસી જવુ પડયુ હતુ હુ નાઠી ત્યારે તેણે મારી પૂઠ પકડી, પણ તે ઝડપથી દોડી શક્યો નહીં અને હુ ચપળતાથી ઝાડોની ઘટામા અદૃશ્ય થઇ ગઇ મે તમને બપોરે મળવા જણાવ્યુ હતુ, પણ એ સમયે આવતા હવે હુ ડરૂ છુ આને લીધે હુ સહવારે અહીં આવી

છુ અને હુ શાથી એકદમ નાસી ગઇ હતી, તેનુ કારણુ આ ચીઠ્ઠીમા લખીને અહીં રેતીમા તે ચીઠ્ઠી સતાડતી જાઉં છુ હવે જ્યારે આપણે તમારા દુષ્ટ ભરથારની ગુપ્ત વાત વિષે રૂબરૂમા વાતચીત કરીશુ ત્યારે તદ્દન સહિસલામત જગ્યાએ કરીશુ માટે હાલ તુર્ત ધીરજ રાખજો હુ તમને વચન આપુ છુ કે, હુ ફરીથી મળીશ અને તે પણ જલ્દીથી–અ. કે. "

"ઉચો, જાડો અને વૃદ્ધ માણુસ" એ શબ્દો ચીઠ્ઠીમા લખેલા હતા એમ લૉરાએ ખાત્રીથી કહ્યુ અને એ વર્ણન કાઉન્ટનુ હોવાથી મને પણ હવે સદેહ રહ્યો નહીં કે, તે બન્નેની વાત સાભળી જનાર કાઉન્ટજ હતો મને યાદ છે કે, ગઈ કાલે સર પર્સિવલ લાબી મુસાફરીએથી આવ્યા ત્યારે મે કાઉન્ટના દેખતાજ તેમને કહ્યુ હતુ કે, લૉરાનુ સોનાનુ ફુલ ખોવાઈ ગયુ છે તેથી તે શોધવા માટે તે સરોવર આગળ ગઇ છે આ સાભળ્યા પછી, કદાચ કાઉન્ટ, પોતાની મેળેજ તે જગ્યાએ ગયો હશે લૉરાને જો તે ત્યા રૂબરૂમા મળ્યો હોત તો તેની પાસે બહાનુ તો તૈયારજ હતુ કે 'સહી કરાવવાનો વિચાર સર પર્સિવને માડી વાળ્યો છે તે વાત કહેવા માટે હુ તમને શોધતો શોધતો અહી આવ્યો છુ ' પણ જ્યારે તે ત્યા ગયો હશે ત્યારે લૉરાને એની કૅથેરિક સાથે વાતચીત કરતી જોઇને તે છુપાઇ ગયો હશે પણ એની એ તેને જોયો હશે અને તેથી જ્યારે તે અચાનક નાઠી હશે ત્યારે તેની પાછળ તે પડયો હશે મે આ બધુ અનુમાન કરીને તથા એનીના શબ્દો–"ઉચો, જાડો અને વૃદ્ધ માણુસ"—સાથે કાઉન્ટની આકૃતિ સરખાવીને દૃઢ નિર્ણય કર્યો કે, એ ત્રીજો માણુસ નક્કી કાઉન્ટ જ હોવો જોઇએ

કાઉન્ટ વિષે આમ પક્કી ખાત્રી કર્યા પછી મે લૉરા પાસેથી એ વાતનો ખુલાસો કરાવવા ધાર્યો કે, સર પર્સિવલે તેની પાસેથી કાગળીઉં કિયા સજોગમા ખુચવી લીધુ મે એજ સવાલ લૉરાને પુછયો ત્યારે તેણે જ્યાથી આ વાત અધૂરી મૂકી હતી ત્યાથી અનુસધાન કરતાં

કહ્યુ "મે રેતીમાથી કાગળ બહાર કાઢીને વાચ્યો અને પછી ફરીથી નિરાતે વાચવા માટે હુ નૌકા-ગૃહની અદર પાછી ગઇ એક બાકડા પર બેસીને તે કાગળીઉં બીજી વખત ધ્યાન દઇને વાચતી હતી ત્યારે મને લાગ્યુ કે, તે કાગળીઆ ઉપર કોઇકનો પડછાયો પડયો મે ઉંચુ જોયુ તો સર પર્સિવલ બારણામા ઉભા રહીને મારા સામુ જોતા હતા!"

' તે એ કાગળ છુપાવી દેવાનો યત્ન કર્યો ? "

"હા પણ તેણે મને અટકાવી અને કહ્યુ 'એમ છુપાવવાની તસ્દી ન લઇશ એ કાગળ મે વાચ્યો છે ' મેરીઅન! આ સાભળીને હુ તો આભી જ બની ગઇ તેણે કહ્યુ, 'સમજ પડી કે? બે કલાક ઉપર મે તે કાગળ વાચેલો છે. જે જગ્યાએ તે છુપાવેલો હતો તે જગ્યા ખોદીને મે તે વાચ્યા બાદ પાછો ત્યાજ મૂકી દઇને, તારૂ ધ્યાન ખેચવા માટે "તપાસો" એવા શબ્દ ખાસ લખ્યા હતા મારી જાળમા તુ સપડાઈ હવે તારાથી કાઇ છટકી શકાશે નહી-બિ'કુલ જુઠુ બોલી શકાશે નહી ગઇ કાલે તુ છાનીમાની એની કેથેરિકને મળી હતી ખરૂ કે? અત્યારે તારા હાથમા તેનો જ કાગળ છે હુ ફરીથી કહુ છુ કે, મે **તને** તો સપડાવી છે બેશક **તેને** હજી સપડાવી નથી કાઇ ફિકર નહી એના રસ્તા પણ છે ચલાન એ કાગળ મને આપી દે ' ડોળા કકડાવીને તેણે મને આજ્ઞા કરી ઓ મેરીઅન, એ વખતે મારૂ શુ જોર ચાલે? મારે કાગળ આપી દેવો પડયો "

"પછી?"

"પહેલા તો તેણે મને કાઇ કહ્યુ નહી, પરતુ પછીથી મારો હાથ ઝાલીને બળાત્કારે મને નૌકા-ગૃહની બહાર ખેચી, આસપાસ આમતેમ નજર કરીને તેણે કડક પણ ધીમા સ્વરે મને કહ્યુ 'કાલે તને એની એ શુ કહ્યુ હતુ? તેનો એકકે એક શબ્દ તારે કહેવો પડશે ' મેરી-અન, મારી એ વખતની હાલત કેવી થઇ હશે, તેનો તને ખ્યાલ આવે છે?"

"એ બધુ પછી-પહેલા તારી વાત આગળ ચલાવ-તે બધી વાત શબ્દેશબ્દ કહી દીધી ?"

"મેરીઅન, હુ એકલી હતી-અસહાય હતી મારૂ કાડુ તેણે એટલી બધી સખ્તાઈથી પકડયુ હતુ કે, મારી ચામડી ઘસાઈ ગઇ હતી અને તેથી ચચરતી હતી મારૂ શુ જોર ?"

"તારો હાથ જોઉં ? હજી પણ તેના ઉપર એ ચિહ્ન છે કે ?"

"જોયા વિના નહી ચાલે ? એમ કરવાની શી જરૂર છે ?"

"લૉરા, હુ તારો હાથ એટલા માટે જોવા માગુ છુ કે, હવે આપણી સહનશીલતાનો અત આવવો જોઇએ અને આપણા વિરોધની શરૂઆત થવી જોઇએ એ ચિહ્ન, તારા દુષ્ટ ભરથાર ઉપર ઉગામવાના એક શસ્ત્ર રૂપ થઈ પડશે મને જોવા દે-મારે ભવિષ્યમા કદાચ તેને માટે સોગદ ખાવા પડશે "

"મેરીઅન, એવુ ન બોલ એ ચિહ્ન જોવાની કાંઈ જરૂર નથી મને હવે દુ ખ થતુ નથી "

"પણ મારે તે જોવુ જ છે "

તેણે મને પોતાનો હાથ બતાવ્યો ખરેખર, તેના હાથ ઉપર તે દુષ્ટના આગળા હજી પણ પડેલા હતા ! અને કોમળ ચામડી ઘસાઈ ગઇ હતી ! તે જોઇને દુ ખી થવા-વિલાપ કરવા-કે કમકમવા જેવી કોમળતા અત્યારે મારામા નહોતી અમે સ્ત્રીઓ, પુરુષો કરતા ઉત્તમ અથવા તો કનિષ્ટ છીએ, એમ ઘણા જણ કહે છે આવા ચિહ્ન જોઇને જો કોઇ સ્ત્રીઓને કનિષ્ટ સ્વભાવની થવાની લાલચ થતી હોય તો અ ત્યારે જરૂર મને તેની લાલચ થઈ આવી હુ નિષ્ઠુર બની ગઇ ઇશ્વર નો પાડ કે મારા ચહેરા ઉપર તે નિષ્ઠુરતાના ચિહન પ્રકટી નીકળ્યા નહીં અને તેથી એ દુષ્ટ ભરથારની પત્નીએ તે જોયા નહી તે બિચારી કોમળાગીએ, કોમળ હૃદયવાળીએ અને વહાલસોયા સ્વભાવ વાળીએ તો એમ જ ધારી લીધુ કે, હુ તે ચિહ્ન જોઇને ગભરાઈ ગઇ હતી-દુ ખી બની ગઇ હતી આ સિવાય તેને બીજો કાઇ વિચાર આવ્યો નહીં

પોતાનો હાથ મારા હાથમાથી પાછો ખેચી લઇને તે બોલી "મેરીઅન, એ સબધમા બહુ ગભીરતાથી વિચારો ન કરીશ હવે મને કશોયે ચચરાટ થતો નથી "

"વહાલી, તારી ખાતર હુ આ બાબત ઉપર બહુ ધીરજથી વિચાર કરીશ વારૂ, પછી શુ બન્યુ? તારી વાત આગળ ચલાવ એની કેથેરિકે તને જે કાઈ કહ્યુ હતુ તે તારા પતિને તે કહી દીધુ?"

'હા રજેરજ કહેવુ પડયુ મે ન કહ્યુ ત્યા સુધી તેણે મારો હાથ જ છોડયો નહી "

"તે બધુ કહ્યુ તે પછી તેણે કાઈ કહ્યુ?"

"બાગ તરફ જોઇને તેણે મશ્કરીમા અટ્ટહાસ્ય કર્યું અને કહ્યુ 'હવે બાકીનુ તારે મોઢેજ હુ કબલ કરાવીશ' મે સોગદ ખાઇને કહ્યુ કે–'બધી વાત મે જાહેર કરી દીધી છે હવે કાઇજ બાકી રહી નથી, પણ તેણે તો હઠજ પકડી કે 'ના બધુ નથી કહ્યુ બાકીનુ કહેવુ છે કે નહી?' મે ફરીથી વિનવણી કરી કે, હવે કઈ બાકી નથી ત્યારે તેણે કહ્યુ 'ઠીક ઠીક, અહી નહીં, તો બેર કહેવુ પડશે' આમ કહીને તેણે મને એક અજાણ્યે રસ્તેથી બળાત્કારે ખેચી જઇને બગલાના પાછલા ભાગમા લાવીને ઉભી રાખી આ સ્થળે તારો મેળાપ થવાનો જરાકે સભવ નહોતો બાગમા તેણે મને કશુજ કહ્યુ નહી પણ બગલાના પાછના ભાગમા અમે જઇ પહોચ્યા તે પછી કહ્યુ "કેમ? હજી માનવુ છે કે નહી? જો, હુ તને એકવાર તક આપુ છુ વિચાર કરી જો અને બાકીની હકીકત કહી દે" મે પુન વિનતિ કરી કે, હવે હુ કાઇજ જાણતી નથી પણ તેની હઠ ચાલુ જ રહી મારા તરફ રીસમા દાતીઆ કરતા કરતા તેણે કહ્યુ "તુ મને છેતરી શકીશ નહી મને તે કહ્યુ તેના કરતા તુ ઘણુ વધારે જાણે છે તે છુપાવેલી વાત હુ જરૂર બહાર કઢાવીશ તારી બહેન પાસેથી પણ હુ બધી વાત જાણી લઇશ. યાદ રાખજે, હવે હુ તમારા બન્નેના પ્રપચ નહીં ચાલવા દઉં તમને એકે ભેગાજ નહીં મળવા દઉં, એટલે છુપી મસલતો કરશો ક્યાથી?

સાચી વાતની કબૂલાત નહી થાય ત્યા સુધી તમને બન્નેને હુ ફરજીઆત જુદા રાખીશ સવારે, બપોરે અને રાતે હુ તમારી ઉપર સખ્ત દેખરેખ રખાવીશ પછી તમારી મગદૂર નથી કે, તમે બે જુઠુ કહ્યા કરો "મે બહુબહુ વિનતિ કરી પણ તેણે માન્યુ જ નહી તેણે મને કહ્યુ કે, 'ચાલ, મારી આગળ થા અને તારા ઓરડામા જા' હુ ઓરડામા ગઈ ફ્રેની મારા ઓરડામા હતી તેને તેણે બહાર કાઢી મૂકી તેને શક ગયો કે, ફ્રેની આપણા વચ્ચે દૂતી-કાર્ય કરશે એટલે તેણે કહ્યુ " પ્રપચમા આ નોકરડી ભળે નહીં તેની મારે ખાસ સભાળ રાખવી જોઇએ બસ, તેને નોકરીમાથી જ રજા આપુ છુ ' આમ કહીને તેણે ફ્રેનીને પાછી બોલાવી અને કહ્યુ 'અત્યારે ને અત્યારે મારી નોકરી છોડીને ચાલી જા તારી શેઠાણીને સારૂ હુ મારી પસદગીની બીજી નોકરડી રાખીશ' એ પછી આ શયન-ગૃહમા તેણે મને ધક્કો મારીને દાખલ કરી અને બહારથી તેને તાળુ દીધુ પેલી મૂરખ નોકરડી મારગરેટ પોચરને તેણે સખ્ત તાકીદ કરી કે, 'આ ઓરડામા કોઇને પણ આવવા દઇશ નહી ' મેરીઅન, એક દિવાના જેવો દેખાતો અને દિવાનાની માફક સભાષણ કરતો આ પુરુષ મારો ભરથાર ! તુ ભાગ્યેજ તેના ઢગની કલ્પના કરી શકશે "

મે કહ્યુ 'લૉરા, હુ બધી કલ્પના કરી શકુ છુ, અને બધુ સમજી શકુ છુ તારો પતિ દિવાનો જ છે-પોતાના અપરાધી હૃદયની દહેશતથી તે દિવાનોજ બની ગયેલો છે જે કાઈ તે મને કહ્યુ છે તેનો પ્રત્યેક અક્ષર મારા મનની ખાત્રી કરી આપે છે કે, જ્યારે એની કેથેરિક ગઈ કાલે તારી પાસેથી નાસી ગઇ ત્યારે તુ એક એવુ ગુહ્ય જાણવાની તૈયારીમા હતી કે જે તારા દુષ્ટ પતિના વિનાશના કારણ રૂપ થઈ પડત તેનુ ધારવુ એવુ છે કે, એ ગુહ્ય તુ જાણી ગઇ છે તેનો દોષિત અવિશ્વાસ, તારી કોઇ જાતની વિનવણીથી દૂર થવાનો નથી અને તારી સચ્ચાઇમા તેને જે જુઠાણુ લાગે છે તે હવે કોઈ રીતે તેના મનમાથી દૂર થવાનુ નથી વહાલી હુ તને ગભરાવી નાખવા માટે આમ

કહેતી નથી તારી સ્થિતિ તરફ તારી આખો ખોલવા માટે જ હુ તને આમ કહુ છુ તદુપરાત હવે મને તારા સરક્ષણ માટે જે ઉત્તમ ઉપાય સુઝયો છે તે અજમાવવા દેવા માટે તુ પરવાનગી આપે, તે સારૂજ હુ તને આમ કહુ છુ કાઉન્ટ ફ્રેસ્કો વચ્ચે પડયો તેથી આજે હુ તને મળી શકી છુ પણ આવતી કાલે કદાચ તારો પતિ તેના કહેવા ઉપર ધ્યાન ન આપે, એ બનવા જોગ છે, તેણે ફ્રેનીને કાઢી મૂકી છે તેનુ કારણ એ છે કે, તેના જેવી ચાલાક બીજી કોઇ નોકરડી નથી વળી તે તને ચહાય છે, એટલે તે તેને અપ્રિય થઇ પડી છે જે નોકરડીને તેણે તારા ઉપર દેખરેખ માટે નીમી છે, તેને તારા માટે લગારે લાગણી નથી, અને તે મૂર્ખ હોવાથી દુષ્ટતાની સીમા ઉલ્લઘી જાય એમા નવાઈ નથી હવે કેવા અત્યાચારના પગના આવતી કાલે ભરવામા આવશે તેની આપણને ખબર નથી, આથી આપણને જે તક મળી છે તેનો બની શકતો લાભ લઇ લેવો જોઇએ "

" મેરીઅન, આપણે શુ કરી શકીએ તેમ છીએ ? અરેરે, આ ઘર આપણે અત્યારે જ તજી દઇએ અને પુન તેમા પગ ન દઇએ, તો કેવુ સારૂ ! "

" વહાલી, મારૂ કહેવુ સાભળ જ્યા સુધી હુ અહીં છુ ત્યા સુધી તુ તદ્દન નિરાધાર નથી, એ વસ્તુસ્થિતિ વિસરીશ નહી "

" નહી વિસરૂ પરતુ મારો વિચાર કરૂ તે પહેલા બિચારી ફ્રેનીને તુ વિસારી મૂકીશ નહી તેને મદદ અને આશ્વાસનની અત્યારે જરૂર છે "

" એ મારા ધ્યાન બહાર નથી હુ અહી આની તે પહેલા જ તેને મળી છુ આજ રાત્રે તે જ્યા ઉતરવાની છે, ત્યા તેને સદેશો કહાવવાનુ મે માથે લીધુ છે બ્લેકવૉટર પાર્કની ટપાલની પેટીમા હવે કાગળો સહિસલામત નથી મારે આજે બે કાગળો લખવાના છે ફ્રેની સિવાય તે બીજા કોઇના હાથમા ન જાય, એ વિષેની સાવધાની આપણે રાખવાની છે "

" કાગળો કોને લખવાના છે ? "

" લૉરા, એક કાગળ, હુ મિ. ગિ'મોરના ભાગીદારને લખવાની છુ તેણે આપણુને મદદ વખતે સલાહ આપવાનુ રાજીખુશીથી માથે લીધુ છે હુ કાયદો જાણુતી નથી પણ મને ચોક્કસ ખાત્રી છે કે, આજે એ બદમાશે જે ચાલચલગત ચલાવી છે તેની સામે કાયદો સ્ત્રીઓને જરૂર મદદ કરી શકે છે એની કેવેરિક વિષે હુ ધારાશાસ્ત્રીને કાઈ ખબર લખીશ નહીં, પરતુ તારા હાથ ઉપર પડેલા ઘ્રમાગની જાણ ધારાશાસ્ત્રીને થવીજ જોઇએ આ ઓરડામા તને ધક્કો મારીને દાખલ કરવામા આવી અને તાળુ વાસી દેવામા આવ્યુ, એ હકીકત પણ આજની રાત પહેલા તેને માટે લખી દેવી જ જોઇએ "

" મેરીઅન, એથી લોકમા ખોટુ દેખાશે "

" લોકો આ વાત જાણશે તો ભલે જાણે તને પોતાને એથી કાઇ નુકશાન થનાર નથી તારા પતિની આબરૂ ને જ એ વાત જાહેર થતા બટ્ટો લાગશે જો તેને આબરૂ વહાલી હશે તો ફજેત થવાની બ્હીકે તે આપણી સાથે આપણા સ્વમાન જાળવનારૂ સમાધાન કર્યા વિના રહેશે નહીં "

આમ કહીને હુ ઉભી થઈ, પણ લૉરાએ મને કાલાવાલા કરીને ા જવા કહ્યુ

તે બોલી ' બહેન, પણ એથી તે છેલ્લે પાટલે બેસશે અને આપણી મુશ્કેલીઓમા દશગણો વધારો થશે "

આ હૃદયભેદક સત્ય હતુ તેણે કહેલો મુદ્દો ખરો હતો તોપણ મે સીધી રીતે તેની આગળ તે કબૂલ કર્યો નહીં મે માત્ર એટલુ જ કહ્યુ કે—આપણી ભયકર સ્થિતિમા કોઈ પણ આશા કે આધારનુ સ્થાન નથી, જેથી એ સ્થિતિ સામે થયા સિવાય આપણા માટે એકકે આરો નથી તેણે એક ઉડો નિસાસો નાખ્યો અને પછી મને પુછ્યુ " તુ બીજો કાગળ કોને લખવાની છે ? "

" તારા કાકાને આ બાબતમા હવે તેણે વચ્ચે પડવુ જ જોઇએ "

લૉરાએ ખેદથી પોતાનુ માથુ ધુણાવ્યુ

મે કહ્યુ " હુ જાણુ છુ કે, તારો કાકો નબળો છે, અને સ્વાર્થી છે, પણ તે સર પર્સિવલ ગ્લાઇડ જેવો નથી ફાઉન્ટ ફોસ્કો જેવો ખધો મિત્ર તેની પાસે નથી તારા માટે કે મારા માટે તે કાંઇ દયા બતાવે એવી આશા હુ રાખતી જ નથી, પણ તેની પોતાની સ્વસ્થતા અને શાતિને ખાતર તેણે આ બબતમા સમાધાન કરાવવુ જ પડશે તેની સાથે કેવી રીતે કામ લેવુ એનો મને અભ્યાસ છે હુ તેને લખીશ કે, 'જો ભવિષ્યની ભયકર ભાંજગડ તેમજ હેરાનગતિ અને જોખમ દારીઓમાથી બચવુ હોય તો અત્યારે તમારે વચ્ચે પડવાની જરૂર છે ' "

" મેરીઅન, હુ તો અત્યારે એટલુજ ઇચ્છુ છુ કે તે આપણને થોડોક વખત લિમરિજ ભવનમા પાછા વસવાની રજા આપે તો ઠીક હુ શાતિથી ત્યા થોડાક દિવસ તારી સાથે રહીશ તો મને નિરાત વળશે અને હુ પરણી તે પહેલા મને જેવો આનદ થતો તેવો થશે "

અત્રે મને એક નવો વિચાર સુઝ્યો તેના પતિને એવી સ્થિતિમા મૂકનો કે, કાતો બેઆબરૂ થવાનુ તે પસદ કરે અથવા તો લૉરાને અને મને થોડાક દહાડા લિમરિજ ભવનમા જવા દે ધારાશાસ્ત્રીના હાથમા લૉરાના અત્યાચારની વાત મૂકવામા આવે અને તેથી કાયદેસર પગલા લેવા પડે તેમા સર પર્સિવલ બેઆબરૂ થાય, એ નિ સદેહ હતુ આથી કદાચ તે અમને લિમરિજ ભવનમા જવા દેવાની સમતિ આપે જો કે આમા પણ શકા હતી, છતા તેની અજમાયશ કરવાનો મે વિચાર કર્યો મે લૉરાને કહ્યુ " તારા કાકાને હુ લખીશ કે, લૉરા ત્યા આવવા ઇચ્છે છે ધારાશાસ્ત્રીને પણ એ વાતથી વાકેફ કરીને હુ તેની સલાહ માગીશ, હુ ધારૂ છુ કે, હવે સૌ સારા વાના જ થશે "

આમ કહીને હુ ઉઠી પણ લૉરાએ પાછી મને મારી જગ્યાએ બેસાડવા યત્ન કર્યો અને કહ્યુ " મેરીઅન, પેલા મેજ ઉપર લખવાના બધા સાહિત્ય તૈયાર છે તારા ઓરડામા જવાની શી જરૂર છે? અહીજ બેસીને કાગળો લખી નાખ ને ? "

મે તેને તેમ કરવાની ના પાડી અને કહ્યુ "આપણે બહુ વખત એકઠા રહ્યા ફરીથી આપણને કોઇ જોશે તો ચાડી ખાઇને સર પર્સિવલના મનમા નવા વહેમ અને નવી શકાઓ ઉત્પન્ન કરશે આથી મારે હવે એ લોકોની પાસે જવુ જોઇએ એ લોકો જરૂર અત્યારે આપણી જ વાતો કરતા હશે હુ એક કલાકમા પાછી આવીશ આજ તો હવે કાઇ ધાધલ થાય એમ મારૂ ધારવુ નથી માટે તુ સ્વસ્થ થા અને બ્હીશ નહી "

મારી સલાહ તેના મગજમા ઉતરી તેણે કહ્યુ "બારણાની કળમા કુચી છે કે ? હુ અદરથી તે વાસી દઉ ?"

"હા બેનાશક તુ અદરથી કળ વાસી દેજે અને મારા સિવાય બીજુ કોઇ આવે તો તેને દાખલ થવા દઇશ નહી "

મે તેને વહાલથી ચુબન કર્યું અને તેની પાસેથી વદાયગિરી લીધી હુ બહાર નીકળી તે પછી કળમા કુચી ફેરવાયલી મે સાભળી અને તેથી નિરાત વળી કે, " કોઇ નહી તો આ બારણા આખરે તેના તાબેદાર સેવક જેવા છે ખરા ! "

## પરિચ્છેદ ૨.

### મદદ માટે મહેનત.

**તા ૧૯ મી જૂનઃ** હુ દાદરા પાસે ગઇ અને નીચે ઉતરવાની તૈયારીમા હતી એટલામા મને વિચાર સ્ફુર્યો કે, જેવી રીતે લૉરાએ પોતાના ખડની કળ વાસી તેવી રીતે મારે પણ મારા ખડને બહારથી તાળુ મારવાની સાવચેતી રાખવી જોઇએ મારી નોધપોથી મે મારા મેજના ખાનામા મૂકેલી હતી પરતુ લખવાના સાહિત્ય મેજ બહાર રાખેલા હતા તેમા એક સિક્કો પણ હતો એ સિક્કામા એક પ્યાલામાથી બે કબૂતરને સાથેસાથે પાણી પીતા કોતરવામા આવેલા હતા એ સિક્કા

ઉપરાંત સાહીચૂસ કાગળો તથા હોલ્ડર અને ખડીઓ પણ બહાર પડેલા હતા. આ બધી બહાર પડેલી ચીજોનો ઉપયોગ કદાચ મારી ગેરહાજરીમા કોઇક કરે એવી દહેશતથી તે મેજની અંદર મૂકી દેવા માટે હુ પાછી ફરી

મારા ખડમા દાખલ થતા મે જોયુ કે એ બધી વસ્તુઓ, માત્ર સિક્કા સિવાય, જ્યા ને ત્યા પડેલી હતી મારી નોકરડીને મે કાયમનો એક હુકમ કરી રાખેલો હતો કે, મેજ ઉપરની કોઇ વસ્તુ જ્યા પડી હોય ત્યાથી ઉઠાવવી નહી અને ત્યા કશુ સાફસૂફ કરવાનુ દોઢ ડહાપણ વાપરવુ નહી હુ આશ્ચર્યચકિત થઇ કે મારો સિક્કો પેન્સિલો અને હોલ્ડરોની રકાબીમા પડયો હતો હુ કદી પણ તે બેદરકારપણે ત્યા મૂકતી નહી અને હમેશા તેને માટે ખાસ રાખેલી રકાબીમાજ મૂકતી ગઇ કાલે રાત્રે મે નોંધ–પોથી લખ્યા પછી સિક્કો, પેન્સિલોવાળી રકાબીમા મૂકયો હોય એવુ મને યાદ આવ્યુ નહી આ ફેરફાર જોઇને હુ ગુચવાઈ, પણ આજની અનેક આપત્તિઓમા અને મુઝવણોમા આ એક નાની બાબતની ગુચવણથી ઉમેરો કરવાનુ મને ઠીક લાગ્યુ નહીં ગમેતેમ પણ કોઇક અહી આવી ગયુ છે, એટલો શક મારા મગજમા કુદરતી રીતે આવ્યો તેની હાલ તુર્ત દરકાર નહી કરતા હુ ખડમાથી બહાર નીકળી અને તેના બારણાને તાળુ વાસીને નીચે ગઇ

મેડમ ફ્રાન્કો એકલી દિવાનખાનામા ઉભી હતી અને હવા માપવાના યંત્ર તરફ જોઇ રહી હતી તેણે કહ્યુ “ મને દહેશત લાગે છે કે, હજી વધારે વરસાદ પડવો જોઇએ ”

તેના ચહેરામા અત્યારે પ્રથમના જેવી શાંતિ હતી, પરતુ તેણે યંત્ર તરફ પોતાની આગળી ચીંધી તે વખતે તેનો હાથ ધ્રૂજતો હતો, એમ મે જોયુ શુ તેણે પોતાના પતિને લૅારાના શબ્દો, કહી દીધા હશે ? મે એમજ માની લીધુ કે, તેણે જરૂર ચાડી ખાધી હોવી જોઇએ પોતાના પતિનુ અપમાન થતુ, જાણ્યે કે અજાણ્યે, કોઈ પત્ની સાભળી જાય તો તેને માઠુ લાગે, એ સ્વાભાવિક છે વળી પોતાનો પતિ ચાહે

તેવો હોય તો પણ બીજાઓ અને તેમા પણ ખાસ કરીને પોતાના સગા તેનુ અપમાન કરે, એ પણ કોઇ પત્નીથી માખી શકાય નહી મેડમ ફ્રેસ્કો, લૉરાની ફોઇ થતી હતી એટલે તે લૉરાને કાઉન્ટનુ ભૂડુ બોલવા માટે માફ ન કરે, એમા નવાઇ નહતી પણ કાઉન્ટને કદી દેખીતો વેરી નહી કરવાના મારા ઠરાવ મુજબ મે અત્યારે આ સ્ત્રીની માફી ચહાવાનો અને લૉરાની વર્તણુંકનો ગોળગોળ શબ્દોમા બચાવ કરવાનો ઠરાવ કર્યો

મે તેને કહ્યુ "મેડમ ફ્રેસ્કો, એક અત્યત દુ ખદાયક વિષય ઉપર હુ તમારી સાથે વાત કરૂ તો તમે તમારી હમેશની માયાથી મને માફી આપવા કૃપા કરશો, એવો વિશ્વાસ રાખી શકુ ?"

તે અદબ વાળીને ઉભી રહી અને મને નમન કરીને મારા સામુ ટગરટગર જોતી ઉભી રહી તેનુ મસ્તક અભિમાન અને ગૌરવથી અત્યારે ઉચુ રહ્યુ હતુ

મે પુન અનુસધાન કરતા કહ્યુ "તમે જ્યારે મારો હાથ રૂમાલ આપવા આવવાની તસ્દી લીધી ત્યારે તમે લૉરાને અચાનક કોઇક એવા દુર્ભાગી શબ્દો બોલતા સાભળી હશે કે જે શબ્દો ફરીથી કહેવા અને જેમનો બચાવ કરવા હુ બિલ્કુલ માગતી નથી તમને એ શબ્દો સાભળીને ઘણુ દુ ખ થયુ હોવુ જોઇએ મને આશા છે કે, એ નાદાન શબ્દો કાઉન્ટ આગળ કહેવાની અગત્ય તમને લાગી નહી હોય "

મેડમ ફ્રેસ્કોએ જવાબ દીધો "હુ પોતે તો એ શબ્દોને કાઇ અગત્ય આપતી નથી, પરતુ નાનીનાની બાબતોમા પણ હુ મારા પતિથી કશુ છુપાવતી નથી હમણા જ જ્યારે તેમણે મારા મો ઉપરના ભાવ- થી મને દુ ખી થયલી જોઇ ત્યારે તે સબધી કારણ પુછ્યુ પરિણામે મારે તેમને સત્ય વાત કહી દેવી પડી "

મે ધારી મૂક્યુ હતુ કે, તેણે એ વાત કાઉન્ટને કરી જ હશે પણ જ્યારે એ વાત તેણે કબૂલ કરી ત્યારે હુ ઠડીગાર બની ગઈ હવે

મારે લૅારાનો બચાવ કરવો જોઇએ મે કહ્યુ " મેડમ ફ્રેસ્કો, તમને તથા કાઉન્ટને હુ અત કરણપૂર્વક વિનતિ કરૂ છુ કે, મારી બહેન જે કમનસિબ સ્થિતિમા અત્યારે મૂકાઇ છે તેમા તેનુ મગજ બહાવરૂ બની જવાનો સભવ હોવાથી તમારે તેને માફી આપવી ઘટે તેના પતિએ તેનુ સખ્ત અપમાન કર્યું હતુ, તેના પોતાના જ ઓરડામા તેને કેદી બનાવી હતી આ અપમાન અને અન્યાયથી ઉશ્કેરાયલી તે, જે વખતે કાઉન્ટ વિષે ગેરવાજબી શબ્દો બોલી, તે વખતે અવશ્ય સ્વસ્થ નહોતી આ સયોગ ધ્યાનમા લઇને તમે ઉદારતાથી તેને માફી આપશો, એવી આશા હુ રાખી શકુ ? '

" ઘણીજ ખાત્રીથી '

મારા પ્રશ્નનો આ જવાબ સાભળીને હુ ચોકી ગયો કે, મારી પાછળજ ઉભેલા કાઉન્ટે એ શબ્દો ઉચ્ચાર્યા હતા ! હુ જે વખતે મેડમ ફ્રેસ્કો પાસેથી હૃદયપૂર્વક માફી માગવામા પ્રવૃત્ત હતી તે વખતે ધીમા પગલાથી કાઉન્ટ દિવાનખાનામા આવીને મારી પાછળ જ ઉભો રહી ગયો હતો, એની મને બિલકુલ ખબર નહોતી ! તેના હાથમા એક ચોપડી હતી

તે બોલ્યો " લેડી ગ્લાઇડ જ્યારે એ શબ્દો ઉતાવળમા કહ્યા ત્યારે તેમણે મને અન્યાય જ કર્યો હતો એ માટે જોકે મને ખેદ ઉત્પન્ન થાય છે તો પણ હુ તે માફ કરૂ છુ મિસ હોલ્કોમ્બ, એ વિષય સબધી હવે આપણે કદી વાતચીત કરીશુ નહી અત્યારથી જ—આ ઘડીથી જ આપણે તે ભૂલી જઇશુ "

મે કહ્યુ " તમે ઘણા જ માયાળુ છો તમારા ઉદ્દગારોથી મને ઘણી જ નિરાત વળી છે—"

મે આગળ બોલવા પ્રયત્ન કર્યો પણ તેની આખોમા અભેદ્ય તેજ જોઇને અને તેના મો ઉપર મીઠુ હાસ્ય જોઇને મને તેના ઉપર અ-વિશ્વાસ ઉપજ્યો હમેશા જ્યારે તે આવા ભાવ બતાવતો ત્યારે તેના અતરનુ ઉંડાણ ન સમજી શકાય એવુ થઇ પડતુ મારે તેની આગળ

અને તેની સ્ત્રીની આગળ માફી માગવી પડે, એ મારા ગૌરવને હીણ-પદ અપાવનારૂ હતુ, પણ જેવી ગભીરતાથી હુ માફી માગતી હતી તેવી ગભીરતાથી તેણે માફી આપી હોત તો મને આનદ ઉપજ્યો હોત, પણ તેમ કરવાને બદલે તેણે હાસ્ય કર્યું તેથી તેના ઉપર મને અવિશ્વાસ ઉપજ્યો આગળ શુ બોલવુ તેની મને સમજ પડી નહી અને તેથી હુ ત્યા ચૂપકીદીથી ઉભી રહી

" મિસ હો'કોમ, હુ ધુટણભરીએ પડીને વિનવુ છુ કે, હવે આગળ કાઇ પણ બોલશો નહી તમારે આટલુ પણ કહેવુ પડયુ એથી ખરેખર મને આઘાત થયો છે " આવુ વિવેકભર્યું કથન કરીને તેણે મારો હાથ ઝાલ્યો—અરે, મને મારા પોતાના ઉપર કેવો ધિક્કાર ઉપજે છે! અરે તેને નામ થવાનુ માત્ર લોભને ખાતર મારા નસિબમા સરજાયલુ હતુ, એ જાણવામા પણ મને કેટલી બધી થોડી સમજના મળે છે!—તેણે મારો હાથ ઝાલ્યો અને પોતાના ઝેરી હોઠોએ તે અરકાડયો અત્યાર સુધી તેના પ્રત્યેનો મારો તિરસ્કાર હુ જાણવા પામી નહતી આ નિર્દોષ શિષ્ટાચારે તો મારૂ લોહી ઉકળાવ્યુ અને મને લાગ્યુ કે, જો કોઇના તરફથી મારૂ ભયકર અપમાન થયુ હોય તો તે આ ક્ષણે-જ આ માણુસ તરફથી થયુ હતુ આમ છતા પણ મે મારો ધિક્કાર પ્રકટ કર્યો નહી—મે સ્મિત કરવા પ્રયાસ કર્યો બીજી સ્ત્રીઓમા હુ ઘણી વખત કૂડકપટ જોઇને નિષ્ઠુરતાથી તિરસ્કાર બતાવતી, પણ આ વખતે હુ પોતેજ તે તિરસ્કૃત સ્ત્રીઓના જેવી બની રહી હતી—જે જુડાસે મારા હાથને પોતાના હોઠ અરકાડયા હતા તેના જેવી જ હુ કૂડકપટવાળી ગણાઈ રહી હતી!

જો તેણે મારા તરફ પોતાના આખો વધુ વખત ઢાળેલી રાખી હોત તો મારૂ આ લજ્જાસ્પદ માનભગ હુ વધારે વખત સુધી સહન કરી રહી નહોત, પણ તેની પત્નીની વાઘણ જેવી અદેખાઇ મારી વહારે ધાઇ મારો હાથ તેણે ઝાલ્યા પછી તેને પોતાના હોઠ અરકાડીને તે થોડીક જ ક્ષણ ઉભો રહ્યો એટલામા તેની પત્નીએ તેનુ ધ્યાન બળાત્કારે બીજી

દિશામા વાળ્યુ પોતાની આખમા જુવાનીનો પ્રકાશ લાવીને, ગાલમા લાલી આણીને અને મસ્તક ઉંચુ કરીને તે બોલી " કાઉન્ટ ! વિવેક દર્શાવવાની તમારી વિદેશી રીતભાત, અગ્રેજ સ્ત્રીઓ સમજી શકતી નથી "

" માફી દેવી, માફ કરજો એક ઉત્તમ અને સહૃદયી અગ્રેજ સન્નારી, જગત્‌ની બીજી કોઇ પ્રજા કરતા પણ, તે વધારે સારી રીતે સમજી શકે છે " આટલુ કહીને તેણે મારો હાથ છોડી દીધો અને ધીમેથી પોતાની સ્ત્રીનો હાથ ઝાલીને તેને ચુબન કર્યુ

આ પ્રસગે હુ ત્યાથી નાસી છુટી અને દાદરા ઉપર ચઢી જઇને મારી પોતાની ઓરડીમા જઇ બેઠી જો અત્યારે મને ફુરસદ હોત તો મારે અશ્રુપાત કરવો પડત, પણ ફુરસદ નહોતી, બીજા કોઈ વિચારો કરવાનો અત્યારે અવકાશ જ નહોતો મે ધીરજ અને હિમ્મત જાળવી રાખેલા હોવાથી માત્ર કાર્ય કરવામા જ ધ્યાન આપ્યુ

જરાકે આનાકાની કર્યા વિના હુ ધારાશાસ્ત્રી ઉપર અને મિ ફેરલી ઉપર કાગળો લખવા બેઠી

મને વિવિધ પ્રકારની સલાહો આપીને અહી કોઇ ગભરાવી નાખનારા નહોતા—મારા સિવાય મારે કોઇની સલાહ ઉપર આધાર રાખવાનો નહોતો સર પર્સિવલના કોઇ મિત્રો કે સગા—સબધીઓ પણ નજદિકમા નહોતા, એટલે તેઓની સલાહ લેવા જવુ પડે તેમ નહોતુ અથવા તો તેમને આ બાબતમા વચ્ચે પડવા કહેવા જવુ પડે તેમ નહોતુ જે કેટલાક કુટુબો તેમની સમાન સ્થિતિવાળા હતા અને જે નજદિકમા વસતા હતા તેઓની સાથે સર પર્સિવલે અતડાપણુ રાખ્યુ હતુ, અને કેટલાકની સાથે તો વઢી બગાડયુ હતુ અમો બન્ને સ્ત્રીઓને નહોતા પિતા, નહોતા ભાઈ કે નહોતુ એવુ અન્ય કોઈ, કે જે અત્યારે અમારી પાસે આવીને અમને સલાહ આપે આથી જે બે વ્યક્તિઓને મે પત્રો લખવા ધાર્યા હતા તેમને તે લખવાનો મે નિશ્ચય જ કર્યો જો આ પત્રો ન લખુ તો એક બીજો માર્ગ હતો તે એ કે અમારે બન્ને જણે છાનામાના અહીથી નાસી જવુ ! પણ કોઈ અગત ભય ઉત્પન્ન

થાય નહી ત્યા સુધી આ બીજો ઉપાય ન અજમાવતા પત્રો જ લખવા, એ મને શ્રેયસ્કર ભાસ્યુ

ધારાશાસ્ત્રી ઉપરના કાગળમા મે એની કેયેરિક વિષે કાઇજિ ઉલ્લેખ કર્યો નહી, કારણ કે એને લગતા વિષયમા કોઈ એવો ભેદ સમાયલો હતો કે જે અમે ઉકેલી શક્યા નહોતા અને એક ધધાદારી આગળ સત્ય અને સગીન મુદ્દાઓ રજૂ કરવાને બદલે ભેદ ભરમની વાતો રજૂ કરવી, એ ડહાપણ ભરેલુ નહોતુ મે સર પર્સિવલની શરમભરેલી વર્ત્તણુકનુ બ્યાન કરીને નાણાને ખાતર એની વર્ત્તણુક ચલાવાતી હશે કે કેમ એવી શકા દર્શાવી અને ધારાશાસ્ત્રીની સલાહ માગી કે જો સર પર્સિવલ, લૉરાને થોડાક માસ બ્લેકવૉટર પાર્કમાથી જવા દેવાની ના પાડે તો લૉરાના સરક્ષણાર્થ કાયદેસર પગલા લઈ શકાય કે નહી ? આટલી બાબત લખીને તેનો પત્ર મે પુરો કર્યો છેવટે નોધ કરી કે, જેમ બને તેમ તાકીદે આ પત્રનો જવાબ અપાય તો ઠીક

મિ, ફેરલી ઉપરના પત્રમા, મે લૉરાને કહ્યુ હતુ તે મુજબ, તેમની પોતાની જ શાતિને ખાતર અત્યારે સચેત થઇને લિમરિજ ભુવનમા લૉરાને બોલાવી લેવાનુ લખ્યુ ધારાશાસ્ત્રી ઉપર લખેલા પત્રની એક નકલ મે તેમના કાગળ સાથે સામેલ રાખી અને પુન લખ્યુ કે, અમારી સ્થિતિ હાલમા સુધારવાનો એકનો ઉપાય, અમે લિમરિજ ભુવનમા આવીએ તેજ છે

પત્રો લખાઇ રહ્યા પછી, પરબીડીઆમા મૂકીને મે તેમના પર મારા સિક્કા લગાવ્યા અને લૉરાને તે બતાવવા માટે હુ તેના ખડમા ગઈ તેણે બારણુ ઉઘાડયા બાદ મે તેને પ્રશ્ન કર્યો " કોઇએ તને ખલેલ કરી હતી ?"

" ના કોઇએ બારણા તો ખખડાવ્યા નહોતા, પરતુ બહારના ભાગમા કોઈના પગલા મે સાભળ્યા હતા "

" પુરુષના કે સ્ત્રીના ?"

" કપડાનો સળવળાટ થયો હતો એટલે તે કોઇ સ્ત્રીજ હશે, એમ હુ ધારૂ છુ '

" સળવળાટ કેવો હતો ? રેશમી પોષાક જેવો હતો ?"

" હા, રેશમી પોષાકના જેવો "

મને શકા જ ઉદ્ભવી કે, મેડમ ફ્રાન્કો સિવાય અન્ય કોઈનુ જ આ કામ નહી મને તેના પોતાના તરફથી કોઇ જાતનો ભય નહતો, પરતુ જો તેના ધણીએ તેને ચોરી છુપીથી આ જાસુસી કૃત્ય કરવાનુ સોપ્યુ હોય તો મારે ખરેખર બ્હીવા જેવુ હતુ, એમ મને લાગ્યુ

મે લૉરાને પુછયુ " એ સળવળાટ, હુ ધારૂ છુ કે, થોડીક જ વાર રહ્યો હશે તારા બારણા આગળથી એ બધ પડયા પછી કઇ દિશા તરફ પાછો સભળાયો હતો ?"

" તારા ઓરડા તરફ "

હુ વિચારવા લાગી કે, જો મારા ઓરડા આગળ તે આવી હોય તો મે તેના પોષાકનો સળવળાટ કેમ સાભળ્યો નહી હોય ? બનવા જોગ હતુ કે, હુ મારા કાગળોમા તલ્લીન થઈ ગઈ હોઉ અને તેથી મે એનો જરાકે ઘસારો સાભળ્યો નહોય મને ઝટઝટ લખવા-ની ટેવ છે અને હુ જ્યારે લખુ છુ ત્યારે છેકછાક ઘણી કરવી પડે છે તેથી મારા હોલ્ડરનો અવાજ હમેશા મોટો થાય છે આથી મેડમ ફ્રાસ્કોએ મારા હોલ્ડરનો ખરકાટ સાભળ્યો હોય પણ મે તેના પોષા-કનો સળવળાટ સાભળ્યો ન હોય, એ સભવિત હતુ

આ પૂછપરછથી મને લાભ થયો બ્લેકવૉટર પાર્કની ટપાલની પેટી ઉપર બિલ્કુલ વિશ્વાસ ન રાખવા માટે મને એક વિશેષ કારણ મળ્યુ લૉરાએ મને વિચારોમા તલ્લીન થયલી જોઇને કહ્યુ " બળી આ મુશ્કેલીઓ ! જેમ જેમ અહી આપણે વધારે દિવસ રહીએ છીએ તેમ તેમ એક પછી એક વધારે મુશ્કેલીઓ અને વધારે ભય જ ઉભા થાય છે "

મે કહ્યુ " એથી ગભરાવાનુ જરાકે કારણ નથી આપણી મુશ્કેલીઓ દૂર કરવાનીજ આપણે મહેનત કરીએ છીએ તેમાથી સૌથી વધારે વહેલા શી રીતે દૂર થઇએ, એ વિશે હુ હમણા વિચાર કરતી હતી આ કાગળો મારી જાતે જ હુ ફ્રેનીને આપી આવવાનો મનસુબો કરતી હતી "

" તે એ કાગળો લખી દીધા ? મેગીઅન, હવે વધારે જોખમ ખેડવામા માલ નથી મહેરબાની કરીને વધારે જોખમ ના ખેડ "

' ના ના એમ ગભરાવે કાઇ વળશે નહી વારૂ કેટલા વાગ્યા છે ? "

મે ઘડીઆળથી જોયુ તો છ વાગ્યા હતા હુ ફ્રેની પાસે જઉ અને જમવાના વખત પહેલા પાછી આવી શકુ, એ માટે પુરતો વખત હતો જો હુ હમણા જ જઉ નહી અને નકામો વખત ગુમાવુ તો આ મકાનમાથી સહિસલામત એકલા બહાર નીકળી પડવાનો અવકાશ કદાચ ન મળે મે લૉરાને કહ્યુ " લૉરા, તારા ખડને અદરથી ચાવી વાસેલી જ રાખજે મારી લગારે ચિંતા કરીશ નહી જો મારા માટે કાઇ પૂછપરછ કરે તો કહેજે કે, હુ બહાર ફરવા ગઇ છુ "

" તુ ક્યારે પાછી આવીશ ? "

" જમવાના વખત પહેલા હુ સપાટાબધ જઇશ અને સપાટાબધ પાછી આવીશ વહાલી, હિમ્મત રાખજે આ કાગળ આવતી કાલે આ વખતે એના માણસના હાથમા જશે કે જે શાતચિત્તે આપણા હિતના વિચારો જ કરશે મિ ગિલ્મોરનો ભાગીદાર ધારાશાસ્ત્રી, મિ. ગિલ્મોરથી બીજી પક્તિમા આપણો વિશ્વસનીય મિત્ર છે એ વિષે મને તો બિલકુલ શકા નથી "

અત્રે મને વિચાર સ્ફુર્યો કે, નીચે બધા શુ કરે છે તે તપાસ્યા વિના એકદમ મારા ફરવા જવાના પોષાકમા અહીથી જવુ સલાહકારક નથી સર પર્સિવલ ઘરમા છે કે કેમ, એની મને ખબર નહોતી, આથી નીચે જઇને પ્રથમ ચોકસાઈ કરી આવવાનો મે નિશ્ચય કર્યો.

પુસ્તકાલયમા કેનેરી પક્ષીઓનો કિલકિલાટ અને પુસ્તકાલયના ઉઘાડા બારણામાથી તમાકુની આવતી ગધને લીધે મે અનુમાન કર્યું કે, કાઉન્ટ પુસ્તકાલયમા છે હુ પુસ્તકાલયની અદર પેઠી નહી પણ બહારથી જ મે તેમા ડોકિઉં કર્યું કાઉન્ટ મિસિસ મિચલસનને પોતાના પક્ષીઓ બતાવતો એક બારી આગળ ઉભેલો હતો મને આશ્ચર્ય થયુ કે, મિસિસ મિચલસન અહી ક્યાથી? કાઉન્ટ પોતે જરૂર તેને બોલાવી હોવી જોઇએ તે પોતાની મેળે કદી પુસ્તકાલયમા જતી નહી. આ માણસના નાના નાના કાર્યોમા પણ કાઇક ભેદ રહેતો આથી હુ વિચારવા લાગી કે, અત્યારે તેણે ક્યા ઉદ્દેશથી મિસિસ મિચલસનને પોતાની પાસે બોલાવી હશે?

આ બાબત ઉપર લાબા વિચાર કરવાની મને અત્યારે ફુરસદ નહોતી મેડમ ફ્રેસ્કો ક્યા હશે, એ મારે શોધી કાઢવુ હતુ હુ તરતજ બહાર ગઈ ચોગાનમા ફુવારાની આસપાસ તે હમેશની પોતાની ટેવ મુજબ અત્યારે ફરતી હતી તેણે મારી સાથે સભ્યતાથી વાતચીત કરી. સર પર્સિવલ ક્યા હશે, એ હવે મારે જાણવુ હતુ મે આડકત્રી રીતે એ પ્રશ્ન કર્યો અને એ જાણીને મને નિરાત વળી કે, તે અત્યારે ઘરમા નથી

મે કાઉન્ટની પદ્ધતિથી પુછ્યુ " તેઓ અત્યારે ક્યા ઘોડા ઉપર બેસીને ગયા છે ? "

તેણે જવાબ દીધો " એકે ઉપર નહી બે કલાક પહેલા તેઓને મે પગપાળા જ ફરવા નીકળી પડેલા જોયા હતા હુ ધારૂ છુ કે, એની કેથેરિક નામની કોઇક છોકરીની તપાસ કરવા તેઓ ગયા છે એ છોકરીની શોધ કરવા માટે તેઓ અતિ આતુર છે કહે છે કે, એ છોકરી ગાડી છે શુ એ છોકરી એવી જ છે, મિસ હોલ્કોબ ? "

" મને એ વિષે બિલ્કુલ ખબર નથી "

" તમે અદર આવો છો ? '

" હા મને લાગે છે કે, હવે જમવાનો વખત થયો હશે એટલે અંદર જઇએ તો ઠીક "

અમે બન્ને સાથેસાથે અંદર ગયા તે પુસ્તકાલયમાં ગઈ અને તેના બારણા અડકાવી દીધા હું તરત જ મેડા ઉપર ગઈ મારી ટોપી અને શાલ લઇને હું દાદરા ઉપરથી ધીમે પગલે નીચે ઉતરી સારે નસિબે, મારા માર્ગમાં અત્યારે કોઈ પણ અંતરાય રૂપ થઇ પડયું નહી

ગામડા તરફ મે જવા માડયું કદાચ સર પર્સિવલ મને માર્ગમા મળે તો લગારે નહી ગભરાવાનો મે નિશ્ચય કર્યો જો તે અને હું ક્યાંયે પણ એકલા મળીએ તો મારી સમયસૂચકતા કદી પણ વિસરી જઉં નહી, એ નિઃશંક છે કોઈ પણ ખબરદાર સ્ત્રીને જો પોતાની ચાલાકી ચલાવવી હોય તો પોતાના સ્વભાવનુ ભાન નહી રાખનારા પુરુષ આગળ તો તે જરૂર સરસાઈ મેળવી શકે છે કાઉન્ટ જેવા–સ્વભાવને કાબૂમા રાખનારા માણસ જેટલો મને સર પર્સિવલનો ભય નહોતો

મારી પાછળ કોઇ આવે છે કે નહી તેની વારવાર ચોકસાઈ કરતી, હું ગામની સીમમા પહોચી કોઈ માણસને તો મે મારી પાછળ જોયો નહીં પણ એક ખાલી ગાડુ આખે રસ્તે મારી પાછળ પાછળ આવતુ હતુ ઘડીએ ઘડીએ તેના પૈડાનો ખડખડાટ ત્રાસદાયક થઈ પડતો હતો હુ ગામ તરફ જવાની એક વાકી ગલીમા વળી ત્યારે મે જોયુ કે, ગાડુ પણ મારી પાછળ વળ્યુ એ ગાડુ આગળ જાય અને ખડખડાટ ટળી જાય, એવા ઈરાદાથી હુ તે ગલીમા ઉભી રહી તે મારી નજદિક થઇને પસાર થયુ ત્યારે મે તેના તરફ બારિકાઇથી જોયુ મને એ વખતે એમ લાગ્યુ કે, ગાડાની પાછલી બાજુએ કોઈક જણ ચાલે છે ગાડીવાન, ઘોડાની લગામ પકડીને મારી બાજુએથી ચાલતો હતો, પણ પાછલી બાજુએ કોણ હશે ? મને વિશેષ અવલોકન કરવાનો અવકાશ મળ્યો નહી, કારણ કે રસ્તો એટલો બધો સાકડો હતો કે, ગાડુ પસાર થયુ ત્યારે બન્ને બાજુના ઝાડોના ડાળપાખડા તેના ઉપલા ભાગને અડકવાથી ખૂબ હાલ્યા, એટલે હુ જરાક આઘી જઇને ઉભી રહી ગાડુ ગયુ ત્યારે મને લાગ્યુ

કે મારો તરંગ ખોટો હતો રસ્તામા કોઇ જ માણસ દેખાયુ નહીં મને નકામી ભ્રમણા થઇ હશે, એમ ધારીને મે એ બાબતમા વિશેષ વિચાર ન કર્યો

માર્ગમા કોઇનો પણ મેળાપ થયો નહી અને હુ સહિસલામત ગામડામા ફેની ઉતરી હતી તે વીશીમા જઇ પહોચી મને ત્યા જતા માલુમ પડયુ કે, વીશીવાળી બાઇએ ફેનીને સારો આનકાર આપ્યો હતો તેને એક ઓરડી દલીલથી કાઢી આપી હતી અને એક સારૂ સ્વચ્છ સિછાનુ પણ પુરૂ પાડયુ હતુ મને જોઇને ફેની વળી પહેલાની માફક રડવા લાગી, અને કહેવા લાગી કે, મારો કોઈ જાતનો ગુન્હો થયો નથી તેમ છતા પણ શેઠે મને કાઢી મૂકી, એ મારાથી સહન થઈ શકતુ નથી

મે તેને આશ્વાસન આપતા કહ્યુ " હવે એ બાબતનો વિચાર ન કરતા તારી અત્યારની હાલત સુધારના પ્રયત્ન કર હુ અને તારી શેઠાણી તને બનતી મદદ કરીશુ તારી વત્તણુક માટે જો કોઇ પણ શકા ઉઠાવશે તો અમે તેને ખાત્રી કરી આપીશુ કે, તુ શકા પડતી વત્તણુકવાળી નથી વારુ હવે મારૂ કહેવુ ધ્યાન દઇને સાભળ જો આ બે કાગળો હુ તને આપુ છુ તે બરાબર સાચવજે આમાથી જે કાગળ ઉપર ટપાલની ટિકિટ ચોઢેલી છે તે કાગળ તુ લડન પહોચે એટલે તરતજ સ્ટેશન ઉપરની ટપાલની પેટીમા નાખી દેજે, અને બીજો કાગળ લિમરિજ ભવનમા મિ. ફેરલીને આપી આવજે બન્ને કાગળોની તારા જીવ કરતા પણ વધારે સભાળ રાખજે કારણ કે તારી શેઠાણીના ઘણાજ અગત્યના લાભ, એ કાગળોમા સમાયલા છે "

ફેનીએ તે બન્ને કાગળો મારી પાસેથી લીધા અને પોતાના પોષાકમા છાતી આગળ તે ખોસ્યા એ બાદ તે બોલી " તમારા કહેવા પ્રમાણે જ્યા સુધી આ કાગળોનો અમલ નહી કરૂ ત્યા સુધી તે મારા હૃદય મનમા ચપાયલાજ રહેશે "

મે કહ્યુ " મે તારા ઉપર મોટો વિશ્વાસ મકયો છે, એ ભૂલીશ નહી આવતી કાલે સહવારે તુ અહીથી જરૂર જજે અને લડન

થઇને લિમરિજ જજે લિમરિજ ભવનમા સૌને તુ એમજ કહેજે કે, તુ મારી નોકરીમા છે આપણે કદાચ થોડાક જ વખતમા પાછા મળી શુ માટે ગભરાઇશ નહી "

"તમારો આભાર માનુ છુ, મિસ ઘણોજ આભાર માનુ છુ તમારી મ્હેરબાનીથી મારામા, હિમ્મત આવી છે મારા શેઠાણીને કહેજે કે, જ્યારે મારા લાયક કાઇ કામ પડે ત્યારે હુ ખિદમતમા હાજર રહીશ એમની પાસે અત્યારે હુ નથી તેથી એમને બહુ અડચણ પડતી હશે એમને આજે જમવા વખતે પોષાક કોણ પહેરાવશે ? એમને જોઇતી ચીજો કોણ આણી આપશે ? આ બધા વિચાર કરતા મારૂ હૃદય ચીરાઇ જાય છે "

હુ જ્યારે ઘેર પાછી આવી ત્યારે જમવાના સમયને ફક્ત ૦ા કલાક જ બાકી રહ્યો હતો મારો પોષાક બદલીને હુ સ્વસ્થ અને તૈયાર થઇ અને નીચે જતા પહેલા લોરા પાસે ગઇ

મે તેના કાનમા કહ્યુ " ફેનીને આપણા કાગળો નિર્વિઘ્ને પહોચાડયા છે ભોજન–ગૃહમા તુ જમવા સારૂ આવવાની છે કે નહી ?"

" ના ના મને એ લોકો સાથે નહી ગમે "

" કેમ, કાઇ નવો બનાવ બન્યો છે કે શુ ? હમણા કોઇ આવ્યુ હતુ તારી પાસે ? "

" હા થોડાકજ વખત પહેલા સર પર્સિવલ ! "

" ફરીથી એજ ? તેણે શુ કર્યુ ? "

" મારા ખડના બારણા બધ હતા એટલે તેનાથી અદર તો આવી શકાયુ નહી પણ બહારથી તેણે મને ગભરાવી નાખી પહેલા તો કશુ બોલ્યા વિના બારણા ઉપર તેણે બે ત્રણ મુક્કીઓ લગાવી, આથી મે પુછ્યુ " કોણ છે એ ? " તેણે જવાબ દીધો " તુ ક્યા ઓળખતી નથી ? તારે માની જવુ છે કે નહી ? પેલી વાતનો બાકીનો ભાગ કહેવો છે કે નહી ? યાદ રાખજે, ફરીથી ચેતવણી આપુ છુ કે, ગમે ત્યારે પણ એ વાત તારા મોમાથી હુ બહાર કઢાવીશ ત્યારે જ

જપીશ એની કેથેરિક અત્યારે ક્યા છે તેની તને ખબર છે જ તેનુ ઠેકાણુ કહેવુ છે કે નહી ?" મે જવાબ દીધો " ખરેખર, હુ તેનુ ઠેકાણુ જાણતી નથી અને હવે કશુ પણ કહેવાનુ બાકી રહ્યુ નથી " તેણે બારણા ઉપર વળી એક મુક્કી લગાવી દીધી અને કહ્યુ " નથી કેમ ? તને બધી ખબર છે હઠીલી, યાદ રાખજે, તારી હઠીલાઈ હુ પગ તળે છૂદી નાખીશ, અને ખરી વાતનો શબ્દે શબ્દ તારા મોમાથી બહાર કઢાવીશ " મેરીઅન, આટલુ કહીને તે ચાલ્યો ગયો આશરે પાચેક ક્ષણ ઉપર જ તે અહી આવી ગયો બહેન, મારૂ શુ થશે ? મને બહુ ગભરામણુ થાય છે "

મને એક બાબતની નિરાત વળી સર પર્સિવલે હજી એની કેથેરિકને શોધી કાઢી નથી સારૂ થયુ કે, તે તેને મળી નથી હુ તો એમજ ઇચ્છવા લાગી કે, તે કદી પણ તેને હાથ આવે નહીં બાદ મે લૉરાને આશ્વાસન આપતા કહ્યુ " જમ્યા બાદ હુ તારી આગળ પાછી આવીશ જો મને જરાક મોડુ થાય તો મુઝાઇશ નહીં એ લોકો પાસેથી એકદમ ઉઠી જઇને તેમને મારે જાણી જોઇને ગુસ્સે કરવાની શી જરૂર ?"

જમવાનો ઘટ વાગ્યો હુ તરતજ નીચે ગઈ સર પર્સિવલે, શિષ્ટાચાર પ્રમાણે મેડમ ફ્રોસ્કોને પોતાનો હાથ આપ્યો અને કાઉન્ટે પોતાનો હાથ મારા તરફ લબાવ્યો અમે ચારે ભોજન-ગૃહમા દાખલ થયા કાઉન્ટનો હાથ મે ઝાલ્યો ત્યારે મને લાગ્યુ કે, તે ગરમ હતો તેની નાડી વેગથી ધબકતી હતી વળી તેણે પોતાનો પોષાક પુરતી સભાળથી પહેર્યો નહતો આ ઉપરથી મને પ્રશ્ન ઉપજ્યો કે, શુ તે પણ મારી માફક ભોજન પહેલા બહાર ગયો હશે ? અથવા તો શુ તે તાપથી અકળાઈ ગયો હશે ?

ગમે તે કારણુ હો, પણ એટલુ તો તેની મુખમુદ્રા ઉપરથી અને બીજા ચિહ્ન ઉપરથી હુ જોઈ શકી કે, અદરખાનેની કોઇક ચિતા તેને મુઝાવી રહી છે છેતરપિડીની તેની કળા અત્યારે કોણ જાણે ક્યા ગુમ થઈ ગઈ હતી કે, તેની મુઝવણ ભરેલી સ્થિતિના દર્શન હુ સારી

પેઠે કરી શકી ભોજન દરમ્યાન, સર પર્સિવલની માફક તે તદ્દન ચૂપ રહ્યો તે વારવાર કોઇકિ ન સમજાય એવી અસ્વસ્થતાથી પોતાની પત્ની તરફ જોયા કરતો તેને આવો અસ્વસ્થ મે કદી જોયો નહતો પણ આમ છતા તે એક શિષ્ટાચાર ભૂલ્યો નહી મેજ ઉપરની કોઈ વાની હુ લેવા જતી તો તરતજ તે સભ્યતાથી મને આપતો અને જાણે મારા પ્રત્યેનો વિવેક પોતે ભૂલ્યો નથી, એમ ખાત્રી કરી આપતો આ મકાનમા પગ મૂક્યા પછી તેણે કદી, ત્રણ બાબતોમા સરતચૂક કરી હોય એમ મને સાભરતુ નથી આજે તો તે અસ્વસ્થ જણાતો હતો પરતુ તે સપૂર્ણ સ્વસ્થ હોય અથવા તો ચિતાથી ઘેરાયલો હોય તોપણ તે કદી મારા પ્રત્યેની સપૂર્ણ માનભરી સભ્યતા ચૂક્યો નહતો બીજી બાબત એ કે, લૉરા તરફ તે મારા કરતા પણ વિશેષ શિષ્ટાચારથી વર્ત્તતો અને ત્રીજી બાબત એ કે, જ્યારે જ્યારે સર પર્સિવલનો મિજાજ ખસી જતો ત્યારે તે હમેશા તેને ઠડો પાડી દેતો મારે બદલે અન્ય કોઈ હોય તો તેના આ વિવેકથી ભોળવાઇ જાય, પણ હુ હમેશા તેનાથી ચેોકેલી રહેતી અને એમજ માનતી કે, આ દભમા તેનો કોઇકિ અદરખાનેનો પ્રપચી ઉદ્દેશ હોવોજ જોઇએ

મેડમ ફોસ્કો સૌથી પહેલી મેજ ઉપરથી ઉઠી મે તેનુ અનુકરણ કર્યું એટલે કાઉન્ટે પણ અમારૂ અનુકરણ કર્યું

સર પર્સિવલે પુછ્યુ " તુ કેમ જાય છે ? ફોસ્કો, હુ તને કહુ છુ સાભળે છે કે ? "

" મે પુરતુ ખાધુ છે અને પુરતો દારૂ પીધો છે, એટલે હવે મારે અહી બેસવાની જરૂર નથી વળી, મારો વિદેશી શિષ્ટાચાર તારે નિભાવી લેવો જોઇએ સન્નારીઓ સાથે જવુ અને સન્નારીઓ સાથે આવવુ, એ અમારો શિષ્ટાચાર પાળવા માટે જ હુ અત્યારે અહીથી બહાર જઉં છુ "

" છટ્! છટ્! " સર પર્સિવલે કહ્યુ " પાછો આવ, પાછો દારૂનો એકાદ ગ્લાસ વધારે પીશ તો તને નુકશાન થશે નહી આ અંગ્રે-

ની માફક જમ્યા પછી એકલા બેસવામા વાધો નથી દારૂ પીતા પીતા આપણે અર્ધો કલાક શાન્ત ચિત્તે કેટલીક ખાનગી વાતચીત કરીશુ "

" શાન્ત ચિત્તે વાતચીત કરવાની હુ ના પાડતો નથી પણ હમણા નહી પર્સિવલ, દારૂ પીતા પીતા તો નહી જ રાતના નિરાતે ઠંડી હવામા આપણે પુષ્કળ વખત સુધી વાતો કરીશુ, "

સર પર્સિવને મોટો ચાટો પાડીને કહ્યુ " આ તે કાઈ તારી સભ્યતા કહેવાય ? હુ ખાત્રીથી કહુ છુ કે, એક માણસના પોતાના જ ઘરમા તેને આમ કહેવુ એ સભ્યતા ભરેલુ નથી જ "

અમે ભોજન કરતા હતા ત્યારે મે સર પર્સિવલને બે ત્રણ વખત કાઉન્ટ તરફ નજર કરતા જોયા હતા, પરતુ કાઉન્ટે જાણી જોઇને તેમના તરફ દૃષ્ટિપાત સુદ્ધાત કર્યો નહતો મારૂ માનવુ છે કે, સર પર્સિવલ કોઈક ગભીર બાબતમા કાઉન્ટની સાથે વાતચીત કરવા તલપતા હતા બપોરે મારે સર પર્સિવલને, લૉરાના અપમાન સબધમા કહેવા જવુ પડયુ ત્યાર પછી તેમણે કાઉન્ટને કાઈક વાતચીત કરવા માટે પુસ્તકાલય બહાર પોતાની પાસે આવવા કહ્યુ હતુ એ પ્રસગ મને અત્યારે યાદ આવ્યો કાઉન્ટે એ વખતે તેમને જવાબ દીધો હતો કે, " હમણા ચોભી જા " સર પર્સિવલે, એ વાતચીત માટે હાલનો સમય ઉચિત લેખ્યો હશે પણ કાઉન્ટને તે ઉચિત લાગ્યો નહી, એ મે હમણાજ સાભળ્યુ બબ્બે વખત કાઉન્ટે ના પાડી તેથી અકળાઇને સર પર્સિવલે તેને અસભ્ય કહ્યો વાતચીત ગમે તે બાબત માટે કરવાની હશે પણ તે બાબત ગભીર હોવી જોઇએ, એ વિષે મને લગારે શકા રહી નહી વળી કાઉન્ટ એ બાબત જાણતો હોવો જોઇએ અને તે ભયકર લેખતો હોવો જોઇએ, એ વિષે પણ મારા મનમા લગારે શકા રહી નહી ભોજન–ગૃહમાથી દિવાનખાનામા જતા જતા મને આ વિચારો આવ્યા

સર પર્સિવલે કાઉન્ટને અસભ્ય કહ્યો પણ તેના ઉપર તે મ્હેણાની કશી અસર થઈ નહી અમારી સાથે તે ન્હાના મેજ આગળ આવ્યો,

એક બે ક્ષણ ત્યા ઉભો રહ્યો અને પછી બહાર ગયો થોડીવાર પછી ટપાલનો કોથળો પોતાના હાથમા લઇને તે આવ્યો એ વખતે આઠ વાગ્યા હતા હમેશા આઠ વાગે બ્લેકવૉટર પાર્કની ટપાલની પેટીમાથી કાગળો કોથળામા ભરીને મોકલવામા આવતા કાઉન્ટે મારી પાસે આ-વીને કહ્યુ "મિસ હૅાલ્કોમ્બ, તમારે ટપાલના કાગળો આપવાના છે કે ?"

મેડમ ફોસ્કો અત્યારે ચ્હા બનાવતી હતી તેના હાથમા ખાંડથી ભરેલો એક ચમચો હતો હુ શો જવાબ આપુ છુ તે સાભળવા માટે એ થોભી ગઈ

મે કહ્યુ, "નહી, કાઉન્ટ, તમારો આભાર માનુ છુ આજની ટપાલ માટે એકે કાગળ નથી "

તેણે ટપાલનો કોથળો નોકરના હાથમા આપ્યો અને તે બાદ પોતે પિયાના આગળ જઇને એક આનન્દદાયક ગીતના સૂર પિયાના-માથી કાઢવા લાગ્યો મેડમ ફોસ્કોએ તે દરમ્યાન ચ્હા બનાવી અને પોતાનો પ્યાલો પીને તે બહાર ગઈ મને એ વખતે વિચાર આવ્યો કે, હુ પણ બહાર જઉં આ વિચારના બે કારણો હતા કદાચ લૉરાની સામે તે કાઇક પ્રપચ કરશે, એવો મને શક ગયો અને બીજુ કારણ એ કે, તેના પતિ સાથે કદી એકાન્તમા ન રહેવુ, એવો મે પહેલેથી જ નિર્ણય કરેલો હતો મારો વિચાર અમલમા મૂકવા માટે મે એકદમ બારણા તરફ જવા માડયુ મે થોડાક પગલા ભર્યા એટલામા કાઉન્ટે મને વિ-નતિ કરી કે, "ચ્હાના મેજ ઉપરથી ચ્હાનો પ્યાલો આપશો ?" મે તેને ચ્હાનો પ્યાલો આપ્યો અને બહાર જવા માટે બીજી વખત પ્ર-યત્ન કર્યો તેણે મને ફરીથી બોલાવી પિયાના આગળથી જ તેણે સગીતને લગતા એક ગુચવણભરેલા પ્રશ્નમા મારો ખુલાસો માગ્યો તેણે કહ્યુ કે, આ પ્રશ્નના ખુલાસામા મારા દેશની ઇજ્જત આબરૂનો આધાર છે મે તેને વિનયથી જવાબ દીધો કે, "સગીતના વિષયમા હુ તદ્દન અજાણી છુ મને સગીતનો લગારે મોહ નથી " પણ તેણે ધ્યાન આપ્યુ નહી, અને જર્મની, ઇટાલિ, ઇગ્લાડ, ઇજીપ્ત વગેરે દેશોના

સગીતને લગતા કેટલાક ચર્ચાસ્પદ પ્રશ્નોમા તેણે એક લાબુ ભાષણ આપવા માડયુ વચ્ચે વચ્ચે ઉત્સાહમા આવી જઇને તે મોટેથી ગાતો પિયાનો વગાડવા મડી પડતો અને જેટલા જુસ્સાથી તે ગાતો તેટલાજ જુસ્સાથી પિયાના ઉપર પોતાના આગળા ચલાવતો ઘડીએ ઘડીએ તે મને અમુક ગીતના નામ ગણાવીને તે ગીત કેવા છે, એ બતાવવા ફરીથી ને ફરીથી ગાઈ બતાવતો

મને તેની આ રીતભાત કટાળા ભરેલી અને જગલી લાગી વારવાર મને એમ થયા કર્યું કે, હવે અહીથી ક્યારે છુટુ ? તે પોતાના ઉત્સાહમા તલ્લીન હતો તે વેળા ધીમે ધીમે હુ બહાર જવાના બારણા તરફ સરકવા લાગી આખરે સર પર્સિવલના આગમનથી મારો છૂટકારો થયો બારણુ ઉઘાડીને તેમણે એકદમ મોટો ઘાટો પાડીને કહ્યુ " આ શયતાનિયત ભરેલી ધાટાધાટ અને ધાધલ કેમ કરી મૂકી છે?" આ સાભળીને કાઉન્ટે પિયાનો બધ રાખ્યો અને કહ્યુ, " બસ જો પર્સિવલને આ સગીત ધાધલ લાગતુ હોય તો મારે ને બધ રાખવુ જોઇશે મિસ હોલ્કોમ, મોહક સગીતદેવી નિરાશામા આપણને તજી જાય છે અને હુ એ દેવીનો જાડો અને વૃદ્ધ પૂજારી, મારા ઉત્સાહને અહી દબાવી દઇને ખુલ્લી હવામા પ્રકટ કરીશ " તે પોતાના ખિસ્સામા હાથ નાખીને દિવાનખાનુ છોડી ગયો અને બહાર ઓટલા ઉપર જઇને એક ગીત મોટા સાદે લલકારવા લાગ્યો

સર પર્સિવલ તેને ધમકાવીને તરતજ પાછા ભોજન-ગૃહમા જતા રહ્યા હતા કાઉન્ટ ઓટલા ઉપર ગાતો હતો તે દરમ્યાન એકવાર સર પર્સિવલે ભોજન-ગૃહની બારીમાથી તેને બૂમ પાડીને પોતાની પાસે આવવા કહ્યુ પણ કાઉન્ટે તે તરફ ધ્યાન જ દીધુ નહી આમ, ત્રીજી વખત કાઉન્ટે સર પર્સિવલ સાથે ખાનગી વાતચીત કરવી મુલત્વી રાખી

તેની પત્ની દિવાનખાનામાથી જતી રહી ત્યાર બાદ તેણે મને અર્ધો કલાક રોકી રાખી હતી હુ જ્યારે તેનાથી છુટી પડી ત્યારે પહે-

સો જ વિચાર મને એ આવ્યો કે, હાલમા તે ક્યા હતી અને શુ કરતી હતી તે તપાસવુ હુ મેડા ઉપર ગઈ પણ તેને મે ક્યાયે જોઈ નહી મે લૅારાને પુછ્યુ કે, અત્યારે તને કોઇએ ખલેલ પહોચાડી હતી ? તેના તરફથી મને નકારમા જવાબ મળ્યો રેશમી પોષાકનો સળવળાટ કે બારણા આગળ કોઇ જાતનો ખળભળાટ તેના સાભળવામા આવ્યો નહતો

અત્યારે નવ ને વીસ મિનિટ થઈ હતી હુ મારા ઓરડામા ગઇ અને મારી નોધપોથી લઇ આની બરાબર દશ વાગ્યા સુધી મે લૅારાના ઓરડામા બેસીને થોડીકવાર નોધો લખી અને થોડીકવાર તેની સાથે વાતો કરી એ દરમ્યાન કોઇ અમારી વચ્ચે ખલેલ કરનાર આવ્યુ નહી. ઘડીઆળમા દશના ટકોરા થયા બાદ હુ ઉઠી, લૅારાને હિમ્મત રાખવા જણાવ્યુ અને તેની પાસેથી હુ વિખૂટી પડી તેણે પોતાના ખડને અદરથી કળ ચઢાવી દીધી એ બાદ હુ માત્ર ચિકિત્સાની ખાતર એકવાર નીચે ગઇ

દિવાનખાનામા સર પર્સિવલ, કાઉન્ટ અને તેની પત્ની ત્રણે જણ સાથે સાથે બેઠા હતા અને વાતો કરતા હતા સર પર્સિવલ એક આરામખુરસીમા બગાસા ખાતા પડયા હતા કાઉન્ટના હાથમા એક ચોપડી હતી અને મેડમ ફોસ્કો એક ખુરશીમા બેઠી બેઠી પખાથી પવન ઉરાડતી હતી મને એ જોઇને અજાયબી થઈ કે, તેનો ચહેરો અત્યારે તેજસ્વી ભાસતો હતો કદી તેના ચહેરામા મે આ લક્ષણ જોયુ નહતુ, તેમ જ કદી તેણે સખ્ત ગરમીમા પણ પોતાને હાથે પોતાને વાયરો નાખ્યો નહતો મે તેને પુછ્યુ " કાઉન્ટેસ, આજે તમારી તબિયત રોજના જેવી લાગતી નથી "

તેણે જવાબ દીધો " આ જ પ્રશ્ન હુ તને પૂછવાની હતી મને તારો ચહેરો કેમ ફીક્કો ભાસે છે, વહાલી ?"

" વહાલી ? !" આટલા બધા સ્નેહસૂચનથી તેણે મને આજસુધી-મા કદી પણ સબોધન કર્યું નહતુ ! આ શબ્દો બોલી રહ્યા પછી તેના મોઢા ઉપર મને બેદરકારી ભરેલુ હાસ્ય છવાયેલુ લાગ્યુ

તેના પ્રશ્નનો જવાબ દેતા મે કહ્યુ "આજે મારૂ માથુ ક્યારનુ દુખ્યા કરે છે"

"હ ખરેખર, કસરતની ટેવ હમેશા ન રાખ્યાથી તેમ થાય આજે જમ્યા પહેના તુ બહાર ફરી આવી હોત તો તારૂ માથુ દુખત નહીં" મને આ છેલ્લુ વાકય કાઇ વિચિત્ર વ્યગ્યથી બોલાયલુ લાગ્યુ શુ તેણે મને બહાર જતી જોઈ હશે? ચિતા નહી જો તેણે મને જોઈ હોય તો! ફ્રેનીના હાથમા હુ માન નાગરો મદ્રિમનામત પહોચાડી આવી છુ એટલે મને હવે કશી દહેશત નથી

અત્રે સર પસિવને પોતાની ખુરશીમાથી ઉઠતા ઉઠતા અને કાઉન્ટ તરફ અસ્વસ્થ રીતે દૃષ્ટિપાત કરતા કહ્યુ "ફ્રેસ્કો, ચાલ, આપણે સિગારેટ પીએ"

કાઉન્ટે જવાબ દીધો "આ મનારીઓ સુના જાય એટલે હુ ઘણી ખુશીથી તારી સૂચના માન્ય રાખીશ"

મે કહ્યુ "કાઉન્ટેસ, મારે તમારા કરતા પહેલા ઉઠવાનો અવિનય કરવો પડે છે તેથી માફ કરશો મારૂ માથુ દુખે છે એટલે હુ સુઈ જઇશ તોજ મને આરામ થશે"

મે જતા પહેલા તેની સાથે હાથ મેળવ્યા એ વખતે તેના ચહેરા ઉપર પુન એનુ એજ બેદરકારી ભરેલુ હાસ્ય છવાયલુ હતુ એમ મે જોયુ સર પસિવલે મારા તરફ બિલકુલ ધ્યાન દીધુ નહી તેઓ કેવળ મેડમ ફ્રેસ્કો તરફ જોઇ રહ્યા હતા તે પણ ક્યારે અહીથી જાય, એવુ તેમના મનમા હોવુ જોઇએ કાઉન્ટ પોતાના હાથમાની ચોપડી પોતાના મોઢા આગળ રાખીને મદ મદ હસ્યા કરતો હતો સર પર્સિવલ સાથેની ખાનગી વાતચીત થવાને હજી વાર હતી, કારણ કે હજી મેડમ ફ્રેસ્કો નડતર રૂપે ત્યાજ બેઠેલી હતી।

---

# પરિચ્છેદ ૩.

## મધ્યરાત્રિયે પ્રપચીઓની મસલત.

**તા ૧૯ મી જૂન** મારા ખડમા ફરીથી એક વાર હુ એકલી પડી ત્યારે આ નોધ-પોથી ઉઘાડીને બનેલા બનાવોનુ ટાચણ કરવા હુ તૈયાર થઈ લગભગ દશેક ક્ષણ સુધી હુ આળસુ પણે બેમી રહી મારા હાથમા હોલ્ડર હતુ, લખવાના બનાવો પણ મને એકે એકે સાભર્યા, પરતુ મારૂ ચિત્ત લખવામા પરોવાયુ નહી મારા વિચારો એકતાર કરવા મે અત્યત પ્રયત્નો કર્યા તેમ છતા પણ તે, સર પર્સિવલ અને કાઉન્ટ તરફજ અજબ ચિકિત્માવૃત્તિથી અકર્ષાયા જે ખાનગી વાતચીત કાઉન્ટે આખા દિવસ દરમ્યાન મુલત્વી રાખી હતી અને જેને માટે સર પર્સિવલને ખૂબ ચટપટી થઇ રહી હતી તે વાતચીત અત્યારે રાત્રિના શાન્ત એકાત સમયમા તેઓ બ ને જણ કરનાર હતા મને એવુ કુતૂહલ ઉપજ્યુ કે, એ વાતચીત શી હશે ?

મારૂ મન નોધ-પોથી લખવાને બદલે એજ વાતચીત તરફ દોરાવા લાગ્યાથી મારે નોધ-પોથી બધ કરીને થોડીવાર સુધી બેસી રહ્યા શિવાય છૂટકો નહતો

મારા શયન-ગૃહમાથી હુ મારા બેસવા ઉઠવાના ઓરડામા ગઇ પવનના ઝપાટાથી મેજ ઉપર પડેલી મિણબત્તી બુઝાઈ જાય નહી, એ હેતુથી મે વચલા બારણા બધ કર્યા બેસવા ઉઠવાના મારા ખડની બારી ખુલ્લી હતી તે બારીએ હાથ ટેકીને હુ બહારનો દેખાવ જોતી ઉભી રહી

આસપાસ સર્વત્ર અન્ધારૂ હતુ રાત્રિના દશ વાગી ગયલા હોવાથી ચોપાસ શાતિ ફેલાઇ ચૂકી હતી આકાશમા ચદ્ર અથવા તારાઓ ઉગ્યા નહતા પવન વાતો નહતો તેથી બફારો થતો હતો, પરતુ જાણે વરસાદ વરસવાની તૈયારી હોય એવા ચિહ્ન ભાસતા હતા મે બારી બહાર હાથ ધર્યો હજી છાટા પડતા નહતા લગભગ ૦। કલાક સુધી હુ બારી

આગળ ઉભી રહી નિરવ અંધકારમા શૂન્ય મને હુ ઉભી રહી હતી બગલાના નોકરો નીચેના બારણા વાસતા હોય એવો ખખડાટ થોડીક વાર થયો પણ તે પછી પુન શાંતિ છવાઇ રહી

અહીથી કટાળીને આખરે હુ મારા શયન-ગૃહમા જવા માટે પાછી ફરવાનો જ્યા વિચાર કરતી હતી કે તરત જ હવામા તમાકુની ગધ પ્રસરી રહી બીજી જ ક્ષણે ચોગાનના દૂરના ભાગમા એક ઝીણો રાતો અગારો મારા જોવામા આવ્યો ધીમે ધીમે તે, બગલાની દિશામા આવવા લાગ્યો કોઇનો પગલાંનો અવાજ મારા સાભળવામા આવ્યો નહી અને એ અગારા સિવાય બીજુ કાંઈ મારા જોવામા આવ્યુ નહી અન્ધકારમા એ ઝીણા રાતા અગારાની ગતિ હુ ઉભી હતી તે બારી-નીચે વધી-ત્યાથી આગળ વધી અને મારા શયન-ખડની બારી નીચે થોભી ગઈ

થોડીકવાર સુધી ત્યા જ સ્થિતિસ્થાપક રહ્યા બાદ પુન તે અગારો જે દિશામાથી આવ્યો હતો તે દિશામા જવા લાગ્યો હુ તેના તરફ નજર રાખી રહી હતી એ અરસામા મે જોયુ કે, સામેથી જરાક વધારે મોટો અગારો ચળક્યો અને તેની ગતિ આ ઝીણા અગારા તરફ વધી બન્નેનુ એક સ્થળે સમિલન થયુ મે મારી કલ્પના દોડાવી કોને સિગારેટ પીવાની ટેવ હતી અને કોને મોટી સિગાર પીવાની ટેવ હતી, એનુ સસ્મરણ કરીને મે તરત જ ધારીલીધુ કે, ચોગાનમાથી મારી બારી તરફ સૌથી પહેલા આવનાર કાઉન્ટ હોવો જોઇએ અને પાછળથી સર પર્સિવલ આવ્યા હોવા જોઇએ તેઓ બન્ને ઘાસવાળી જમીન ઉપર ફરતા હોવા જોઇએ જો તેમ નહોત તો અને નક્કર જમીન ઉપર તેઓ ફરતા હોત તો સર પર્સિવલના ભારે પગલા હુ ઓળખ્યા વિના રહેત જ નહીં-કાઉન્ટના પગલા તો હુ ન જ સાભળી શકત, કારણ કે તેને હમેશા અવાજ ન થાય એવી રીતે ચાલવાની ટેવ છે

જે ઓરડાની બારી એ હુ ઉભી હતી તેમા દીવો ન હોવાથી આ લોકોએ મને નહીંજ જોઈ હોય, એમ હું માનુ છુ હું એ માન્યતા-

ને લીધે બારી આગળથી ખસી નહીં અને ઉભી જ રહી એટલામા મે સર પર્સિવલનો ધીમો સ્વર સાભળ્યો તેમણે કાઉન્ટને કહ્યુ "કેમ, શુ થયુ? અદર ચાલ ને? અહીં કેમ ઉભો રહ્યો છે?"

"પેલી બારીમાનો પ્રકાશ ક્યારે ગુલ થાય, એની હુ રાહ જોઉં છુ" કાઉન્ટે જવાબ દીધો

"એ પ્રકાશ તને શેનો નડે છે?"

"એ દીવો બળે છે, તે ઉપરથી એમ જણાય છે કે, હજી તે જાગે છે કાઇ પણ બાબતમા લગારે શક પડતી હિલચાલ થઇ કે તે ચપળતાથી ચેતી જાય એવી છે અને જો લાગ મળે તો નીચે આવીને સાભળવામા લગારે પાછી પાની કરે એવી નથી ધીરજ રાખ, પર્સિવલ, હજી ધીરજ રાખ"

"છટ્! તુ હમેશા ધીરજ રાખવાનીજ વાતો કરે છે!"

"હમણાજ હુ તને બીજુ કાઇક રહીશ મારા ભલા મિત્ર, તારા ગૃહ–સસારની દિવાલ હમણા જ તૂટી પડે એવી રીતે તેની કિનાર ઉપર તુ ઉભો રહેલો છે, એનુ તને કયા ભાન છે? જો એ સ્ત્રીઓને તારા તરફથી હવે એકજ વધુ તક મળે, તો હુ મારા બાપદાદાની કીર્ત્તિના સોગદ ખાઇને કહુ છુ કે, તેઓ તને એ દિવાલ સાથે નીચે ઘસડી પાડશે! પણ હુ તને એ સ્થિતિમા નહી પડના દઉ"

"મને તો તારા કથનનો કશોયે અર્થ સમજાતો નથી!"

"પર્સિવલ, એ વિષે વધુ ખુલાસો, બારીમાથી બત્તીનુ અજવાળુ દેખાતુ બધ થશે ત્યારે હુ કરીશ વાર, પણ મને પુસ્તકશાળાની બન્ને બાજુના ઓરડાઓ તથા દાદરા ઉપર પહેલા તપાસ કરી આવવા દે"

અત્રે તેઓ બન્ને આગળ ચાલ્યા તેમની વાતચીત ચાલુ હતી, પરતુ ધીમા સ્વરે તે થતી હોવાથી અને મારી બારી આગળથી તેઓ દૂર ગયા હોવાથી હુ તે સાભળી શકી નહી પણ તેની મને ચિતા થઈ નહી કારણ કે મારી ચપળતા અને હિમ્મત માટે કાઉન્ટે જે અભિપ્રાય આપ્યો હતો તેનો પુરાવો આપવા જેટલો ઠરાવ કરવા પુરતુ મે

બધુ સાભળી લીધુ હતુ અધારામા મજકુર બે અગારા દેખાતા બધ થયા એટલે મે મારા મનમા ઠરાવ કર્યો કે, આ બે જણ જ્યા ખાનગી વાતચીત કરવા બેસવાના હોય ત્યા કોઇ ત્રીજી સાભળનાર વ્યક્તિએ જવુ જોઇએ—અને એ સાભળનાર વ્યક્તિ, કાઉન્ટની સર્વ પ્રકારની ચોકસાઈ હોવા છતા પણ, હુ પોતે હોઉં, એજ ઠીક થઈ પડશે છુપાઇને વાત સાભળવાના કાર્ય સામે થતા મારા અત કરણને સતોષ આપવા માટે અને એ કાર્ય કરવાની હિમ્મત ધરવા માટે મારે કાઇક પણ પવિત્ર હેતુ રજૂ કરવો જોઇએ એવો પવિત્ર હેતુ મારા મનમા હતોજ તે એ કે, લૅારાનુ માન, લૅારાનુ સુખ અને લૅારાની પોતાની જિંદગીનો આધાર, આજ રાતના મારા ચપળ કાન અને મારી ચોક્કસ યાદગિરી ઉપર છે લૅારાને ખાતર મારે આજ રાતની વાત હરકોઈ રીતે અને હરકોઇ ભોગે સાભળવીજ જોઇએ

કાઉન્ટે વાતચીત શરૂ કરતા પહેલા પુસ્તકાલયની બન્ને બાજુના ઓરડા અને દાદરો તપાસી આવવાનુ કહ્યુ હતુ આ ઉદ્‌ગારો તેના ઇરાદા-ને વ્યક્ત કરતા હતા મને તે ઉદ્‌ગારો ઉપરથી એમ સમજાયુ કે પુસ્તકશાળાની અદર તેઓ વાતચીત કરવા બેસનાર છે જે ક્ષણે મને આ વિચાર આવ્યો તેજ ક્ષણે બીજો વિચાર આવ્યો કે, તેની સાવધા ની છતા પણ તેને ગોથુ ખવરાવી શકાય એવી રીતે, દાદરા ઉપરથી નીચે ઉતરીને પુસ્તકશાળાના બારણા આગળ જવા સિવાય અને એ રીતે કોઈ જાતના જોખમમા પડયા સિવાય હુ તે બન્નેની વાતચીત સાભળી શકુ એવો એક માર્ગ છે નીચેના ઓરડાનુ વર્ણન આપતા તે ઓરડાઓ બહાર આવેલા એક લાબા ઓટલા વિષે મે અગાઉ વર્ણન આપેલુ છે આ લાબા ઓટલા ઉપર દરેક ઓરડાની બારીઓ પડે છે આ ઓટલા ઉપર લગભગ ત્રણ ફીટ પહોળુ એક છાપરૂ છે આ છાપરા ઉપર બગલાના ઉપલા મજલાના ઓરડાઓની બારીઓ પડે છે છાપરા ઉપરથી કોઈ પડી જાય નહી તે માટે તેની કિનાર ઉપર લોઢાના શળીઆ-નો એક કઠેરો કરવામા આવેલો છે એજ છાપરા ઉપર ફુલના કુડા પણ થોડે થોડે અતરે મકેલા છે

આ બન્ને જણની વાતચીત સાભળવા માટે ઓટલા ઉપરના આ છાપરાનો ઉપયોગ કરવાની મે યોજના ઘડી મારી યોજના એ હતી કે, બિ'કુલ ખખડાટ કર્યા વિના જે ખડની બારીમા હુ ઉભી હતી તેમાથી મારે બહાર નીકળી પડીને, એ છાપરા ઉપર બરાબર એ ભાગમા જઇને બેસવુ કે જ્યા નીચેની પુસ્તકશાળાની બારી આવેલી છે કઠેરા આગળ ફુલના જે કુડા મૂકેલા છે, તેમની વચ્ચે જઇને બેઠાથી અને કાન માડીને ધ્યાનપૂર્વક સાભળ્યાથી જરૂર હુ એ બન્નેની વાતચીત સાભળી શકીશ, એમ મે અનુમાન કર્યું જો સર પર્સિવલ અને કાઉન્ટ, પહેલા ઘણી વાર બેસતા તેવી રીતે, પુસ્તકશાળા-ની ખુલ્લી બારી આગળ પોતાની ખુરશીઓ મૂકીને, સિગાર પીતા પીતા અને પગ બારી ઉપર પહોળા કરીને સુખચેનથી બેઠા બેઠા વાત ચીત કરશે તો તેમની વાતચીતનો દરેક દરેક શબ્દ હુ સાભળી શકીશ આપણે અનુભવથી જાણીએ છીએ કે, કોઇપણ લાબી વાતચીત આખો વખત ધીમા સ્વરે થઈ શકતી નથી એટલે આખી વાતચીત દરમ્યાન ઘણો ભાગ મોટે સાદેજ બોલાશે, એવી મને ખાત્રી હતી કદાચ તે લોકો બારી આગળ બેસવુ પસદ કરશે નહીં અને પુસ્તકશાળાની અદર જ બેસશે તો છાપરા ઉપરથી તેમની વાતચીત સાભળવાનો લાભ મને મળે, એવો સભવ રહેશે નહી એ સજોગમા તો મારે નીચે જવાનુ જોખમ ખેડયા સિવાય છૂટકોજ નહીં રહે

અમારી લાચાર દશામાથી કદાચ મુક્તિનો માર્ગ મળી શકે એવી આ વાતચીત સાભળવાના મારા નિશ્ચયમા હુ અડગ હોવાથી એમજ ઇચ્છિવા લાગી કે, ઉપર દર્શાવેલો બીજા જોખમ ભરેલો માર્ગ મારે લેવો પડે નહીં તો ઘણુ સારૂ જો મારે નીચેજ જવુ પડે તો શાત રાત્રિને વખતે આ બે જણના પાશમા સપડાવાનો દરેક પ્રકારનો સભવિત ભય ઉભોજ રહે અને એવી સ્થિતિમા હુ ગમે તેટલી હિમ્મત રાખવા ધારૂ તોપણુ આખરે હુ એક અબળા હોવાથી હુ તેમની સામે ટકાવ ન કરી શકુ પરિણામે કદાચ મારે નીચે જવાની હિમ્મત કરવાનો વિચાર માડી વાળવો પડે

પણ પહેલો અખ્તરો અજમાવવામા હિમ્મત નહીં હારવાનો મેં ઠરાવ કર્યો હુ ધીમે પગલે મારા શયન-ખડમા ગઈ મારા પોષાકમા સપૂર્ણ ફેરફાર કરવાની મને જરૂર લાગી મારા રેશમી ચણીઆને બદલે મે ફ્લાનલનો એક કાળો ચણીઓ પહેરી લીધો આમ કરવાનુ કારણ એ કે, રેશમના કપડાનો સળવળાટ તરતજ શાત રાત્રિમા તેઓને કાને અથડાય એવો સભવ હતો શરીર ઉપર એક સુતરાઉ બદન રાખીને મે તેના ઉપર મારો મોટો કાળો ઝભ્ભો વીટાળ્યો પ્રવાસ દરમ્યાન હમેશા આ ઝભ્ભો હુ શરીર ઉપર વીટાળુ છુ એ ઝભ્ભા સાથે માથુ અને મોઢુ ઢકાય એવી એક લાબી મોટી ટોપી સિવેલી છે આ ટોપીથી મે મારૂ માથુ ઢાકી દીધુ આમ, પગથી તે માથા સુધી તદ્દન કાળા પોષાકમા સજ્જ થઇને હુ શયન-ખડમાથી બહાર જવા તૈયાર થઈ

મે બત્તી બુઝાવી નાખીને મેજ ઉપર દીવાસળીની પેટી મૂકી. એ બાદ વચના બારણામા થઇને હુ મારા બેસવા ઉઠવાના ખડમા આવી બન્ને ખડને અદરથી તાળા લગાવીને તરતજ હુ બારીમાથી બહાર છાપરા ઉપર સરકી પડી હવે જ મારે સાવધાન રહેવાનુ હતુ. લગાર પણ ખખડાટ થાય તો પરિણામ માઠુ આવે, એવો સભવ હોવાથી છાપરા ઉપરના ફુલના કુડાને મારા શરીરનો કે પોષાકનો કોઈ પણ ભાગ અડકે નહી તેવી રીતે મે છાપરા ઉપર પગલા ભરવા માડયા.

મારા ઓરડા, આ મકાનના છેલ્લા ભાગના ઓરડા હોવાથી પુસ્તકશાળાની બારીવાળા ભાગમા જવા માટે મારે છાપરા ઉપરની પાચ બારીઓ આગળથી પસાર થવાનુ હતુ પહેલી બારી એક ખાલી ઓરડાની હતી બીજી અને ત્રીજી બારીઓ લૅારાના બે ઓરડાની હતી ચોથી બારી સર પર્સિવલના ઓરડાની હતી અને પાચમી કાઉન્ટેસના ઓરડાની હતી એ પછી જે બારીઓ આવતી હતી તે કાઉન્ટના ઓરડાની, નહાવાના ઓરડાની અને પ્રકીર્ણ ઓરડાઓની હતી, પરતુ મારે તે વટાવવાની નહતી

આસપાસ સર્વત્ર અન્ધકાર જામી રહેલો હતો પરતુ માત્ર મેડમ ફ્રૅારકોની બારી આગળ અજવાળુ હતુ પુસ્તકશાળાની ઉપર જે જગ્યાએ મારે જવાનુ હતુ ત્યાજ-બરાબર તેજ સ્થળે કાઉન્ટેસની બારીમાથી પ્રકાશ પડતો હતો ! કાઉન્ટેસ હજી નિદ્રાધીન થઇ નથી ! હવે મારે શુ કરવુ ? પાછા હઠવાનો આ સમય નહોતો-હવે થોડીકજ વારમા ખાનગી વાતચીત શરૂ થશે, માટે મારે તે સાભળવા જવુજ જોઇએ બીજે બધે અન્ધારૂ હોવાથી જરાક વિશેષ સાવધગિરી રાખીશ તો પકડાતી બચી જઇશ, એમ ધારીને હુ આગળ ચાલી દિવાલની લગોલગ ઘસડાતી, એક હાથે મારો ઝભ્ભો સકોરેલો રાખીને અને બીજો હાથ દિવાલને ટેકવીને " લૉરાને ખાતર ! " એટલાજ શબ્દો સ્વગત બોલતી હુ પહેલી બારી પસાર કરી ચૂકી એ પછી લૉરાના ઓરડાની અધારી બારીઓ પણ મે પસાર કરી (" ઈશ્વરના અશિર્વાદ તેના ઉપર ઉતરો અને આજ રાત્રે તે નિરાતે નિદ્રસ્થ રહો ") સર પર્સિવલની અધારી બારી પણ મે પસાર કરી એ પછી એક ક્ષણ હુ ઉભી રહી ધીમેથી હુ ઘુટણભદીએ પડી મારા હાથ છાપરા ઉપર ટેકવ્યા અને એજ દશામા કાઉન્ટેસની બારી નીચેથી તેની નજરે ન પડુ અને બિલ્કુલ અવાજ ન થાય, એવી સભાળ રાખીને હુ સરકી ગઇ

મે બારી તરફ જોયુ તો મને જણાયુ કે, માત્ર તેનો ઉપરનો ભાગ ખુલ્લો હતો અને અદરથી સફેદ ઝાખા કાચની બારી બધ કરેલી હતી મારા અવલોકન દરમ્યાન મે બારીના એ સફેદ ભાગમાથી મેડમ ફ્રૅાસ્કોની આકૃતિને એક દિશામાથી બીજી દિશામા જતી જોઇ-તેણે મને જોઇ નહી હોય મારા તરફનો લગારે અવાજ તેને કાને નહી પડયો હોય જો તેમ થયુ હોત તો જરૂર તે બારીમા ઉભી રહી હોત અથવા તો, જો તેનામા હિમત હોત તો, બારી ઉઘાડીને તેણે બહાર ડોકિઉ કર્યું હોત

છાપરાના કઠેરાને ટેકો દઇને, બારીની એક બાજુએ હુ બેઠી આસપાસના કુડા ક્યા હતા તે તપાસવા માટે મે ધીમેથી હાથ ફેરવી

જોયો મારી બન્ને બાજુઓએ કુંડા હતા અને તેમની વચ્ચે હુ બેસુ એટલી જગ્યા હતી મારી ડાબી બાજુના કુંડામાના ફુલના સુદર મધ-મઘાટ કરતા રોપામાના ફુલને મારા ગાલ અડક્યા તેથી મને સારૂ લાગ્યુ કઠેરા સરસુ મારૂ માથુ ટેકવીને હુ ધ્યાનપૂર્વક નીચે શુ થાય છે, તે વિષે તજવીજ કરવા લાગી

સૌથી પહેલો જે અવાજ મારે કાને આવ્યો તે બે ત્રણ બારણા ફડાફડ ઉઘડવાનો અને વસાયાનો અવાજ હતો કદાચ પુસ્તકશાળાની બન્ને બાજુના ઓરડાઓની તપાસની કાઉન્ટે સૂચવેલી વાતનો અમલ કરવામા આવ્યો હશે, એમ મે અનુમાન કર્યું એ પછી થોડીવારે એક લાલ અગારો ચોગાનમા દેખાયો–મારી બારી તરફ તે ગયો અને પુન જ્યાથી તે નીકળ્યો હતો ત્યા આવ્યો

સર પર્સિવલે ધીમા સ્વરે છુરકિઉ કર્યું " બના જાણે ક્યારનો તુ શી ગડમથળ કરી રહ્યો છે ! હવે તારે બેસવુ છે કે નહી ? "

" ઉફ્ ! કેટલી બધી ગરમી છે ! " કાઉન્ટે સુમકારા કરતા અને નિસાસા નાખતા કહ્યુ

એ પછી ઓટલા ઉપર ખુરશીઓનો ખખડાટ થયો અહા ! મને એ ખખડાટ કેવો ગમ્યો ? મારે હવે નીચે જવાનુ જોખમ ખેડવુ નહી પડે ! તેઓ પુસ્તકાલયની બારી બહાર ઓટલા ઉપર બેઠા બેઠા વાતચીત કરવાનો ઇરાદો રાખે છે ! બગલાના મોટા બુરજમાથી બારના ટકોરા સભળાયા મેડમ ફ્રાન્કોએ પોતાની બારીમાથી બગાસુ ખાધુ. કાચની બારી આગળથી તેનો આકાર પુન એકથી બીજી બાજુએ પસાર થયેલો મે જોયો

દરમ્યાન સર પર્સિવલ અને કાઉન્ટ નીચે વાતચીત કરવા લાગ્યા તેમના અવાજ ઘડીકમા નાના અને ઘડીકમા મોટા થતા, પરતુ તે ન સાભળી શકાય એવા ગણગણાટ જેવા નહોતા મેડમ ફ્રાન્કોની બારીમા હજી પણ પ્રકાશ હોવાથી મને વારવાર ધાસ્તી ઉપજતી હતી કે, કદાચ તેની નજરે હુ પડી જઇશ તો ? મારી હાલત અત્યારે જોખમ ભરેલી

હતી આથી મારૂ ધ્યાન નીચેની વાતચીતમા ગોઠતુ નહતુ અને હરઘડી વચ્ચે વચ્ચે મારે કાઉન્ટેસની બારી તરફ નજર કરવી પડતી હતી થોડીક ક્ષણુપર્યન્ત વાતચીતનો સામાન્ય સાર હુ ગ્રહણુ કરી શકી કાઉન્ટના કહેવાનો ભાવાર્થ મને એમ સમજાયો કે, તેની પત્નીની બારીમાજ હવે પ્રકાશ રહ્યો છે, અને બગલાનો નીચેનો ભાગ તદ્દન શાન્ત છે એટલે હવે કોઈ પણુ અકસ્માતની ધાસ્ની વિના વાતચીત શરૂ કરી શકાશે સર પર્સિવલે આ વખતે તેને ઠપકો દીધો કે, આજ આખા દિવસ દરમ્યાન તેણે પોતાને કેટલી બધી વાર નિરાશ કર્યો છે અને વાતચીત માટે કેવી ગેરકાળજી દાખવી છે ? કાઉન્ટે આ ઉપરથી પોતાનો બચાવ કર્યો કે, કેટલીક મુશ્કેલીઓ અને ચિતાઓ અણુધારી ઉત્પન્ન થવાથી પોતાનુ ધ્યાન તેના ઉકેલમા રોકાયલુ હતુ, તેથીજ વાતચીત કરી નહોતી કોઈના વચ્ચે આવવાની ધાસ્તી ન હોય અથવા કોઇ છુપાઇને વાતચીત સાભળી શકે નહી એવો એકાન્ત સમય મળ્યા વિના ખુલાસાથી વાતચીત કરવી, એ મૂર્ખાઈ ભરેલુજ થઇ પડે છેવટે કાઉન્ટે ઉમેર્યું "પર્સિવલ, આપણા કામકાજમા કટોકટ સક્રાન્તિકાળ ઉત્પન્ન થયો છે જો આપણે ભવિષ્યનો કાર્યક્રમ ઘડવો હોય તો આજે રાત્રે બહુજ વિચાર ચલાવીને ગુપ્તગેતે તે ઘડવો જોઇએ"

કાઉન્ટનુ આ પહેલુજ વાક્ય હતુ કે જે હુ તત્કાળ શબ્દે શબ્દ સ્મરણમા રાખી શકી અત્રેથી મારૂ ધ્યાન, માત્ર કોઇક કોઇકવાર વચ્ચે અતરા પડયા તે બાદ કરૂ તો, આ લોકોની વાતમા મે બરોબર પરોવ્યુ અને જેમ જેમ તે વાત આગળ વધી તેમ તેમ શબ્દે શબ્દ મે સ્મરણમા રાખી

"સક્રતિકાળ ?" સર પર્સિવલે કહ્યુ "અરે, સૌથી વિશેષ ખરાબ અને મુશ્કેલીઓથી ભરપૂર સમય આવી પહોચ્યો છે, એની તને કયાથી કલ્પના હોય ?"

કાઉન્ટે શાતિથી કહ્યુ "એ ત્રણુ દિવસ તારી વર્ત્તણુક જોઇને હુ તારી માફકજ માનવા લાગ્યો છુ પણુ થોડીવાર થોભ આપણે

આગળ વાતચીત કરીએ તેમા હુ જે કાઇ નથી જાણતો તેના કરતા હુ જે કાઇ જાણુછુ તે બાબતમા આપણે એકમત થઈએ જેમ અમુક સમય પસાર થયો હોય તે માટે આપણે ખાત્રી કરી લઇએ અને તે પછી જે સમય વીતવાનો છે, તે માટે એકમત થઇએ, તેમ આ બાબતમા મને ચોકસાઈ કરી લેવા દે"

"હુ બ્રાડી (દારૂ) અને પાણી પી લઉ ત્યા સુધી થોભ તુ પણ તેનો સ્વાદ લે"

"પર્સિવલ, તારો આભાર માનુ છુ ઠડુ પાણી હુ ખુશીથી લઇશ એક ચમચો અને થોડીક ખાંડ—એ સિવાય બીજુ કાઇ નહીં સમજ્યો મિત્ર ?"

"તારી ઉમ્મરનો માણસ માત્ર ખાંડપાણી જ પીયે !—વારૂ, માદલા માણસ માટેના એ સાધનો પેલા પડયા—નિરાતે પી તમે વિદેશી બધાયે એક સરખી પ્રકૃતિનાજ છો"

"વારૂ હવે સાભળ, પર્સિવલ, તુ કેવી વસ્તુસ્થિતિમા છે, તે મારી સમજ પ્રમાણે હુ તારી આગળ સ્પષ્ટતાથી જાહેર કરૂ છુ હુ કયા ખોટુ સમજ્યો છુ, એ વિષે અવશ્ય તુ મને કહેજે તુ અને હું યૂરોપના જુદા જુદા શહેરોમા ફરીને અહી એટના માટે આવ્યા કે નાણાને લગતી આપણી હાલત ખૂબ ખરાબ થઇ ગઇ હતી—"

"લાબી પરડ ના કર ! મને હજારો પૌડ જોઇતા હતા અને તને સેકડો જોઈતા હતા નાણા વિના આપણી બન્નેની હાલત કુતરા જેવી થઈ પડી હતી અને ભવિષ્યમા વધારે ખરાબ હાલત થાત આ વસ્તુ સ્થિતિ છે હવે અહીથી આગળ ચલાવ"

"વારૂ પર્સિવલ તારી નક્કર અગ્રેજી ભાષામા કહુ તો તને હજારો અને મને સેકડો પૌડ જોઈતા હતા અને તે મેળવવાનો એકજ માર્ગ, તારી પત્નીની મદદથી તારી પોતાની જરૂરત મુજબ નાણા ઉછીના લેવાનો હતો (મારી સેકડો પૌડની કગાળ જરૂરત તો કાઈ વિસાતમા જ લેવાની નથી!) આપણે ઇગ્લાડ આવતા હતા ત્યારે માર્ગમા

તારી પત્ની સબધી મે શુ કહ્યુ હતુ ? અને આપણે અહી આવ્યા તે પછી પણ મે ફરીથી તને શુ કહ્યુ હતુ ? મિસ હોલ્કોમ્બ કેવી જાત-ની સ્ત્રી છે, એ જાણ્યા પછી પણ મે તને શી ચેતવણી આપી હતી ?”

“ એ બધુ હુ કેવી રીતે જાણુ ? તુ તો તારી હમેશની રીત મુજબ એક ડઝનમા ઓગણીસની સખ્યાજ ગણાવતો રહ્યો છે !”

‘ મે તને આ પ્રમાણે કહ્યુ હતુ માનવબુદ્ધિએ આજ સુધીમા સ્ત્રીજાતિને તાબે કરવાના ફક્ત બે જ માર્ગ શોધી કાઢેલા છે એક માર્ગ તેને માર મારીને ઠેકાણે લાવવાનો કે જે માર્ગ મોટે ભાગે હલકા અને જડ લોકો લે છે, પણ સુસસ્કૃત અને શિક્ષિત વર્ગના લોકો કે જેઓ, એ અભણ હલકા લોકોથી ઉચા દરજ્જાના છે, તેઓ આ માર્ગને ધિક્કારે છે બીજો માર્ગ ( ઘણો લાબો, ઘણો મુશ્કેલ પરતુ છેવટે ધારેલુ પરિણામ ચોક્કસ લાવનાર માર્ગ ) એ છે કે, કોઇ સ્ત્રીના વાકયથી કદી ચીઢાઇ જવુ નહીં–જાણે ગુસ્સાનુ કારણ બન્યુ જ નથી એમ ગણવુ આ નિયમ પ્રાણીઓની બાબતમા, બાળકોની બાબતમા અને સ્ત્રીઓ કે જે મોટા બાળકોના જેવી જ છે, તેમની બાબતમા એક સરખો લાગુ પડે છે દૃઢ નિશ્ચય, એ એક એવો ગુણ છે કે જેની આગળ પ્રાણીઓ, બાળકો અને સ્ત્રીઓનુ કાઇ જ ચાલતુ નથી જો તેઓ પોતાના માલિકના દૃઢ નિશ્ચયના ગુણમા ક્ષતિ પાડી શકે છે તો જરૂર તેઓ ફાવી જાય છે, અર્થાત્ તેનામા રહેલો સારો ગુણ તેનામાથી કાઢી લઇને તેઓ પોતે ગ્રહણ કરી લે છે જો તેઓ કદી પણ પોતાના માલિકના દૃઢ નિશ્ચયને ડગાવી શકતા નથી તો માલિક ફાવી જાય છે અને તેઓને વશવર્તી બનાવી શકે છે આ સ્પષ્ટ સત્ય મે પહેલા તને કહ્યુ હતુ તારી પત્ની પાસેથી નાણાના સબધમા તુ મદદ મેળવવા માગે છે તે વખતે તો આ સત્ય તારે ખાસ સ્મરણમા રાખવુ જોઇએ, હુ તને આજ પહેલી જ વખત આમ કહેતો નથી તારી પત્નીની બ્હેન મિસ હોલ્કોમ્બની હાજરીમા મે તને બેત્રણ વખત આમ જ કહેલુ છે. તારા સ્મરણમા તે છે ? આ મકાનમા ,મુશ્કેલીઓના જેટલા પ્રસગ

ઉભા થયા છે તેટલા દરેકમા તે કદી પણ એક્કે વેળા આ સત્ય યાદ રાખ્યુ નથી તારી પત્નીએ કે મિસ હોટકોબે જે દરેક દાખલામા જરાક સાચી વલણ બતાવી કે, તરતજ તને તે ગુસ્સાના કારણ રૂપ લાગી અને તુ ચીઢાઇ ગયો! મારા સિદ્ધાત અને સલાહથી તુ આમ વિરૂદ્ધ વર્ત્યો એના પરિણામ કેવા આવ્યા ? તારા દિવાના સ્વભાવને લીધે તુ નાણાના દસ્તાવેજ ઉપર સહી કરાવી શકયો નહી, તાત્કાલિક તારે વધુ નાણા જોઇતા હતા તે તુ મેળવી શકયો નહીં, મિસ હોટકોબને સૌથી પહેલી જ વખત ધારાશાસ્ત્રીની સલાહ લેવાનો આડકત્રો માર્ગ, તારા ઉગ્ર મિજાજને લીધે તે સુઝાડયો—"

"શુ કહ્યુ ? ધારાશાસ્ત્રીની સલાહ તેણે લીધી ?"

"હા એક જ વખત નહી પણ આજે બીજી વખત લીધી છે !"

એટલા ઉપરથી એક ખુરશી પગથીઆ ઉપર ગબડી પડી—જાણે કોઇકે ગુસ્સાથી લાત મારી હોય તેવી રીતે તે અથડાતી અથડાતી નીચે પડી

આ વખતે સર પર્સિવલે પોતાનો મિજાજ ખોઇ દીધો, એ એક રીતે સારૂ થયુ, કારણ કે મે ધારાશાસ્ત્રીની બીજી વખત સલાહ લીધી એ વાત કાઉન્ટ જાણી શકયો, એવુ સાભળતા વેત હુ ચોકી, આથી જે કઠેરાને ટેકો દઇને હુ બેઠી હતી તેનો કરૂરાટ થયો શુ કાઉન્ટ મારી પાછળ પાછળ વીશી સુધી આવ્યો હશે ? ટપાલના કોથળામા નાખવાનો મે એકકે કાગળ તેને આપ્યો નહતો ત્યારે શુ તેણે એવુ અનુમાન કર્યું હશે કે, મારા કાગળો હુ ફેનીને પહોચાડી આવી છુ ? કદાચ તેણે તે વાત જાણી હોય, તોપણ શુ થઇ ગયુ ? મે ફેનીને કાગળો આપ્યા ત્યારે તેણે તરતજ પોતાના પોષાકમા છાતી સરસા તે દાબ્યા મારા હાથમાથી બારોબાર તેના હાથમા તે કાગળ પહોચ્યા છે, એટલે બીજાના હાથમા તે જાય, એવો સભવ નથી જ

હુ આ વિચારોમા પ્રવૃત્ત હતી એટલામા કાઉન્ટને મે નીચે પ્રમાણે બોલતો સાભળ્યો "હજી તારા ભાગ્યનો સિતારો ચળકતો છે, એમ

સમજ આ મકાનમા હુ છુ ત્યા સુધી તો તને થતા સર્વ નુકશાન હુ રદ્દ કરાવી શકુ તેમ છુ તારા ભાગ્યના સિતારાના ગુણગાન કર કે, જે વખતે આજ બપોરે મિસ હોલ્કોબની ઓરડી ઉપર તાળુ વાસવાનો ગાડો ઈરાદો તે જાહેર કર્યો અને મને પુછયા વિના જ તારી પત્નીની ઓરડીને તુ તાળુ વાસવાની ગાડાઇ કરી આવ્યો ત્યારે મે તરત જ તને "ના" કહી તને આપ્યો છે કે બાકોરા ? મિસ હોલકોબ તરફ જોતા શુ તને ભાન થતુ નથી કે, એક પુરુષના જેટલી દીર્ઘદૃષ્ટિ અને દૃઢતા, તેનામા છે ? એ સ્ત્રી જો મારી સાથીદારણ હોય તો હુ આ દુનિયાને મારી આગળીઓના ટેરવાથી નચાવુ ! એ સ્ત્રી મારી દુશ્મન છે, તેથી હુ હેરાન થાઉં છુ મારો બધો અનુભવ અને મારી બધી હિકમતો હુ અજમાવુ છુ, છતા પણ હુ,—ફોસ્કો, તે મને હજાર વાર કહ્યુ છે તેમ, શયતાન જેવો લુચ્ચો હોવા છતા પણ—તારી ઇંગ્લિશ શૈલિમા કહુ તો, એ સ્ત્રીને મારી દુશ્મન તરીકે જોતા, હુ ઇડાના કોચલા ઉપર ચાલુ છુ ! અને આ ભવ્ય વ્યક્તિ—હુ આ ખાડપાણી પીને તેની તદુરસ્તી ઇચ્છુ છુ—આ ભવ્ય મગજવાળી સ્ત્રી કેની છે ? પોતાના અથાગ પ્રેમ, અને દૃઢ હિમ્મતના બળ ઉપર ઝઝુમતી તે એક ખડકની માફક વચ્ચોવચ્ચ ઉભી રહેલી છે એક બાજુ આપણે બે છીએ બીજી બાજુ તારી ગરીબ બિચારી ભલી, ભોળી, સુદર, પરતુ બિનઅનુભવી પત્ની છે એ બે બાજુઓની વચમા ઉભેલી આ બાહોશ અને ઉત્તમ સન્નારીને મારો અતરાત્મા પૂજે છે પણ તારા અને મારા લાભને ખાતર જ મારે તેની સામે લાચારીથી થવુ પડે છે આપણે બે તેની સામે છીએ પણ મારામા ને તારામા ફરક એ છે કે, જાણે તે બીજી સ્ત્રીઓના કરતા વધારે ચપળ અને વધારે હિમ્મતવાળી ન હોય, તેમ ગણીને તુ જડતા ભરેલા અતિમ પગલા ભરે છે, અને હુ એવા પગલા કદી ભરતો નથી પર્સિવલ ! પર્સિવલ ! તારી પદ્ધતિથી તો તુ નિષ્ફળ જ થવો ઘટે અને જો, તુ ખરેખર નિષ્ફળ નીવડયો છે "

અત્રે થોડોક વ[illegible] –

વાપરેલા શબ્દો હુ અહીં એટલા માટે લખુ છુ કે–મારે તે યાદ રાખવા છે–ભવિષ્યમા કોઇવાર લાગ મળે તો હુ તેની હાજરીમા એ શબ્દો બોલી બતાવવા અને તેના માથામા મારવા માગુ છુ

સર પર્સિવલે પુન શાતિમા ભગાણુ પાડયુ તેમણે કહ્યુ "હા, હા તારાથી અપાય એટલી ધમકીઓ આપ અને બની શકે તેટલા બરાડા પાડ નાણાને લગતી મુશ્કેલી જ કાંઈ એકલી મુશ્કેલી નથી. હુ તે સ્ત્રીને માટે જેટલુ જાણુ છુ તેટલુ જો તુ જાણે તો તુ પોતે જ તેની સામે મારા કરતા વધારે સખ્ત પગલા ભરે"

ફાઉન્ટે કહ્યુ "એ બીજી મુશ્કેલી વિષે આપણે પછીથી જરૂર વાતચીત કરીશુ પર્સિવલ, તુ પોતે ચાહે તેટલો મુઝાઈ જા પણ મને તું મુઝવી શકીશ નહીં પહેલા નાણાને લગતી મુશ્કેલીનુ નિવારણ મને કરવા દે તારી હઠીલાઇના બુરા પરિણામ હુ તને પુરેપુરા સમજાવી ચૂક્યો મે તને બતાવ્યુ કે, તારા સ્વભાવથી જ તારા માર્ગમાની મુશ્કેલીઓ દૂર કરી શકાતી નથી જો એ બધુ તુ બરાબર ન સમજ્યો હોય તો હુ ફરીથી કહી સભળાવુ અને (તારી પોતાની જ વહાલી અને સીધી ઇગ્લિશ ઢબે કહુ તો) વધારે ધમકીઓ આપુ અને બરાડા પાડુ?"

"ઉંહૂ! મારા માટે અસતોષ બતાવવો, એ તો સહેલી વાત છે, પણ એ તો કહે કે, હવે કરવાનુ છે શુ? મુશ્કેલી તો એમાજ છે ને?"

"એમ? ઓહોહો! એમા છે શુ? જો સાભળ તારે હવે જે કરવાનુ છે તે એ કે–આજની રાતથી એ દિશામા બધી ધાધલ તુ બધ રાખ–અને ભવિષ્યને માટે આ કામ મને એકલાને જ સોપી દે જો તુ એક વ્યવહારકુશળ બ્રિટિશમેન હોય તો, પર્સિવલ, હુ તને કહુ છુ તેમ કરીશ?"

"આ કામ હુ તારી મુખત્યારી પર છોડી દઉં તો તુ શુ કરવા માગે છે?"

"પહેલા મને જવાબ દે આ કામ બધુજ મારા હાથમા તું છોડે છે કે નહીં?"

"વારૂ તને સોપ્યુ—પછી શુ ?"

"પર્સિવલ, પ્રારભમા થોડાક પ્રશ્નો પૂછવાના છે સયોગોનુ અવલોકન કરીને તે પછીથી જ આગળ પગલા ભરવા માટે મારે થોડાક વખત થોભી જવુ પડશે ઉપરાત મારે એ પણ જાણી લેવુ પડશે કે, હવે સયોગો કેવા આવશે? વખત ગુમાવવો હવે પાલવે તેમ નથી મે તને હમણાજ કહ્યુ છે કે, મિસ હોલ્કોમ્બે આજે બીજી વખત ધારાશાસ્ત્રીને પત્ર લખ્યો છે "

"તે એ વાત કેવી રીતે જાણી? શુ તેણે પોતે જ તને કહ્યુ ?"

"પર્સિવલ, એ વાત મે કેવી રીતે જાણી તેનુ બ્યાન હુ તારી આગળ કરવા બેસુ તો આપણે જ્યા છીએ ત્યાના ત્યાજ પાછા આવીશુ ટૂકમા એટલુ જાણવુ બસ છે કે, એ વાત મે પક્કે પાયે જાણી છે—અને તે જાણ્યા પછી હુ આજે આખો દિવસ ચિતાતુર રહ્યો હતો તથા તે કારણે જ મે અત્યાર સુધી તારી સાથે એકાન્તમા વાતચીત કરવા ના પાડી હતી હવે તારી બાબતોમા હુ મારી યાદગિરી તાજી કરૂ—તારી સાથે એ વિષે વાતચીત કર્યાને જરાક વધારે વખત વહી ગયો છે તારી પત્નીની સહીની ગેરહાજરીમા તે તારાં નાણા ઉભા કર્યા છે, અને ત્રણ મહિનાની મુદ્દત પછી તે નાણા તારે પાછા ભરી દેવાના છે તને એ નાણા મેળવતા જે મુશ્કેલીઓ નડી છે તેનો વિચાર કરતા મારા માથાના કગાળ વિદેશી વાળ ઉભા થઇ જાય છે! જ્યારે નાણા ભરપાઇ કરવાની મુદ્દત પાકશે ત્યારે શુ ખરેખર તારી પત્નીની મદદ વિના તે પાછા ભરી દેવા માટે કોઇજ બીજો ઉપાય નથી ?"

"ના એકકે નથી "

"શુ ? તારી પાસે એકોમા કાઇજ નથી ?"

"થોડાક પૌંડ છે, પણ મારે તો હઝારો પૌંડ જોઇએ છે "

"તારી પાસે કાઇ જામિનગિરીઓ નથી ?"

"ના મુદ્દલે નથી."

"અત્યારે તારી પત્નીની મદદ વિના તને શુ મળે છે ?"

"વીસ હઝાર પૌડના વ્યાજ સિવાય બીજુ કાઇ જ નહીં. આપણુ હરરોજનુ ખર્ચ જ તેમાથી માડ માડ પુરૂ કરી શકાય છે "

"તારી પત્ની તરફથી તને વગર માગ્યે શુ મળી શકે તેમ છે ?"

"તેનો કાકો ગુજરી જાય તો વાર્ષિક ત્રણ હઝાર પૌડ મળે"

"પર્સિવલ, એ રકમ કાઇ ઓછી નથી ! આ કાકો કેવો છે ? બુઢ્ઢો છે કે ?"

"ના–બુઢ્ઢાયે નથી તેમ જુવાન પણ નથી "

"તે સારા સ્વભાવનો અને ઉદારતાથી રહેનારો માણુસ છે કે ? પરણેલો છે ? ના–હુ ધારૂ છુ કે, મારી પત્નીએ તેના વિષે મને કહેલુ છે તે પરણેલો નથી "

"અલબત્ત નથી પરણ્યો જો તે પરણ્યો હોત અને તેને છોકરો હોત તો લેડી ગ્લાઇડ તેની મિલ્કતની વારસ થઈ શકત નહીં તે કેવી પ્રકૃતિનો છે તે વિષે કહુ તે અર્ધો દારૂડીઆ જેવો, નબળો, મૂર્ખાઈ ભરેલી વાતચીત કરનારો તેમજ સ્વાર્થી બબુચક છે તેની પાસે જે કોઇ જાય છે તેને હમેશા પોતાના નબળા મગજના રોદણા રડીને તે કટાળો આપે છે "

"પર્સિવલ, આવી જાતના માણસો લાબો વખત જીવે છે અને બીજાઓ ન જાણે એવી રીતે તેઓ પોતે અમનચમન કરે છે મિત્ર ! આ ત્રણ હઝાર પૌડની આશા રાખવા હુ તને સલાહ આપતો નથી. તારી પત્ની તરફથી તને બીજુ કાઇ વિશેષ મળી શકે તેમ નથી ?"

"કાઈ જ નહી !"

"બિલ્કુલ કાઇ જ નહીં ?"

"બિલ્કુલ કાઇ જ નહી–તે મરણ પામે નહી ત્યાસુધી મને કાઇજ મળે તેમ નથી "

"હ હ મરણ પામે નહીં ત્યા સુધીને ?"

થોડીવાર સુધી વાતચીત બધ રહી કાઉન્ટ ઓટલા ઉપરથી નીચે ઉતર્યો અને ચોગાનમા આવ્યો તેના અવાજ ઉપરથી હુ સમજી શકી

કે, તે ચોગાનમા આવ્યો છે તે બોલ્યો "આખરે વરસાદ પડયો ખરો" મારા ઝભ્ભા ઉપર મે હાથ અરકાડી જોયો તો મને પણ લાગ્યુ કે, કાઉન્ટનુ કહેવુ ખરૂ છે તે ઓટલા ઉપર પાછો ગયો હોય, એમ મને લાગ્યુ, કારણ કે, તે ખુરશી ઉપર બેસવા ગયો ત્યારે તેનો કડાકો સભળાયો તેણે કહ્યુ "પર્સિવલ, લેડી ગ્લાઇડના મરણ બાદ તને શુ મળે ?"

"જો તેને છોકરા ન થાય તો–"

"પણ તે થવાનો સભવ છે ?"

"ના તેવો બિલ્કુલ સભવ નથી–"

"વારૂ, પછી ?"

"વાહ ! તો તો મને તેના વીસ હઝાર પૌંડ મળે"

"આ શરત અત્યારથી લખાઇ ચુકેલી છે ?"

"હા વસિયતનામામા ચોખ્ખુ લખાણ છે"

તેઓ બન્ને અત્રે ફરીથી ચૂપ રહ્યા એ વખતે મેડમ ફોસ્કોની કાચની સફેદ બારીમા તેનો ઓળો દેખાયો આ વખતે તે ત્યાથી પસાર થઇ નહીં, પણ એક ક્ષણ સુધી ત્યાજ ઉભી રહી તેણે તે બાદ બારીની અદરનો પડદો ઉઘાડયો તેના સફેદ ચહેરાની રેખા દેખાઈ બારીના કાચમાથી બરોબર મારા તરફજ તે જોતી હોય, એમ મને લાગ્યુ, પણ સારૂ થયુ કે, વરસાદનુ સખ્ત ઝાપટુ પડયુ અને પાણી કાચ ઉપર પડવાથી કાચને પાણીના ફોરા બાઝી ગયા, જેથી તે મને ભાગ્યેજ જોઇ શકી હોવી જોઇએ મે તો મારા કાળા ઝભ્ભામા મારૂ મોઢુ છુપાવી દીધુ હતુ એટલે અન્ધકારમા મારા કાળા ઝભ્ભાથી તેનો શક ઉશ્કેરાય, એવો, ઘણો ઓછો સભવ હતો તે સ્વગત બોલી "હજી પુષ્કળ વરસાદ પડે છે !" તેણે બારી બધ કરી દીધી અને મે છૂટકારાનો શ્વાસ લીધો

નીચે વાતચીત પાછી ચાલુ થઇ આ વખતે પહેલો બોલનાર કાઉન્ટ હતો તેણે કહ્યુ "પર્સિવલ, તને તારી પત્ની બહુ વહાલી છે?"

"ફોસ્કો ! આ તો ઘણોજ સીધ્ધો સવાલ છે"

" હુ પોતે ઘણો સીધ્ધો માણસ છુ અને તેથીજ એ સવાલ તને ફરીથી પુછુ છુ "

" ભલા જાણે મારા સામે તુ આમ આખો કાઢીને શુ જોઇ રહ્યો છે ?"

" તારે જવાબ નથી દેવો ? વારૂ, ત્યારે આપણે એટલુજ કહીશુ કે, તારી પત્ની આ ઉનાળો પુરો થાય તે પહેલા મરણ પામશે અને પછી—"

' ફ્રાન્કો, બધ કર આ મુદ્દો !"

" આપણે એટલુજ કહીશુ કે, તારી પત્ની ઉનાળા પહેલા મરણ પામશે—"

" અરે, કહુ છુ તે નથી સાભળતો ? આ મુદ્દો પડતો મૂક "

" તે મરણ પામશે અને પછી તરતજ તને ૨૦ હઝાર પૌંડ મળશે આમા તને એક ગેરલાભ એ થશે કે, ૩ હઝાર પૌંડ—"

" હ હ સમજ્યો ૩ હઝાર પૌંડની વાર્ષિક આવકનો લાભ મને નહીં મળે "

" પર્સિવલ, એ લાભ તો લાબા કાળ પછીનો છે નજદિકના ભવિષ્યમા તે રકમ તારી પોતાનીજ ગણાય, એવી આશા નથી તારે તો હમણાજ નાણા જોઇએ છે પર્સિવલ, તારી સ્થિતિમા નફો ચોક્કસ છે–નુકસાન શકા ભરેલુ છે "

" તુ તારી પોતાની વાત પણ સાથે સાથે કરતો જા જે નાણા હુ માગુ છુ તેમાથી થોડાક તારા માટે પણ ઉછીના લીધા છે જો તારા લાભની વાત કહુ તો, **મારી** સ્ત્રીના મરણથી **તારી** સ્ત્રીના ખિસ્સામા દશ હઝાર પૌંડ પડશે તે તારી ચાલાકીથી મેડમ ફ્રાન્કોને મળનારી રકમ સબધી કશોજ ઇશારો કર્યો નથી મારા તરફ ડોળા કાઢીને જોઇશ નહીં ! એમ કાઈ હુ તે સહન કરૂ એવો નથી ! તારો આવો દેખાવ અને તારા સવાલો, તો મારૂ માસ ઉકળાવે છે !"

"તારૂ માસ ? ઇંગ્લિશમા 'માસ'નો અર્થ ' અંતઃકરણ ' થાય છે? તારી પત્નીના મૃત્યુની વાત તો માત્ર એક શક્યતા તરીકે હુ કરૂ છુ. મારૂ કહેવુ શુ ખોટુ છે ? આબરૂદાર ધારાશાસ્ત્રીઓ તમારા વસિયતનામા-માથી એકના નામ કાઢીને બીજાના નામો દાખલ કરે છે ત્યારે શુ જીવતા લોકોના મોઢા ઉપરજ મૃત્યુદેવને તેઓ ફરતો જોતા હોય તેમ વર્તતા નથી કે ? શુ ધારાશાસ્ત્રીઓ તારૂ માસ ઉકળાવે છે ? મારા કથનથી તને અણગમો શા સારૂ ઉપજવો જોઈએ ? આજ રાતનુ મારૂ કામ તારી આગળ તારી વસ્તુસ્થિતિ ભૂલચૂક વિના, ફાડી ફોડીને ખુલ્લા સ્વરૂપે રજૂ કરી દેવાનુ હતુ અને તે મે કર્યુ છે તારી વસ્તુસ્થિતિ આ પ્રમાણે છે જો તારી પત્નીની હયાતિ હોય તો તારે તેની સહીથીજ પેલા ઉછીના લીધેલા નાણા પાછા ભરી દેવા જો તારી સ્ત્રી મરણ પામે તો તેના વસિયાતનામા મુજબ તને મળનારી રકમમાથી તારે તે ભરી દેવા અર્થાત્ તેના મૃત્યુથી તુ તારૂ દેવુ સહેલાઇથી ચૂકવી શકશે"

તે આ પ્રમાણે બોલી રહ્યો તે વખતે જ મેડમ ફોસ્કોની બારી-માનો પ્રકાશ ગુલ થઇ ગયો અને આથી બગલાના બીજા મજલા ઉપર સર્વત્ર અન્ધકાર છવાઇ રહ્યો

" તુ તો ગાડુ ઘેલુ બકે છે ! મારી સ્ત્રીની સહી તુ મેળવી લાવ ને ? એ કામ કરવાને બદલે આવી વાતો સાભળવી મને નથી ગમતી " સર પર્સિવલે કહ્યુ

કાઉન્ટે જવાબ દીધો " સાભળ તે આ કામ ક્યારનુ યે મારા હાથ મા સોપી દીધુ છે હજી મારે શુ કરવુ તે સબધમા નક્કી યોજના ઘડવા માટે બે મહિના બાકી છે જો તને મારૂ કહેવુ ગમતુ ન હોય તો મહેરબાની કરીને હવે આ બાબતમા મને કાઇજ કહીશ નહીં જ્યારે નાણા ભરી દેવાની મુદત પાકશે ત્યારે તુ તારી મેળે જોઇશ કે, આ 'ગાડુ ઘેલુ બોલવુ' કાઇક અર્થસાધક થઈ શક્યુ છે કે નહીં ? વારૂ પર્સિવલ, નાણાને લગતી મુશ્કેલીઓનો નિકાલ અત્યારે આપણે કરી દીધો એમ સમજ હવે તારી બીજી મુશ્કેલીના સબધમા જો તુ મારી

સલાહ લેવા માગતો હોય તો હુ તે ઉપર ધ્યાન આપવા તૈયાર છુ મે જોયુ છે કે, તારી ગુચવણુ એ બીજી મુશ્કેલીથી વધી છે અને તારા સ્વભાવમા પણ વધારે ખરાબ ફેરફાર થયો છે મારા મિત્ર, તારે જે કાઈ કહેવુ હોય તે કહે અને ખાડપાણીનો એક વધુ પ્યાલો હુ પીઉ તો તારી જુસ્સાદાર ગષ્ટ્રીય પ્રકૃતિને મહેરબાની કરીને ધોકો પહોચવા દઈશ નહી !"

કાઇક વધુ ગભીર અને નમ્ર સાદે સર પર્સિવલે જવાબ દીધો "તુ કહે છે કે 'કહે' પણ 'કહે' એ શબ્દ બોલવામા જેટલી સરળતા છે તેટલી સરળતા કાઇ એ વિષયની ગુચવણુમા નથી શરૂઆત જ કેવી રીતે કરવી એ મુશ્કેલી ભરેલી બાબત છે"

કાઉન્ટે સૂચના કરી "હુ તને મદદ કરૂ ? તારી આ ખાનગી મુશ્કેલીને હુ એક નામ આપુ ? હુ તેને 'એની કેથેરિક' કહુ તો કેમ ?"

"આમ જો ફ્રેસ્કો, આપણે બે જણુ એક બીજાને લાબા વખતથી ઓળખીએ છીએ તે મને આજ પહેલા એક બે મુશ્કેલીઓમાથી બચાવ્યો છે તો મે તેના બદલામા નાણાની મારાથી બની શકતી સર્વ પ્રકારની મદદ તને કરી છે મનુષ્યથી બની શકતા ઉત્તમમા ઉત્તમ પ્રકારના મિત્રભાવભર્યા આત્મ–ત્યાગ આપણે બન્ને જણે કરેલા છે, પરતુ આપણી પોતાની ગુપ્ત વાતોનો સ્ફોટ કદી કરેલો નથી–અલબત્ત, તેવી એક બીજાની વાતોમા આપણે કદી માથા માર્યા નથી ખરૂ ને ?"

"પર્સિવલ, તે મારાથી એક વાત ગુપ્ત રાખેલી છે, પણ અહીં બ્લેકવૉટર પાર્કમા તારા કબાટમા એક હાડપિજર છે તેણે થોડાક દિવસથી તારા સિવાય બીજા લોકો તરફ ડોકિયા કરવા માડ્યા છે।"

"વારૂ એમ સમજ કે તેમ થવા માડ્યુ છે પણ જો તને એ સબધમા કાઈ લાગતુ વળગતુ ન હોય તો તારે એ માટે કુતૂહલવૃત્તિ રાખવી ન જોઈએ"

"શુ મારામા કુતૂહલવૃત્તિ જણાય છે ?"

"હા તારો ચહેરોજ કહી આપે છે"

" ઠીક ઠીક ત્યારે તો મારો ચહેરો સાચા ભાવો જ પ્રકટ કરે છે! ખરૂ ને? મારી ઉમ્મરે પહોંચેલો માણસ કે જેના ચહેરામાથી હજી પણ સત્ય વાત પ્રકટ કરવાની ટેવ ગુમ થઈ નથી તેના સ્વભાવમા ભલાઇનો કેટલો બધો ઉંડો પાયો હોવો જોઇએ, એનો તને ખ્યાલ આવે છે? પ્રિય ગ્લાઇડિ! ચાલ, આપણે સાફ હૃદયથી વાત કરીએ તારી આ ગુપ્ત વાત તેની મેળેજ મારે કાને આવી છે હુ તે શોધી કાઢવા ગયો નથી, અને તેથી, તુ કહે છે તેમ, મારામા કુતૂહલવૃત્તિ ઉત્પન્ન થઈ છે વારૂ તારા જુના મિત્ર તરીકે તારી ગુપ્ત વાત છુપાવી રાખવાનુ તુ મને કહે છે ને? ઠીક, હવે હુ એ સબધમા તને કાંઈજ પ્રશ્ન નહી કરૂ "

" બસ મારે એટલુ જ જોઇએ છે "

" તો મારી કુતૂહલવૃત્તિનો અત્રેથી અત આવ્યો છે આ ક્ષણથી જ તેનુ મારા હૃદયમા મૃત્યુ થાય છે "

" શુ તુ અત કરણપૂર્વક આમ કહે છે? "

" શા માટે તુ મારા પ્રત્યે શકા લાવે છે? "

" ફ્રાસ્કો, તારી આડકત્રી પદ્ધતિઓનો મને કાંઇક અનુભવ છે આથી તુ હવે પછી કોઇક જુદી જ રીતે મારી પાસેથી આ વાત કબુલ કરાવગે નહી, એવો ભરૂસો મને બેસતો નથી "

અત્રે ઓટલા ઉપરની એક ખુરસી એકાએક જમીન સાથે પછડાઈ મારી નીચેનો થાભલો નીચેથી તે ઉપર સુધી હાલ્યો હોય, એમ મને લાગ્યુ કાઉન્ટ ગુસ્સે થઇને, ખુરશી પછાડીને, ઉભો થઈ ગયો હતો અને ગુસ્સામા જ તેણે થાભલા ઉપર પોતાનો હાથ પછાડયો હતો!

તે જુસ્સાથી બોલવા લાગ્યો "**પર્સિવલ! પર્સિવલ**! તને મારા સદ્ગુણોનો શુ કાંઈજ પરિચય નથી? મારી સાથેના તારા સહવાસ દરમ્યાન મારા ચારિત્રની ઉજળી બાજુનો શુ તને બિલકુલ અનુભવ નથી? હુ જુની ઢબનો માણસ છુ, સમજ્યો? જો મને તક મળે તો હુ સૌથી

ઉમદા પ્રકારના સત્કાર્યો કરી શકવા સમર્થ છુ મારા જીવનનુ એ દુર્ભાગ્ય છે કે, મને એવી બહુજ થોડી તક મળેલી છે! મિત્રતાના પવિત્ર બધન વિષે મારા વિચારો અત્યત ઉચ્ચ પ્રકારના છે તારા મકાનમાનુ હાડ-પિજર મારા પ્રત્યે ડોકિયા કરતુ હતુ તેમા મારો શો દોષ? મારી કુતૂહલવૃત્તિની કબુલાત મે તારી પાસે શા માટે કરી? ઓ કગાલ, છાલકા હૃદયના અગ્રેજ! એ કબુલાત, મારો પોતાનો આત્મ-સયમ, તને સ્પષ્ટપણે દેખાડવા માટેજ મે કરી છે જો મે ધાર્યું હોત તો, જેમ મારા હાથની મુઠ્ઠી હુ પલકમા ઉઘાડી શકુ છુ તેમજ તારી ગુપ્ત વાત તારી પાસેથીજ હુ કબૂલ કરાવી શકયો હોત-તુ જાણે છે કે, હુ તેમ કરી શકત, પરતુ જ્યારે તે મારી મિત્રતાના પવિત્ર બધનની યાદ આપી ત્યારે હવે મારે મારી ફરજ બજાવવી જોઇએ અને એ ફરજ પવિત્ર ગણવી જોઇએ જો! જો! મારી નીચ કુતૂહલવૃત્તિને હુ મારા પગનીચે કચડી નાખુ છુ મારી ભવ્ય ભાવનાઓ મને વધુ ઉચ્ચ પ્રદેશમા લઇ જાય છે પર્સિવલ, તે ભાવનાઓની કદર કર! પર્સિવલ, તેમનુ અનુકરણ કર! મારી સાથે હાથ મિલાવ—હુ તને માફ કરૂ છુ "

છેલ્લા ઉદ્ગાર કાઢતી વખતે તેનો અવાજ ગળગળો બની ગયો અને જાણે તે ખરેખર અશ્રુપાત કરતો હોય તેમ તેણે ડમકુ ભર્યું

સર પર્સિવલે ગુચવણ ભરેલા શબ્દોમા તેની માફી માગવા કોશિષ કરી, પણ કાઉન્ટે ભવ્યતાથી કહ્યુ " ના મારા મિત્રે જ્યારે મારા હૃદય ઉપર આઘાત કર્યો હોય ત્યારે હુ તેને માફી માગ્યા સિવાયજ માફ કરી શકુ છુ મને સ્પષ્ટતાથી કહે, તને મારી મદદ જોઇએ છે?"

" હા મને તારી મદદની ઘણી જરૂર છે "

" પણ તારા મનનુ સમાધાન કર્યા વિનાજ તુ એ મદદ માગે છે?"

" કોઇ પણ પ્રકારે મારે પ્રયત્ન કરવો જોઇએ "

" તો તેવો પ્રયત્ન કરી જો "

" વારૂ વસ્તુસ્થિતિ આ પ્રમાણે છે—મે તને આજે જ કહ્યુ છે કે, એની કેથેરિકને શોધી કાઢવા મે ઘણા ફાફા માર્યા, પણ હુ નિષ્ફળ નીવડયો છુ

"હા તે મને એ વાત કરી હતી "

"ફ્રાસ્કો ! જો હુ તેને શોધી કાઢુ નહી તો સર્વનાશ થશે "

"એમ ? એ બાબત એટલી બધી ગભીર છે ?"

એટલા નીચે ફાનસનો પ્રકાશ દેખાયો એ પ્રકાશ ચોગાનમા પણ પડયો કાઉન્ટે પુસ્તકશાળામાથી એક ફાનસ બહાર આણ્યુ હતુ કદાચ પોતાના મિત્રનુ મોઢુ જોવા આણ્યુ હોય, કારણ કે, તે તરતજ બોલ્યો "બરાબર ! તારો ચહેરો અત્યારે સત્ય વાત જાહેર કરી દે છે ગભીર ! નાણાને લગતી મુશ્કેલીઓના જેટલીજ ગભીર !'

"એથી પણ વધારે હુ આડી બેઠો છુ એ જેટલુ સાચુ છે તેટલીજ એ વાત સાચી છે ફ્રાસ્કો ! આ મુશ્કેલી વધારે ગભીર છે '

પ્રકાશ હવે દેખાયો નહી અને વાતચીત આગળ ચાલી સર પર્સિવલે કહ્યુ " એની કેથેરિકે મારી સ્ત્રી ઉપર લખેલો જે કાગળ રેતીમા છુપાવ્યો હતો, તે મે તને બતાવ્યો છે એ કાગળમા ખોટુ લખેલુ નથી ફ્રાસ્કો, ગુપ્ત વાતની તેને ચોક્કસ માહિતી છે "

" પર્સિવલ, એ ગુપ્તવાત વિષે મારી આગળ બને તેટલુ ઓછુ કહે તે છોકરીને તે વાતની ખબર તારી મારફત મળી હતી ?"

" ના તેની માએ તેને કહી દીધેલી છે "

" તારી પોતાની ખાનગી વાત બે સ્ત્રીઓ જાણે છે ? મારા મિત્ર ! એ તો ઘણુજ ખરાબ ! બેશક, ખરાબ ! વારૂ આપણે વાતચીત આગળ ચલાવીએ, તે પહેલા એક જ પ્રશ્ન કરવાનો એ છોકરીને દિવાનશાળામા પુરી દેવાનો તારો હેતુ હુ સ્પષ્ટ રીતે સમજી શકયો છુ, પણ તે કેવી રીતે છટકી ગઈ, એ મને બરાબર સમજાતુ નથી જે લોકોને હસ્તક તેને તે સોપી હતી તેઓએ તારા કોઇક શત્રુની લાચથી આખ આડા કાન કર્યા હોય, એવો તને શક છે ?"

" ના દિવાનશાળામા તેનુ વર્ત્તન બીજા દિવાનાઓ કરતા વધારે સારૂ હતુ—અને, મૂર્ખાઓની માફક એ લોકો તેના ઉપર વિશ્વાસ રાખતા હતા તેને દિવાનશાળામા પુરી દેવા જેવીજ તે ગાડી છે

પણ જો તે બહાર છુટી રહે તો મારો નાશ કરવા જેવી ડાહી છે તેની પ્રકૃતિ હવે તુ સમજી શકે છે ?"

"હુ સારી પેઠે સમજી ગયો છુ હવે, પર્સિવલ, મુદ્દાની વાત કર, એટલે શુ કરવુ તે હુ કહુ અત્યારે તને તેના તરફથી શો ભય છે ?"

"અત્યારે એવી મુશ્કેલી ઉભી થઈ છે કે, એની કેથેરિક આટલામા જ ક્યાક વસવા આવી છે લેડી ગ્લાઈડ સાથે તે પત્ર વહેવાર ચલાવવા લાગી છે-મને આથી ભય રાખવાનુ ગભીર કારણ ખરૂ કે નહીં ? રેતીમા છુપાવેલો કાગળ વાચ્યા બાદ કોણ કહી શકે તેમ છે કે, મારી સ્ત્રીને એ છુપી વાતની ખબર પડી નથી ? તે ના કહે તો પણ હુ શી રીતે માનુ કે તે નથી જાણતી ?"

"એક જ ક્ષણ, પર્સિવલ જો લેડી ગ્લાઇડ આ ગુપ્ત વાત જાણતી હોય તો તેણે એ પણ જાણવુ જોઇએ કે, તમો બન્ને જણ વચ્ચે તારા માટે તે એક સમાધાનકારક ગુપ્ત વાત છે તારી પત્ની તરીકે, લેડી ગ્લાઇડની ફરજ છે કે, પોતાના જ હિતને ખાતર આ ગુપ્ત વાત તેણે ગુપ્ત રાખવી જોઇએ"

"એમ ? હુ એજ મુદ્દા ઉપર તને કાઇક વધુ કહુ છુ જો મારા માટે તે જરાક સરખી પણ લાગણી ધરાવતી હોત તો તેને પોતાને લાભ જ થાત પણ હુ તો એક બીજા માણસના માગમા આડખીલી રૂપ થઇ પડયો છુ ! એ બીજા માણસને તે લગ્ન પહેલા ખરા અંતઃકરણથી ચહાતી હતી-હજી પણ તે તેનેજ ચાહે છે તને ખબર છે કે એ માણસ કોણ છે ? તે એક નીચ રખડેલ ચિત્રકળા શિક્ષક છે અને તેનુ નામ હાર્ટરાઇટ છે"

"વહાલા મિત્ર ! આમા મને તે શી અસાધારણ વાત કહી ? સ્ત્રીઓ હમેશા બીજાની સાથે જ પ્રેમમા હોય છે લગ્ન કરનાર કિયા પુરૂષને સ્ત્રીનુ હૃદય સૌથી પહેલુ મળ્યુ છે ? મારી આખી જિદગી દરમ્યાન મને જે અનુભવ થયો છે તે ઉપરથી હુ કહુ છુ કે, કોઈપણ પરણેલો

પુરૂષ મને એવો મળ્યો નથી કે જે તેની પત્નીનો સૌથી પહેલો પ્રેમી હોય કોઇક દાખલામા બીજા દરજ્જાના પ્રેમીઓ મળી આવે છે પરતુ ત્રીજા, ચોથા અને પાચમા તો અસખ્ય હોય છે પહેલો પ્રેમી તો મે કદીપણ આ જન્મમા જોયો નથી અલબત્ત તેવો કોઇક ભાગ્યશાળી હશે ખરો, પણ એના કોઇકની સાથે મારો મેળાપ થયો નથી "

" ઠીક પણ હજી મે તને આ માણસ વિષે બધુજ કહ્યુ નથી એની કેથેરિક દિવાનશાળામાથી છટકી તે પછી તેને સૌથી પહેલો મદદ આપનાર કોણ હતો તે તુ જાણે છે ? આ હાર્ટરાઇટ જ કબરસ્તાનમા તેની સાથે ફરીથી મળનાર કોણ હતો ? આ હાર્ટરાઇટ જ બન્ને વખત તેણે તેની સાથે એકાન્તમા વાતચીત કરી હતી થોભી જા ! વચ્ચે ન બોલીશ તે બદમાશ અને મારી સ્ત્રી, બન્ને જણ એક બીજાને ખૂબ ચહાતા હતા એ બદમાશ મારી ગુપ્તવાત જાણે છે અને આ મારી સ્ત્રી પણ તે જાણે છે હવે જો તે બન્ને જણ એક બીજાને ફરીથી મળે તો તે બન્ને પોતાના લાભને ખાતર આ ગુપ્ત વાત જાહેર કરી દઇને મારો નાશ કરે કે નહી ? "

" ધીમેથી, પર્સિવલ, ધીમેથી ! લેડી ગ્લાઇડના ગુણોનુ શુ તને જરાકે ભાન નથી ? "

" હવે જાણ્યા, જાણ્યા, લેડી ગ્લાઇડના ગુણો ! તેના નાણા સિવાય મને તેનામા રતિભાર પણ બીજી કોઇ રીતનો વિશ્વાસ નથી વસ્તુસ્થિતિ કેવી છે, તે તુ નથી જોઇ શકતો ? તે પોતે એકલી કદાચ મને નુકશાન કરે નહી પરતુ જો તે અને પેલો રખડેલ હાર્ટરાઇટ—"

" હ હ હુ સમજ્યો અત્યારે મિ હાર્ટરાઇટ ક્યા છે ? "

" આ દેશમાથી ચાલ્યો ગયેલો છે જો તેને પોતાના શરીરના હાડકા પાસળા સાજા રાખવા હોય તો તે આ દેશમા પાછો આવવાની ઉતાવળ ન કરે, એવી મારી તેને ભલામણ છે "

" તને ખાત્રી છે કે, તે દેશાવર ગયેલો છે ? "

"ચોક્કસ ખાત્રી છે તેણે કુમરવેડ છોડયુ ત્યારથી તે ઠેઠ સુધી—એટલે, તેણે અમેરિકા તરફ પ્રયાણ કર્યું ત્યા સુધી છુપા જાસુસો મારફત મે તેના ઉપર દેખરેખ રખાવી હતી એની કેથેરિક, લિમરિજ પાસે એક ખેડુતના ખેતરમા રહેતી હતી તે જ્યારે ત્યાથી છટકી ગઈ ત્યારે હુ તે ખેતરમા જઇને પૂછપરછ કરી આવ્યો હતો, પરતુ તેઓ કશુજ જાણતા ન હતા મે તેને દિવાનશાળામા કિયા હેતુથી મોકલી હતી તે સબધમા એની કેથેરિકની માને પૂછપરછ કરી જોવા સારૂ મિસ હોલ્કોમ્બ પાસે મે એક પત્ર લખાવ્યો હતો, અને તેના જવાબમા તેણે મારો હેતુ શુદ્ધ હોવાની ખાત્રી આપી હતી એ છોકરીને શોધી કાઢવા પાછળ મે બેશુમાર નાણા ખર્ચ્યા છે, હજી પણ હુ તેની શોધમા છુ પરતુ મારી બધી મહેનત વ્યર્થ ગઇ છે અને મારા પોતાના જ ગામ નજદિક તે વસના આવી છે છતા હુ તેને પકડી શક્યો નથી! હવે તેની પાસે બીજુ કોણ જશે અને તેની સાથે બીજુ કોણ વાતચીત કરશે? કોઇજ નહી પણ એજ ભટકતો ભામટો હાર્ટરાઇટ! તે કદાચ પાછો આવે અને મને ખબર ન પડે એવી રીતે તેની સાથે તે મળી જાય અને પછી—"

"પર્સિવલ, એ તો નહી જ મળી શકે જ્યા સુધી હુ અહીં છુ અને એ સ્ત્રી અહી નજદિકમા જ રહે છે ત્યા સુધી તો મિ હાર્ટરાઇટના પહેલા હુ જ તેને મળીશ—તે કદાચ પાછો આવશે તો પણ હુ જ તેને પહેલો મળીશ, એ વિષે નિશક રહેજે હ હ હવે હુ તારી સ્થિતિ બરાબર સ્પષ્ટ રીતે સમજી ગયો એની કેથેરિકને શોધી કાઢવી, એ સૌથી પહેલી અગત્યની બાબત છે હુ ફરીથી કહુ છુ કે, એ બાબતમા હવે તુ નિશ્ચિત રહેજે તારી પત્ની અહીં તારા પઝામા છે—મિસ હોલ્કોમ્બ, તેનાથી એક ક્ષણભર પણ વિખૂટી પડે તેમ નથી, એટલે તે પણ તારા પઝામા છે—અને મિ હાર્ટરાઇટ તો દેશાવર ગયેલો છે એ અલોપ થઇ ગયલી એની કેથેરિકનોજ એકલો વિચાર અત્યારે કરવાનો છે વારૂ તે આસપાસ બધે સ્થળે તપાસ ચલાવી જોઇ છે?"

" હુ તેની મા પાસે જઇ આવ્યો હુ આખા ગામમા ઘેર ઘેર તપાસ કરી આવ્યો, પણ ક્યાયે તેનો પત્તો લાગ્યો નથી "

" તેની મા ઉપર તને પુરેપુરો વિશ્વાસ છે ? "

" હા "

" તેણે એક વખત તારી ગુપ્ત વાત તેને કહી દીધી છે. તેમ છતા પણ તને તેનો વિશ્વાસ છે ? "

" તે ફરીથી કહેશે નહીં "

" શા માટે નહીં કહે ? શુ એ વાત છુપાવવામા તારા લાભ ઉપરાત તેના પોતાના લાભ પણ સમાયલા છે ? "

" હા મુખ્યત્વે કરીને એ વાત છુપાવવામા તેને વિશેષ લાભ છે "

" પર્સિવલ, ફક્ત તારી ખાતર, આ મુદ્દો સાભળીને મને આનદ થયો છે મારા મિત્ર ! બિલ્કુલ હતાશ થઇશ નહી આપણા નાણાને લગતી મુશ્કેલી દૂર કરવા માટે તો હજી પુષ્કળ વખત ફાજલ છે, પરતુ એની કેથેરિકની શોધ માટે હુ કાલે જ નીકળી પડીશ અને તારા કરતા હુ મારી તપાસ અવશ્ય સફ્લ બનાવીશ હવે આપણે સુવા જઇએ તે પહેલા એક જ પ્રશ્ન કરવાનો રહ્યો "

" ક્યો પ્રશ્ન ? "

" સાભળ જ્યારે હુ લેડી ગ્લાઇડને નૌકા–ગૃહ આગળ ખબર આપવા ગયો કે, 'તે સહીં લેવાનુ મુલતવી રાખ્યુ છે' ત્યારે અચાનક એક સ્ત્રીને મે શક ઉશ્કેરે એવી રીતે લેડી ગ્લાઇડ સાથે વાતચીત કરતી જોઇ તે આમતેમ આડુઅવળુ જોતી હતી અને લેડી ગ્લાઇડ પાસેથી ઉતાવળમા વદાયગિરી માગતી હતી, એમ મને લાગ્યુ હુ તે સ્ત્રીનો ચહેરો સાફ્સાફ્ જોઇ શક્યો નહીં, કારણ કે તે તરત જ ચાલી ગઇ કદાચ તે એની કેથેરિક હોય, પણ મારે તેને કેવી રીતે ઓળખવી ? તે કોના જેવી છે ? "

" કોના જેવી ? ચાલ, હુ બે જ શબ્દોમા તેનુ ઓળખાણ આપી દઉં મારી સ્ત્રી જો ખુબ માદી થઇ ગઇ હોય તો આબાદ એની કેથેરિક જ લાગે. "

નીચેની ખુરશીનો કડાકો સભળાયો અને થાભલો એકવાર ફરીથી હાલ્યો કાઉન્ટ ફરીથી અત્રે ઉભો થયો-પણ અત્યારે તો આશ્ચર્યાન્વિત થઇને જ ઉભો થયો હતો

"શુ કહ્યુ ?!" તેણે આતુર અવાજે પુછ્યુ

"એમ ધારી લે કે, મારી સ્ત્રી ખૂબ માદી થઇને તરત જ ફરવા હરવા લાગી છે અને તેનુ મગજ ચસકી ગયુ છે બસ તારી ઓળખાણ માટે એને જ તારે એની કેથેરિક સમજી લેવી"

"શુ તેઓ એક બીજાની સગી થાય છે ?"

"ના તે બેને બિલકુલ સગપણ નથી"

"અને તેમ છતા આટલી બધી એકસરખી ?!"

"હા તેઓ આબેહુબ એકસરખી છે પણ તુ હસે છે શા સારૂ ?"

કાઉન્ટે કાઈ જવાબ દીધો નહી, તેમ જ કોઈ જાતનો અવાજ સભળાયો નહી

કાઉન્ટ, તેના દેશવાસીઓની પ્રકૃતિ પ્રમાણે મદ મદ હાસ્ય કરી રહ્યો હતો

સર પર્સિવલે ચીઢાઇને પુછ્યુ "તુ હસે છે શા માટે ?"

"મારા ભલા મિત્ર ! મને કેટલાક તરગ આવ્યા તેથી હુ હસુ છુ. મારી ઇટાલિયન રમુજ પ્રમાણે કહુ તો, જે યશસ્વી પ્રજાએ રમુજી પચનુ પ્રદર્શન શોધી કાઢ્યુ છે તેનો હુ એક વશજ નથી શુ ? વારૂ, વારૂ હવે જ્યારે હુ એની કેથેરિકને જોઇશ ત્યારે જરૂર તેને ઓળખીશ-આજની રાત માટે તારે આટલુ જાણવુ પુરતુ થઇ પડશે પર્સિવલ, તારી સઘળી ચિન્તાઓ હવે દૂર કરી નાખ મારા મિત્ર ! એક પ્રમાણિક માણસના જેવી જ નિશ્ચિત ઉંઘમા આજની રાત વીતાવજે અને પ્રાત કાળમા હુ શુ કરૂ છુ તે જોજે મારા આ મોટા કરસપુટમા મારી બધી યોજનાઓ અને યુક્તિપ્રયુક્તિઓનો ભડાર છે અને તેને લીધે હુ તને કહુ છુ કે, તારા નાણા તુ ચૂકવી શકશે અને એની કેથેરિક પણ તારા પઝામા આવશે મારી ખાનદાનીના શપથ લઇને કહુ છુ

કે, તારી ફત્તેહ છે ! તારા હૃદયના ઉત્તમ ભાગમા સગૃહી મૂકવા જોગ મિત્ર તરીકે આખરે હુ ઠરી ચૂકયો છુ કે નહીં? તે મને વારવાર ધીરેલી નાણુાની રકમો કે જેના સબધમા તે મને ધીમે રહીને થોડાક વખત ઉપર સ્મરણુ કરાવ્યુ હતુ તે રકમો લેવા માટે હુ લાયક નીવડયો છુ કે નહી ? તુ ચાહે તે કરજે પરતુ હવેથી કદી પણુ મારી ભાવનાઓ ઉપર ફરીથી આઘાત કરીશ નહી પર્સિવલ, મને ઓળખતા શીખ ! પર્સિવલ, મારી ભાવનાઓની કદર કર ! તેમનુ અનુકરણુ કર ! પર્સિવલ, હુ તને ફરીથી માફ કરૂ છુ—હુ ફરીથી તારી સાથે હાથ મિલાવુ છુ આજની રાત્રિ તને સુખદ નીવડો !"

આ પછી કોઇએ એક પણુ શબ્દ કહ્યો નહીં કાઉન્ટે પુસ્તકશાળાના બારણુા બધ કર્યા સર પર્સિવલે બારીઓને સાકળો ચઢાવી દીધી આ બે જણુની વાતચીત ચાલુ રહી તે દરમ્યાન આખો વખત વરસાદ પડયા જ કરતો હતો વરસાદમા મારા વસ્ત્રો ભીના થઈ ગયા હતા, મારા અગેઅગ અકડાઇ ગયા હતા, અને શરીરમા ઠડી પ્રસરી ગઇ હતી મે મારી જગ્યાએથી ઉઠવાનો જરાક પ્રયાસ કર્યો ત્યારે મારા ગાત્રોમા એવુ દુ ખ થયુ કે જેથી મારે થોડીવાર બેસી રહેવુ પડયુ બીજી વખત મે બળપૂર્વક ઉઠવાનો પ્રયાસ કર્યો અને ભીના છાપરા ઉપર ઘુટણુમદીએ ચાલી શકાય, એવી રીતે હુ અર્ધી ઉઠી શકી

ધીમે ધીમે હુ દિવાલ સરસી રહીને મારા ખડની બારી તરફ જવા લાગી થોડીવાર પછી મે પાછુ જોયુ તો કાઉન્ટના ઓરડાની બારીમા પ્રકાશ દીઠો હુ હિમ્મત હારવાની અણી ઉપર હતી, પણ પ્રકાશ જોઇને મને ઉત્સાહ આવ્યો મારી નજર તેની બારી તરફ જ રાખીને હુ દિવાલને ટેકો દેતી ધીમે પગલે મારા ખડની બારી પાસે જઇ પહોચી

મારા ખડની બારી ઉપર મે હાથ મૂકયો એટલે બગલાના બૂરજમા સવા વાગ્યો હુ પાછી આવી તે વિષે કોઇને જાણુ થઈ હોય એવા કાંઈ જ ચિહ્ન મારા જોવામા આવ્યા નહી, કિવા એવુ કાઇ જ મારા સાભળવામા આવ્યુ નહી

---

## પરિચ્છેદ ૪.

### મિસ હોલ્કોબની માંદગી—કાઉન્ટની શેખાઈ !

**તા ૨૦ મી જૂન** મંગળવારના આઠ વાગ્યા છે સ્વચ્છ આકાશમા સૂર્ય પ્રકાશ્યો છે હુ મારા બિછાના નજદિક ગઇ જ નથી મારી શ્રમિત અને જાગ્રત આંખો મે એક પળ પણ બંધ કરી નથી ગઇ રાત્રે અંધકારમા હુ જે બારીમાથી બહાર જોતી હતી તેજ બારીમાથી હુ અત્યારે પ્રભાતની નિર્મળ શાંતિ નિહાળી રહી છુ

આ ખડમાથી હુ જ્યારે ગૂપચૂપ બહાર ગઇ હતી ત્યાર પછી અત્યારે કેટલો સમય વીતી ગયો, એ સબધમા હુ મારા તરગ કરી રહી છુ—એ વીતેલા કલાકો મને અઠવાડીઆ જેટલા લાબા લાગે છે!

ખરી રીતે જે સમય ટુકો છે તે **મને** કેટલો બધો લાબો લાગે છે? મને યાદ આવે છે કે, અધારામા હુ ભૂસ્કો મારીને આ ખડમા દાખલ થઇ હતી, તે વખતે મારૂ શરીર ઠડુગાર બની ગયુ હતુ, હુ તે વખતે ગભરાઇ ગઇ હતી, અનાથ દશાને લીધે હુ નિરૂપયોગી છુ એમ મને લાગ્યુ હતુ, પરતુ મને યાદ નથી આવતુ કે, છાપરા ઉપરથી હુ કયારે ઉઠી હતી મારા શયન-ખડમા મે કયારે પ્રવેશ કર્યો હતો, મિણબત્તી ક્યારે સળગાવી હતી, અને વિચિત્ર અજ્ઞાનતાથી સુકા કપડા પહેરવા માટે મે ક્યા અને ક્યારે ફાફા માર્યા હતા ! એ બધુ મે કર્યું હતુ, એ વિષેની ભ્રમણા મારા મનમા છે, પણ ક્યારે, કેટલા વાગે તે બધુ કર્યું હતુ, એની મને સ્મૃતિ નથી

મારા શરીરની ઠડી અને ગાત્રોમા થયેલો અકડાટ ક્યારે દૂર થયા અને ધ્રુજારા સાથે મારા શરીરમા ઉકળાટ અને ગરમી ક્યારે દાખલ થયા, એની મને કાઇ સ્મૃતિ છે? ચોક્કસ, સૂર્યોદય પહેલા મારી એ સ્થિતિ થઇ હતી હા બૂરજમા ત્રણના ટકોરા પડયા હતા તે મે સાભળ્યા હતા તેજ વખતે મારી લાગણીઓ ઉશ્કેરાઇ ગઇ હતી, કાઇક અજબ ચપળતા મારામા સ્ફુરી હતી અને જાણે તાવ

આવ્યો હોય તેના જોમમા એકદમ ઉઠીને ક્યાક નાસી જાઉ એવી ઉર્મિ મારી નસેનસમા ફેલાઇ ગઇ હતી મને યાદ છે કે, એ ઉર્મિઓનો સયમ રાખવાનો મે ઠરાવ કર્યો હતો, આ ભયકર સ્થાનમાથી, કોઇ તત્કાળ શોધી શકે નહીં અને પાછળ પડી શકે નહીં એવી ભય વિનાની તક મળે ત્યારેજ લૉરાને સાથે લઇને નીકળી પડવાનો અને એ તક આવે ત્યા સુધી કલાકોના કલાકો સુધી થોભી જવાનો મે નિશ્ચય કર્યો હતો મને યાદ છે કે, પેલા બે માણસોએ માહોમાહે જે વાતચીત કરી હતી તેજ વાતચીતથી અમને આ મકાન ન્યાયપૂર્વક છોડી જવાનો હક્ક મળશે અને તેઓની સામે સરક્ષણ કરવાના શસ્ત્રો આપોઆપ મળી રહેશે, એવા વિચારથી મે મારા મનને તે વખતે શાત કર્યું હતુ મને વખત મળે ત્યા સુધી અને મારી યાદગિરી સતેજ રહે ત્યા સુધી એ બે જણના શબ્દો, બરાબર જે રીતે તેઓ બોલ્યા હતા તે રીતે, મારી નોધ-પોથીમા લખીને હમેશને માટે જાળવી રાખવાની ઉર્મિ મારા મનમા ઉત્પન્ન થઈ હતી, એ મને યાદ છે મને આ બધી બાબતો રજેરજ યાદ છે મારા મગજમા કોઈ જાતનો ઘોટાળો નથી. શયન-ખડમાથી હોલ્ડર અને શાહીના ખડીઆ સહિત તથા લખવાના કાગળો સહિત સૂર્યોદય પહેલા હુ અહીં આવી હતી-ખુલ્લી બારીમાથી આવતા પવનથી મને શાતિ વળતી હતી-અવિચ્છિન્નતાથી, જેમ બને તેમ ઝડપથી, ઉપરાઉપરી આવતા વિચારોથી ઉત્તેજિત થતી, જાગ્રત અવસ્થામા હુ લખ્યા જ કરતી હતી-એ બધુ મને કેવુ યાદ છે? ઘરના બધા માણસો નિદ્રામાથી જાગ્રત થયા ત્યા સુધી, મિણબત્તી સળગાવીને મે શરૂઆત કરી ત્યારથી ઠેઠ અત્યારે નવો દિવસ ઉગતા આ પાનુ લખુ છુ ત્યા સુધી મે જે કાઈ કર્યું તે મને બરાબર યાદ છે

હજી પણ હુ અહીં કેમ બેસી રહી છુ? મારી આખો બળે છે, આગ માથામા દુખાવો થાય છે, એમ છતા પણ શ્રમ લઇને હુ શામાટે હજી લખ્યાજ કરૂ છુ? મને નક્કી જ્વર આવ્યો છે તે શાન્ત કરવાને માટે હુ શા માટે મારા બિછાનામા સુવા જતી નથી?

એમ કરવાની મારી હિમ્મત ચાલતી નથી બીજા બધા ભય ઉપરાત મને એક વિશેષ ભય ઉત્પન્ન થયો છે મારા શરીરમા અસહ્ય લાહ્ય બળે છે તેની મને બ્હીક લાગી છે મારા મગજમા જાણે કાઇ જોશથી ફરતુ હોય તેમ ધમકારા થયા કરે છે જો હુ હમણા સુઇ જાઉં અને આરામ લઉં તો હુ ફરીથી ઉઠી શકુ એવુ બળ કિવા એવુ ભાન મને પ્રાપ્ત થશે જ, એમ શા ઉપરથી કહી શકાય ?

ઓ! વરસાદ, વરસાદ!—રાત્રે ક્રૂરતાથી તુ શા માટે વરસ્યો ? મારા ગાત્રો તે શા માટે ઠડાગાર બનાવી દીધા ?

*　　　*　　　*　　　*

નવ વાગ્યા અરે, પણ એ નવ વાગ્યા કે આઠ ? બેશક, નવ વાગ્યા હુ ફરીથી કપુ છુ—માથાથી તે પગ સુધી હુ ખૂબ ધ્રુજુ છુ. હુ અત્યારે જાગુ છુ કે ઉંઘુ છુ ? હુ શુ કરૂ છુ તેની મને ખબર નથી.

અરે, મારા પ્રભુ! શુ હુ સખ્ત માદી પડીશ ? માદી! આ કટોકટ સમયે હુ માદી ? મારૂ મસ્તક! હુ લખુ છુ ખરી, પણ લીટીઓ એક બીજા ઉપર લખાઇ જાય છે—મારૂ મસ્તક ભમે છે! હુ અક્ષરો જોઇ શકુ છુ લૅારા—આ શબ્દ હુ લખુ છુ તે વખત મને સ્મૃતિ છે કે હુ લૅારા શબ્દજ લખુ છુ, પણ આઠ વાગ્યા કે નવ ? વાગ્યા કટલા ?

મારૂ શરીર, બહુ જ ઠડુ પડી ગયુ છે—આટલુ બધુ ઠડુ! અરેરે, રાતના વરસાદે હદ કરી!—પણ બૂરજના ટકોરા!—જાણે મારા માથામા હથોડા વાગતા હોય એમ હજી વાગે છે—આઠ કે નવ ?—હુ ટકોરા ગણી શકતી નથી!—

*　　　*　　　*　　　*

(નોધ આ સ્થળે નોધ-પોથીના અક્ષરો તદ્દન અસ્પષ્ટ છે એ ત્રણ લીટીઓ ઉપરા ઉપરી લખાયલી છે અધુરા શબ્દ અને અધુરા વાક્યો જણાય છે ડાઘા પડેલા છે છેકછાક તો છે જ છેવટે એ છુટા અક્ષરો વાચી શકાય છે તે લ અને ર છે તે કદાચ લેડી ગ્લાઇડનુ નામ હશે

નોધ-પોથીના એ પછીના ભાગમા એક નવી નોધ માલુમ પડે છે પણ તે મોટા, જાડા અને દઢતાથી લખાયલા એકસરખા અક્ષરોમા લખાયલી છે તે કોઈ પુરૂષના અક્ષરો લાગે છે ઉપર તારીખ ૨૧ મી જૂન લખેલી છે અને તે પછી નીચે મુજબ લખાણ છે )

## એક સહૃદયી મિત્રની નોધ

ઉત્તમ ગુણોપેત મિસ હોલ્કોમની માદગીથી મને અણધાર્યો બુદ્ધિવિવર્ધક આનદ અનુભવવાની તક મળી છે આ રસભરેલી નોધ-પોથી ( કે જે હુ હમણા જ પુરેપુરી વાચી ગયો છુ તેના ) સબધમા હુ આમ લખુ છુ કેટલાયે પાના આ નોધ-પોથીમા છે મારા હૃદય ઉપર હાથ મૂકીને કહી દઉં છુ કે, દરેક દરેક પાનુ મને મુગ્ધ કરી ચૂક્યુ છે, તેના વાચનથી મારો શ્રમ ઉતરી ગયો છે અને મને અનહદ આનદ થયો છે

મારા જેવો ભાવનાઓથી ભરપૂર માણસ આટલુ પણ જાહેર કરવા શક્તિમાન થાય છે, એ અકથ્ય આનદની વાત છે

અમોલ અબળારત્ન !

મિસ હોલ્કોબ માટે હુ આ શબ્દો વાપરૂ છુ

આશ્ચર્યજનક યત્ન !

આ નોધ-પોથી માટે હુ આમ લખુ છુ

હા, આ પાના આશ્ચર્ય ઉપજાવનારા જ છે આમા શોભી રહેલી કળા, પ્રત્યેક બાબતમા ભાસતો વિવેક, બીજાઓમા નહીં દેખાયલી અપૂર્વ હિમ્મત, અનુપમેય સ્મરણ શક્તિ, ચોકસાઇ ભરેલુ ચારિત્ર-નિરૂપણ, લખાણની સરલ અને સુદર શૈલિ,-આ બધી બાબતોએ આ મહાન્ મેરીઅન, આ ઉચ્ચ ગુણોપેત સન્નારી પ્રત્યેની મારી ગુણ-પૂજામા અકથ્ય વૃદ્ધિ કરી છે આખી નોધપોથીમા મને ખાસ પસદ પડેલી બાબત તો એજ છે કે, મારા પોતાના સબધમા અત્યત કુશળતાથી લખાણ થયેલુ છે-મારૂ વ્યક્તિત્વ યથાર્થ રીતે તેણે ચીતર્યું છે હુ અત કરણપૂર્વક પ્રમાણપત્ર આપુ છુ કે, મારા સબધી તેમા

આપેલો ચિતાર સપૂર્ણ રીતે મને બધબેસ્તો છે મારી પ્રકૃતિએ, મારી રીતભાતે અને મારા કાર્યોએ તેના ઉપર કેટલી બધી અસર કરી હશે કે જેથી મારા માટે કડક છતા પણ મને ન્યાય આપનારૂ લખાણ તેને કરવુ પડયુ છે? મને અત્રે ઘણો ખેદ ઉપજે છે કે, અમારા હિતને ખાતર અમારે પરસ્પર પ્રતિપક્ષીઓ રૂપ રહેવુ પડયુ છે અને એક બીજાની વિરૂદ્ધ કામ કરવા પડયા છે! જો વધુ સુખદ સયોગો પ્રાપ્ત થયા હોત તો હુ મિસ હોલ્કોમ માટે કેવો લાયક નીવડયો હતો —મિસ હોલ્કોમ મારા માટે કેવી લાયક નીવડી હોત!

મારા હૃદયમા જે ભાવ અત્યારે સ્ફુરે છે તે ઉપરથી મને ખાત્રી થાય છે કે, હમણાજ મે ઉપર લખેલી લીટીઓમા સપૂર્ણ સત્ય રહેલુ છે

મારા ભાવ, માત્ર અગત વિચારોમા જ અટકતા નથી, પણ મને વધારે ઉચ્ચ ભૂમિકામા લઇ જાય છે આ અદ્વિતીય સન્નારીએ, પર્સિવલ અને મારા વચ્ચે થયલી ખાનગી વાતચીત, જે કપટકળાથી સાભળી છે તેની ઉત્તમતા વિષે અને એ આખી વાતચીતનો જે અહેવાલ, આદિથી તે અત સુધી લખ્યો છે તેની અપૂર્વ ચોકસાઈ વિષે, હુ તદ્દન નિષ્પક્ષપાતપણાથી, સાક્ષી બનુ છુ

મારા ભાવોથી પ્રેરાઇને, રસાયણશાસ્ત્રને લગતો મારો વિશાળ અનુભવ અને વૈદકશાસ્ત્ર તથા આકર્ષણશાસ્ત્રના વધારે અસરકારક ઉપાયો કે જે માનવજાતિ સમક્ષ પડેલા છે તેને લગતો મારો યશસ્વી અનુભવ મે મિસ હોલ્કોમના ડાક્ટર આગળ રજૂ કર્યો છે પણ તે બુદ્ધિશૂન્ય ડાક્ટરે મારી મદદનો અસ્વીકાર કર્યો છે કગાલ માણસ!

અતમા, મારા ભાવો મને પ્રેરણા કરે છે તે પ્રમાણે હુ આ સ્થળે ઉપકારક, સમભાવપૂર્ણ અને વડીલના જેવા વાત્સલ્યથી ભરપૂર લીટીઓ લખુ છુ હુ નોધ-પોથી બધ કરૂ છુ શિષ્ટાચાર અને સુજનતાના સબધમા જે સખ્ત પ્રકારની લાગણી હુ ધરાવુ છુ તેને લીધે મારી પત્ની મારફત આ નોધપોથી તેની લેખિકાના મેજ ઉપર હુ પાછી

મૂકાવું છું જે બનાવો હવે પછી બનવાના છે તે મને ઉતાવળે આહ્વાન કરે છે સંયોગો મને વધારે ગંભીર મામલા તરફ દોરી જાય છે મારી નજર આગળ વિજયના વિશાળ ચિત્રપટ આપોઆપ ખુલ્લા થતા જણાય છે શાંતિથી હું મારૂં ભાવિ કે જે મને ભયંકર ભાસે છે તેના તરફ દોરાઉં છું મારા ગુણો પ્રત્યેનો મારો આદર–એ જ મારૂં સર્વસ્વ છે. મિસ હોલ્કોમ્બના ચરણોમાં માનભરેલી કોમળતાથી હું તે સાદર કરૂં છું.

તે સાજી થાય, એમ હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું

મને જાહેર કરતાં ખેદ ઉપજે છે કે, મિસ હોલ્કોમ્બે પોતાની બહેનના હિતાર્થે જે કાંઈ બેત રચ્યા છે તે અવશ્ય નિષ્ફળ થશે મારે કહી દેવું જોઇએ કે આ નોંધ–પોથીમાંથી જે ખબરો મને મળી છે તે મારી યોજનાઓમાં મને જરાકે ઉપયોગી થઈ પડી નથી અને એ ખબરોને આધારે જ મિસ હોલ્કોમ્બના બધા બેત હું નિષ્ફળ કરાવીશ, એવું તેણે માનવું નહીં તેની બાજી નિષ્ફળ કરવા માટે મેં યોજનાઓનો જે કાર્યક્રમ અગાઉથી–એટલે કે આ નોંધપોથી વાંચતા પહેલાં–ઘડી રાખ્યો હતો તે જ કાર્યક્રમ, આ નોંધપોથી વાંચ્યા બાદ કાયમ રાખવાનો ઠરાવ મેં કર્યો છે મારી પ્રકૃતિમાં વિશેષ સુંદર ભાવમયતા જાગ્રત કરનાર આ નોંધ–પોથી જ છે–એ ભાવમયતા સિવાય આ નોંધપોથી મને બીજી કોઈ રીતે ઉપયોગી થઈ શકી નથી

મારા જેવી જ ભાવનાપ્રધાન પ્રકૃતિવાળી વ્યક્તિને મારૂં આ લખાણ ખુલ્લું દીવા જેવું લાગશે અને તે મને ક્ષમા આપશે

મિસ હોલ્કોમ્બ જ એવી એક વ્યક્તિ છે અને એમ માનવામાં આનંદ માનતો હું અત્રે મારી સહી કરૂં છું

ફોસ્કો.”

# પરિચ્છેદ ૫.

## કાગળોમા ધોટાળો !

**લિમરિજ ભવનના માલિક મિ. ફ્રેડિક ફેરલીની** હકિકત —[1]

મારા જીવનની એક ભયકર કમનસિબી છે કે, મને કોઇ જપીને એકલો બેસવા દેતુ નથી ! શામાટે ?—અરે, હુ દરેક જણને પૂછુ છુ કે–શામાટે તમે મને ત્રાસ આપો છો ? મારા સવાલનો જવાબ કોઇજ દેતુ નથી ! સગાઓ, મિત્રો અને અજાણ્યાઓ, એ બધા એકઠા મળીને મને કટાળો આપે છે ? એમ શામાટે ? મારા મનને હુ એ સવાલ પુછુ છુ, મારા નોકર લુઇને હુ એ સવાલ પુછુ છુ–દિવસમા પચ્ચાસ વખત પુછુ છુ ! "એમ શામાટે ?" અમો બન્નેમાથી કોઈજ તેનો જવાબ ગોતી શકતા નથી બેશક, વિચિત્ર જ ! !

મને હમણાજ જે ત્રાસ આપવામા આવ્યો છે, તે એક હકિકત પત્ર તયાર કરી આપવાનો છે નબળા જ્ઞાનતતુઓવાળા મારા જેવા ઘણાજ કગાલ હાલતના માણસથી કોઈ હકિકત લખી શકાય ખરી ? જ્યારે હુ આ અત્યત વાજબી વાધો રજૂ કરૂ છુ ત્યારે મને કહેવામા આવે છે કે, મારી ભત્રીજીના સબધમા અમુક અત્યત ગભીર બનાવો મારી રૂબરૂમા બનેલા છે અને એજ કારણસર તેમનુ વર્ણન કરવા માટે હુ એકલો યોગ્ય ગૃહસ્થ છુ મને એવી ધમકી આપવામા આવે છે કે, જો આ બાબતમા હુ મારી જાણ મુજબ હકિકત રજૂ કરૂ નહી તો તેના માઠા પરિણામો આવશે એ પરિણામોનો વિચાર કરવા માટે મને સપૂર્ણ આરામ અને શાતિ જોઇએ તે સિવાય હુ તે વિષે કાઇ વિચાર કરતો નથી મને ધમકીઓ આપવાની કોઈ જાતની જરૂર નથી મારી કગાલ તબિયતથી અને મારી કૌટુમ્બિક મુઝવણોથી હુ એવો છિન્નભિન્ન

---

**૧ નોધ —મિ ફેરલીની** હકિકત તેમજ હવે પછી **૧૧મા પરિચ્છેદ** સુધીમા રજૂ થયલી હકિકતો, ક્યારે, કેવી રીતે અને કોણે એકત્ર કરી હતી તેને લગતો ખુલાસો આ કથાનકમા આગળ જતા, આવશે

થઈ ગયેલો છુ કે, હુ કોઈ સામે ટકાવ કરી શકુ તેમ નથી જો તમે હઠ કરતા હો, તો તમે મારી મારફત તમારો ગેરવાજબી હેતુ સાધો છો અને હુ તો તરત જ તમને નમ્યુ આપુ છુ મને જે કાંઈ યાદ આવે છે તે લખવા હુ પ્રયત્ન કરીશ પણ તે મારો વાધો નોધાવીને જ ! મને જે કાંઈ યાદ નહીં આવે તે હુ નહી લખુ લુઇએ બધુ યાદ રાખવુ જોઇએ અને મારે પદને તેણે લખવુ જોઇએ પણ તે ગધેડો છે અને હુ તો હમેશનો બિમાર છુ આથી અમે બન્ને પરસ્પર દરેક જાતની ભૂલો કરીએ એ સભવિત છે કેવુ શરમાવનારૂ !

મને તારીખો યાદ કરવા કહેવામા આવે છે અરે પ્રભુ ! મારી જિદગીમા મે કોઇ દહાડો તેની યાદગિરી રાખી નથી—મારે હવે શરૂઆત શી રીતે કરવી ?

મે લુઇને પુછી જોયુ છે આજ સુધી હુ તેને ધારતો હતો તેવો તે ગધેડો નથી અમુક બનાવ ક્યિા મહિનાના ક્યિા અઠવાડીઆમા બન્યો, એટલુ તેને યાદ છે અને મને અમુક વ્યક્તિનુ નામ યાદ છે જુન મહિનાના છેલ્લા અઠવાડીઆમા અગર તો જુલાઈ મહિનાના પહેલા અઠવાડીઆમા એક દિવસે—ખાસ કરીને કઇ તારીખે, તે લુઇને યાદ નથી—તે બાઈ આવી હતી અને મને યાદ છે કે તેનુ ફેની નામ હતુ ( મારા અભિપ્રાય મુજબ, એ નામ ખરેખર જગલી નામ છે )

ઉપર જણાવેલા અરસામા એક દિવસે હુ મારી હમેશની રીત મુજબ કલાની જે વિવિધ વસ્તુઓનો સગ્રહ મારી પાસે છે અને જે મે આસપાસના જગલી લોકોને રસિક બનાવવા માટે એકઠો કરેલો છે, તે તપાસતો બેઠો હતો મારા ચિત્રકામની તસ્વીરો, સિક્કાઓ, એ બધી વસ્તુઓ મારી પાસે પડેલી હતી મારો ઈરાદો, એ વસ્તુઓ કાર્લાઇલની સસ્થામા ( ભયકર જગ્યા ! ) ભેટ આપી દેવાનો છે એમ કરવામા મારો હેતુ, તે સસ્થાના સભાસદોની રસિકતામા સુધારો કરવાનો છે અત્રે કહેવુ જોઇએ કે, એક ગૃહસ્થ પોતાના દેશવાસીઓના ઉપર એક મહાન્ રાષ્ટ્રીય લાભ કરવાનો હોય તે પ્રસગે ખાનગી મુશ્કેલીઓ અને કુટુબ-

ને લગતી બાબતોથી તેને ત્રાસ આપવો, એ લાગણી વિનાનુ કાર્ય થઇ પડે છે

મારા કિમતી કલા-સગ્રહની વચ્ચે હુ શાત પ્રાતકાલ ગુજારવા માટે બેઠો હતો એટલામા લુઈ મારા ખડમા આવ્યો મે ઘટ વગાડયો ન હતો તેમ છતા પણ તે અણબોલાવ્યો શા સારૂ આવ્યો, એમ હુ તેને પુછુ એ સ્વાભાવિક જ હતુ હુ કદી સોગદ ખાતો નથી-સોગદ ખાવાની રીત એક ગૃહસ્થને છાજતી રીત નથી-પણ મારે કહેવુ જોઇએ કે, જ્યારે લુઇએ પોતાનુ મોઢુ ખુ'લ્લુ કરીને દાત બતાવીને મોટેથી હાસ્ય કર્યું ત્યારે એવી રીતે હસના માટે તેને ઠપકો આપવો, એ મારા માટે સપૂણ સ્વાભાવિક જ હતુ મે તેને તેથી ઠપકો આપ્યો

મે જોયુ છે કે, જિદગીની નીચી પાયરીના લોકોનો જો આપણે તિરસ્કાર કરીને તેમને ધમકાવીએ છીએ તો તેઓને તરત જ નુકસાન આવે છે લુઈ ઉપર મારા ઠપકાની અસર થઈ તેણે શિયાવિયા થઇને, હસવુ બધ કરતા, મને ખબર આપી કે 'એક જુવાન છોકરી આપને મળવા માગે છે' (નોકરોમા નિદવાજોગ દુર્ગુણ, વાચાળપણાનો છે. એ દુર્ગુણ મુજબ) લુઇએ મને વણપુછયે કહ્યુ કે, તે છોકરીનુ નામ ફેની છે.

મે પુછયુ "એ ફેની કોણ છે?"

"લેડી ગ્લાઇડની નોકરડી, સાહેબ"

"લેડી ગ્લાઈડની નોકરડીને વળી મારી સાથે શુ કામ છે?"

"સાહેબ, એક કાગળ—'

"લઇ લે"

"આપના સિવાય બીજા કોઇને કાગળ આપવાની તે ના પાડે છે"

"એ કાગળ કોણે મોકલ્યો છે?"

"સાહેબ, મિસ હોલ્કોમે"

મિસ હોલ્કોમનુ નામ સાભળતા જ મે એકદમ નમતુ મુકયુ. હુ હમેશા મિસ હોલ્કોમ આગળ નમતુ મૂકવાને જ ટેવાયલો છુ અનુભવે મને શીખવ્યુ છે કે, તેમ કરવાથી ઘણી માથાઝીક ઓછી થાય

છે આ પ્રસગે પણ મે તેમજ ધાર્યું વહાલી મેરીઅન !

"લુઈ, લેડી ગ્લાઈડની દાસીને અદર આવવા દે, પણ હા ઉભો રહે ! તેના જોડાનો ચર્ચરાટ થાય છે ?"

આ પ્રશ્ન પુછવાની મને એટલા માટે ફરજ પડી હતી કે, કોઇના જોડાનો ચર્ચરાટ સાભળવાથી મારો આખો દિવસ બગડે છે મે તે જુવાન છોકરીને મળવાની તો હા પાડી હતી, પણ તેના જોડાનો ચર્ચરાટ સાભળવાની તો હુ કદી હા પાડી શકુ જ નહી મારી સહનશીલતાને પણ હદ છે

લુઇએ મને ખબર આપી કે, તે છોકરીના જોડા ઉપર આધાર રાખી શકાશે મે હાથથી ઇશારત કરીને તેને આવવા દેવાની સમતિ આપી તે છોકરીને તેણે ખડમા દાખલ કરી અહી, એ કહેવુ જોઇએ કે, પોતાના ગભરાટની લાગણી તેણે પોતાનુ મોઢુ બધ રાખીને અને નાક વાટે શ્વાસોશ્વાસ લઇને, વ્યક્ત કરી નીચી પાયરીની સ્ત્રીઓની પ્રકૃતિના અભ્યાસીઓને આથી આશ્ચર્ય જ થાય ! એ છોકરીને મારે ન્યાય આપવો જોઇએ તેના જોડા ચરૂર્ ચરૂર્ બોલતા નહોતા પણ જુવાન નોકરડીઓના હાથ ઉપર પરસેવાના બિન્દુઓ કેમ ફુટી નીકળતા હશે ? અને તેમના ચહેરાઓમા અપૂર્ણતા કેમ ભાસતી હશે ?–ખાસ કરીને તેમની આખોના પોપચાના ખૂણાઓ ખેદ ઉપજાવનારી રીતે અપૂર્ણ કેમ હશે ? કોઈ પણ વિષય ઉપર ઉડો વિચાર કરવા જેટલો સશક્ત હુ નથી પણ કલારસિક ધધાદારીઓને હુ એ વિષય ઉપર વિચાર કરી જોવા વિનતિ કરૂ છુ કે, જુવાન નોકરડીઓનો જે વર્ગ આપણે નોકરીમા રાખીએ છીએ, તેનામા વિવિધતા કેમ હોતી નથી ?

મે તે છોકરીને પુછ્યુ "મિસ હોલ્કોમ તરફથી તુ મારે સારૂ એક કાગળ લાવી છે કે ? મેજ ઉપર તે મૂક અને મહેરબાની કરીને કોઈ વસ્તુ ઉધી વાળતી નહી મિસ હોલ્કોમની તબિયત કેવી છે ?"

"ઘણીજ સારી છે, સાહેબ આપનો આભાર માનુ છુ"

"અને લેડી ગ્લાઇડની ?"

તેણે કાંઈજ જવાબ આપ્યો નહી તે જુવાન છોકરીનો ચહેરો વધારે અપૂર્ણ બન્યો તેના ઉપર ખૂબ કરોચળીઓ વળી અને હુ ધારૂ છુ કે, તે રડવા લાગી મને ચોક્કસ યાદ છે કે, તેની આખો મને ભીની લાગી આસુઓથી કે પરસેવાથી? લુઇ ( મે હમણાજ તેની સલાહ પુછી છે ) એમ માનવાને દોરાય છે કે, તેની આખમા આસુ હતા લુઇ, તે છોકરીના વર્ગમાનો જ એક નોકર હોવાથી આ બાબતમા તે બેશક વધારે જ સમજે આથી હુ પણ કહુ છુ કે, તે છોકરીની આખ આસુથી ભીની બની

હુ આસુઓથી વિરૂદ્ધ છુ મ્હારી દૃષ્ટિથી આસુ બિલ્કુલ પસદ કરવા જોગ નથી મે તેથી મારી આખો મીચી દીધી અને લુઇને કહ્યુ " તે શુ કહેવા ધારે છે, તેની ખાત્રી કરી લેવા કોશિષ કર "

લુઇએ કોશિષ કરી અને તે છોકરીએ પણ કોશિષ કરી પરતુ તે બન્ને જણે એવો ગુચવાડો ઉપન્ન કર્યો કે જેથી મને પોતાને રમુજ ઉત્પન્ન થઈ તે છોકરીએ મારા નોકર મારફત તેની ભાગી તૂટી ભાષામા જે કાઇ કહ્યુ તેનો સાર અને તે બાબતમા મારો અભિપ્રાય-બન્ને હુ સાથે સાથે આપુ છુ —

મને એમ યાદ છે કે, તે છોકરીએ મને ( લુઇ મારફત ) કહેવા માડ્યુ કે " મારા ગેરે મારી શેઠાણીની નોકરીમાથી મને કાઢી મુકી છે ( આ જુવાન છોકરીની વિચિત્ર અસમજતા ઉપર ધ્યાન આપો તેણે નોકરી ગુમાવી એમા શુ મારો દોષ ગણાય? × ) મને નોકરીમાથી કાઢી મૂક્યા પછી, હુ એક ગલીમા સુવા ગઈ ( હુ કાઈ ગલીનો માલિક નથી-એ બાબત મને કહેવાની શી જરૂર?! ) સાજના છ અને સાત વાગ્યાની વચ્ચે મિસ હોપ્કાસ મને મદદ દેવા આવ્યા તેમણે મને બે કાગળ આપ્યા એક આપને ( મને ) અને બીજો લડન ખાતે એક ગૃહસ્થને આપવા સારૂ ( લડનમાનો ગૃહસ્થ હુ નથી-લડનમાના ગૃહસ્થને ફાસીને લાકડે ચઢાવો! ) મે તે કાગળો મારા હૃદય સાથે

× નોધ કૌસમા મૂકેલા વાક્યો મિ. ફેરલીના ઉદ્દગારો છે

આપ્યા ( મારે તેના હૃદય સાથે શી લેવાદેવા છે ? ) મિસ હોલ્કોમ્બ ગયા તે પછી મને ઘણુ દુખ ઉપજ્યુ છેક નિદ્રાનો સમય થયો ત્યા સુધી એક કોળીઓ ધાન કે એક ટીપુ પાણી સુદ્ધાત મે મારા મોમા મૂક્યા નહી નવ વાગ્યા તે વખતે ચ્હાનો એકાદ પ્યાલો પીવાની મને ઇચ્છા થઈ ( દુખથી શરૂઆત થઈ અને ચ્હાથી અત આવ્યો એવી આ જગલી અને અસબદ્ધ વાત કહીને મને તે શા સારૂ ત્રાસ આપતી હશે ? ) જ્યારે હુ વાસણુ ગરમ કરતી હતી ( લુઇએ કહેલા શબ્દો જ હુ અહી લખુ છુ વાસણુ ગરમ કરવાનુ કે ચ્હા ! ) ત્યારે મને એક ઝાટકો વાગ્યો ! ( આ તેનાજ શબ્દો છે એ શબ્દોનો અર્થ લુઈના મગજમા પણ ઉતર્યો નથી મને તો તે શબ્દો બુદ્ધિહીન લાગ્યા છે ) કાઉન્ટ ફ્રોસ્કોના પત્ની મારા ખડમા આવ્યા, એજ ઝાટકાનુ કારણ ! ( આતો ઘણુ વિચિત્ર લાગે છે કાઉન્ટેસ ફ્રોસ્કો તે મારી બ્હેન તેણે એક વિદેશીને પરણવાનુ ઉછાછળુ પગલુ ભર્યું હતુ તે આ નોકરડી પાસે આવે તેમા નોકરડીને શેનો ઝાટકો વાગે ! તેના કથનનો અર્થ ' મને આઘાત થયો ' અથવા 'મને આશ્ચર્ય ઉપજ્યુ ' એવો હશે પણ ભાષા ખરાબ ! મારા જ્ઞાનતતુઓનો દુખાવો આ નકામી વાતોથી વધી ગયો છે હુ એની શકતો નથી, પણ મારે લખાવવુ જ જોઇએ લુઇએ મને દવા આપ્યા પછી લખાવુ છુ કેટલુ બધુ અગવડભરેલુ ! )

" કાઉન્ટેસ ફ્રોસ્કોએ મારા ખડમા આવીને મને કહ્યુ કે, ' મિસ હોલ્કોમ્બ ઉતાવળમા હોવાથી એક બે બાબતો તેનાથી તને કહેવી રહી ગઇ એ વિષે હુ તને સદેશો આપવા આવી છુ ' મે તે સદેશો જાણવા માગ્યો પણ તેમણે તે કહેવાની ઉતાવળ નથી, એમ જણાવ્યુ કાઉન્ટેસ તે દિવસે મારા તરફ અસાધારણ મમતાળુ હતા વળી તે અજાયબી ઉપજાવે એવા અત્યત ગભીર પણ હતા ( મારી બ્હેનનો આવો પ્રતિકુળ સ્વભાવ ! ) કાઉન્ટેસે મને કહ્યુ " અરે બિચારી છોકરી ! મને ખાત્રી છે કે, તને અત્યારે ચ્હા પીવાની ઘણીજ જરૂર છે મારે તને જે સદેશો

કહેવાનો છે તે તો પછીથી કહીશ પણ તે પહેલા તુ સ્વસ્થ થા. લાવ, હુ જ તને ચ્હા બનાવી આપુ તુ નિરાતે બેસી રહે " મે તેમને ચ્હા બનાવવા દેવા આનાકાની કરી પરતુ તેમણે તો હઠ જ કરી અને મારી ખાતર તેમણે ચ્હા બનાવી તેમણે પોતે એક પ્યાલો ચ્હા પીધી અને મે પણ પીધી પરતુ તે પછી પાચ ક્ષણમા હુ બેભાન થઇ ગઈ મારી જિદગીમા હુ પહેલી જ વાર આ પ્રમાણે મૂર્છાવશ થઈ! ( લુઈ કહે છે કે, આ શબ્દો ઉચ્ચારતી વખત તે છોકરીની આખમાના આસુ ખળખળ વહેતા હતા મારી તો આખો તે વખતે બધ હતી એટલે મે તે જોયા નથી લુઇએ તે છોકરી બેભાન બની ગયાની આ વાત મને કહી છે, પણ હુ કોઈ વૈદ કે દાક્તર નથી એટલે મને તેમા રસ પડયો નથી ઉલ્ટી તે વાત મને કટાળા ભરેલી અને નિરથક લાગી છે ) અર્ધા કલાકના અરસામા મને ભાન આવ્યુ ત્યારે મે જોયુ કે, હુ એક કોચ ઉપર પડેલી છુ અને મારી નજદિક જ તે વીશીની સ્ત્રી—માલિક બેઠેલી છે વીશીવાળી બાઇએ મને કહ્યુ કે ' અમીરના વહુને ઘેર પાછા જતા બહુ મોડુ થાય અને તને ભાન આવ્યુ ન હતુ એટલે તે તો ચાલ્યા ગયા છે પણ તે ગયા ત્યારે તને જરાક જરાક ભાન આવવાની શરૂઆત થઈ હતી ' મને તે પછી વીશીવાળી બાઈ સુવા માટે એક ઓરડામા લઇ ગઇ એ ઓરડામા હુ એકલી પડી ત્યારે સ્વાભાવિક રીતે મારો હાથ મારા હૃદય ઉપર પડયો ( હૃદય સબધી લ્લેખ તે જુવાન છોકરીએ બીજી વાર કર્યો આવી રીતે કેટલુક નકામુ પિજણ તેણે કર્યું તેથી મને ખેદ થયો છે ) અને મિસ હોલ્કોમ્બે આપેલા બે કાગળો ત્યા મારા મદીઆનમા સહિસલામત હતા તેથી મને ખાસ આનદ થયો. રાત્રે તો મારૂ મગજ ભમેલુ રહ્યુ પણ સહવારે મુસાફરી કરી શકાય એવી હાલતમા હુ આવી મુસાફરી શરૂ કરતા જ લડનવાળા ગૃહસ્થનો કાગળ મે ટપાલમા નાખ્યો અને બીજો કાગળ હુ અહી લાવી " ( અહીં ફરીથી તે છોકરીની આખમા આસુ આવ્યા અને આ બાબતમા પોતે જાણી જોઇને બેદરકારીથી ઢીલ નથી કરી એમ જણાવીને તેણે મારી

મારી માગી હુ આ ટાયલાથી કટાળી ગયો ) મે મારી આખ ઉઘાડી અને તે છોકરીને પુછ્યુ " આ બધુ ટાયલુ તે મારી આગળ શા સારૂ કર્યું ? "

મારી ભત્રીજીની, અસબદ્ધ વાતો કહેનારી એ દાસી, ડોળા કાઢીને મારા તરફ જોના લાગી, પણ કાંઈ બોલી નહી

મે બાગ નોકરને કહ્યુ " તેને કારણ પુછી જો, અને પછી મને ક્હે "

લુઇએ કારણ પુછી જોયુ અને મને કહ્યુ બીજા શબ્દોમા કહુ તો, તે ગુચવણુના ઉંડા ખાડામા તરત જ ગબડી પડયો અને તે જુવાન છોકરીએ તેનુ અનુકરણ કર્યું આથી મને જે હાસ્ય ઉપજ્યુ તેનુ વર્ણન હુ કરી શકુ તેમ નથી, તેમણે જ્યા સુધી મારૂ ધ્યાન બીજી દિશામા ખેચ્યુ ત્યા સુધી મે તેમને ગુચવાડામા ગુચવાવા દીધા પણ જ્યારે મારૂ ધ્યાન તેમના તરફ ખેચાયુ ત્યારે મારે મારી બુદ્ધિ વાપરવી પડી અને તેમને અટકાવવા પડયા તે જુવાન છોકરીના વાકયો ઉપરથી હુ સમજી શકયો કે, તેનુ મગજ એટલા માટે ગુચવાતુ હતુ કે, જે સયોગો તેણે હમણાજ મારી આગળ વર્ણવ્યા તેમને લીધે કાઉન્ટેસ દ્વારા મિસ હો-લ્કોમે મને જે સદેશો કહેવરાવ્યો હતો, તે સદેશો તે જુવાન છોકરી કાઉન્ટેસ પાસેથી મેળવી શકી નહી આ કારણે તેને દુખ થતુ હતુ કદાચ તે સદેશો અગત્યનો હોય અને પોતાની શેઠાણીના લાભનો હોય પણ સર પર્સિવલની બ્હીકને લીધે તે છોકરી રાત્રે બ્લેકવૉટર બાગમા જઈ શકી નહી અને એમને એમ આ તરફ આવી તે છોકરીએ મને જણાવ્યુ કે, "હુ નાણી જાઇને આ વાકમા આવી નથી મિસ હોલ્કોબનો સદેશો કદાચ અગત્યનો હશે તેથી કૃપા કરીને આપ તેમને એક પત્ર લખીને તે વિષે પુછાવો, એવી મારી વિનતિ છે સાહેબ, મહેરબાની કરીને મને કહેશો કે, હવે હુ શુ કરૂ ? "

મે કહ્યુ " હવે એ બાબતમા તારે કાઈ ચિન્તા કરવાની જરૂર નથી જે બાબત જેટલે સુધી બની હોય તેટલે સુધીજ તેને રાખી મૂકવાની મને ટેવ છે "

તે બોલી " જો આપ હુકમ કરો તો હુ મારા શેઠાણીને કાગળ લખીને પુછાવુ હુ તેમની સેવા એકનિષ્ઠાથી અને પુરેપુરી બજાવવા તત્પર છુ—"

નીચા વર્ગના લોકો પારકી પચાતો કરવા બહુ ટેવાયલા હોય છે અને ઉંચા વર્ગના લોકો પાસેથી ક્યારે વ'ાય થવુ, તે સમજતા જ નથી એ લોકોને એ બાબતમા ટોકવાની જરૂર પડે છે મને અત્યારે તે છોકરીને ટોકવાની અને તેને વદાય થવાનુ જણાવવાની ફરજ પડી મે કહ્યુ " હવે આપણી વાતચીત પુરી થઈ છે, માટે તુ અહીંથી જઇ શકીશ "

આ વખતે કોઇક વસ્તુનો ચર્રાટ થયો તેના જોડાનો હોય કે તેના કમ્મર્પટાનો હોય કે તેના હાડકાનો હોય કે પછી ગમે તેનો હોય! લુઇ કહે છે કે, તે તેના જોડાનો અવાજ નહતો પણ તે વિચિત્ર હતો, એમ તો મારે કહેવુ જ જોઇએ

તે છોકરી ગઈ તે પછી મને જરાક ઉંઘવાનુ મન થયુ હુ ખરેખર થાકી ગયો હતો, તેથી ઉંઘી ગયો થોડીવારે જાગ્યા બાદ વહાલી મેરિયનનો પત્ર મારા મેજ ઉપર પડેલો મે જોયો તેમા શુ લખેલુ હતુ તેની મને જરાકે ખબર નહતી કોઇ પણ જાતની શકા વિના મે તે કાગળ ઉઘાડયો અને ખરેખર, તે વાચ્યા બાદ મારો આખો દિવસ બગડયો!

મેરીઅનના કાગળમા શુ હતુ તે લખુ તે પહેલા આ ગભીર બાબત વિષે મને થોડીક ટીકા કરવી પડે છે એ ટીકા આ વિષયને બધબેસ્તીજ છે, નહીતર અત્રે તે હુ લખત નહીં

મારા અભિપ્રાય પ્રમાણે, પ્રત્યેક સમાજમા બધા વર્ગોમા કુવારા માણસો પ્રત્યે પરણેલા માણસો જે જાતનુ વર્ત્તન બતાવે છે, તેથી માણસ જાતની નિદવાજોગ સ્વાર્થી વૃત્તિ પાછળ હઠાવનારી રીતે ખુલ્લા સ્વરૂપમા દેખાઈ આવે છે એક ભર્યાભાદર્યા કુટુબમા જ્યારે તમે પોતે કુવારા હોઇને માયાળુપણાથી અને આત્મ-ત્યાગની વૃત્તિથી રહેવા

જાઓ છો ત્યારે તે પરણેલા સબધીજન પોતાના લગ્નના જીવનની અર્ધી જજાળ તમારે માથે નાખી દે છે અને જાણે તમે જન્મથીજ તેમના છોકરાના વાલી હો તેમ ઠરાવી દે છે તમારા પરણેલા સબધીજનોમા તમારા જેવી આત્મ-ત્યાગની ભાવનાઓ હોતી જ નથી પરણેલા ધણી-ધણીઆણીઓ જ્યારે પોતાના જ ગૃહસસારની હાડમારીઓની વાતો કરે છે, ત્યારે નહીં પરણેલા પુરુષોને કે સ્ત્રીઓને તે સાભળવી જ પડે છે મારો જ દાખલો લ્યો હુ વિચારપૂર્વક સ્વેચ્છાથી જ કુવારો રહ્યો છુ અને મારા ભાઇ ફિલિપે લગારે વિચાર નહી કરીને લગ્ન કર્યા છે હવે તે જ્યારે મરી ગયો ત્યારે શી વ્યવસ્થા કરતો ગયો? તેની પોતાની છોકરી, તે મને સોપી ગયો છોકરી જો કે સાલસ સ્વભાવની છે તો પણ તેની જોખમદારી મને ભયકર લાગી છે તે છોકરીને મારે ખોળે મૂકી જવાની તેને શી જરૂર? કારણ કે, દુનિયામા મને કાચો કુવારો માણસ ગણીને પરણેલા મારા સબધીજનોએ એમ માન્યુ છે કે, મારે ગૃહસ્થાશ્રમની જજાળ નથી એટલે મારે તે પરણેલા સબધીજનોની બધી મુશ્કેલીઓ નિવારવી જોઇએ! મારા મરનાર ભાઇએ મારે માથે નાખેલી જોખમદારી હુ બની શકે તેમ ઉઠાવુ છુ મે આથીજ મારી ભત્રીજીને તેનો બાપ જેની સાથે પરણાવવાનો હતો તેની સાથે પરણાવી છે એ બેના લગ્ન કર્યા ત્યારે મને શી શી મુશ્કેલીઓ નડી, તે અજાણી નથી હવે એ બે જણને બનતુ નથી! આથી નાખુશ પરિણામોની શરૂઆત થઈ છે એ પરિણામો શરૂ થતા મારી ભત્રીજીએ શુ કરવા ધાર્યું છે? પોતાની મુશ્કેલીઓ તે મારા ઉપર નાખી દેવા ઇચ્છે છે! એ જજાળ મારે માથે શા સારૂ નાખવી જોઇએ? કારણ કે, તે માને છે કે, હુ કાચોકુવારો છુ મારે માથે ગૃહસ્થાશ્રમની જજાળ નથી, એટલે મારા પરણેલા સબધીજનોની મુશ્કેલીઓ મારે ફેડવી જોઇએ! કુવારા અને એકલા માણસોની આ કમબખ્તી જ ને? પરણેલા માણસોનો કેવો સ્વાર્થી સ્વભાવ!

આટલા વિવેચન પછી હુ મેરીઅનના કાગળ વિષે કહીશ એ

કહેવાની જરૂર નથી કે, મેરીઅનના કાગળમા મને ધમકીઓ આપવામા આવી હતી દરેક જણ મારા ઉપર દમદાટી કરે છે ! જો મારી ભત્રીજીને તેની આફતના વખતમા લિમરિજ-ભુવનમા રહેવા દેવા હુ ના પાડુ તો મારા વફાદાર મસ્તક ઉપર દરેક પ્રકારના શ્રાપ ઉતરી પડશે, એમ મને જણાવવામા આવ્યુ છે ! આમ છતા પણ મે આનાકાની કરી

મે પહેલાજ કહી દીધુ છે કે, વહાલી મેરીઅન આગળ હુ ધાંધલ અને ધોંધાટમાથી બચવા માટે નમતુ આપી દઉં છુ પરતુ આ પ્રસગે તો તેણે જે તદ્દન અવિચારી માગણી પોતાના પત્રમા કરી હતી તેના માઠા પરિણામો વિષે વિચાર કરતા મે મારી પહેલાની આદત ચાલુ રાખી નહી હુ તેના કાગળ વિષે વિચાર કરવા લાગ્યો જો લેડી ગ્લાઇડ ને હુ અહી વસવા આવવા દઉ તો એમ કેમ ન બને કે, સર પર્સિવલ ગ્લાઇડ ખૂબ ગુસ્સાના આવેશમા મારા મકાન ઉપર ધસી આવે અને તેની પત્નીને આશરો આપવા માટે મારી સામે બખાળા પાડે ? આથી મારા મગજની શાંતિ માટે હુ એવા પરિણામોની જોખમદારી માથે લઈ શકુ નહીં મે વહાલી મેરીઅનને લખી જણાવ્યુ કે, " પહેલા તારે જાતે અહી આવી જવુ અને આ વિષયમા મારી સાથે પુરેપૂરા ખુલાસાથી વાતચીત કરી જવી મારા વાંધાઓનો નિકાલ જો તુ સતોષકારક રીતે કરી શકશે તો હુ ખાત્રી આપુ છુ કે, લૉરાને હુ અત્યત ખુશાલીથી આ મકાનમા આવકાર આપીશ પણ મને સતોષ નહી થાય તો તેને અહી પગ જ મૂકવા દઇશ નહી "

અલબત્ત, એ વખતે મને એમ લાગ્યુ કે, મારા પત્રથી ગુસ્સે થઇને મેરીઅન અહી આવશે અને મારા ખડના બારણા જોરથી ઉઘાડીને મને ત્રાસ આપશે પરતુ જો આ મુજબ હુ રસ્તો ન લઉં તોયે એક દુ ખ તો ઉભુજ રહેવાનુ હતુ તે એ કે, મેરીઅન સાથે વાતચીત કર્યા વિના લૉરાને અહી આવવા દઉં તો પાછળથી સર પર્સિવલ જોરથી ધમકારાબધ પગલા ભરતા આવીને મારા ખડના બારણા પછાડે ! આમ બારણા પછડાવાનો સભવ બન્ને સયોગોમા હોવાથી અને મેરીઅનના એ

કૃત્યથી હુ ટેવાયલો હોવાથી તેનેજ અહીબોલાવવાનુ મે ઉચિત ગણ્યુ મે તરતજ વળતી ટપાને મેરીઅનને જવાબ લખી દીવો આથી ત્રણ દિવસ મને વિશ્રાન્તિના મળશે, એમ મે ધાર્યુ, પણ ના, પુરા ત્રણ દિવસ ન મળ્યા.

ત્રીજે દિવસે અચાનક મને એક જગ્યાએથી એક ઘણોજ ઉદ્ધત કાગળ મળ્યો એ કાગળની મે આશાયે રાખી નહોતી એ કાગળ લખનારે પોતાને મારા બુઢ્ઢા ધારાશાસ્ત્રી મિ ગિલ્મોરના ધધાદારી ભાગીદાર તરીકે ઓળખાવ્યો અને ખબર આપી કે, " મિસ હોલ્કોબના હસ્તાક્ષરનો એક પત્ર મને એ દિવસ ઉપર મળ્યો હતો પરબીડીઉં ઉઘાડતા હુ એ જોઇને આશ્ચયચકિત થયો કે, તેમા એક તદ્દન કોરો કાગળ હતો ! આ વસ્તુસ્થિતિ જોઇને મને શક ઉપજ્યો કે, જરૂર કોઈ કે પરબીડીઉં ખોલીને મિસ હો'કામના લખેલા કાગળને બદલે, આ કોરો કાગળ ઠેમવી દીધો હશે ! મે તરતજ મિસ હોલ્કોબને વળતી ટપાલે એ બાબતમા પૂછપરછ કરી, અને મને વળતી ટપાલે જવાબ આપવા સૂચવ્યુ પરતુ તેનો જવાબ આવ્યો નહી ! આ મુશ્કેલીમા આપને પુછાવવાનુ કે, આ બધો શો પ્રકાર છે, તે, જો આપ જાણતા હો તો, લખી જણાવશો " હુ એ બાબતમા શુ જાણુ ? સમજદાર આસામીની માફક જે બનાવો જેમ બનતા હોય તેમ બનવા દેવાને બદલે એ ધારાશાસ્ત્રીને મારા ઉપર કાગળ લખવાનુ વિચિત્ર પગલુ ભરવાની શી જરૂર ? તે પોતે ગભરાયો, તે સાથે મને તે શા સારૂ ગભરાવવા માગતો હશે ? મે તેને એકદમ વળતી ટપાલે, ઉપરના ઉદ્ગારોને મળતોજ, જવાબ લખી દીધો અને મને એ વિષે કાઈ જ નહી પુછાવવાની તેને ફરમાશ કરી મને એ જવાબ લખતા ઘણી અકળામણુ થઈ પેલો અત્યત ત્રાસ આપનારો ચિતારો મિ વૉલ્ટર હાર્ટરાઇટ મારે ત્યાથી નોકરીમાથી છુટો થયો ત્યારે મે જેવો સખ્ત પ્રકારનો પત્ર તેને લખ્યો હતો તેવોજ સખ્ત, આ પત્ર હતો તેની એક અસર તો ચોક્કસ થઇ. ધારાશાસ્ત્રી ચૂપ જ થઈ ગયો ! તેના તરફથી બીજો ત્રાસ ઉપજાવનારો કાગળ મને મળ્યો નહી

મને આથી કાઇ ખાસ અજાયબી થઈ નહીં, પણ એક બનાવ તો ખરેખર અજાયબી ઉપજાવનારો હતો જ કે, મેરીઅનને મે લખેલા પત્રનો જવાબ મારા ઉપર આવ્યો નહી તેમજ તે પોતે અહી આવનાર છે કે કેમ તે વિષે પણ મને કાઈ ખબર મળી નહી ! તેની નહી ધારેલી ગેરહાજરીથી મને તો અજાયબીમા પણ આરામ મળ્યો એકદરે મને તો શાતિ અને ખુશાલી સહિત એ અનુમાન કરવુ વાજબી લાગ્યુ કે, આખરે એ પરણેનારાઓ તરફની જજાળમાથી મારા જેવા કુવારા માણસનો છૂટકો થયો !

---

## પરિચ્છેદ ૬.

### " બહોત નમે નાદાન ! "

પુરા પાચ દિવસ સુધી સુખદાયક એકાન્તવાસના સેવનથી અને અભગ શાતિથી મારી તબિયત ઘણી સારી થઈ છઠ્ઠે દિવસે મને લાગ્યુ કે, કામકાજ ઉપર ધ્યાન આપી શકુ એવો સશક્ત હુ બન્યો છુ, આથી મારા ફોટોગ્રાફરને બોલાવીને મારા કલાભડારમાના કેટલાક કિમતી નમૂનાઓ કે જે મે આગળ જણાવ્યુ છે તેમ આસપાસના મારા જગલી પાડોશીઓની રસવૃત્તિ ખીલવવા માટે મે એકત્ર કર્યા હતા, તેમની તસ્વીરો ઉતારવાનુ કામ તેને સોપ્યુ મે તેને કામ સોપ્યા બાદ તે ગયો અને હુ મારી પાસેના સિક્કાઓ તપાસવા લાગ્યો થોડીક જ વારમા લુઇ એકદમ મારા ઓરડામા આવ્યો તેણે મારા હાથમા એક કાર્ડ આપવા માડયુ તે ન લેતાજ મે તેને પુછ્યુ " શુ વળી કોઇ જુવાન દાસી આવી છે ? હવે તો હુ તેની મુલાકાત નહી લઉં મારી તદુરસ્તી સારી ન હોવાથી હુ જુવાન માણસો સાથે વાતચીત કરવા ના પાડુ છુ શેઠ ઘેર નથી, એમ જાહેર કરી દે "

" સાહેબ, આ વખતે તો એક ગૃહસ્થ મળવા આવ્યા છે "

બેશક, એક ગૃહસ્થ મળવા આવ્યો હોય તો મારે મારો વિચાર ફેરવવોજ જોઇએ મે કાર્ડ મારા હાથમા લીધુ અને વાચ્યુ

અરે પ્રભુ ! એ તો મારી ત્રાસદાયક બહેનનો વિદેશી ભરથાર કાઉન્ટ ફ્રૅસ્કો ! જરૂર તે નાણા ઉછીના લેવા આવ્યો હશે, એમ ધારીને મે લુઇને કહ્યુ " લુઈ, તેને પાચ શિલિગ આપીને વદાય કર " મારો નોકર આશ્ચર્યચકિત મુખમુદ્રા ધારણ કરીને ઉભો રહ્યો તેણે મને કહ્યુ કે, એ માણસ નાણા માગવા આવેલો હોય એમ જણાતુ નથી, કારણ કે તેણે કિમતી પોષાક પહેરેલો છે આ સાભળીને મે મારો પ્રથમ વિચાર ફેરવ્યો મે એમ ધારી લીધુ કે, જેમ બીજા પરણેલા કુટુબીઓ પોતાના ઘરના કકાસ સબધમા મને લવાદ નીમીને ત્રાસ આપવા આવે છે તેમ આ કાઉન્ટ પણ આવ્યો હોવો જોઇએ લુઇને મે પુછ્યુ " તે શા કારણસર આવ્યો છે ? "

" સાહેબ, કાઉન્ટ ફ્રૅસ્કોએ કહેવરાવ્યુ છે કે, મિસ હૅાલ્કોમ, બ્લેકવૉટર પાર્ક છોડી શકે તેમ ન હોવાથી તેને અહી આવવુ પડયુ છે "

બેશક દેખીતી રીતેજ નવી મુશ્કેલીઓ ઉભી થઈ હોવી જોઇએ અને તે તેની પોતાની નહીં પણ મેરીઅનની હોવી જોઇએ, જેથી તેને મળ્યા સિવાય ચાલશે નહીં, એમ ધારીને મે લુઇને કહ્યુ " તેને અદર આવવા દે "

તેને મારા ખડમા પ્રવેશ કરતો જોઇને જ હુ ગભરાઇ ગયો. ભય ઉપજાવે એવુ તેનુ સ્થૂળ શરીર હતુ, તેથી હુ કપ્યો મને લાગ્યુ કે, તે ચાલશે ત્યારે જમીન ધ્રુજાવી નાખશે અને મારા કલાભડારના નમૂનાઓ ભાગી નાખશે પણ તે એમાનુ કશુ જ તેણે કર્યુ નહીં તેની રીતભાત હર્ષ ઉપજાવે એવી સયમવૃત્તિ વાળી અને શાન્ત હતી. તેના મોઢા ઉપર અવિચ્છિન્ન સ્મિત ફરક્યા કરતુ હતુ તે મારી નજદિક આવ્યો ત્યારે મને તેના વિષે કાઈજ ફરિયાદ કરવાની રહી નહી તેના સબધમા મારા ઉપર માન ભરેલી અસર ઉત્પન્ન થઈ

તેણે કહ્યુ " મિ. ફેરલી, મારો પરિચય કરાવવાની મને પરવાનગી આપશો હુ બ્લેકવૉટર પાર્કમાથી આવુ છુ, અને મેડમ

ફ્રેરકોના ભરથાર તરીકે મારી ઓળખાણ આપતા મને હર્ષ અને સુખ ઉત્પન્ન થાય છે આ સયોગમા હુ કોઇ અપરિચિત રખડેલ છુ, એમ માની નહી લેવાની મારી આપને વિનતિ છે મારી વિનતિ છે કે, મારા આગમનથી આપ અસ્વસ્થ ન બનશો સાહેબ, આપની જગ્યાએથી લગારે હાલવાચાલવાની તસ્દી આપ ન લેશો ”

મે જવાબ દીધો “ તમે ઘણા મારા સ્વભાવના છો મારામા ઉઠીને ઉભા થવાની શક્તિ હોત તો ઠીક થઇ પડત તમને અહી જોઇને મને આનદ થયો છે પેલી ખુરશી ઉપર બિરાજો ”

“ મને ભય છે કે, આપની પ્રકૃતિ આજે વધુ અસ્વસ્થ છે ખરૂ સાહેબ ? ”

“ હમેશના જેવીજ મારી પ્રકૃતિ આજે મદ છે ખરૂ પુછાવો તો, હુ જ્ઞાનતતુઓના એક બડલ જેવો છુ ફક્ત તેમા વિશેષતા એટલીજ છે કે, માણસના જેવો પોશાક મારાથી પહેરી શકાય છે ”

એ લાગણીવાળા માણસે જવાબ દીધો “ મે મારી જુવાનીમા ઘણાક વિષયોનો અભ્યાસ કર્યો છે તેમા જ્ઞાનતતુઓને લગતા અતિશય કઠિન વિષયોનો પણ સમાવેશ થાય છે મને એક સૂચના કરવાની પરવાનગી આપશો ? એ સૂચના તદ્દન સાદી છે પણ ઘણીજ અગત્યની છે આપના ખડમા આવતો પ્રકાશ હુ ફેરબદલ કરૂ તો આપને કાંઈ હરકત છે ? ”

“ ખરેખર, તમે બહુ માયાળુ છો પ્રકાશ મારા ઉપર ન આવે એવી રીતે તમે ચાહે તેમ કરી શકશો ”

તે બારી તરફ ગયો મેરીઅન કરતા કેટલી બધી વિરૂદ્ધતા ! પોતાની હિલચાલ તે બહુજ સભાળ ભરેલી રીતે કરતો હતો એક દર્દીને અતિ આનદ ઉપજાવે એવા અવાજમા તેણે કહ્યુ “ પ્રકાશ માણસને માટે સૌથી પહેલી આવશ્યકતા છે પ્રકાશ ઉત્સાહ અર્પે છે, બળ અર્પે છે અને માણસને ટકાવી રાખે છે મિ. ફેરલી, જેમ એક પુષ્પને પ્રકાશની જરૂર છે તેમ માનવીને પણ તેના વિના ચાલી શકે

નહી જુઓ સાહેબ, જ્યા તમે બેઠા છો ત્યા તમને રાહત અને આરામ આપવા માટે હુ બારી બધ કરૂ છુ અને જુઓ, ખડને પેલે છેડે જ્યા તમે બેઠા નથી ત્યા હુ બારી ઉઘાડી નાખુછુ અને તાજગી બક્ષનાર સૂર્યના કિરણો દાખલ કરૂ છુ તમારા પોતાના ઉપર પ્રકાશ ન પડે એવી રીતે હમેશા તમારા ખડમા પ્રકાશને તમારે દાખલ કરવો જોઇએ સાહેબ, વિધિનિર્મિત મહાન્ આજ્ઞા જો કોઇ પણ હોય તો તે પ્રકાશ છે જેમ વિધિનિમિત અન્ય બાબતોનો તમે તમારી સગવડે ઉપયોગ કરો છો તેમ પ્રકાશનો પણ ઉપભોગ કરો ”

મને તેનુ આ સભાષણ પ્રિય લાગ્યુ મે તે ધ્યાનપૂર્વક સાભળ્યુ. પ્રકાશની બાબતમા તે મને પ્રિય થઇ પડયો એટલે હવે બેશક બીજી બાબતોમા પ્રિય થઇ પડવાનો, એમ મે ધારી લીધુ એ પછી મારા તરફ ફરીને તે બોલ્યો “ તમને નથી લાગતુ કે, તમારા ડબ્બામા હુ મુઝાઇ ગયો છુ? મિ. ફેરલી મારી કીર્ત્તિના સાગર, હુ મુઝાઇ ગયો છુ ”

“ એ સાભળીને મને ખેદ થાયછે શા માટે તમે મુઝવણમા છો, એ કહી શકશો ?”

“સાહેબ, આ ખડમા પ્રવેશ કરતા હુ જોઇ શકયો છુ કે તમે એક બિમાર ગૃહસ્થ છો તેજ સાથે તમારી આસપાસ કલાની સુન્દર અને ગૌરવ ઉપજાવનારી વસ્તુઓ છે હવે શુ હુ એ જોઇ શકતો નથી કે આપ એક એવા ગૃહસ્થ છો કે જેમની લાગણીઓ ઉપર તરતજ સીધ્ધી અસર થાય છે અને જેમની દિલસોજી હમેશા જાગ્રત રહે છે ? કહો સાહબ, આ અવલોકન હુ બરાબર કરી શકયો છુ ?’

જો હુ બેસી શકવા માટે પુરતો સશક્ત હોત તો જરૂર મે આ માણસને વદન કર્યુ હોત પણ મારી તેવી હાલત ન હોવાથી મે માત્ર બોડે બેઠ મદ હાસ્ય કયુ

એ પછી તેણે આગળ ચલાવ્યુ “ મને આશા છે કે, આપ મારી વિચારસકલનાને અનુસરશો હુ જોઉ છુ કે, હુ એક સુસસ્કૃત વિચારો વાળા સજ્જન સમક્ષ બેઠો છુ મારા પોતાના વિચારો પણ તેવાજ છે.

પણ આપના સુસસ્કૃત વિચારોને કાંઇક વિશેષ શ્રમ પડે એવુ કહેવાની મારા માટે આવશ્યકત્તા ઉત્પન્ન થઇ છે એ બાબત આપના ગૃહકુટુમ્બને લગતી ખેદ ઉપજાવનારી બાબત છે મારે શુ કરવુ ? એ બાબત આપને જાહેર કર્યા સિવાય છૂટકો નથી આથી હુ મુઝાઇ ગયો છુ"

મને આ વખતે એમ લાગ્યુ કે, જરૂર આ માણસ મને કોઇક પ્રકારનો ત્રાસ આપવાના હેતુથી આવ્યો છે મે પુછયુ "તમારે જે બાબત વિષે મને કાંઈ કહેવાનુ છે તે શુ કહ્યા સિવાય ચાલે તેમજ નથી ? કાઉન્ટ ફ્રેન્કો, જો બીજા શબ્દોમા કહુ તો, એ બાબત મુલતવી રાખો તો કેવુ સારૂ ?"

કાઉન્ટે ભય ઉપજાવનારી ગભીરતાથી નિસાસો નાખ્યો અને પોતાનુ માથુ ધુણાવ્યુ

"શુ મારે તે સાભળવીજ પડશે ?"

તેણે પોતાના ખભા હલાવ્યા આ રીત એક વિદેશી રીત હતી તે મારા ખડમા આવ્યો તે દરમ્યાન આ સૌથી પહેલી જ વિદેશી રીત તેણે દાખવી તે મારા તરફ નાખુશી ઉપજાવે, એવી ગતે ટગર ટગર જોઇ રહ્યો મારી પ્રેરણાશક્તિની દોરવણી મુજબ, મે મારી આખો એકદમ બધ કરી દીધી અને કહ્યુ "મહેરબાની કરીને બહુજ સાવધા નીથી અને ધીમે રહીને તમારે જે કહેવાનુ હોય તે કહો શુ કોઇનુ અવસાન થયુ છે ?"

"સાહેબ શુ આપ મને મોતનો પેગામ લાવનાર ધારો છો ? નહીજ"

મે જવાબ દીધો "હુ તમારી માફી ચાહુ છુ મારો નિયમ છે કે આફતના પ્રસગોનો ખ્યાલ, સૌથી પહેલા ખરાબમા ખરાબ સમાચાર સાભળવાના હોય એવી રીતે, કરવો એથી એમ બને છે કે, જો તેવા સમાચાર કરતા કાંઇક ઓછી ધાસ્તીના સમાચાર હોય તો મનનો બોજો એટલે અગે હલકો થાય છે વારૂ કોઇ મરણ નથી પામ્યુ એથી મને ગહત મળી હવે કહો, કોઇ બિમાર છે ?"

મે મારી આખો ઉઘાડી અને તેના સામે જોયુ તેણે જવાબ દીધો

"મારા સમાચારનો મુદ્દો એજ છે કોઈક પણ બિમાર છે, એટલુ તો ખરૂ જ છે"

"સ્વાભાવિક છે કે, મને દિલગીરી ઉપજે હવે કહો, કોણ માંદુ છે?"

"મિસ હોલ્કોબ કદાચ આપને આ ખ્યાલ એકાદ વખત આવ્યો હશે ખરો મિસ હોલ્કોમને આપે મળી જવાનો પત્ર લખ્યો અને તે ન આવ્યા તેથી તેમજ તેમના તરફથી એક પણ પત્ર ન આવ્યો તેથી, આપને કદાચ તેમની માંદગીની શંકા તો ઉદ્ભવી હશે"

પાછલા થોડાક દિવસ દરમ્યાન એ ખ્યાલ મને આવ્યો હશે, એમ મારૂ માનવુ છે, પણ મારી કંગાલ સ્મરણશક્તિને લીધે તે ખ્યાલ ક્યારે આવ્યો હશે, એ મને યાદ નથી આમ છતા પણ મને પોતાને ન્યાય આપવા ખાતર મે હા પાડી મેરીઅન જેવી મશક્ત બાળા બિમાર પડે એ અસંભવિત તો ખરૂ, પણ કદાચ કોઈ અકસ્માતને પરિણામે તે સંભવિત પણ ખરૂ દાદરાના એકાદ પગથીઆ ઉપર આડો અવળો પગ મૂકાયો હોય અથવા ઘોડા ઉપરથી પડી જવાયુ હોય અથવા એવોજ કાઇ અકસ્માત તેને થયો હોય, એમ મે માની લીધુ અને પુછ્યુ "શુ તેની માંદગી ગંભીર છે?"

"વિના શકે ગંભીર! સાહેબ, પણ ભયંકર તો નહીજ તેમની માંદગીનુ કારણ એ છે કે, વરસાદના સખ્ત ઝાપટા પડતા હતા તે વખતે તેઓ ખુલ્લી હવામા રહ્યા આથી તેમને શરદી થઇ–તાવ આવ્યો અને હવે તે માંદગીમા ગંભીરતા દાખલ થઈ છે હજી તેમને ચાલુ તાવ આવે છે"

તાવ, એ શબ્દ સાંભળતાજ મને યાદ આવ્યુ કે, આ માણસ દર્દીની પાસેથી આવે છે, માટે મારે તેનાથી ચેતવુ જોઇએ મે પુછ્યુ "શુ તાવ ચેપી છે?"

તેણે શાંતિથી જવાબ દીધો "અત્યારે તો નથી–કદાચ થોડા દિવસોમા તે ચેપી તાવ બની જાય ખરો પરંતુ હુ ત્યાથી નીકળ્યો ત્યા સુધી તો એ સ્થિતિ નહોતી, એની હુ આપને ખાત્રી આપુ છુ.

મિ. ફેરલી, મે મિસ હોલ્કોમ્બનુ દર્દ પહેલેથી અત્યાર સુધી નિહાળ્યું છે તેમની દવા કરનાર ડાકટરને મે અત્યારસુધી નિયમિત રીતે મદદ આપી છે એટલે મારી ખાત્રી આપ પુરતી લેખશો, એવી આશા રાખુ છુ ”

એની ખાત્રી હુ પુરતી લેખુ ! મારી જિદગીમા મે બીજા કોઇની ખાત્રી ઉપર કોઈ બાબતમા વિશ્વાસ રાખ્યો નથી કદાચ તેણે સોગદ ખાઇને ખાત્રી આપી હોત તોપણ હુ તે માનત નહીં તેનુ શરીર મને પીળુ લાગ્યુ જાણે પશ્ચિમના જગલી મુલ્કના ચેપી રોગનુ હાલતુ ચાલતુ શરીર ! તે ઝેરી તાવ પોતાના શરીરમા મોટા જથામા સમાવી શકે એવો જાડો હતો અને તેથી જો તે વધુવાર અહી બેસે તો જરૂર અહીજ મરણ પામે ! મે તેનાથી એકદમ દૂર થવાનુ વાજબી ધાર્યું અને તેથી ટીકા કરી “મારા જેવા બિમાર માણસથી કોઇ પણ બાબતમા લાબા વખત સુધી વાતચીત કરી શકાતી નથી માટે માફ કરશો તમે ખાસ કરીને શા કારણસર અહી આવ્યા છો, એ ટૂકમા જણાવીને આભારી કરશો ? ”

મે ચોક્કસપણે માન્યુ હતુ કે આ ટીકાથી તે એકદમ મારી માફી માગીને ઉભો થશે અને ઓરડો છોડીને ચાલતો થશે પણ તે તો પોતાની ખુરશીમા સુદરની માફક ચોટી રહ્યો ! તે ખૂબ ગભીર બની ગયો મો ઉપર તેણે ભવ્યતાના અને વળી સહૃદયતાના ચિહ્ન રજૂ કર્યા અને પોતાના હાથની બે આગળીઓ ઉચી કરીને વળી પાછો મારા તરફ એકીટશે તે જોવા લાગ્યો હવે મારે શુ કરવુ ? તેની સાથે તકરાર કરવા જેટલુ બળ મારામા નહોતુ

તે ધીમા સ્વરે પણ ગભીર ભાવે બોલવા લાગ્યો “ મારી મુલાકાતના ઉદ્દેશોની સખ્યા મારી આગળીઓ ઉપરથી આપ જોઇ શકશો તે બે છે પ્રથમ તો એ કે, સર પર્સિવલ અને લેડી ગ્લાઇડ વચ્ચે જે ખેદજનક મતભેદો ઉભા થયા છે તેમની વિગત હુ પુરેપુરી જાણુ છુ એવી ખાત્રી આપને મારે આપવાની છે હુ સર પર્સિવલનો

પરમ મિત્ર છુ અને લેડી ગ્લાઇડનો કુઓ થાઉં છુ બ્લેકવૉટર પાર્કમા જે કાઈ બન્યુ છે તે નજરોનજર જોનાર હુ એક સાક્ષી છુ આ ત્રણ કારણોસર હુ સત્તાવાર રીતે, વિશ્વાસપૂવક અને અત્યત માનભરેલા ખેદ સહિત એ વિષે આપને કાઇંક કહેવા માગુ છુ સાહેબ, લેડી ગ્લાઇડના કુટુબના મુખ્ય આસામી તરીકે હુ આપને ખબર આપુ છુ કે, મિસ હોલ્કોમ્બે આપને જે પત્ર લખ્યો હતો તેમા કાઇંજ અતિ-શયોક્તિ કરી નહોતી તે માનવત સન્નારીએ આ મતભેદોને લીધે જે માનવત માર્ગ સૂચવ્યો છે તેજ એકયો વાજબી માર્ગ છે તેથી જાહેર ચર્ચાના ત્રાસમાથી સર્વની મુક્તિ થશે એ પતિપત્નીની કામચલાઉ જુદાઇથીજ હાલના મુશ્કેલ મામલાની શાન્તિ થશે હાલ તુર્ત તેમને જુદા થવા દો અને જ્યારે ગુસ્સાની લાગણીઓ, સમયના વહી જવા સાથે, શમી જશે ત્યારે હુ–કાઉન્ટ ફોસ્કો–સર પર્સિવલનુ મગજ ઠેકાણે લાવવાનુ માથે લઉ છુ લેડી ગ્લાઇડ નિર્દોષ છે લેડી ગ્લાઇડનુ માન ભગ થયુ છે પરતુ–મારી વિચાર સકલનાને અહી અનુસરશો ! –એજ કારણસર ( મને કહેતા શરમ ઉપજે છે )–તે જ્યા સુધી તેના પતિના મકાનમા રહેશે ત્યા સુધી ગુસ્સાના કારણ તરીકે ગણાશે આપના સિવાય બીજા કોઇના મકાનમા તેનુ માન જળવાય, એવી રીતે હાલ તુર્ત તે રહી શકે નહી હુ આપને નિમત્રણ કરૂ છુ કે, તેને માટે આપના દરવાજા ખોલો ”

તેણે પોતાની એક આગળી નીચી કરી દીધી અને બીજી ઉંચી રાખીને મારૂ કહેવુ સાભળ્યા વિના જ આગળ ચલાવ્યુ “ આપે મારો પ્રથમ ઉદ્દેશ સાભળ્યો હવે આ મકાનમા આવવાનો મારો બીજો ઉદ્દેશ, મિસ હોલકોમ્બ પોતાની માદગીને લીધે જે કાઇ પોતે નથી કરી શકયા તે કરવાનો છે બ્લેકવૉટર પાર્કમા બધી મુશ્કેલીની બાબતોમા મારા વિશાળ અનુભવને લીધે મારી સલાહ લેવામા આવે છે અને તેથી મિસ હોલ્કોમ્બ ઉપરના આપના પત્રના રસભરેલા વિષયમા મારી સલાહ પૂછવામા આવી હતી મારી દિલસોજીની લાગણી આપના જેવીજ હોવા-

થી હુ એકદમ સમજી ગયો કે, લેડી ગ્લાઇડને અહીં આવવા દેવાને આપ બધાઇ ચૂકો તે પહેલા શા માટે આપ મિસ હોલ્કોમ્બને મળવાને આતુર છો સાહેબ, જ્યાસુધી સર પર્સિવલ અહીં આવીને લેડી ગ્લાઇ-ડને પોતાના તાબામા લેવાની સત્તા વાપરશે, એવો ભય ઉભો રહે ત્યાસુધી લેડી ગ્લાઇડને આ ઘરમા આવકાર આપવાની આપની આનાકાની વગર શકે વાજબી છે અને હુ તેમા સમત થાઉ છુ હુ એ પણ કબૂલ કરૂ છુ કે આવી નાજુક બાબતમા પત્રવહેવારથી બધા જરૂરી ખુલાસા થઇ શકે નહીં જોકે ઘણીજ અગવડ વેઠીને હુ આપની પાસે હાજર થયો છુ તોપણ હુ અંતઃકરણપૂર્વક આ બધુ કહુ છુ, એ, હુ અહી આવ્યો છુ, તે ઉપરથી પુરવાર થાય છે જે ખુલાસાની આપને અગત્ય છે તે સબધમા હુ–કાઉન્ટ ફોસ્કો–કે જે મિસ હોલ્કોમ કરતા સર પર્સિવલના સ્વભાવથી વધારે વાકેફ છુ ને, ખાત્રી આપુ છુ કે, જ્યાસુધી તેની પત્ની આ મકાનમા વસતી હશે ત્યા સુધી તે આ મકાન નજદિક આવશે જ નહી કિંવા આ મકાનમાના કોઇની સાથે કોઈ જાતનો પત્ર વહેવાર અથવા તો કોઇ જાતની વાતચીત ચલાવશે નહી મારા વચનમા આપને વિશ્વાસ રાખવા હુ વિનતિ કરૂ છુ મારો મિત્ર અત્યારે મુઝવણ-મા છે લેડી ગ્લાઇડની ગેરહાજરીથી આપ તેને તેની સ્વતત્રતા બક્ષ-શો, એવી મને આશા છે પોતાની સ્વતત્રતાનો તે જરાકે ગેરઉપયોગ કરશે નહી, હુ ખાત્રીથી કહુ છુ કે, તે સાથી પહેલી તકે યુરોપની મુસાફરીએ ઉપડી જશે હવે આ ગુચવણ ભરેલા પ્રશ્નનો ઉકેલ, સ્ફટિક-ની માફક, સ્વચ્છ રીતે થઇ ગયો છે, એમ આપને નથી લાગતુ? હા તે થઈ ચુક્યો છે આપ મને એ વિષે વધારાના પ્રશ્નો પૂછવા માગો છો? જો તેમ કરવાની આપની ઇચ્છા હોય તો બેલાશક પુછો હુ અહી બેઠો છુ પુછો, મિ. ફેરલી, આપનુ અંતઃકરણ સતુષ્ટ થાય ત્યા સુધી પ્રશ્નો પુછીને મને આભારી કરો ”

તે મારી ઇચ્છા વિરુદ્ધ આટલુ બધુ કહી ગયો અને એટલુજ ફરીથી વિશેષ કહેવા માગતો હોય એમ તૈયાર થઈ રહ્યો, પણ મારા

સ્વરક્ષણને ખાતર મે તેની માગણીનો ઇન્કાર કર્યો અને કહ્યુ " તમારો આભાર માનુ છુ મારી તબિયત હવે વધારે લથડતી હોય એમ લાગે છે આ સ્થિતિમા કેટલીક બાબતોમા જે સ્થિતિ ઉભી થાય તેજ નિભાવી લેવી જોઇએ આ પ્રસગે હુ તેમજ કરીશ આપણે એક બીજાને પૂરતી રીતે સમજી ચૂકયા છીએ હા તમે આ પ્રશ્નમા માયાળુપણે વચ્ચે પડયા છો તે માટે હુ તમારો આભારી છુ જો હુ વધારે સાજો થઇશ અને આપણી ઓળખાણ વધારવાની મને જો બીજી તક મળશે તો—"

તે ઉભો થયો મે ધાર્યું કે, તે હવે જશે પણ ના તે વધારે વાત કરવા માગતો હતો અરે, જે ચેપી રોગ તે અહીં લાવ્યો હતો તે મારા ઓરડામા વધારે વખત રહીને ને વધારે ફેલાવવા માગતો હતો !

તેણે કહ્યુ " હવે ફક્ત એક ક્ષણ હુ અહીથી રજા લઉં તે પહેલા ફક્ત એક ક્ષણ રજા લેતા લેતા આ બાબતમા અત્યત ઉતાવળ કરવાની અગત્ય ઉપર હુ આપનુ ધ્યાન ખેચતો જાઉ છુ સાહેબ, આપ લેડી ગ્લાઇડનો સ્વીકાર કરો તે પહેલા મિસ હોલ્કોબની તબિયત સુધરે, એવી આશાથી રાહ જોશો તો તેમા આપને કદાચ નિરાશા મળશે મિસ હોલ્કોબની તબિયત પાછળ ધ્યાન આપનારા ત્યા ત્રણ જણ છે ડાકટર, એક અનુભવી દાઈ અને બ્લેકવૉટર પાર્કની ગૃહવ્યવસ્થાપિકા પરતુ પોતાની બહેનની માદગીથી ગભરાઇને લેડી ગ્લાઇડે પોતાની તબિયત બગાડી નાખી છે, એટલુજ નહીં પણ પોતાનુ મન પણ અસ્વસ્થ બનાવી મૂક્યુ છે એક બાજુ બહેનની માદગીની ચિતા અને બીજી બાજુ તેના પતિ સાથેના સહવાસમા ઉભા થયલા મતભેદોની અને તેના બ્લેકવૉટર ખાતેના વસવાટથી બન્ને વચ્ચે વધતા જતા અતરની ચિતા—આ વસ્તુસ્થિતિમા જો લેડી ગ્લાઇડને આપ બ્લેકવૉટર પાર્કમા રહેવા દેશો તો તેમા આપ જોખમ જ ખેડો છો દર્દીના ખડમા આવજા કરવા માટે લેડી ગ્લાઇડ બિલકુલ લાયક રહી નથી તેની બહેનને જો જલ્દીથી સાજી કરવી હોય અને વળી પતિ-પત્નીના ગભીર મતભેદોમા જાહેર પ્રજાની ચર્ચા અટકાવવી હોય તો હુ

આપને અંતઃકરણપૂર્વક સલાહ આપું છું કે, લેડી ગ્લાઇડને તરતજ અહીં આવવાનું આપ લખી નાખો તેની પોતાની તબિયત પણ હવા ફેરથી સુધરશે અને ઢીલની ગંભીર જોખમદારી આપની ખાંધેથી આપ સમયસર જ દૂર કરી શક્યા, એમ ગણાશે આપને તો ફક્ત આપની માન ભરેલી, સ્નેહપૂર્ણ અને ન ટાળી શકાય એવી ફરજ બજાવવાની છે ભવિષ્યમાં કદાચ કાંઈ બને તો તેનો દોષ આપે બજાવેલી ફરજથી આપના ઉપર આવશે નહીં માત્ર મારા વિશાળ અનુભવથી હું આમ કહું છું અને એક શુભેચ્છક તરીકે આપને સલાહ આપું છું કહો સાહેબ, આપને તે રૂચે છે કે નહીં ?"

મેં તેના સામું જોયું—ફક્ત નજર જ નાખી મારા મનમાં હરઘડી એજ નિશ્ચય દૃઢ થવા લાગ્યો કે, લુઇને બોલાવીને હવે આ માણસને બહાર કાઢવો જોઇએ મારો ચહેરો વિકૃત બનાવીને તેના પ્રત્યે મેં મારો અણગમો દર્શાવ્યો, પણ તેના ઉપર કાંઇજ અસર થઇ નહીં ખરેખર, એ માણસ લોઢાના માથાનો હોવો જોઇએ।

તેણે ફરીથી પોતાનું સંભાષણ ચલાવ્યું 'આપ આનાકાની કરો છો ? મિ. ફેરલી, હું આપના મનોભાવ સમજી ગયો છું આપની વિચારસૃષ્ટિમાં હું ઉંડો ઉતરી શકું છું આપને એવો વાંધો છે કે, લેડી ગ્લાઇડની તબિયત છેકજ નમળી પડી ગઈ છે તો પછી તે મુસાફરીનો શ્રમ શી રીતે વેઠી શકશે ? તેની નોકરડીને રજા આપવામાં આવી છે એ આપ જાણો છો, તેમજ બ્લેકવૉટર પાર્કમાં અત્યારે એવા નોકરો નથી કે જેઓ ઇંગ્લાંડની એક દિશામાંથી બીજી દિશામાં મુસાફરી કરી શકે આપને વળી બીજો વાંધો પણ છે કે, લેડી ગ્લાઇડ, અહીં આવવા ઉપડે ત્યારે લંડનમાં સગવડભરેલી રીતે ક્યાંયે રહી શકે, એવું ઠેકાણું નથી અને તે અજાણી હોવાથી કોઇ ઉપાહાર–ગૃહમાં એકલી જાય, એ પણ ઇચ્છવા જોગ નથી પણ આપના બન્ને વાંધાઓના ખુલાસા હું એકદમ કરી શકું એમ છું હવે ફક્ત થોડોક વખત આપ મારી વિચારસંકલનાને અનુસરો હું જ્યારે મારા વતનમાંથી ઇંગ્લાંડ ખાતે, સર પર્સિવલ સાથે

આવ્યો, ત્યારનો જ તેમને કહી રહ્યો હતો કે, લંડનની પડોશમા એકાદ સ્થળે હુ ઠરીઠામ થઇને રહેવા માગુ છુ મારો એ ઉદ્દેશ નિરંતર મારા ધ્યાનમા હોવાથી હુ તપાસ કરતો રહ્યો હતો કે, એવુ કોઇ મકાન ક્યાયે મળે તેમ છે કે નહીં? સુભાગ્યે એ ઉદ્દેશ હમણાજ પરિપૂર્ણ થયો છે સંત જોન વુડ નામના લત્તામા મે ૭ માસની મુદ્દતને માટે એક સગવડ ભરેલુ અને સરસામાન વાળુ મકાન લીધુ છે મારૂ મકાન લંડનમાં છે, એ વાત સ્મરણમા રાખ્યા બાદ હવે મારી યોજના સાભળો લેડી ગ્લાઇડ, બ્લેકવૉટર પાર્કમાથી નીકળીને લંડન સ્ટેશને આવે, એ તો કાઇ ઘણુ લાબુ અતર નથી હુ તેને સ્ટેશને મળુ અને મારે ત્યા લઇ જાઉં મારે ત્યા–તેની ફોઇને ત્યા–એક રાત્રિ આરામ લઇને તે બાદ લેડી ગ્લાઇડ આ તરફ આવવા નીકળે અમે બન્ને–તેના સબધીઓ–તેને પુન સ્ટેશને લાવીને આ તરફની ટ્રેનમા બેસાડીએ અને અહીં લેડી ગ્લાઇડની જ નોકરડી કે જે હાલમા આપના મકાનમા છે તે તેનુ સ્વાગત કરે અને તેની તહેનાતમા રહે મે ઉપર મુજબ જે કાર્યક્રમ આપને કહી બતાવ્યો તે ઉપરથી આપ જોઈ શકશો કે, લેડી ગ્લાઇડને બિલ્કુલ શ્રમ ન પડે, એવી તેમા વ્યવસ્થા છે તેનુ માન પણ તેમા પુરતી રીતે જળવાઇ રહે છે તે અહીં આવશે એટલે આપનો સત્કાર, આપની દિલસોજી અને આપનુ સરક્ષણ, એ ત્રણ બાબતોનો લાભ, તે કમનસિબ સન્નારીને મળશે મને ખાત્રી છે કે, આપની ફરજ આપ ચૂકશો નહીં સાહેબ, પહેલેથી તે છેલ્લે સુધી મે તો આ મુશ્કેલીનો માર્ગ તદ્દન સાફ કરી આપવા પ્રયત્ન કર્યો છે હવે આપના કુટુબીઓ પ્રત્યેની પવિત્ર ફરજ આપને બજાવવાની રહી હુ આપને ગભીરતાથી સલાહ આપુ છુ કે, આપના અને મારા ગૃહનો અતઃકરણપૂર્વક સત્કાર, લેડી ગ્લાઇડ માટે તૈયાર છે, એમ આપ તેને લખો એ માનભગ થયલી અને કમનસિબ સન્નારી માટેની મારી વકિલાત અત્રે ખતમ થાય છે "

જાણે હુ દિવાને આમનો સભાસદ હોઉં અને મારી સમક્ષ વક્તૃતા કરીને તેણે મારા ઉપર અસર કરી હોય તેમ તેણે પોતાનો એક હાથ

મારા તરફ ધર્યો અને બીજો હાથ પોતાના અતઃકરણ ઉપર મૂકીને મને નમન કર્યું મને લાગ્યુ કે, હવે આ માણસને અહીથી હાકી કાઢવા માટે કોઇપણ જાતનો અતિમ માર્ગ લેવો જોઇએ, હવે લુઇને બોલાવવો જોઇએ અને આ ચેપી રોગ લાવેલા માણસને આ ખડમાથી બહાર જવાનુ બારણુ દેખાડવા તેને કહેવુ જોઇએ

આ કટોકટ વખતે મારા મનમા એક નવો જ વિચાર સ્ફુર્યો એ વિચાર ઘણો જ કિમતી હતો અને એક કાકરે બે પક્ષી મારી શકાય એવો લાભદાયક હતો કાઉન્ટનુ કટાળા ભરેલુ ભાષણ અને લેડી ગ્લાઇડની કટાળા ભરેલી મુશ્કેલીઓ—બન્નેનો એક સાથે અત લાવવા મે, આ વિદેશીએ સૂચવ્યા પ્રમાણે એક કાગળ લેડી ગ્લાઇડને લખવાનો નિશ્ચય કર્યો મને ખાત્રી હતી કે, લૉરા મારૂ નિમત્રણ નહી સ્વીકારે, કારણ કે, જ્યા સુધી મેરીઅન બ્લેકવૉટર પાર્કમા હોય ત્યા સુધી એક ક્ષણ પણ તે તેનાથી વિખૂટી પડવાનુ કબૂલ કરે નહી કાઉન્ટને આ મુશ્કેલીનો વિચાર કેમ સ્ફુર્યો નહીં, એથી મને આશ્ચર્ય થયુ જરૂર તેના મગજમાથી, મેરીઅન અને લૉરાના ગાઢ સ્નેહનો ખ્યાલ છટકી ગયો છે, એવી મને ખાત્રી થઈ કદાચ તેને હુ વધુ તક આપુ તો તેને એ ખ્યાલ આવે, પણ મારે તેમ કરવુ નહોતુ અત્યારે તો આ આસામીને આટલેથી જ પતાવવો, એમ ધારીને મે એકદમ લખવાના સાહિત્ય હાથમા લીધા અને તરત જ નીચે મુજબ પત્ર લખી કાઢયો

" વહાલી લૉરા, તારે જ્યારે આવવુ હોય ત્યારે અહીં આવજે. દૂરની મુસાફરી હોવાથી તારી ફોઇને ત્યા લડનખાતે ઉતરીને એક રાત વિશ્રાન્તિ લેજે વહાલી મેરીઅન માદી છે એ જાણીને મને ખેદ થયો છે લે તારો સદાનો શુભેચ્છક " મજકુર કાગળ મે કાઉન્ટને આપ્યો અને મારી આરામખુરશીમા પહોળા પગ કરીને સુતા સુતા મે કહ્યુ- " હુ દિલગીર છુ કે, મારી તબિયત હવે તદ્દન બગડી ગઇ છે આથી વિશેષ શ્રમ હુ હવે લઈ શકુ એમ નથી તમે નીચે જઇને આરામ

લેશો અને નાસ્તો કરી લેશો ? સર્વને મારા સસ્નેહ ઘટિત કહેશો તમારી કુશળતા ચાહુ છુ ”

અરે, આ તે કેવો માણસ હશે ? લગારે થાક્યા જેવા ચિહ્ન બતાવ્યા સિવાય તેણે ફરીથી લાબુ વિવેચન કર્યું ! મે મારી આખો બધ કરી દીધી અને તેનુ કાઇ જ ન સાભળવા પ્રયત્ન કર્યો, પણ તેમ છતા તેના વિવેચનનો ઘણો ભાગ મે સાભળ્યો મારી બહેનના આ લવારી ખોર ભરથારે અમારી વાતચીતના આવેલા સારા પરિણામ માટે પોતાની જાતને તેમ જ મને ધન્યવાદ આપીને તેની પોતાની તેમ જ મારી દિલસોજીની લાગણી વિષે લબાણથી વિવેચન કર્યું તદુપરાત તેણે મારી ખરાબ તબિયત માટે ખેદ દર્શાવ્યો અને દવાઓની એક યાદી લખી આપવાની માગણી કરી તેણે પ્રકાશના સબધમા જે સૂચના મને કરી હતી તે નહીં વિસરી જવાની મને વિનતિ કરી-તેણે નાસ્તો કરવાના મારા નિમત્રણનો સ્વીકાર કર્યો અને બે અથવા ત્રણ દિવસના અરસામા લૅડી ગ્લાઇડ આની પહોચશે, એવી મને ખાત્રી આપી-એ પછી તેણે હવે પછીની પોતાની મુલાકાત માટે રાહ જોવાની મને વિનતિ કરીને કાઇને કાઈ બાબતો ઉપર વિવેચન કર્યા કર્યું, પણ મે તે તરફ ધ્યાન આપ્યુ નહીં અને અત્યારે મને તે યાદ પણ નથી તે વાતોડીઓ વિદેશી, મારા ઓરડામાથી ક્યારે પસાર થયો તેની મને ખબર નથી, કારણ કે, ધીમા પગલાથી ચાલવાનો અતિ પ્રશસનીય ગુણ તેનામા હતો, એ મે પ્રથમથી જ કહી દીધુ છે થોડોક વખત ચૂપકીદી પથરાઈ રહ્યા પછી મે જ્યારે મારી આખો ઉઘાડી ત્યારે તેને મારા ઓરડામા મે જોયો નહીં !

મે ઘટ વગાડીને લુઇને બોલાવ્યો અને તેની મદદથી હુ સ્નાન-ગૃહમા ગયો ગરમ પાણીથી હુ નાહ્યો અને સ્વસ્થ બનીને મે નિદ્રા લીધી. જ્યારે હુ જાગ્યો ત્યારે હુ તદ્દન સ્વસ્થ બની ગયો હતો, એમ મને લાગ્યુ મે તપાસ કરી તો જણાયુ કે, કાઉન્ટ બપોરની ટ્રેનમા જ અહીંથી ચાલ્યો ગયો હતો તેણે શેનો નાસ્તો લીધો હતો એ વિષે તપાસ કરતા મને જણાયુ કે, કેટલાક ફળ અને મલાઇનો નાસ્તો તેને અપાયો હતો.

આથી વિશેષ મારે કાંઈ કહેવુ જોઇએ, એમ હુ માનતો નથી મને જ્યા સુધીની વિગતો જાહેર કરવાનુ જણાવવામા આવ્યુ હતુ ત્યા સુધી, મારી જાણ મુજબ અને યાદદાસ્તી મુજબ, મે બધુ કહ્યુ છે થોડાક દિવસો બાદ જે હૃદયભેદક બનાવ બન્યાના સમાચાર મે સાભળ્યા, તે બનાવ મારી રૂબરૂમા બન્યો ન હતો હુ ખાસ વિનતિ કરૂ છુ કે, એ બનાવોના સબધમા કોઈપણ જાતનો થોડો કે વધારે ઠપકો મારા ઉપર નાખવા જેવા બિનનાગણીવાળા કોઇએ બનવુ નહી મે મારાથી બનતુ બધુ જ કર્યુ હતુ જે ખેદ ઉપજાવનારી આફત ભવિષ્યમા બની તેની અગાઉથી ખબર મને મળે એ અશક્ય જ હોવાથી હુ તે માટે જવાબદાર ાથી એ બનાવની વાત સાભળીને મારા હૃદયના ચુરેચુરા થઇ ગયા છે મને તેથી જેવો આઘાત થયો છે તેવો ભાગ્યે જ બીજા કોઇને થયો હશે મારો નોકર, લુઈ, કે જે તેની જડબુદ્ધિ છતા પણ મારા પ્રત્યે સ્નેહ દર્શાવી રહ્યો છે, તે એમ ધારે છે કે, આ આઘાતનુ દુખ, હુ કદી પણ વિસારે પાડી શકીશ નહીં હુ જે વખતે આ લખાણ તેને લખાવુ છુ તે વખતે મારી આખો ઉપર મે હાથરૂમાલ રાખેલો છે, એ તે જુએ છે મને પોતાને ન્યાય આપવા ખાતર હુ કહેવા ઇચ્છુ છુ કે, એ બનાવમા મારો કાંઈ જ અપરાધ નથી અને હુ પોતે તો તદ્દન નિરુત્સાહી અને હૃદય-ભગ્ન બની ગયો છુ આથી વિશેષ મારે કાઇ કહેવાનુ નથી

---

## પરિચ્છેદ ૭.

---

### શકમદ વિદેશી દાઈ!

બ્લેકવૉટર પાર્કની મુખ્ય સેવિકા ઈલિઝા મિચેલસને રજુ કરેલી હકીકત —

મિસ હોલ્કોમની માદગીના દિવસો દરમ્યાન બનેલા બનાવો વિષે અને લેડી ગ્લાઇડ કેવા સયોગોમા બ્લેકવૉટર પાર્ક છોડીને લડન

ગઈ, તે વિષે સ્પષ્ટ રીતે બ્યાન કરવાનુ મને કહેવામા આવ્યુ છે એ માટે એવુ કારણ મારી પાસે રજુ કરવામા આવ્યુ છે કે, સત્યને ખાતર મારા પુરાવાની જરૂર છે હુ પહેલા ઇગ્લાડના એક દેવળના પાદરીની સ્ત્રી હતી, પરતુ તે પાદરીના અવસાન પછી મને આ નોકરી કરવાની ફરજ પડી છે મારા પતિના હયાતીકાળમા મને શીખવવામા આવ્યુ હતુ કે, બીજા બધા વિચારોને બદલે સત્યને હમેશા પ્રધાનપદ આપવુ આથી હુ સત્યને ખાતર નીચેની ખરી હકીકત જાહેર કરૂ છુ બીજા કોઈ કારણસર હુ કોઈના કુટુબની ખાનગી વાતો કદાપિ જાહેર કરૂ નહિ

મે તે વખતે કોઇ જાતની લિખિત યાદી રાખી નહોતી એટલે અમુક તારીખે જ અમુક બનાવ બન્યો એ વિષે હુ ચોક્કસપણે કાઇ કહી શકતી નથી પરતુ મને એટલુ તો ખાસ યાદ છે કે, જુન મહિનાના છેલ્લા પખવાડીઆમા અથવા તો છેલ્લા દશ દિવસોમા મિસ હોલ્કોમ માદી હતી બ્લેકવૉટર પાર્કમા સહવારનો નાસ્તો કદી પણ ઘા થી વહેલો અને દશ વાગ્યાથી મોડો થતો નહી હુ જે સહવારની વાત કરૂ છુ તે સહવારે મિસ હોલ્કોમ નાસ્તો લેવા નીચે ઉતરી નહોતી હમેશા તે સૌથી પહેલી જ નાસ્તાની ઓરડીમા આવતી, પણ તે દિવસે કુટુબના બધા માણસો આવી પહોચ્યા અને તેની લગભગ ૦। કલાક સુધી રાહ જોઇ તે છતા પણ તે દેખાઇ નહીં આથી એક નોકરડીને તેની તપાસ કરવા મોકલવામા આવી તે જ્યારે નાસ્તાની ઓરડીમા આવી ત્યારે ખૂબ ગભરાયલી દીસતી હતી મને તે દાદરામા મળી હુ તરતજ ત્યાથી મિસ હોલ્કોબના ખડમા ગઈ એ બિચારી વાતચીત કરવાની હાલતમા નહોતી, પરતુ પોતાના હાથમા લખવાની કલમ રાખીને તે ખડમા ફરતી હતી અને તે વખતે તેના શરીરમા તાવ ભરેલો હતો

લેડી ગ્લાઇડ પોતાના શયનખડમાથી તે વખતે ત્યા આવી પરતુ મિસ હોલ્કોબને તાવ આવેલો જાણીને તે ફિક્કી પડી ગઈ તે પોતે જ ધાસ્તી ભરેલી રીતે ગભરાઈ ગઇ, એટલે મને તે કોઈ રીતે

ઉપયોગી થઇ પડે તેમ નહોતી પરતુ કાઉન્ટ ફ્રેસ્કો અને તેની સ્ત્રી, તે વખતે ત્યા આવ્યા, તે મને ઠીક મદદગાર થઇ પડયા મેડમ ફ્રેસ્કો-એ અને મે, મિસ હોલ્કામને પથારીમા સુવાડી અમે બન્નેએ તેના માથા ઉપર ઠડક થાય એવી દવા લગાડી, તથા કાઉન્ટ ફ્રેસ્કોએ તત્કાળ એક દવા તૈયાર કરી આપી, તે અમે મિસ હોલ્કામને પાવા માડી પણ તેણે તે નજ પીધી તેની હઠને લીધે દવા પાઇ શકાઇ નહી દરમ્યાન સર પર્સિવલે ડાકટરને બોલાવવાનુ માથે લીધુ એક નોકરને તેમણે ઘોડા ઉપર બેસાડીને સાથી પાસેના ગામડામાથી એટલે કે ઓક લાજ્જ ખાતેથી ડાકટર મિ. ડૅાસનને બોલાવવા મોકલ્યો

એક કલાકના અરસામા મિ. ડૅાસન આવી પહોચ્યો તે એક આબરૂદાર વૃદ્ધ વયનો ડાકટર હતો પોતાની હોશિયારી માટે તે પકાયેલો હતો, આથી જ્યારે તેણે એવો અભિપ્રાય આપ્યો કે, મિસ હોલ્કામનુ દર્દ ઘણુ જ ગભીર છે, ત્યારે અમે સહુ ગભરાઇ ગયા કાઉન્ટ ફ્રેસ્કોએ મિ. ડૅાસન સાથે કેટલીક વાતચીત કરી અને પોતે વૈદકશાસ્ત્ર જાણતો હોય, એવુ તેણે દલિલો કરીને બતાવી આપ્યુ મિ. ડૅાસને કાઉન્ટને પુછ્યુ કે, " તમે એક ડાકટર તરીકે તમારો અભિપ્રાય આપો છો ?" ત્યારે કાઉન્ટે જવાબ દીધો કે, " ના એક ડાકટર તરીકે નહીં પરતુ વૈદકશાસ્ત્રના સારા અભ્યાસી તરીકે અભિપ્રાય આપુ છુ " મિ. ડૅાસને જાહેર કરી દીધુ કે, " હુ કોઈ ઉંટવૈદોની સલાહ લેતો નથી !" કાઉન્ટને આથી માઠુ લાગ્યુ નહી પણ એક ખરા ખ્રિસ્તિ તરીકે અત્યત શાતિથી હસીને તે ઓરડામાથી તે વદાય થયો જતા જતા તેણે મને ખબર આપી કે, વખતે આજ આખા દિવસમા મારી જરૂર પડે તો હુ સરોવર આગળ હોડીઓ રાખવાના મકાનમા અથવા તો તેની નજદિકમા જ હોઇશ કાઉન્ટ ત્યા કેમ ગયો, તેની મને ખબર નથી, પણ તે ત્યા સાજના ઠેઠ સાત વાગ્યા સુધી રહ્યો હતો, એ તો ચોક્કસ છે કોઇ માદુ હોય ત્યારે ઘરમા શાતિ રાખવી જોઇએ, એ નિયમ કદાચ તેણે આચારમા મૂકવા સારૂ સરોવર આગળ જવુ પસંદ કર્યું હશે તે

વિનયવિવેકમા એક સદ્‌ગૃહસ્થ જેવો હતો મૂળથી જ આ પ્રમાણે તે એકાન્તમા વખત ગુજારે એવી પ્રકૃતિનો હતો

મિસ હોલ્કોબની માદગીની પહેલી રાત બહુ ખરાબ રીતે પસાર થઇ રાત્રે તાવ ચઢઉતર થયા કર્યો અને સહવાર પડવા આવી ત્યારે તો તબિયતમા સુધારો થવાને બદલે ઉલટો વધારે બગાડો થયો કોઇ ચોગ્ય દાઇ, મિસ હોલ્કોબની સારવાર માટે આસપાસના ગામડામાથી મળી શકી નહીં તેથી મેડમ ફ્રોસ્કોએ અને મે, વારાફરતી તે રાત્રે દાઈ તરીકે કામ કર્યું લેડી ગ્લાઈડે અવિચારીપણે અગારી સાથે રહેવાની હઠ કરી પણ તેનુ હૃદય ઘણુજ નબળુ હતુ વળી તેની પોતાની તબિયત પણ નાજુક હતી આથી મિસ હોલ્કોબની માદગીની ચિતામા તે પોતે સ્વસ્થ રહી શકી નહી અમને તે કોઇ રીતે ઉપયોગી તો થઇ ન પડી પણ તેથી ઉલટુ તેની પોતાની તબિયતમાયે બગાડો થયો ! તે વારવાર રડતી હતી તેના જેવી માયાળુ અને વહાલસોઈ સ્ત્રી બીજી કોઇજ નહોતી એમ મારે કહેવુ જોઇએ પરતુ એક માદા માણસના ઓરડામા એના જેવી હરઘડીએ હરભડતી અને ગભરાતી સ્ત્રીએ બેસવુ યોગ્ય નહોતુ

સહવારે સર પર્સિવલ અને કાઉન્ટ, દર્દીની ખબરઅતર પૂછવા આવ્યા મને લાગ્યુ કે, મિસ હોલ્કોબ ઉપર લેડી ગ્લાઈડનો જે વહાલ હતો તેને લીધે લેડી ગ્લાઇડને જે દુખ થતુ હતુ તે જોઇને સર પર્સિવલ ચિતાતુર બન્યા. તેમનુ મન મુઝાયલુ હોય, એમ તેમના ચહેરા ઉપરથી મને લાગ્યુ કાઉન્ટ ફ્રોસ્કોની મુખમુદ્રા ઉપર શાતિ હતી તે ઉપરાત દર્દી સબધી રસપૂર્વક ખબરઅતર તેણે પુછી હતી તેના એક હાથમા એક ચોપડી અને બીજા હાથમા તેની ટોપી હતી સર પર્સિવલને તેણે ધીમેથી કહ્યુ " ચાલો, આપણે ઘરમા તો શાતિ જ રાખીએ અને સરોવર આગળ આપણો અભ્યાસ ચાલુ રાખીએ પ્રિય મિત્ર ! આપણે આ ઓરડામા સિગારેટ્સ પીશુ નહીં જો તારે મારી સાથે આવવુ નહોય તો હુ એકલો જ મારો અભ્યાસ કરીશ અને તને રુચે ત્યા તુ

જજે પરંતુ દર્દીના મનની શાંતિને સારૂ આપણે મકાનમાં તો રહેવું નજ જોઇએ " એમ કહ્યા પછી તેણે મને કહ્યું "મિસિસ મિચેલસન, અમે જઇશું મિસ હૉલકોમ્બની સારવાર ધ્યાનપૂર્વક કરજો "

સર પર્સિવલે આવી સભ્યતા દેખાડી નહીં તેમને ન્યાય આપવા હું કહીશ કે, કાઉન્ટની પેઠે મારા પ્રત્યે એકાદ માયાળુ વાક્ય કહેવા જેવો વિવેક તેઓ ન દર્શાવી શક્યા, એનું કારણ કદાચ એ હશે કે, હમેશના તેમના સ્વભાવના આકળાપણામાં આ વખતે દર્દીની ચિંતાએ ઉમેરો કર્યો હશે હું ખાનદાન કુટુંબની સ્ત્રી હતી પરંતુ સંજોગવશ થઇને મારે આ નોકરી સ્વીકારવી પડી હતી મારી એ સ્થિતિમાં મારી સાથે ઘટતા માન અને વિવેકથી વર્તન કરનાર, આખા કુટુંબમાં તે વખતે અથવા તો કોઇપણ વખતે, ફક્ત એ કાઉન્ટ હતો એક સાચા ઉમરાવના લક્ષણ તેનામાં તરી આવતા હતા—દરેક જણની સાથે તે સભ્યતાથી જ વર્તતો ફેનીની પણ તેની નજરમાંથી છટકી નહોતી જ્યારે લેડી ગ્લાઇડની નોકરીમાંથી તે બિચારીને સર પર્સિવલે કાઢી મૂકી ત્યારે કાઉન્ટ મારી આગળ આવ્યો હતો અને પોતાના નાના પક્ષીઓની રમતગમત મને બતાવતા બતાવતા તેણે ફેનીના ભવિષ્ય વિષે પૂછપરછ કરી હતી. આવી આવી ઝીણી નાજુક બાબતોમાં માયાળુતા બતાવે, તેજ ઉચ્ચ અને ખરો ખાનદાન છે, એમ મારે કહેવું જોઇએ આ વિષયાંતર કરવા માટે હું ક્ષમા ચાહતી નથી—કાઉન્ટની સામે કેટલીક દિશામાંથી ખરાબ અને સખ્ત ટીકાઓ કરવામાં આવે છે પરંતુ તેને ન્યાય આપવા ખાતર જ મેં આ ઝીણી બાબતોનું બયાન કર્યું છે મારા જેવી એક સંજોગવશ અને દુ ખી સ્ત્રીને ઘટતું માન આપનાર અને એક નજીવી નોકરડીના ભવિષ્યમાં એક વડીલ પિતાની માફક રસ ધરાવનાર ઉમરાવને માટે ગમે તેવી ગેરવાજબી ટીકાઓ કરનારાઓ આગળ હું તેની આ ઉચ્ચ લાગણીઓ વિચાર માટે રજુ કરૂં છું હું પોતે કાંઇજ અભિપ્રાય આપતી નથી—માત્ર વિગતો રજુ કરૂં છું કોઇનો ન્યાય કરવા જતાં આપણો પણ ન્યાય ન થાય, એવી ઇચ્છા મેં મારી

જિંદગીમા રાખી નથી મારા મર્હુમ પતિએ આ મુદ્દામા ઘણા સરસ ધાર્મિક વ્યાખ્યાનો કર્યા હતા હાલમા મારા વૈધવ્યકાલમા હુ તે વ્યાખ્યાનો હમેશા વાચુ છુ અને તેથી મારી આત્મશુદ્ધિમા અને મારા આધ્યાત્મિક હિતમા વધારો જ થતો રહે છે

મિસ હોલ્કોબની તબિયતમા સુધારો થયો નહીં બીજી રાત, પહેલી રાત કરતા વળી વધારે ખરાબ રીતે પસાર થઇ મિ ડૉસન કાળજીપૂર્વક દવાઓ આપતો હતો મે અને મેડમ ફ્રેસ્કોએ બીજી રાતે પણ વારા ફરતી જાગીને મિસ હોલ્કોબની સાગ્વાર ઉઠાવી લેડી ગ્લાઇડે તે રાત્રે પણ હઠ કરીને અમારી સાથે રહેવુ પસદ કર્યું અમે તેને બહુ બહુ સમજાવી, પણ તે એકનો એક જવાબ દેતી કે " મારે મેરીઅનની સાથેજ રહેવુ જોઇએ હુ સાજી હોઉં કે માદી, પણ તેને મારી નજર આગળથી એક ક્ષણને સારૂ પણ દૂર કરી શકીશ નહીં"

ત્રીજે દિવસે બપોરે ઘર કામને લગતી મારી નિયમિત ફરજો ઉપર ધ્યાન આપવા માટે હુ નીચે ગઇ એક કલાક પછી હુ દર્દીના ઓરડામા પાછી જવા સારૂ દાદર ઉપર ચઢતી હતી ત્યારે કાઉન્ટને મે ખુશાલી ભરેલા ચહેરા સહિત દિવાનખાનામા દાખલ થતો જોયો સર પર્સિવલે તેજ વખતે પુસ્તકાલયમાથી બહાર આવીને કાઉન્ટને પુછ્યુ " ને તેને શોધી કાઢી કે ?" કાઉન્ટ ધીમેથી હસ્યો, પણ તેણે કાંઈ જવાબ દીધો નહી એ વખતે સર પર્સિવલની નજર મારા ઉપર પડી અને મને જોઇને તેમને ગુસ્સો ઉપજ્યો હોય, એવુ કટાણુ મોઢુ તેમણે કર્યું સર પર્સિવલે કાઉન્ટને કહ્યુ "અદર આવીને એ સબધમા મને તમામ હકીકત કહે" મારા તરફ ગુસ્સાભરેલી નજર કરીને તેમણે કહેવુ ચાલુ રાખ્યુ " જે ઘરમા સ્ત્રીઓ હોય છે, તેમા હમેશા એવુ તો બનતુ જ રહેવાનુ કે, ઘડીમા તેઓ દાદરે ચઢે અને ઘડીમા દાદરેથી ઉતરે!"

કાઉન્ટે શાન્ત સ્વરે જવાબ દીધો "મારા વહાલા મિત્ર! મિસિસ મિચેલસનને કેટલીક ફરજો બજાવવાની છે, એ તારે ભૂલવુ જોઇએ નહીં પોતાની ફરજો તે કેવી હોશિયારીથી અને ખતથી બજાવે છે,

તેની કદર તારે મારી માફક અતઃકરણપૂર્વક કરવી જોઇએ દદીને કેમ છે, મિસિસ મિચેલસન !"

મે જવાબ દીધો " માનવત ઉમરાવ સાહેબ, મને જણાવતા દિલગીરી ઉપજે છે કે, લગારે સુધારો નથી "

કાઉન્ટે જવાબ દીધો " ખેદજનક-અત્યત ખેદજનક ! મિસિસ મિચેલસન, તમે હવે થાકી ગયા હો એમ લાગે છે મારી પત્નીને અને તમને હવે દદીની સારવારમા જરૂર કોઇએ મદદ કરવી જોઇએ એ મદદના સાધન હુ તમને પુરા પાડી શકીશ, એમ માનુ છુ કેટલાક બનાવો હમણા એવા બન્યા છે કે તેને લીધે મેડમ ફોસ્કોને આવતી કાલે અથવા તો પરમ દિવસે લડન જવુ પડશે તે સહવારમા જશે અને સાજરે પાછી આવશે પરતુ પોતાની સાથે તે એક બાહોશ દાઇને લેતી આવશે ઘણુ ખરૂ એ દાઈ હાલમા નવરી છે જો તેને તે લાવશે તો તમને એ કામકાજમાથી જરૂર છૂટા કરી શકશે એ દાઈ વિશ્વાસ રાખવા લાયક છે તે અહી આવે તે પહેલા તેના વિષે કોઇને અને ખાસ કરીને ડાકટરને તો કાઇજ કહેશો નહી, કારણ કે મારા તરફથી રોકવામા આવનારી દાઇ ઉપર તે જરૂર દાઝે બળી જશે તે દાઈ અહી આવીને પોતાની મેળેજ પોતાની લાયકાતથી સૌને સતોષ આપી શકશે હુ તો ધારૂ છુ કે, મિ. ડૉસનને પણ તેના વખાણ કર્યા વગર ચાલશે નહી લેડી ગ્લાઇડને પણ તે પસદ પડશે મહેરબાની કરીને લેડી ગ્લાઇડને મારા તરફથી દિલાસો આપશો તેમના પ્રત્યે મારી લાગણી છે, એમ જરૂર કહેશો "

આ સાભળીને મારા મનમા આનદ થયો અને મે કાઉન્ટનો અતઃકરણપૂર્વક આભાર પ્રદર્શિત કર્યો સર પર્સિવલે વાત ત્યાથીજ વાઢી નાખી અને પોતાના મિત્રને નકામી વાતચીતમા વખત નહીં ગાળવા કહીને પોતાની સાથે પુસ્તકાલયમા આવવા કહ્યુ હુ તે પછી દાદર ઉપર ચઢીને મિસ હોલ્કોમ્બના ખડમા ગઇ

આપણે બધા જ ભૂલને પાત્ર માનવીઓ છીએ. હર કોઈ સ્ત્રીના સિદ્ધાંતો હોય કે, પારકી પચાતમા પડવુ નહીં તેમ છતા પણ જ્યારે લાલચ ભરેલા સજોગ ઉભા થાય છે ત્યારે સિદ્ધાતો વેગળા મૂકી દેવાનુ મન થઇ જાય છે મને છાજતુ નહતુ કે, નિરર્થક ચિકિત્સામા વખત ગુમાવવો, પરતુ હુ કહેતા શરમાઉં છુ કે, મે તે વખતે ભૂલ કરી મારા જીવનમા ઉત્તમ સિદ્ધાતોથી જ હુ વર્તન કરૂ છુ તથાપિ તે પ્રસગે એ સિદ્ધાતોની દરકાર નહી કરીને હુ ગેરહાજરી પ્રશ્ન વિષે માગ મનના તરગ દોડાવવા લાગી સર પર્સિવલે કાઉન્ટને કરેલો પ્રશ્ન મને નિરર્થક ચિકિત્સાના પ્રવાહમા દોરી ગયો શુ કાઉટ કોઇને શોધવા માટે સરોવર આગળ જતો હતો ? નક્કી તે કોઈ બાઇને શોધવા માટે જતો હશે, કારણ કે, સર પર્સિવલે એમજ પુછ્યુ હતુ કે "તે તેને શોધી કાઢી કે ?" કાઉન્ટની નીતિવિષયક વર્તણુક વિષે મારા મનમા સારો અભિપ્રાય હતો એટલે મે તેને કોઇ પ્રપચમા શાગીર્દ તરીકે ગણ્યો નહી પરતુ તેમ છતાયે મારા મનમા એજ પ્રશ્ન ઘોળાઈ રહ્યા કે, "એ બાઈ કોણ હશે ? અને એ બાઇને કાઉન્ટે કયાથી શોધી કાઢી હશે ?"

ત્રીજી રાત્રે પણ મિસ હોલ્કોમ્બની તબિયતમા સુધારો ન જ થયો પરતુ ચોથે દિવસે થોડોક સુધારો જણાયો એ પછી બીજે દિવસે કાઉન્ટેસ સહવારમા લડન ગઈ અને તેનો ઉમદા પતિ, તેને વળાવવા સારૂ સ્ટેશન સુધી ગયો મિસ હો'કોમની સારવારનુ કામ તે દિવસે મારા ઉપર આવી પડયુ એ દિવસે ખાસ નોધના જોગ બનાવ બન્યો હોય તો તે એજ કે, કાઉન્ટ અને મિ ડૅાસન વચ્ચે દર્દીની દવા સબધમા કાઇક ટપાટપી થઇ એ પ્રસગ નીચે પ્રમાણે બન્યો

કાઉન્ટ સ્ટેશનેથી પાછો આવીને મિસ હો'કોમ્બના ખડ આગળ પૂછપરછ કરવા સારૂ આવ્યો તે વખતે મિ. ડૅાસન અને લેડી ગ્લાઇડ મિસ હો'કોમ પાસે બેઠા હતા હુ ખડ બહાર નીકળીને કાઉન્ટને તેના સવાલોના જવાબ આપવા લાગી તેણે મને દર્દીના દદના ચિહ્ન વિષે તથા દવા કેવા પ્રકારની અપાય છે, તે વિષે સવાલો કર્યા હુ તેના

જવાબો આપતી હતી તેવામાં મિ. ડૉસન ઓરડામાંથી બહાર આવ્યા.

કાઉન્ટે તેમના નમસ્કાર કરીને કહ્યું "આજે મિસ હોટકોબના દર્દમાં કાંઇ પણ સુધારો થયો નથી, તેથી મને ચિન્તા ઉપજે છે"

મિ ડૉસન "મને તેમના દર્દમાં ઘણો સારો સુધારો માલુમ પડયો છે"

કાઉન્ટે કહ્યું "હજી પણ તમે આ તાવમાં તમારી બિન અસરકારક દવા ચાલુજ રાખશો ?"

મિ. ડૉસન "મારા અનુભવ પ્રમાણે તો આ દવા જ ઉત્તમ પ્રકારની છે અને તે હું ચાલુ રાખવા માગુ છુ"

કાઉન્ટે મક્કમપણે કહ્યું "તમારા ધધાને લગતા વિશાળ અનુભવ સબધમા એક પ્રશ્ન પૂછવાની હુ રજા માગુ છુ હુ તમને કોઈ જાતની સલાહ આપતો નથી, પણ ફક્ત મારી કેટલીક શકાઓ રજુ કરૂ છુ સાહેબ, તમે વૈજ્ઞાનિક હિલચાલવાળા મહાન્ શહેરો–લડન અને પારિસથી ખાસ દૂર વસતા નથી તમને ખબર છે કે, તાવથી જે અશક્તિ કોઇ દર્દીનામા ઉત્પન્ન થઈ હોય તેને રીતસરની શક્તિ આપવા માટે બ્રાન્ડી, દારૂ, એમોનીઆ, અને કિવનાઇન જેવા ઔષધ આપવાની જરૂર હોય છે ? ઉત્તમમા ઉત્તમ ડાકટરોએ પણ આવી જરૂર સ્વીકારી છે, એ તમે જાણો છો ? હા કે ના એટલુજ કહો–વધારે જાણવાની મને જરૂર નથી"

ડાકટરે જવાબ દીધો "મારા જેવોજ કોઇ ધધાદારી માણસ મને આ સવાલ પૂછશે તો હુ તેને ઘટતો જવાબ આપીશ તમે ધધાદારી ડાકટર નથી, આથી તમને જવાબ આપવાની હુ નમનતાઇથી ના પાડુ છુ"

આવી રીતનુ કાઉન્ટનુ અપમાન તે ડાકટરે કર્યું તોપણ તેણે મોઢામાથી સામો ગુસ્સાભરેલો જવાબ દીધો નહીં ફક્ત તેણે મિ. ડૉસનને વદન કર્યું અને ત્યાથી રજા લીધી જો મારા વહાલા મર્હુમ પતિને અહીં હાજર હોવાનુ ભાગ્ય પ્રાપ્ત થયુ હોત તો તે અને કાઉન્ટ, પરસ્પર એક બીજાને માટે કેવા ઉમદા ખ્યાલ ધરાવત ?

મેડમ ફ્રાસ્કો રાત્રે લંડનથી પાછી ફરી તેની સાથે નવી દાઇ હતી મારો પરિચય તેની સાથે કરાવવામા આવ્યો તેનુ નામ મિસિસ રૂએલી હતુ તેનો દેખાવ અને તેના અધૂરા અગ્રેજી વાક્યોથી હુ જાણી શકી કે, તે એક વિદેશી દાઈ છે વિદેશીઓ માટે માનુષિક સમભાવની લાગણી હુ મૂળથી ધરાવુ છુ તેઓ ઉપર આપણા આશિર્વાદ હોતા નથી તેઓનુ આપણે કાઇ હિત કરતા નથી અને તેઓ મોટે ભાગે ગરીબીની આંધળી ભૂલોમા ઉછરેલા હોય છે મારા તરફ બીજાઓ જે રીતે વર્ત્તે એની હુ આશા રાખુ તેવીજ રીતે મારે બીજાઓ તરફ વર્ત્તવુ જોઇએ, એમ હુ હમેશા બીજાઓને શિખામણ આપુ છુ અને તે પ્રમાણે વર્ત્તુ છુ મારા મર્હુમ વહાલા પતિ એમજ કહેતા અને વર્ત્તતા આ બે કારણોને લીધે હુ એમ નહીં કહુ કે, ૫૦ અથવા લગભગ તેટલીજ ઉમરની, ઘઉવર્ણા રગના શરીરવાળી અને સદાયે ચોકેલી રહેતી, આછા ભુરા રગની આખોવાળી તે ઠીગણી રૂએલી મને એક વિચિત્ર અને લુચ્ચી સ્ત્રી લાગી અથવા તો ઉપર જણાવેલા કારણોસર હુ એમ પણ નહી કહુ કે, તેનો પોષાક જો કે સાદા કાળા રેશમી કાપડનો હતો તોપણ તેની સ્થિતિના પ્રમાણમા તે ઘણોજ વધારે પડતો કિમતી અને બિનજરૂરી ભપકાવાળો હતો મારે માટે કોઇ આવી ટીકા કરે તે મને ગમે નહીં અને તેથી મિસિસ રૂએલી માટે આવી ટીકા કરવાનો મારો ધર્મ નથી હુ માત્ર એટલુ જ કહીશ કે, તેની રીતભાત જોકે નાખુશી ઉપજાવે એવી અતડી નહોતી તોપણ તે નોધવાજોગ રીતે ચૂપકીદી ધારણ કરી રહેતી અને એકાન્ત પસદ કરતી તે પોતાની આસપાસ વારવાર નિહાળ્યા કરતી અને બહુ જ થોડુ બોલતી કદાચ એ ભાવો તેના વિનયવિવેકને લીધે હોય અથવા તો બ્લેકવૉટર પાર્કમા તેના પ્રત્યે અવિશ્વાસ ધરાવવામા આવતો હતો તેને લીધે હોય મે તેને મારા ઓરડામા ભોજન લેવા બોલાવી ત્યારે તેણે ના પાડી તેની આ રીતભાત બેશક શકાભરેલી તો નહોતી, પણ વિચિત્ર તો હતી જ.

કાઉન્ટે પોતાના ઉદાર માયાળુ સ્વભાવ મુજબ એ રાત્રે મને એવી સૂચના કરી કે, આવતી કાલે સહવારે ડાક્ટર, મિસિસ રૂબેલીને જુએ નહીં અને તેને પસદ કરે નહીં ત્યા સુધી દર્દીની સારવારનુ કામ તેને સોપવુ નહીં આથી રાત્રે હુ જ મિસ હોલ્કોબ પાસે બેઠી

નવી દાઈ મિસ હોલ્કોબની સારવાર કરે, એ લેડી ગ્લાઇડને રૂચ્યુ નહીં એક વિદેશી તરફ ઉદારતાનો આવો અભાવ લેડી ગ્લાઇડ જેવી સુશિક્ષિત અને સુસસ્કૃત સ્ત્રીમા જોઇને હુ અજબ થઈ મે કહ્યુ "શેઠાણી, આપણે બધાએ યાદ રાખવુ જોઇએ કે, આપણા તાબાના નોકરો તરફ અને ખાસ કરીને તેઓ વિદેશમાથી આવતા હોય ત્યારે તો તેઓ તરફ એકદમ નાપસદગી બતાવવાની ઉતાવળ કરવી જોઇએ નહી " પણ મારૂ કહેવુ તેણે ધ્યાનમા ન લીધુ તેણે માત્ર નિસાસો નાખ્યો અને બિછાનામા પડેલી મિસ હોલ્કોબનો હાથ પોતાના હાથમા લઇને તેને ચુમી કરી જે દર્દીને લગારે નહી ઉશ્કેરવાનુ ડાક્ટરે કહ્યુ હતુ તેને આવી રીતે ઉશ્કેરવાનુ લેડી ગ્લાઇડે કરેલુ કૃત્ય ડહાપણની ખામીવાળુ હતુ પણ બિચારી લેડી ગ્લાઇડને ક્યાથી ખબર હોય કે, દર્દીની સારવારને લગતા નિયમો શા શા હોય છે ? મને એ કહેતા દિલગીરી ઉપજે છે કે, એ વિષયમા તે કશુ જ સમજતી નહોતી

બીજે દિવસે સહવારે મિસિસ રૂબેલીને દિવાનખાનામા બેસાડવામા આવી એમ કરવામા કાઉન્ટની મતલબ એ હતી કે, ડાકટરની નજર તેના ઉપર પડે અને તે તેને પસદ કરે

મિસ હોલ્કોબ તે વખતે ઉંઘતી હતી એટલે લેડી ગ્લાઇડને તેની પાસે બેસાડીને હુ મિસિસ રૂબેલી સાથે દિવાનખાનામા ગઈ તેને બિચારીને એકાન્તને લીધે અજાણ્યુ લાગે નહીં અને ડાકટર સાથેની વાતચીતમા તેને કાંઇ સકોચ ઉપજે નહીં એ માટે હુ તેની સાથે ગઇ, પણ તે મારો ઉદ્દેશ સમજી નહી તે તો પ્રથમથીજ એવો સતોષ ધારણ કરી ચૂકેલી જણાઇ કે, મિ. ડૅાસન તેને દાઇ તરીકે જરૂર પસદ કરશે ! જાણે ગામડાની હવા અને કુદરતી દેખાવોથી આનદ પામી હોય

એવો દેખાવ કરીને તે એક બારી આગળ બેસી રહી તેની આવી વર્તણુકથી તેનામા ઉદ્ધતાઇભરેલો અતિવિશ્વાસ હોવાનુ કેટલાકને લાગે, પણ, હુ એમ માનુ છુ કે, તેના અપૂર્વ મનોબળનુ એ પરિણામ હતુ

ડાકટર દિવાનખાનામા આવ્યો નહી પણ ઉલ્ટુ તેણે મને એકલીનેજ પોતાની પાસે બોલાવી આ બનાવ મને તો વિચિત્ર લાગ્યો, પણ મિસિસ રૂબેલી ઉપર તેની કાઇજ અસર થઈ નહી

નાસ્તો લેવાના ઓરડામા ડાકટર બેઠો હતો હુ તેની પાસે ગઇ તેણે મને જોઇને તરતજ સવાલ કર્યો "મિસિસ મિચેલસન, તમે નવી દાઈ પાસે હતા ને ? હુ તેના વિષે કેટલુક કહેવા માગુ છુ"

"શુ કહેવાનુ છે, સાહેબ ?"

"મને ખબર મળી છે કે, પેલા જાડા વૃદ્ધ વિદેશીની વહુ, તે દાઇને લંડનથી અહીં લાવી છે એ વિદેશી હમણા હમણા મારા કામોમા ખૂબ આડે આવે છે મિસિસ મિચેલસન, એ બુઢ્ઢો વિદેશી ઉંટવૈદ છે !"

ડાકટરની આ ઉદ્ધત ટીકાઓથી મને સ્વાભાવિક રીતે માઠુ લાગ્યુ મે કહ્યુ "સાહેબ, તમને ખબર છે કે, તમે એક ઉમરાવને માટે આ બધુ કહો છો ?"

"છટ્ ! મને કાંઈ આ પહેલાજ ઉમરાવ ઉંટવૈદનો અનુભવ નથી થયો તેના જેવા બધાયે પોતાને ઉમરાવો તરીકે ઓળખાવે છે ! એ બધા ફાસીએ લટકાવવાજોગ હોય છે !"

"જો તે ઉચામા ઉચા ખાનદાન કુળનો નહોત તો સર પર્સિવલ ગ્લાઇડ તેને કદી પોતાના મિત્ર તરીકે સ્વીકારત નહીં બેશક, તે કોઈ ઇગ્લિશ ખાનદાન કુળનો નથી, એ હુ કબૂલ કરૂ છુ"

ડાકટરે કહ્યુ "બહુ સારૂ, મિસિસ મિચેલસન' તમારે તેને જેવો ગણવો હોય તેવા ગણજો પણ તે જે દાઇને અહીં લાવ્યો છે, તેની સામે તો મને મોટા વાધો છે"

"તમે તેને જોઇ નથી તે છતા પણ વાધો લ્યો છો, સાહેબ ?"

"હા તે કદાચ સૌથી સારી દાઇ હશે તોપણ મારા તરફથી મેં તેની નિમણુક નથી કરી, એટલે હુ તેને નામન્જુર કરૂ છુ મે સર પર્સિવલને મારો વાંધો જાહેર કર્યો પણ તે મને પુષ્ટિ આપતા નથી. તેઓ કહે છે કે, હુ જે દાઇને લંડનથી લાવત તે પણ આ ઘરના કુટુબીઓથી અજાણીજ હોત સર પર્સિવલ કહે છે કે, લેડી ગ્લાઇડની ફોઇ, જાતે મહેનત લઇને લંડનથી એ દાઇને લાવ્યા છે, તેથી તેને અજમાયશ દાખલ કામ કરવા દેવુ જોકે આ તેમનુ કથન અયુક્ત નથી અને એ કારણે હુ તેને સ્પષ્ટતાથી ના પાડી શકુ નહી, તોપણ મે એક શરત રજુ કરેલી છે કે, જો મને તેનાથી અસતોષનુ કારણ મળશે તો તેણે અહીથી તરતજ ચાલ્યા જવુ પડશે દર્દીની દવા કરનાર ડાકટર તરીકે આ શરત કરવાનો મને હક્ક હોવાથી સર પર્સિવલે તેનો સ્વીકાર કર્યો છે હવે મિસિસ મિચેલસન, હુ જાણુ છુ કે મારાથી તમારા ઉપર આધાર રાખી શકાશે નહી, પરતુ પહેલા બે કે ત્રણ દિવસ સુધી આ નવી દાઇ ઉપર બરાબર રીતે નજર રાખના અને મે આપેલી દવા સિવાય બીજી કોઇ દવા તે મિસ હોલ્કોબને આપે નહી તે વિષે ચોકસાઇ કરના હુ તમને વિનતિ કરૂ છુ તમે જેનો પક્ષ કરો છો તે વિદેશી ઉમરાવ પોતાનુ ઉટવૈદુ (આકર્ષણવિદ્યા સહિત) મારા દર્દી ઉપર અજમાવવાને ખૂબ તલપી રહ્યો છે, અને તેની વહુ જે દાઇને અહીં લાવી છે, તે તેના કામમા મદદગાર બને, એ દરેક રીતે સભવિત છે તમે સમજ્યા કે? વારૂ ત્યારે હવે આપણે ઉપર જઇશુ એ દાઇ ત્યા છે કે? તે દર્દીના ઓરડામા આવશે તે પહેલા હુ તેને એક બે બોલ કહીશ "

અમે દિવાનખાનામા થઇને મિસ હોલ્કોબના ઓરડામા જતા હતા તે વખતે અમે જોયુ કે, મિસિસ રૂબેલી બારી આગળ ઉભી ઉભી હજી પણ આનદથી બહારનો દેખાવ જોઇ રહી હતી મે જ્યારે મિ ડૉસન સાથે તેની ઓળખાણ કરાવી ત્યારે ડાકટર તેને શકાશીળ રીતે જોતો હતો તેથી અથવા તો ડાકટરે તેને પૂછવા માડેલા ઉપરા

ઉપરી અનેક પ્રશ્નોથી તે લગારે અકળાયા જેવી જણાઈ નહીં તેણે ભાગીતૂટી ઇંગ્લિશ ભાષામા શાતિપૂર્વક જવાબો આપ્યા અને જો કે ડાકટરે તેને ગભરાવી નાખવા માટે ખૂબ કસી કસીને પ્રશ્નો પુછ્યા તોપણ પોતાની ફરજોના કોઇ પણ ભાગ સબધમા તેણે જરાકે અજ્ઞાનતા બતાવી નહીં બેશક, મે અગાઉ કહ્યુ છે તેમ, મનોબળનુ એ પરિણામ હતુ અને ઉદ્ધતાઇ ભરેલા અતિવિશ્વાસનુ પરિણામ નહોતુ

અમે ત્રણે, દર્દીના ઓરડામા ગયા **મિસિસ રૂએલીએ** દર્દી તરફ બહુજ ધ્યાનપૂનક નજર કરી **લેડી ગ્લાઇડ** બાડી આખે તેના તરફ જોઇ રહી એ દરમ્યાન તેણે ઓરડામાની બે ત્રણ વસ્તુઓ આડી અવળી પડી હતી તે ઠીકઠાક ગોઠવી અને તે બાદ એક ખૂણામા જઇને તે શાતિથી બેઠી **લેડી ગ્લાઇડને** આ વિચિત્ર દાઇનો દેખાવ જોઇને ત્રાસ ઉપજેલો જણાયો **મિસ હોલ્કોમ્બ** કદાચ જાગી ઉઠે એવી બ્હીકથી અમે કોઇએ કાઈ વાતચીત કરી નહીં પરતુ ડાકટરે મને ધીમે સ્વરે દર્દીની રાત કેવી વીતી હતી તે વિષે પ્રશ્નો પુછ્યા મે પણ ધીમે સ્વરે જવાબ દીધો " હમેશની પેઠેજ " **મિ. ડૉસન** એ પછી બહાર ગયા હુ ધારૂ છુ કે, **મિસિસ રૂએલી** માટે ડાકટર સાથે વાતચીત કરવાના ઇરાદાથી **લેડી ગ્લાઇડ** પણ ડાકટરની પાછળ ગઇ મે તો મારા મનમા અગાઉથીજ નક્કી કરી રાખ્યુ હતુ કે, આ શાન્ત વિદેશી દાઈ પોતાની જગ્યા બરાબર રીતે જાળવી રાખે એવી છે, કારણ કે, તે પોતાની ફરજોમા ચોકેલી રહેતી અને પૂરતુ ધધાદારી જ્ઞાન ધરાવતી હતી એના કરતા તો હુ પણ દર્દી તરફ ભાગ્યેજ વધારે ધ્યાન આપી શકી હોઇશ

**મિ. ડૉસને** મને કરેલી તાકીદ મુજબ, એ પછીના ત્રણ કે ચાર દિવસ સુધી વારવાર હુ દર્દીના ઓરડાની અચાનક મુલાકાત લઇને તે દાઇની કાઇંક ભૂલચૂક પકડી પાડવા ઇંતેજાર રહી ઘણીવાર ધીમે પગલે અને તે દાઈ ન જાણે એવી રીતે હુ ઓરડામા પ્રવેશ કરવા લાગી, પરતુ મે તેને કાઈ પણ શકા ઉપજાવનારૂ કૃત્ય કરતી જોઈ નહીં.

લેડી ગ્લાઇડ પણ મારી માફક જ તેના ઉપર ખૂબ તકેદારી રાખવા લાગી પરતુ તેનેયે તેનો કાઇ દોષ માલુમ પડયો નહી દવાની શીશીઓમા કાંઈ ઘોટાળો થયલો મને કોઇવાર જણાયો નહી કાઉન્ટ અથવા તો તેની સ્ત્રી સાથે છુપાઇને વાતો કરતી મે તેને કોઇવાર જોઈ નહી; અથવા કાઉન્ટ પણ તેની સાથે તેવી રીતે વાત કરવા આવતો કદીયે દેખાયો નહી મિસ હોલ્કોબની સારવાર પાછળ તે ખૂબ ધ્યાન આપતી રહી બિચારી મિસ હોલ્કોબ અર્ધ મૂર્ચ્છામા અને અર્ધ જાગ્રત અવસ્થામા કેટલીકવાર પથારીમા આમથી તેમ આળોટતી, પાસા બદલવા યત્ન કરતી અને તાવના હુમલ્લાઓથી તે બિચારીનુ મન ભમી જતુ. એવે વખતે મિસિસ રૂબેલી કદી ઓચિતી તેની આગળ જઇને તેને ગભરાવી નાખતી નહીં અથવા તો તેને નાહકનો ત્રાસ આપતી નહીં. વિદેશી હો કે સ્વદેશી, પણ જેને માન ઘટે તેને માન આપવુ જ જોઇએ અને એ ન્યાયે હુ મિસિસ રૂબેલીની એ રીતભાત નિષ્પક્ષપાત રીતે વખાણુ છુ તે કદી પણ પોતાની ફરજના સબધમા કોઇને કાંઈ પ્રશ્નો કરતી નહી તેમજ ડાકટરની સલાહ લેવાની પણ જરૂર જોતી નહી, તેથી હુ અજબ થતી તેની આટલી જ ખામી બાદ કરૂ તોપણ મારે કહેવુ જોઇએ કે, તે એક સરસ દાઇ હતી અને લેડી ગ્લાઇડને કિવા મિ. ડૉસનને તેને માટે ફરિયાદ કરવાનુ કાઇ પણ કારણ આટલા દિવસો દરમ્યાન મળ્યુ નહોતુ

અગત્યનો એક બનાવ એ પછીના દિવસોમા એ બન્યો કે, કાઉન્ટને કાઇક કામકાજ પરત્વે થોડાક દિવસ લડન જવાનુ થયુ. મિસિસ રૂબેલી આવી ત્યાર પછી ચોથે દિવસે સહવારે તેને લડન જવુ પડયુ એમ મને યાદ છે વદાય થતી વખતે કાઉન્ટે મારા દેખતા મિસ હોલ્કોબના સબધમા લેડી ગ્લાઇડને નીચે મુજબ સલાહ આપી તેણે કહ્યુ " તમારી ઇચ્છા હોય તો ભલે થોડાક વધુ દિવસ સુધી મિ ડૉસન ઉપર વિશ્વાસ રાખજો, પરતુ તે દરમ્યાન જો કાંઈ સારો ફેરફાર થાય નહી તો લડન ખાતેથી સલાહ માટે ડાકટરને બોલાવજો.

આ ખચ્ચર જેવા ડાકટરની મરજી ન હોય તોપણ લંડનના ડાકટરની સલાહ તેને માન્ય રાખવી જ પડશે હુ ગભીરતાથી મારી ખાનદાનીના સોગદ લઇને અને અંતઃકરણપૂર્વક કહુ છુ કે, ભલે મિ. ડૅાસન ગુસ્સે થાય પણ મિસ હોર્ટકોબને બચાવવા માટે મારી આટલી સલાહ તો માનજો જ "

કાઉન્ટે અત્યંત લાગણીથી અને માયાળુતાથી ઉપલા શબ્દો કહ્યા, પણ બિચારી લેડી ગ્લાઇડના જ્ઞાનતંતુઓ એટલા બધા નબળા પડી ગયા હતા કે, તેની ઉપલી સલાહ સાંભળતા વેંતજ તે તો ગભરાઇ ગઈ! તે માથાથી તે પગસુધી ધ્રુજવા લાગી અને કાઉન્ટ જ્યારે તેની આગળથી વદાય થયો ત્યારે પોતાના તરફથી તેને કાંઇજ કહી શકી નહીં જ્યારે તે ગયો ત્યારે મારા તરફ જોઇને તે બોલી "ઓ મિસિસ મિચેલસન, મારી બહેનનુ શુ થશે? મને તેની તબિયત માટે બહુજ ચિંતા થાય છે અત્યારે મને સલાહ આપનાર કોઇજ અહીંઆ નથી! મિ. ડૅાસન તેનો રોગ પારખી શકયા નથી શુ? તેણે મને આજે જ કહ્યુ છે કે, કોઇ પણ જાતનો ભય રાખવાની જરૂર નથી અને બીજા ડાકટરની સલાહ લેવાની પણ અગત્ય નથી "

મે જવાબ દીધો " મિ. ડૅાસન તરફના સંપૂર્ણ માન સહિત હુ કહીશ કે, તમારી જગ્યાએ હુ હોઉ તો કાઉન્ટની સલાહ જરૂર યાદ રાખુ "

લેડી ગ્લાઇડનો ચહેરો ફિક્કો પડી ગયો નિરાશાથી તે એકદમ મારી આગળથી ખસી ગઇ તેની આવી સ્થિતિ કેમ થઈ તેનુ કારણ હું સમજી શકી નહીં તે પોતાની મેળે બરબડવા લાગી "તેની સલાહ! અરે પ્રભુ! સહાય કર–તેની સલાહ!"



## પરિચ્છેદ ૮

### પડદા પાછળ પ્રપચરચના.

મને યાદ છે તે પ્રમાણે, કાઉન્ટ લગભગ એક અઠવાડીઆ સુધી બ્લેકવૉટર પાર્કમા પાછો ફર્યો નહી સર પર્સિવલને અનેક પ્રકારે પોતાના મિત્રની ગેરહાજરી સાલી અને મારા ધારવા મુજબ ઘરમા માદગી અને દિલગીરીના વાતાવરણને લીધે તેઓ પોતે ઘણા નિરાશ થઇ ગયા ઘણીવાર તો તેઓ અસ્વસ્થપણે દર્દીના ઓરડા આગળ આવજા કરતા અને કેટલીકવાર બહાવરા બનીને બાગમા આમતેમ ફરતા મિસ હૅાલ્કોમની ખબર અતર તે આતુરતાથી પૂછતા તેમા વળી લેડી ગ્લાઇડની તબિયત પણ નબળી પડવા માડેલી હોવાથી તેમની ચિંતામા વધારો થયલો જણાતો હતો સર પર્સિવલનુ અતકરણ પૂછપરછને લીધે સ્વસ્થ થતુ હતુ એમ મારૂ ધારવુ છે જો તે વખતે તેમની આગળ મારા મર્હુમ પતિના જેવો એકાદ શુભેચ્છક કારકુન હોત તો તે નિરતર તેમને ઉત્સાહભર્યુ આશ્વાસન આપીને તેમની આસ-પાસ નૈતિક પ્રગતિનુ વાતાવરણ ફેલાવત આવી બાબતમા હુ ભાગ્યેજ ભૂલભરેલી ગણત્રી કરૂ છુ કારણ કે મારા પતિ હયાત હતા ત્યારે તેઓ મને એવીજ રીતે દોરવીને સુખી કરતા હતા

કાઉન્ટેસ ફૉસ્કો, તે વખતે બ્લેકવૉટર પાર્કમા હતી, પણ તેનુ અને સર પર્સિવલનુ વર્તન જાણે મિત્રતાભરેલુ નહોય એમ કોઇ અજાણ્યાને લાગે તેઓ બન્ને એક બીજાથી અળગા જ રહેતા કાઉન્ટેસ નાસ્તા વખતે એકલીજ જમી લેતી અને સાજે દર્દીના ઓરડામા આવતી સર પર્સિવલ પણ એકલાજ જમી લેતા વિલિયમ નામના નોકરે મને એકવાર કહ્યુ હતુ કે, હમણા હમણા સર પર્સિવલ ફક્ત એકજ વખત જમે છે, પરતુ દારૂ વધારે પીયે છે !

મિસ હૅાલ્કોમની તબિયત, કાઉન્ટની ગેરહાજરીમા, થોડાક દિવસ તો અમને સુધરતી જણાઈ મિ ડૉસન પ્રત્યે અમારો વિશ્વાસ વધારે

દઢ થયો તેને પોતાની દવામા ખૂબ વિશ્વાસ હતો તેણે લેડી ગ્લાઇડિ-ની પૂછપરછ ઉપરથી ખાત્રી આપી કે, " મારા મનમા જે વખતે શકા ઉપજશે તે વખતે તરતજ હુ બીજા ડાક્ટરને સલાહ માટે બોલાવીશ " આ આશ્વાસનથી અમે તો રાજી થયા પણ કાઉન્ટેસ નારાજ થયેલી જણાઇ તેણે મને ખાનગીમા કહ્યુ કે, " મિ ડૉસન કહે છે તેથી મિસ હો'કોબ વિષેની મારી ચિતામા લગારે ઘટાડો થયો નથી મારા પતિ અહી આવીને મિસ હોલ્કોબને જુએ અને ખાત્રીથી કહે તોજ મને વિશ્વાસ પડે " તેના કહેવાથી મે જાણ્યુ કે, ત્રણ દિવસ પછી કાઉન્ટ અહી આવશે તે કાઉન્ટ સાથે નિયમિત રીતે હરરોજ પત્રવહે-વાર ચલાવતી હતી ત્રીજે દિવસે સાજરે મિસ હોલ્કોબની હાલત ચિતા ઉપજાવનારી થઇ પડી મને તેનુ દર્દ વધેલુ જણાયુ મિસિસ રૂબેલીનો પણ તેજ અભિપ્રાય હતો લેડી ગ્લાઇડને અમે એ વિષે કાઇજ કહ્યુ નહી તે વખતે તે ખૂબ થાકી ગઈ હતી અને તેથી પોતાના ઓરડામા જઇને સુઈ ગઇ

મિ. ડૉસન, પોતાના હમેશના રિવાજ મુજબ, તે દિવસે સાજે આવ્યો નહી, પણ રાતના જરાક મોડો આવ્યો દર્દીને જોતાજ તેના ચહેરામા ફેરફાર થયો પોતાના ભાવ છુપાવવા તેણે યત્ન કર્યો પણ તે નિષ્ફળ નીવડ્યો પણ તેણે બનતા પ્રયાસે વધારે કાળજી લીધી એક નોકરને પોતાને ત્યા મોકલીને તેણે પોતાની દવાની પેટી મગાવી દર્દીનો ઓરડો દવાના મિશ્રણવાળા પાણીથી તેણે ધોવરાવી નાખ્યો અને પોતાને માટે એક અલગ ઓરડામા બિછાનુ તૈયાર રાખવાની તેણે વરધી આપી મે તેને ધીમેથી પુછ્યુ " ચેપી તાવ હોય એમ તમારૂ ધારવુ છે ? " ડાક્ટરે જવાબ દીધો " હા મને ધાસ્તી છે કે, તે જાતનો આ તાવ છે આવતી કાલે સહવારે એ વિષે ચોક્કસ નિર્ણય કરી શકાશે "

મિ. ડૉસનના કહેવાથી લેડી ગ્લાઇડને અમે એ વિષે ખબર આપી નહીં તેણે પોતેજ તેને દર્દીના ઓરડામા આવવાની ના પાડી. લેડી ગ્લાઇડે હઠ કરી, પણ ડાક્ટરના હુકમ આગળ તેનુ કશુ ચાલ્યુ નહી.

બીજે દિવસે સહવારે ૧૧ વાગે બીજા ડાકટરને બોલાવવા માટે એક નોકરને લડન મોકલવામા આવ્યો અર્ધા કલાકમા કાઉન્ટ પણ આવી પહોચ્યો કાઉન્ટેસે પોતાની જોખમદારીથી તેને મિસ હૉ'કોમના ઓરડામા બોલાવ્યો ડાકટર આથી ગુસ્સે થયો મિસ હૉ'કોમને કશુજ ભાન નહોતુ પોતાના સગાને તે દુશ્મનો તરીકે ગણુતી હતી જ્યારે કાઉન્ટ તેની પાસે ગયો ત્યારે તે ગુસ્સા ભરેલી ઢબે તેના તરફ જોઇ રહી તેની આખમાથી કાઉન્ટ પ્રત્યે ધિક્કાર અને ક્રોધ વરસતા હતા એ દેખાવ મારા મરણ સુધી હુ વિસરી શકીશ નહી કાઉન્ટ તેની પાસે બેઠો તેણે તેની નાડી હાથમા લીધી અને તેના તરફ ટગર ટગર જોયા કર્યું એ પછી તેણે ડાકટર તરફ ક્રોધભરી નજર નાખીને મને પુછયુ "આ ફેરફાર કયારે થયો ?"

મે જવાબ દીધો "ગઈ કાલે સાજે"

"લેડી ગ્લાઇડ તે વખતે અહી હતા ?"

મે ના પાડી અને ડાકટરે તેને અહી આવવાની ના પાડી હતી, એ પણ જણાવ્યુ

તેણે પુછયુ "તમને અને મિસિસ રૂબેલીને ખબર પડે છે કે, આવા ચિહ્‌ન, કિયા રોગના હોય છે ?'

મે કહ્યુ "હા ચેપી તાવના ચિહ્‌ન હોય એવો અમને ભય છે"

તેણે કહ્યુ "આ ટાઇફસ નામનો ઝેરી તાવ છે"

એજ વખતે મિ. ડૉસને વચ્ચે પડીને કહ્યુ, "નહી તે ટાઇફસ તાવ નથી સાહેબ, આ પ્રમાણે તમે બધાને ગભરાવી નાખો છો તે સામે હુ વાધો ઉઠાવુ છુ મારા દર્દીની બાબતમા વચ્ચે પડવાનો કોઇને અધિકાર નથી મે મારી ફરજ સારી રીતે બજાવી છે—"

કાઉન્ટે તેને બોલતો અટકાવીને દર્દી તરફ આગળી કરી મિ. ડૉસને ગુસ્સે થઇને કહ્યુ "હુ ફરીથી કહુ છુ કે, મે મારી ફરજ બજાવી છે મે લડનથી બીજા ડાકટરને બોલાવ્યો છે અને હુ તેના સિવાય બીજા કોઇની સાથે આ તાવના સબધમા મસલત કરવા માગતો નથી તમારે અહીથી ચાલ્યા જવુ જોઇએ"

કાઉન્ટે જવાબ દીધો " સાહેબ, માનવી જાત પ્રત્યેની પવિત્ર લાગણીથી હુ આ ઓરડામા આવ્યો છુ અને ડાકટરને આવતા જો વધુ વખત લાગશે તો એજ લાગણીથી હુ આ ઓરડામા ફરીથી આવીશ. હુ તમને ફરીથી ચેતવણી આપુ છુ કે આ તાવ ઝેરી બની ગયો છે અને એ પરિણામ આવવા માટ **તમે જ** જોખમદાર છો જો આ કમનસિબ સન્નારીનુ મોત થશે તો કાયદાની અદાલતમા હુ સાક્ષી આપીશ કે, તમારી અજ્ઞાનતાથી અને હઠીલાઇથી આ મોત નીપજ્યુ છે "

મિ. ડૉસન જવાબ આપે અને કાઉન્ટ ઓરડામાથી વદાય થાય તે પહેલા એકદમ બારણુ ઉઘડયુ અને લેડી ગ્લાઇડ ઉંબરામા આવીને ઉભી રહી તેણે અપૂર્વ દઢતાથી કહ્યુ " મારે હવે તો અદર આવવુ જ જોઇએ અને હુ જરૂર આવવાની "

તેને અદર આવતી અટકાવવાને બદલે કાઉન્ટ બાજુએ ખસી ગયો અને લેડી ગ્લાઇડ અદર આવવા લાગી કાઉન્ટની આ વર્ત્તણુક-થી હુ અજબ થઇ જો તાવ ઝેરી હોય તો લેડી ગ્લાઇડને અદર નજ આવવા દેવી જોઇએ તેને એ વાતનુ પુરતુ જ્ઞાન હોવા છતા તેણે ખસીને તેને આવવા સારૂ કેમ માર્ગ કરી આપ્યો, તેની મને સમજ પડી નહીં.

પણ મિ ડૉસને આ વખતે સમયસૂચકતા વાપરી તેણે લેડી ગ્લાઇડની સામે ઉભા રહીને કહ્યુ " મને એ કહેતા ઘણુજ દુખ થાય છે કે, તમારાથી અદર આવી શકાશે નહી મને ધાસ્તી છે કે, આ તાવે કદાચ ઝેરી તાવનુ રૂપ લીધુ હોય એ બાબતમા હુ ચોક્કસ નિર્ણય કરૂ ત્યા સુધી તમારે તો આ ઓરડાની બહારજ રહેવુ જોઇશે "

લેડી ગ્લાઇડે આ સાભળીને થોડોક વખત આનાકાની કરી એ પછી તરતજ તેણે પોતાના હાથ પ્રસાર્યા અને ડાક્ટરના ખભા ઉપર ઢળી પડી તે મૂર્ચ્છિત થઇ ગઈ હુ અને કાઉન્ટેસ, તેને ઉંચકીને તેના ઓરડામા લઇ ગયા થોડીવારમા તેને શુદ્ધિમા લાવીને હુ પાછી બહાર આવી એ પછી કાઉન્ટ, નીચે સર પર્સિવલ પાસે ગયો, અને ડાક્ટરને લેડી ગ્લાઇડે પોતાની પાસે બોલાવ્યો તેણે લડનના ડાક્ટરને સલાહ લેવા

બોલાવ્યો છે, એવી ખબર લેડી ગ્લાડિને આપીને તેના મનનુ સમાધાન કર્યું પછી અમે બધા લડનના ડાકટરની રાહ જોવા લાગ્યા સર પર્સિવલ અને કાઉન્ટ નીચેજ બેમી રહીને વારવાર થોડાથોડા વખતને અતરે દર્દી વિષે ખબરઅતર પુછાવવા લાગ્યા

આખરે ૫ અને ૬ વાગ્યાની વચ્ચે લડનથી ડાકટર આવી પહોચ્યો તે મિ. ડૉસન કરતા વયમા નાનો હતો પણ ગભીર અને મક્કમ મનનો હતો દર્દીની તપાસ લઇને તેણે મિ. ડૉસનને કાઇજ પુછ્યુ નહી, પણ મને અને મિસિસ રૂબેલીને ઘણા સવાલો પુછ્યા મિ. ડૉસન તેને પોતાની દવા અને દર્દને લગતી વિગતો કહેતો હતો પણ તેના ઉપર તેણે ઝાઝુ લક્ષ દીધુ નહી આ ઉપરથી મને શકા ઉત્પન્ન થઈ કે, કાઉન્ટનુ કહેવુ ખરૂ હશે મિ. ડૉસને જ્યારે લડનના ડાકટરને સિદ્ધો સવાલ કર્યો ત્યારે તેણે જે જવાબ આપ્યો તેથી તો મારી શકાનો બરાબર સ્ફોટ થઇ ગયો

મિ ડૉસને પુછ્યુ “ તમને આ તાવ કઇ જાતનો લાગે છે ? ”

લડનના ડાકટરે જવાબ દીધો “ ટાઇફ્સ એ મુદ્દામા તો કોઇ જાતની શકા નથી ”

એ પછી ઉપચાર વગેરે માટે અમને કેટલીક સમજણ પાડીને તથા પાચ દિવસની અદર પાછા આવી જવાનુ વચન આપીને મિ. ડૉસન સાથે તે ડાકટરે ખાનગીમા કેટલીક મસલત કરીને વદાયગિરી લીધી

પાચ દિવસ ચિતાતુર હાલતમા પસાર થયા મિ. ડૉસન મિસ હાલકોબની સારી સભાળ લેતો હતો પાચમે દિવસે ડાકટર ફરીથી પાછો આવ્યો અને થોડીક આશા આપવા લાગ્યો તેણે જણાવ્યુ કે, હવે દશમે દિવસે રોગ વધશે કે ઘટશે તેનો ચોક્કસ નિર્ણય થઈ શકશે તે દિવસે પોતે તપાસ કરવા ફરીથી આવવાનુ વચન આપીને તે ચાલ્યો ગયો એ વચગાળેના દિવસો દરમ્યાન ખાસ નોધવા જોગ બનાવ બન્યો નહી વચ્ચે ફક્ત એક દિવસ કાઉન્ટ લડન જઇ આવ્યો દશમે દિવસે

લંડનનો ડાક્ટર જ્યારે ફરીથી આવ્યો ત્યારે તેણે અમારી સર્વની ચિંતા દૂર કરી તેણે કહ્યું ' હવે મિસ હોલ્કોમ્બને ડાકટરની મદદની કાંઈજ જરૂર નથી ફક્ત હવે તો તેની કાળજી પૂર્વક સારવાર થવી જોઇએ " આ સારા સમાચાર જ્યારે લેડી ગ્લાઇડને સંભળાવવામાં આવ્યા ત્યારે હર્ષને લીધે તેનાથી તે જીરવી શકાયા નહીં તે એકદમ વધારે માંદી પડી ગઈ, આથી તેને તેના ઓરડામાંજ આરામ અને શાંતિ આપવા માટે રાખવામાં આવી

પરંતુ તેજ દિવસે મિ. ડૉસન અને ફાઉન્ટને સખ્ત તકરાર થઈ હું તે વખતે હાજર નહોતી પરંતુ પાછળથી મેં જાણ્યું કે, શક્તિ માટે શું આપવું તે સંબંધમાં એ બે જણ વઢી પડયા હતા મિ. ડૉસનને એ બાબતમાં ફાઉન્ટની સલાહ ન રૂચવાથી ફાઉન્ટે ઝેરી તાવ પારખવાની તેની નિષ્ફળતા વિષે તેને ખૂબ મ્હેણા માર્યાં, જેને પરિણામે મિ. ડૉસને એવી ધમકી આપી કે " હું હવે અહીં આવીશ નહી" સર પર્સિવલને તેણે કહ્યું કે, કાંતો ફાઉન્ટને વચ્ચે પડતો અટકાવો અથવા તો હવે મારી સલાહ લેવી બંધ કરો સર પર્સિવલનો જવાબ તેના ગુસ્સામાં ઉમેરો કરનારો નીવડયાથી મિ. ડૉસન ગુસ્સે થઇને ચાલ્યો ગયો અને બીજે દિવસે તેણે પોતાનું 'બિલ' મોકલી આપ્યું

આથી હવે કોઈ ડાકટરની સલાહ અમને મળતી બંધ થઇ જોકે ડાક્ટરની કાંઇ જરૂર નહોતી તોપણ દર્દ ફરીથી ઉથલો ન ખાય તે માટે અચાનક ડાકટરની મદદ બંધ કરવી જોઇએ નહી, એવો મારો અંગત અભિપ્રાય હતો સર પર્સિવલે નવો ડાક્ટર બોલાવવાની કાંઇ જરૂર જોઇ નહી દરમ્યાન ફાઉન્ટના અનુભવનો લાભ અમને મળતો રહ્યો લેડી ગ્લાઇડને આ ખબર જ નહોતી અને કોઇએ તેને ખબર આપવી નહી, એવું અમને જણાવવામાં આવ્યું એક રીતે જોતા, આ છેતરપીંડી હતી જો કે તે વાજબી છેતરપીંડી હતી, કેમકે ડાકટરની મદદ નથી, એવું લેડી ગ્લાઇડને કહેવામાં આવે તો તેની તબિયત વધુ બિમાર થઇ જાય, પરંતુ મારા સિદ્ધાંતો મુજબ, કોઈ પણ જાતની છેતરપીંડી થવી જોઇતી નહોતી

એક બીજો ગુચવણ ભરેલો બનાવ તેજ દિવસે બન્યો, તેથી મારા મન ઉપર અસ્વસ્થતાનો જે ભારે બોજો પડેલો હતો તેમા આશ્ચર્ય સહિત વધારો થયો સર પર્સિવલે મને પુસ્તકશાળામા બોલાવી હુ જે વખતે તેમા દાખલ થઈ તે વખતે સર પર્સિવલની બાજુમા કાઉન્ટ એક ખુરશી ઉપર બેઠેલો હતો મને જોતાજ તે ઉઠયો અને તરત બહાર ગયો

સર પર્સિવલે મને એક ખુરશી ઉપર બેસવા કહ્યુ અને મારી ભારે અજાયબી વચ્ચે નીચે મુજબ કહેવા માડયુ "મિસિસ મિચેલસન, હુ અત્યારે તમને એક એવી બાબત વિષે કાઇક કહેવા માગુ છુ કે જે બાબત વિષે મે કેટલાક વખત ઉપર નિર્ણય કરી મૂકયો છે જો આ ઘરમા માદગીની ચિતા ઉપસ્થિત થઇ નહોત તો આ બાબત મે તમને આજ પહેલા કહી દીધી હોત ખુલ્લા શબ્દોમા કહુ તો, આ બગલામા થી નોકર ચાકરોને એકદમ રજા આપી દેવાની અને અમારે બધાને અહીથી ચાલ્યા જવાની અગત્ય, કેટલાક કારણસર, ઉભી થઇ છે પરતુ તમારે તો, હમેશ મુજબ, મકાનની સભાળ રાખના રહેવાનુ છે લેડી ગ્લાઇડ અને મિસ હોલ્કોમ્બ, એ બન્નેમા પ્રવાસ કરવાની શક્તિ આવશે એટલે તરતજ તેઓ બહારગામ હવાફેર કરવા ઉપડી જશે કાઉન્ટ અને તેની પત્ની થોડાકજ દિવસમા લડન નજદિકના એક પરામા રહેવા જનાર છે કરકસરને ખાતર હવે પછી મહેમાનોને માટે હુ આ બગલો ખુલ્લો રાખનાનો નથી મને અહીનુ ખર્ચ ઉડાઉ પદ્ધતિથી થતુ લાગે છે એ ખર્ચ ઉપાડવા અત્યારે હુ અશક્ત છુ આમા તમને કે તમારા હાથ નીચેના માણસોને હુ ઠપકો આપતો નથી"

હુ આ સાભળીને ગભરાઈ ગઈ અને કાઇજ સામો ઉત્તર આપી શકી નહીં સર પર્સિવલે જણાવ્યુ કે, "માણસોને આવતી કાલથીજ રજા આપી દેવાની છે તેઓને એક માસનો પગાર વધારે આપવામા આવશે હુ પોતે અહીં જ્યા સુધી રહીશ ત્યાસુધી માારગરેટ પોર્ચરને રાધવા માટે નોકરીમા રાખજો એ સિવાય બીજા કોઇને નહીં"

શેઠના સ્વભાવથી હુ વાકેફ હોવાથી, તેમની ઇચ્છાનુસાર વર્તવાનુ કબૂલ કરીને હુ મારા ઓરડામા ગઇ

બીજે દિવસે નોકરોને રજા અપાઇ ઘોડાવાળાઓને પણ રૂખસદ આપવામા આવી અને એક સિવાય બીજા બધા ઘોડા, લડન ખાતે મોકલી દેવામા આવ્યા આખા બગલામા નોકર વર્ગમા હુ, માર્ગરેટ પોર્ચર અને માળી, એ ત્રણ જણ રહ્યા માળીને તેના કામકાજ ઉપરાત ગાડીવાન તરીકે પણ કામ કરવાનુ ઠર્યું

વળી બે કે ત્રણ દિવસ બાદ સર પર્સિવને મને પોતાની પાસે બોલાવી પહેલી વખત તેમણે ઉડાઉ પદ્ધતિથી ખર્ચ થાય છે, એમ કહીને મારા ઉપર જે આડકત્રો આક્ષેપ કર્યો હતો તેથી હુ સખ્ત નારાજ થઇ હતી મારૂ અપમાન હુ એટલા માટેજ ગળી ગઇ હતી કે 'નરસુ કરનારનુ પણ સારૂ કરવુ' એવો સિદ્ધાત મારા મર્હુમ પતિએ મને શીખવાડયો હોવાથી હુ તે પ્રમાણે વર્તવા કોશિષ કરતી હતી આ બીજી વખતની વાતચીતમા સર પર્સિવલે મને જે કામ સોપ્યુ તે કરવાની મારી નામરજી છતા પણ મે ઉપાડી લીધુ કાઉન્ટ ફોસ્કો આ બીજી વાતચીત વખતે સર પર્સિવલ પાસે હતો પહેલાની માફક તે અત્યારે ઉઠી ગયો નહીં પણ ઉલ્ટુ, તેમની સૂચનાને પુષ્ટિ આપતો રહ્યો સર પર્સિવલે મને જણાવ્યુ કે, "મિસ હોલ્કોમ અને લેડી ગ્લાઇડને પાનખર ઋતુમા તો લિમરિજ ભવનમા જવાનુ છે, પણ તે પહેલા હમણા તેમને કોઇક સારા હવાફેરના સ્થળે લઇ જવાના હોવાથી એકાદ મકાન, ટોરકવે ખાતે શોધી કાઢવાની જરૂર છે એ માટે કોઇક અનુભવીને એ સ્થળે મકાન શોધવા માટે મોકલવાના હોવાથી, મિસિસ મિચેલસન, તમે ત્યા જઇ શકશો ?"

મે તેમને જણાવ્યુ કે, 'અહીં નોકર ચાકરો ન હોવાથી મારી ઘણી જરૂર છે જેથી બીજા કોઇકને મોકલો તો ઠીક' એ ઉપરથી કાઉન્ટ ફોસ્કોએ તથા સર પર્સિવલે, બન્નેએ જણાવ્યુ કે, "દર્દીઓની ખાતર અહીં અમે થોડીક અગવડ ભોગવી લઇશુ કાઉન્ટેસ ફોસ્કો, લેડી ગ્લાઇડ આગળ રહે છે, તેથી અને મિસિસ રૂબેલી,

**મિસ હો'** કોમ આગળ રહે છે, તેથી તેઓ જઈ શકે નહીં અને આ કામ કોઇ વિશ્વાસુ તથા અનુભવીને સોંપવાનુ હોવાથી તમારા સિવાય બીજા કોઇને મોકલવાનુ ફાવે નહીં અમે બે કદાચ જાતે ત્યા જાત, પરતુ અહી એક બીજા અગત્યના કામને ખાતર અમારે રોકાવાનુ હોવાથી, **મિસિસ મિચેલસન**, તમેજ જાઓ "

આખરે આનાકાની સહિત અને તેઓની અગવડમા વધારો નહી કરવાનુ ધારીને મે **ટોરકવે** જવાનુ માથે લીધુ બીજે દિવસે સહવારે મારે જવુ એમ નક્કી કર્યું મકાનની શોધખોળ કરીને મારે પાછા ફરવાનુ હતુ **સર પર્સિવલે** એક યાદી તૈયાર કરીને મારે કેવી જાતનુ મકાન પસદ કરવુ તેની વિગતો લખીને મને સોંપી મકાન કેટલા વખતને માટે તથા કેટલા ભાડાનુ લેવાનુ તે પણ તેમણે તે યાદીમા ઉમેર્યુ

એ યાદી વાચ્યા બાદ મને લાગ્યુ કે, ટુકી મુદ્દત માટે તેમજ થોડા ભાડામા **ટોરકવે** ખાતે બધી જાતની સગવડો વાળુ મકાન કદાચ નહી મળે મે મારો અભિપ્રાય **સર પર્સિવલને** જણાવ્યો પણ તેમણે કહ્યુ "ફિકર નહી તમે તપાસ કરી આવો પછી બીજી વાત" મને લાગ્યુ કે, જે કામે મને મોકલવામા આવે છે, તે નિરાશા ભરેલુ જ છે, પણ તેઓનો આગ્રહ જોઇને મે મારો વાધો ફરીથી જાહેર કર્યો નહી

જતા પહેલા **મિસ હો'** કોમની તબિયત હુ જોઈ આવી તેની તબિયત સુધરતી જતી હતી, પરતુ મને તેના મો ઉપર ચિન્તાનો બોજો લાગ્યો તેણે મારી સાથે **લેડી ગ્લાડ્ઇસ** માટે સદેશો કહાવ્યો કે, પોતાની ચિન્તા તેણે કરવી નહી અને પોતાના ઓરડામા ખાસ જોવા આવવાનો શ્રમ લેવો નહીં હુ તે સદેશો કહેવા માટે જ્યારે **લેડી ગ્લા-ડ્ઇસના** ઓરડા આગળ ગઇ ત્યારે ફ્રાઉન્ટેસ બારણુ ઉઘાડીને અદરથીજ ઉમરા ઉપર ઉભી રહીને જવાબ દીધો કે, "હજી **લેડી ગ્લાડ્ઇસ** નબળી હાલતમા છે જેથી તેને મળવાથી કદાચ તે ઉશ્કેરાઈ જશે " આ સાભળીને હુ તેને મળ્યા વિના જ **ટોરકવે** ખાતે જવા નીકળી

માગમા મને લાગ્યુ કે, જે સયોગો હવે બનતા જાય છે તે અસાધારણ છે-અર્થાત્ શકા ઉપજાવનારા છે પણ હુ પોતે હાલ વર્ત્તતી હતી તે સિવાય નોકર તરીકે બીજી કોઈ રીતે વર્ત્તી શકુ એ હાલતમા નહોતી

ટોરકવે ખાતેની મારી તપાસનુ ફળ, મે અગાઉથી ધાર્યુ હતુ તેવુ જ આવ્યુ સર પર્સિવલને જે જાતનુ અને જેવી સગવડો વાળુ મકાન જોઇતુ હતુ તે જાતનુ અને તેવી સગવડો વાળુ મકાન મળી શકયુ નહી આથી હુ બ્લેકવૉટર પાર્ક ખાતે પાછી ફરી સર પર્સિવલ મને દરવાજામા જ મળ્યા તેમને મે મારી તપાસની નિષ્ફળતા વિષે વાત કરી તેમનુ મો ફિક્કુ અને નિરાશ બની ગયુ તેમણે કહ્યુ "મિસિસ મિચેલસન, તમારી ટૂક ગેરહાજરીમા એક બીજો નિરાશા જનક બનાવ બન્યો છે કાઉન્ટ અને કાઉન્ટેસ, એકદમ અહીંથી ઉપડી ગયા છે અને સત જોન વુડ ખાતેના પોતાના નવા મકાનમા રહેવા ગયા છે "

મને તેમના એકાએક ઉપડી જવાનુ કારણ જાહેર કરવામા આવ્યુ નહી માત્ર એટલુ જ કહેવામા આવ્યુ કે, " જતા જતા કાઉન્ટે તમને માયા ભરેલા અભિનન્દન કહ્યા છે "

એ પછી મે સર પર્સિવલને પુછ્યુ કે," લેડી ગ્લાઇડની સભાળ અત્યારે કોણ લે છે ? "

સર પર્સિવલે કહ્યુ ' મારગેરટ પોર્ચરને તે જગ્યાએ રોકવાની મને ફરજ પડી છે, અને ઘરનુ કામકાજ કરવા માટે ગામડામાથી એક સ્ત્રીને બોલાવવામા આવી છે "

આ જવાબથી મારા ઉપર ભારે આઘાત થયો એક નોકરડી—અભણ નોકરડીને લેડી ગ્લાઇડની સભાળનુ જોખમકારક કામ સોપવામા સર પર્સિવલ કેવા અવિચારી બન્યા હતા, તે જાણીને મને ઘણોજ ખેદ થયો હુ તરતજ ઉપર ગઇ મારગરેટ પોર્ચર મને લેડી ગ્લાઇડના ઓરડા આગળ મળી તેણે કહ્યુ કે, " હવે લેડી ગ્લાઇડ ફરી હરી શકે છે " મે તેને પુછ્યુ " મિસ હોલ્કોબની હાલત કેવી છે ?" તેણે મને ઘણોજ

ઉદ્ધત અને અપમાનકારક જવાબ દીધો તેની સાથે સવાદ કરવાની મે જરૂર જોઈ નહી અને હુ તરતજ લેડી ગ્લાઇડના ઓરડામા ગઈ છેલ્લા બે ત્રણ દિવસમા, સુભાગ્યે, લેડી ગ્લાઇડની તબિયત સુધારી ગઈ હતી —જોકે માદગીની નબળાઈ હજી તેનામા હતી ખરી કોઇની મદદ વિના તે બિછાનામાથી ઉઠી શકતી હતી અને તેથી તેને ખાસ થાક લાગતા ન હતો તેને મિસ હોલ્કોમને લગતા સમાચાર જાણવાની બહુ ઇન્તેજારી હતી એ દિવસે સહવારથી તેને કોઇએ મિસ હોલ્કોબ વિષે કાઇજ ખબર પૂરી પાડી નહતી લેડી ગ્લાઇડે તેથી પોતાનો પોષાક પહેરીને મિસ હોલ્કોમના ઓરડામા જવાનો નિશ્ચય કર્યો મે તેને પોષાક પહેરવામા મદદ કરી એ પછી અમે બન્ને જણ મિસ હોલ્કોમના ઓરડા તરફ જવા લાગ્યા

ઓરડા બહાર નીકળતાજ સર પર્સિવલને અમે અધવચ્ચ ઉભેલા જોયા ખાસ અમારી જ રાહ જોતા તેઓ ઉભેલા હોય, એવુ મને લાગ્યુ

સર પર્સિવલે લેડી ગ્લાઇડ તરફ જોઇને કહ્યુ “ કેમ, તમે બે કયા જાઓ છો ?”

તેણે જવાબ દીધો “ મેરીઅનના ઓરડામા ”

સર પર્સિવલ “ તેને ન જોવાથી તમને નિરાશા થાય તે પહેલા જ હુ કહી દઉં છુ કે, તે ત્યા નથી ”

“ તે ત્યા નથી ? ! ”

“ ગઇ કાલે સહવારે ફોસ્કો અને તેની સ્ત્રી સાથે તે અહીથી ગઇ છે ”

અચાનક બનેલી આ વિચિત્ર હકીકત સાભળીને તેને જે અજાયબી થઇ તે સહન કરવાની શક્તિ તેનામા નહોતી તે એકદમ ફિક્કી પડી ગઇ અને એક દિવાલને ટેકો દઇને ઉભી રહી અજાયબી ભરેલી રીતે તેના પતિ તરફ વિશેષ ખુલાસો જાણવા માટે તે ટગર ટગર જોઇ

રહી હતી હુ પણ સર પર્સિવલનુ કથન સાભળીને વિસ્મિત તો થઇજ હતી મે પુછ્યુ " શેઠ સાહેબ, શુ તમે આ સાચુ જ કહો છો ? "

" તદ્દન સાચુ " તેમણે જવાબ દીધો

મે પુછ્યુ " લેડી ગ્લાઇડને જણાવ્યા સિવાય, પોતાની નબળી હાલતમા તે અચાનક કેમ જતી રહી ? "

સર પર્સિવલ મને જવાબ આપે તે પહેલા જ લેડી ગ્લાઇડે અધવચ્ચ કહ્યુ " અશક્ય ! મને કહ્યા વિના મેરીઅન જાય જ નહી ડાક્ટર ક્યા છે ? શુ મેરીઅન ગઈ તે વખતે મિ. ડૉસન તેની પાસે નહોતા ? " તેણે આ સવાલો ગભરાયલા અને ફાટા સાદે પુછ્યા

સર પર્સિવલે જવાબ દીધો " મિ. ડૉસનની જરૂર નહોતી અને તે અહી હતો પણ નહી તેણે પોતાની મરજીથી અહી દવા કરવા આવવાનુ છોડી દીધુ હતુ એ ઉપરથી ખાત્રી થશે કે, તેની તબિયત સુધરી ગયાની મિ ડૉસનને ખાત્રી થઇ જ હશે મારા સામે ડોળા કાઢીને તુ શા માટે જુએ છે ? તને મારા કહેવાથી ખાત્રી થતી ન હોય તો ભલે તુ જાતે જઇને તેના ઓરડામા જોઇ આવ માત્ર તેનો જ ઓરડો નહી પણ આ બગલાના તમામ ઓરડા જોવા હોય તો બેશક જોઈ વળ "

તે મિસ હૅાલ્કોમના ઓરડા તરફ ગઇ હુ તેની પાછળ પાછળ ગઈ મિસ હૅાલ્કોમના શયનખડમા મારગરેટ પોર્ચર સિવાય બીજુ કોઈજ નહતુ બીજા ઓરડાઓમા પણ અમે નજર નાખી અને આખરે નિરાશ થઇને પાછા ફર્યા સર પર્સિવલ, મૂળ જગ્યાએજ અમારી રાહ જોતા ઉભા રહેલા હતા લેડી ગ્લાઇડે મને ધીમા સ્વરે કહ્યુ " મિસિસ મિચેલસન, તમે જશો નહી ઇશ્વરને ખાતર તમે મારી પાસેજ રહેજો " તેણે સર પર્સિવલ પાસેથી ખુલાસો માગ્યો " આનો શો અર્થ ? હુ ખુલાસો જાણવાનો આગ્રહ કરૂછુ—હુ તમને પ્રાર્થના કરૂ છુ કે, આ બનાવનો અર્થ શો છે, તે કૃપા કરીને મને કહો "

તેમણે કહ્યુ "તેનો અર્થ એટલો જ છે કે, મિસ હોલ્કોમ્બને ગઇ કાલે સહવારે પોતાની પ્રકૃતિ ઘણી સારી લાગ્યાથી જ્યારે તેણે જાણ્યુ કે, ફોસ્કો, લંડન જનાર છે, ત્યારે તેણે 'પોતે પણ તેની સાથે જવાનો આગ્રહ કર્યો તેણે જાતે પોતાની પથારીમાથી ઉઠીને પોતાનો પોષાક પહેર્યો હતો અને તેમ કરવામા કોઇની મદદ લીધી નહતી "

"શુ તે લંડન ગઈ ?"

"હા ત્યાથી તે લિમરિજ જશે "

લેડી ગ્લાઇડ હવે મારા તરફ વળી અને મને ઉદ્દેશીને કહેવા લાગી " મિસિસ મિચેલસન, તમે મેરીઅનને છેલ્લી વખત જોઈ હતી મને ચોખ્ખુ કહો શુ તમને તે વખતે એમ લાગ્યુ હતુ કે, મુસાફરી ખેડી શકવાની તાકાદ તેનામા આવી છે ?"

મે કહ્યુ " મને તો એવી તાકાદ તેમનામા હોય એમ લાગ્યુ નહોતુ "

સર પર્સિવલે, આ સાભળીને મને પુછ્યુ " તમે અહીથી ગયા તે પહેલા તમે દાઇને એમ નહોતુ કહ્યુ કે, મિસ હોલ્કોમ, પહેલાના કરતા વધારે તદુરસ્ત અને વધારે તાકાદવાળા બન્યા છે ?"

"હા, શેઠ સાહેબ મે એમ કહ્યુ હતુ ખરૂ "

સર પર્સિવલે, લેડી ગ્લાઇડ તરફ વળીને કહ્યુ ' મિસિસ મિચેલસનના એક અભિપ્રાય સામે હવે બીજો અભિપ્રાય મૂકી જો અને સાદી બાબતમા કાઇક સમજશક્તિ વાપરી જો મિસ હોલ્કોમમા મુસાફરી કરવા જેવી તાકાદ હોત નહી તો અમે કોઇ તેને અહીથી જવા દેત ખરા કે ' તેની સભાળ ત્રણ બાહોશ માણસો લઈ શકે તેમ છે ફોસ્કો, તારી કાઉંટ અને મિસિસ રૂબેની એ દાઈ તો ખાસ મિસ હોલ્કોમ્બની સારવાર અને સભાળ માટે જ તેની સાથે ગઇ છે ટ્રેનનુ એક ખાસ ખાનુ તેમણે પોતાને માટે અનામત રખાવ્યુ હતુ અને જો મિસ હોલ્કોમને થાક લાગે તો તેને માટે ખાસ બિછાનુ પણ તેમા તૈયાર કરી રાખ્યુ હતુ આજે તેઓ લંડનથી લિમરિજ જવા સારૂ ઉપડી ગયા હશે અથવા ઉપડી જશે—"

લેડી ગ્લાઇડે પુછ્યુ "મેરીઅન શા માટે મને અહી મૂકીને પોતે એકલી લિમરિજ ગઇ?"

સર પર્સિવલ "કારણ કે, મેરીઅન સાથે શરૂઆતની વાતચીત કર્યા વિના તને લિમરિજમા દાખલ કરવાની તારા કાકાએ ચોખ્ખી ના પાડી છે લિમરિજથી તારા કાકાએ મિસ હોલ્કોમ ઉપર તેની માંદગીની શરૂઆતમા કાગળ લખ્યો હતો, તે શુ તને યાદ નથી? એ કાગળ તને મે બતાવ્યો હતો, તે તે વાચ્યો હતો અને તને તે યાદ હોવો જ જોઇએ"

'હા મને યાદ છે"

"જો તને તે યાદ હોય તો પછી તારી બહેન એકાએક ગઇ તેમા તને આશ્ચર્ય કેમ થાય છે? એ હુ સમજી શકતો નથી તારે લિમરિજમા રહેવા જવુ છે અને તેથી તે સબધમા તારા કાકા સાથે વાતચીત કરવા તારી બહેન ત્યા ગઈ છે"

બિચારી લેડી ગ્લાઇડની આખોમા આસુ આવી ગયા તે બોલી "મેરીઅન આજ પહેલા કદી મને મળ્યા વિના ક્યાયે ગઇ નહોતી"

સર પર્સિવલ "આ વખતે પણ તે તને મળવાને જરૂર આવત, પરતુ તેને તારી દહેશત લાગી તે જાણતી હતી કે, તુ તેને રોકવા યત્ન કરીશ અને રડીને કદાચ બોપાગાળા કરી મૂકીશ, આથી તે એમ ને એમ જતી રહી વારૂ હજી તારે કાંઈ પૂછવાનુ બાકી છે? જો તેમ હોય તો, નીચે આવજે અને જમવાના ઓરડામા પૂછજે હુ તો આ બધા નકામા સવાલોથી ત્રાસી ગયો! મારા મગજને મારે ઉત્સાહ આપવો જોઇએ" આમ કહીને એકાએક સર પર્સિવલ ત્યાથી જતા રહ્યા

આ વિચિત્ર સવાદ દરમ્યાન તેમની રીતભાત પણ વિચિત્ર જ હતી જેમ લેડી ગ્લાઇડ ગુસ્સે થયલી અને ગભરાયલી હતી તેમજ સર પર્સિવલ પણ તેવા માલુમ પડયા સર પર્સિવલની તબિયત, કાંઈ લેડી ગ્લાઇડના જેવી નાજુક નહોતી, તે છતા તેઓ કેમ ત્રાસી ગયા હતા, એતુ કારણ હુ કળી શકી નહી

---

## પરિચ્છેદ ૯.

### ભયંકર છેતરપીંડી!

મે લેડી ગ્લાઇડને તેના પોતાના ઓરડામા જવા વિનતિ કરી; પણ તે નિરર્થક નીવડી તે તદ્દન ગભરાઈ ગયેલી હાલતમા પોતાની જગ્યાએજ ઉભી રહી તેણે મને કહ્યું "મારી બ્હેન સબધમા ઓચિંતુજ કાંઇ માઠું બન્યુ હોય, એવી શકા મને ઉપજે છે"

મે તેને આશ્વાસન આપતા કહ્યુ "શેઠાણી, મિસ હોલ્કોમનુ મગજ કેટલુ બધુ ચપળ છે, તે યાદ રાખો તેમના ઉપર ગમે તેવી આફત આવી હશે તોપણ બીજી સ્ત્રીઓના કરતા તો તે છૂટવારા માટે નક્કી સફળ પ્રયત્ન કરી શકશે મારા મનમા તો એવો વિશ્વાસ ઉત્પન્ન થાય છે કે, તેમના ઉપર કાંઇજ આફત આવી નથી "

લેડી ગ્લાઇડે ગભરાટના ચિહ્ન ચાલુ રાખીને કહ્યું "મેરીઅનની પાછળ હુ જઇશ જ તે જે રસ્તેથી લિમરિજ ગઇ હશે, તે રસ્તેથી હુ જઈશ મારી આખોથી મારે તેને ક્ષેમકુશળ જોવી છે ચાલો, મિસિસ મિચેલસન, મારી સાથે તમે સર પર્સિવલપાસે નીચે આવો "

કદાચ મારી હાજરીથી સર પર્સિવલ ગુસ્સે થશે, એમ ધારીને મે આનાકાની કરી મે મારો શક, લેડી ગ્લાઈડને કહ્યો, પણ તે 'એકની બે' ના થઈ તેણે મારો હાથ ઝાલીને ખેચ્યો અને દાદર તરફ મને ઘસડી જવાનો યત્ન કર્યો તેની આવી હઠ જોઇને મે તેને નમ્યુ આપ્યુ

જમવાના ઓરડામા સર પર્સિવલ પોતાની સામેના મેજ ઉપર શરાબનો શીશો રાખીને બેઠા હતા અમે તે ઓરડામા દાખલ થયા ત્યારે તેઓ શરાબ પીતા હતા મને જોઇને તે ગુસ્સે થઈ ગયા હુ અચાનક જ આ બાજુ આવી લાગી, એમ જણાવીને મે માફી માગી, પણ તેમણે કહ્યુ "શુ તમને એમ લાગે છે કે, અહી ચોરી છુપીથી કાંઈ કામકાજ ચાલે છે? અહીં તો કશાયે ખાનગી ઘોટાળા ચાલતા

નથી અને કોઇનાથી કાઇ પણ છુપાવીને કામ કરવામા આવતુ નથી " મોટેથી ઘાટા પાડીને અને સખ્ત તથા ક્રોધભર્યો ચહેરો રાખીને, આ વિચિત્ર શબ્દો બોલ્યા બાદ સર પર્સિવલે ફરીથી બીજો પ્યાલો ભરીને શરાબ ઢીચ્યો । મારી પાછળ જ આવી પહોચેલી લેડી ગ્લાઇડને તેમણે પુછયુ " કેમ, હજી પણ તારૂ પૂછવાનુ બાકી રહ્યુ છે કે ?"

લેડી ગ્લાઇડે, અગાઉ કદી પણ ન બતાવેલી દૃઢતાથી કહ્યુ, " જો મારી બહેનનામા પ્રવાસ કરવાની તાકાદ છે તો મારામા પણ છે મેરીઅન માટેની મારી ચિન્તા કેવી હશે તેનો ખ્યાલ કરી જુઓ અને મને પણ તેની પાછળ એકદમ આજ બપોરની ટ્રેનમા જવા દો હુ આ વિનતિ કરવા અહી આવી છુ"

સર પર્સિવલે બેફિકરાઇથી જવાબ દીધો " આવતી કાલ સુધી તારે થોભી જવુ પડશે અને તે પછી તારી ઇચ્છા હોય તો બેલાશક જજે મને નથી લાગતુ કે, મિસ મેરીઅન હો'કોમને કાઇ અકસ્માત થાય છતા પણ હુ આજ રાત્રે ફોસ્કોને કાગળ લખુ છુ અને તે પછી તુ જજે"

આ આખી વાતચીત દરમ્યાન સર પર્સિવલે લેડી ગ્લાઇડ તરફ એક અર્ધી ક્ષણ પણ જોયુ નહી મને એ જોઇને બહુજ ખેદ થયો કે, શરાબ તરફ તેમનુ ચિત્ત બહુજ દોરાયુ હતુ પોતાની પત્ની કરતા શરાબના પ્યાલા ઉપર વધારે લક્ષ આપવુ–અને તે પણ કોઇ ત્રીજી વ્યક્તિની હાજરી-મા–એ ખાનદાન કુળના કહેવાતા સદ્‌ગૃહસ્થને બિલ્કુલ અણછાજતુ હતુ

લેડી ગ્લાઇડે પુછયુ " કાઉન્ટ ફોસ્કોને તમે શા માટે કાગળ લખવાનુ કહો છો ?"

" એટલા જ માટે કે, આવતી કાલે બપોરની ટ્રેનમા તે તારી રાહ જુએ તુ લડન પહોચશે ત્યારે તે તને સ્ટેશન ઉપર તેડવા આવશે અને તારી ફોઇને ત્યા સત જોન વુડ ખાતેના મકાનમા સુવા માટે તને લઈ જશે'

લેડી ગ્લાઇડનો હાથ, એ વખતે મારા હાથમા હતો મને લાગ્યુ કે, તેનો હાથ ખૂબ કપતો હતો શા માટે કપતો હશે, તેની કલ્પના હુ કરી શકી નહીં

તેણે કહ્યુ " કાઉન્ટ ફ્રેસ્કોએ મને લંડન સ્ટેશન ઉપર મળવા આવવાની કાંઇજ જરૂર નથી હુ લંડન ખાતે એકે રાત પસાર કરવા માગતી નથી "

" તારે એક રાતનો વિસામો લેવો જ જોઇશે કમ્બરલેન્ડ જેટલે દૂર કાંઇ એકજ ગાડીમા તારાથી મુસાફરી થઇ શકે નહી લંડનમા તેથી તુ આરામ લેવા ઉતરે, એ જરૂરનુ છે, પણ કોઈ વિશ્રાન્તિ-ગૃહ-મા તુ જાય, એ મને બિલ્કુલ પસદ ન હોવાથી, ફ્રેસ્કો દ્વારા તારા કાકાની પરવાનગી મેળવીને તુ એક રાત તારી ફોઇના ભવનમા પસાર કરે, એવી ગોઠવણ મે કરી છે જો, આ તારા કાકાનો કાગળ તે તારા ઉપરજ લખાયલો છે હુ આજે મંગળવારે જ તે કાગળ તારી પાસે મોકલવાનો હતો પણ ભુલી ગયો તે વાચી જો એટલે તેને સમજાશે કે, મિ. ફેરલી તને કેવી ફરમાશ કરે છે ?"

લેડી ગ્લાઇડ ક્ષણભર તે કાગળ તરફ જોઇ રહી અને તે પછી એ કાગળ મારા હાથમા મૂકતા તેણે ક્ષિપ્ર અવાજે કહ્યુ " વાચો ને ? મને શુ થયુ છે, તે સમજાતુ નથી મારાથી તે કાગળ વાચી શકાતો નથી "

તે કાગળમા ફક્ત ચાર જ લીટીઓ મિ. ફેરલીએ લખી હતી, જે નીચે મુજબ હતી " વહાલી લૉરા, તારે જ્યારે આવવુ હોય ત્યારે અહીં આવજે દૂરની મુસાફરી હોવાથી તારી ફોઇને ત્યા લંડન ખાતે ઉતરીને એક રાત વિશ્રાન્તિ લેજે વહાલી મેરીઅન માદી છે, એ જાણીને મને ખેદ થયો છે લી તારો સદાનો શુભેચ્છક, ફ્રેડ્રિક ફેરલી " આટલો ટૂકો પત્ર ! અને આવો બેદરકારી ભરેલો !–મને તો તે વાચીને અત્યત અજાયબી થઈ

લેડી ગ્લાઇડે તે પત્રનો મજકુર સાભળ્યા બાદ સર પર્સિવલને કહ્યુ " નહી હુ ત્યા જઇશ જ નહીં–હુ લંડનમા તો એક રાત્રિ ગાળવાની જ નથી માટે મહેરબાની કરીને કાઉન્ટ ફ્રેસ્કોને પત્ર લખશો નહીં "

**સર** પર્સિવલ " શા માટે નહીં ? શુ તારી ફોઇના કરતા કોઇ બીજુ વધારે સારૂ સ્થળ તને લડનમા રહેવા મળી શકે તેમ છે ? આ ગોઠવણમા શુ ગેરવાજબી છે, તે હુ સમજી શકતો નથી હરકોઈ પણ કહી શકે કે, એક રાત તુ તારી ફોઇને ત્યા સુએ, એ તારી તબિયત જોતા હિતકર્ત્તા જ છે મારૂ કહેવુ ખોટુ હોય તો પુછી જો મિસિસ મિચેનસનને " મારૂ નામ આવતાજ મે વિચાર કરી જોયો મને તો આ ગોઠવણમા કાઇ ગેરવાજબી લાગ્યુ નહી મને જો કે લેડી ગ્લાઇડ તરફ દિલસોજી હતી તો પણ કાઉન્ટ ફૌસ્કો તરફ તે પૂર્વશકાની નજરથી જોતી હતી તે સબધમા મારી તેના તરફ લગારે દિલસોજી નહોતી વિદેશીઓ ઉપર દ્વેષ રાખનારી આવી કોઈ પણ ઉમરાવની સ્ત્રીને મે મારા જન્મારામા જોઈ નથી લેડી ગ્લાઇડ ઉપર તેના કાકાની ચીઠ્ઠીએ લગારે અસર કરી નહી તેણે તો પોતાની આગલી હઠ જ કાયમ રાખી

**સર** પર્સિવલે આ ઉપરથી એકદમ ગુસ્સે થઇને કહ્યુ "રહેવા દે હવે એ વાત ! તારૂ પોતાનુ હિત શેમા છે, એની લગારે અક્કલ તારામા ન હોય, તો બીજાઓએ તારૂ હિત વિચારવુ જ જોઇએ મે કહી, તેવી ગોઠવણ કરવામા આવી છે, એટલે હવે તેમા ફેરફાર થઈ શકશે નહી બસ, હવે આ વાતનો અહીંથી છેડો આવે છે મિસ હોલ્કોમ જેવી સમજદારીથી વર્ત્તી છે, તેવી રીતે તારે પણ વર્ત્તવુ જ જોઇશે—"

લેડી ગ્લાઇડે અધવચ પ્રશ્ન કર્યો, " શુ મેરીઅન એ પ્રમાણે વર્ત્તી છે ? શુ તેણે એક રાત કાઉન્ટ ફૌસ્કોને ઘેર ગાળી છે ? "

" હા હા તે કાઉન્ટ ફૌસ્કોને ત્યા સુતી હતી, તેથી તારે પણ તેનુ અનુકરણ કરવુ જોઇએ વળી વધારામા તારા કાકાનુ ફરમાન તેજ મતલબનુ છે બસ હવે મારા માર્ગમા નાહક પથરા નાખીશ નહી અને મારે તને અહીંથીજ બહારગામ જતી અટકાવવી પડે, તેમ વર્ત્તીશ નહીં "

આમ છેલ્લી ચેતવણી આપીને **સર** પર્સિવલ એકદમ તે ઓરડામાથી બહાર જઇને ઓટલા ઉપર ઉભા રહ્યા

મે લેડી ગ્લાડ્ડને કહ્યુ “ મહેરબાની કરીને હવે તમે તમારા ખડમા ચાલો મને ભય છે કે, શેઠ સાહેબ અત્યારે નીશામા ચકચૂર છે ” આ હકીકત સાભળીને તે તરત જ મારી સાથે આવવા તૈયાર થઈ

લેડી ગ્લાડ્ડિના ઓરડામા અમે જઇ પહોચ્યા તે પછી તરતજ મે તેને બની શકતા શબ્દોમા આશ્વાસન આપવા માડયુ મે તેને યાદ કરાવ્યુ કે, મિ. ફેરલીના પત્રમા તો મિસ હોલ્કોમને એકલીને પહેલી મળી જવા જણાવ્યુ હતુ, અને લડન ખાતે ઉતરવાની જે સૂચના થઇ છે, તેમા કાઇ અસાધારણપણુ નથી તેણે જવાબ દીધો કે, “ મારા કાકાનો સ્વભાવ જોતા તે આમ ફરમાવે, એમા નવાઇ નથી, પણ મેરીઅન સબધી મારી ધાસ્તી હજી કાયમ જ રહે છે હુ કાઉન્ટને ત્યા એક રાત્રિ ગાળુ, એ અવર્ણનીય ભયકરતા જ થઈ પડે ”

મને કાઉન્ટ પ્રત્યે લેડી ગ્લાડ્ડના જેવી પૂર્વશકા નહોતી ઉલટુ તે મને એક શુદ્ધ ગૃહસ્થ અને પ્રમાણિક ઉમરાવ લાગ્યો હતો મે એ વાત ફરી ફરીને લેડી ગ્લાડ્ડિને કહી અને મિ ડૉસને કેવા સયોગોમા અહી દવા કરવા આવવા ના પાડી હતી, તેનુ વિગતવાર વર્ણન કર્યુ પણ તે સાથે મે ચોખ્ખુ કહી દીધુ કે, મિ ડૉસનની ગેરહાજરીની વાત શેઠ સાહેબે તમારાથી છુપાવી, એ હુ પ્રથમથી જ નાપસદ કરતી રહી છુ મિ. ડૉસન વદાય થયા પછી એક બીજા ડાકટરને શેઠ સાહેબે સલાહ માટે રોકવો જ જોઇતો હતો

મે આ હકીકત કહી એટલે તો લેડી ગ્લાડ્ડ વધારે ચોકી અને વધારે ગુસ્સે થઈ તેણે ગભરાયની હાલતમા ઓરડામા અહીતહીં ફરતા કહ્યુ “ ખરાબ ! ઘણુ જ ખરાબ ! કાઉન્ટ જાણતો જ હોવો જોઇએ કે, મેરીઅનની મુસાફરીને મિ. ડૉસન સમતિ આપશે નહીં, આથી તેને ઘર બહાર કાઢવા માટે તેણે તેનુ અપમાન જાણી જોઇનેજ કર્યું હોવુ જોઇએ ”

મે ઠપકો આપતા કહ્યુ “ શેઠાણી, એવુ ન બોલો, હો !”

તેણે જુસ્સાથી કહ્યુ "તમારા કોઈ પણ આશ્વાસનથી મને સંતોષ થનાર નથી એ માણુસના પઝામા, એના ઘરમા જ કાઈ પોતાની સમતિથી મેરીઅન સપડાય નહી કાઉન્ટ તરફની મને એટલી બધી ધાસ્તી છે કે, સર પર્સિવલ મને ગમે તેટલુ સમજાવે અથવા તો મારા કાકાના એકથી વધારે પત્રો મને ફરમાવે તો પણ કાઉન્ટના મકાનમા ખાવા, પીવા, કે સુવા માટે હુ કદી ન જઉ પણ હા !—" અહી તેનો અવાજ ગમગીનીભરેલો બન્યો અને તે બોલી "મેરીઅનનો વિરહ મને દુ ખી કરે છે ! હુ તેને મળવા આતુર છુ, જેથી આ રસ્તો લીધા સિવાય હુ તેને મળી શકુ તેમ ન હોવાથી મારે કાઉન્ટને ત્યા સુવા જવાનુ કબુલ કરવુ જ પડશે, પણ મિસિસ મિચેલસન, તેમ કરતા મને ઘણુ દુ ખ થશે"

મે તેને યાદ દેવરાવ્યુ કે, સર પર્સિવલે કહ્યુ છે તે મુજબ તો મિસ હોલ્કોમ હવે કમ્બરલેંડ તરફ જવા ઉપડી ચૂકયા હશે તેણે જવાબ દીધો "હુ એ માની શકતી નથી મને ભય છે કે, મેરીઅન હજી પણ તે માણુસના ઘરમા લડન ખાતે હોવી જોઇએ જો મારી ધારણા ખોટી હશે અને તે લિમરિજ ગઇ હશે તો હુ કાઉન્ટને ત્યા રાત ગાળીશ નહીં, એવો મારો ઠરાવ છે મારી બહેન પછી આ દુનિયામા મને વિશેષ વહાલી એવી મારી એક શુભેચ્છક સન્નારી લડનમા વસે છે તેનુ નામ મિસિસ વેસે છે કે જેને તમે ઓળખો છો તેજ મારી વહાલી શુભેચ્છકને હુ આજે એક પત્ર લખવા માગુ છુ હુ તેમને ત્યા સુઇશ, મને ભય છે કે, લડન સ્ટેશન ઉપર કાઉન્ટ જરૂર આવવાનો પણ તેના પઝામાથી હુ કોઇપણ રીતે છટકી જઇશ અને મિસિસ વેસેને ત્યાજ જઇશ આથી હાલ તુર્ત મારી ખાતર તમારે એક કામ કરવાનુ છે હુ તમને એક પત્ર લખી આપુ છુ તે કૃપા કરીને ટપાલની પેટીમા નાખી આવશો ? આ મકાનની ટપાલની કોથળીમા મને જરાકે વિશ્વાસ નથી મારી આ ખાનગી બાબતમા તમે મને મદદ કરશો ? કદાચ મારી ખાતર તમારે આ છેલ્લુ જ મહેરબાનીનુ કામ કરવાનુ રહેશે "

મને આ સાભળીને ખેદ થયો લેડી ગ્લાઇડને આ નિશ્ચય મને બિલ્કુલ પસદ પડયો નહી પણ તેની દયાજનક હાલતમા તેની વિરૂદ્ધ બોલીને હુ તેનુ મન વધારે દુખી બનાવુ, એ મને ઠીક લાગ્યુ નહી તેથી આખરે મે કાગળ ટપાલની પેટીમા નાખી આવવા કબુલ કર્યું જો મિસિસ વેસે સિવાય બીજા કોઇ અજાણ્યાને એ કાગળ લખવામા આવ્યો હોત તો હુ તે ટપાલની પેટીમા નાખવા જવાની બિલ્કુલ સમતિ આપત નહી તરતજ લેડી ગ્લાઇડે મિસિસ વેસે ઉપર એક પત્ર લખી કાઢયો અને તે ઉપર તેનુ શરણામુ કરીને મને આપ્યો તેજ દિવસે સાજે ગામમા જઇને હુ ટપાલની પેટીમા એ કાગળ હાથોહાથ નાખી આવી આ કામ મે કર્યું અને તે દ્વારા લેડી ગ્લાઇડની મે છેલ્લી સેવા બજાવી તે માટે હુ ઈશ્વરનો આભાર માનુ છુ, કારણ કે, પાછળથી જે કમનસિબ બનાવો બન્યા તેમનો ખ્યાલ લાવતા, આ સેવા મે બજાવી નહોત તો મને અપાર ખેદ થાત !

એ આખો દિવસ સર પર્સિવલને અમે ઘેર જેયા નહી રાત્રે પણ તેઓ ઘેર આવ્યા નહી આખા મકાનમા અમે બે એકલા હતા લેડી ગ્લાઇડની વિનતિથી હુ તેના ખડના આગલા ભાગમા સુતી અને વચ્ચેનુ બારણુ ઉઘાડુ રાખ્યુ લેડી ગ્લાઇડ મોડી રાત સુધી જાગી તે પોતાના ખાનગી કાગળો વાચતી હતી અને તેમ કરતા તેને જે બિન જરૂરી કાગળો લાગતા હતા, તે બાળી નાખતી હતી જાણે હવે પછી તે આ મકાનમા પાછી ફરવાની આશા જ ન રાખતી હોય તેમ, પોતાના મેજના જુદા જુદા ખાનાઓ અને કબાટો ગોધી વળીને તેમાથી બધા કાગળો બહાર કાઢીને તે વાચતી અને બાળી નાખતી હતી ! આ કામ પુરૂ કરીને તે થાકેલા અને ગુચવાયલા મગજે નિદ્રાવશ થઇ, પણ એ સ્થિતિમાયે તેનુ મગજ શાન્ત રહ્યુ નહી ઉંઘમા તે ઘણીવાર રોતી હતી એક વાર તો તે મોટેથી ઘાટા પાડીને રડવા લાગી આથી હુ જાગ્રત થઈ અને તેને આશ્વાસન આપીને મે પાછી સુવાડી દીધી તેના સ્વપ્ન, ખરેખર, ગભીર અને ભયાનક હોવા જોઇએ પણ તેણે મને તે વિષે કાઇ હકીકત કહી નહી

બીજે દિવસે સર પર્સિવલ નાસ્તો કર્યા બાદ અમારી પાસે આવ્યા તેમણે ખબર આપી કે, "બપોરે સવા બાર વાગે ઘોડાગાડી તૈયાર રહેશે અને લંડન જવાની ટ્રેન સાડા બાર વાગે બ્લેકવૉટર સ્ટેશને આવે છે તેમા એમીને લેડી ગ્લાઇડને લંડન જવાનુ બની શકે તે માટે વખતસર જવા તૈયાર રહેજો" તેમણે મને કહ્યુ કેઃ "મારે કામ પ્રસંગે બહાર જવાનુ છે હુ વખતસર અહીં આવવા પ્રયત્ન કરીશ, પરંતુ જો મારાથી આવી શકાય નહી તો, મિસિસ મિચેલસન, તમે અહીથી લેડી ગ્લાઇડ સાથે ગાડીમા બેસીને સ્ટેશને જજો અને ટ્રેનમા તેને સારી જગ્યાએ બેસાડીને પાછા આવજો"

આ ખબર, બહુજ ઉતાવળે કહીને તેમણે ચાલવા માંડ્યુ વાતચીત દરમ્યાન, મે જોયુ કે, તેમણે લેડી ગ્લાઇડ તરફ વાંકી નજર સુદ્ધાંત પણ કરી નહતી સર પર્સિવલની આ વિચિત્ર રીતભાત બીજી વખત મારા જોવામા આવી પણ તે બારણા નજદિક પહોચ્યા હશે એટલામા લેડી ગ્લાઇડ દોડીને તેમની પાસે ગઈ અને બોલી "હવે હુ તમને મળી શકીશ નહી કદાચ આજની આપણી મુલાકાત, જિદગીમા સૌથી છેલ્લી મુલાકાત પણ હોય! આ મકાનનો ત્યાગ હુ કદાચ હમેશને માટે કરી જતી હોઇશ! પર્સિવલ, આ સયોગમા જેમ હુ તમને અત કરણ પૂર્વક માફ કરૂ છુ તેમ તમે મને માફ કરવા પ્રયત્ન કરશો?"

સર પર્સિવલનો ચહેરો મોત જેવો ફિક્કો પડી ગયો! તેમના કપાળ ઉપર પ્રસ્વેદના બિંદુઓ ફુટી નીકળ્યા જાણે કાયમના ત્યાગ સબધી પોતાની પત્નીના ઉલ્લેખથી તેમને મુઝવણ ઉત્પન્ન થઈ હોય તેમ "હુ પાછો આવીશ" એટલુજ કહીને તેઓ ઝડપથી બારણા બહાર નીકળી ગયા!

સર પર્સિવલની તમામ પ્રકારની રીતભાતને મે કદીયે પસદગી આપી નથી પણ આ રીતભાત તો બેશક શરમિદગી ભરેલી હતી અત્યારે જે રીતે તેઓ લેડી ગ્લાઇડ આગળથી ચાલ્યા ગયા અને તેની વાજબી વિનતિનો વાજબી જવાબ પણ તે દઈ શક્યા નહી તેથી કુદરતી

રીતે મારાથી બોલી જવાયુ " અરેરે, આવા માણસની નોકરીમા રહીને મે તેનો રોટલો ખાધો ! ! " એક ખ્રિસ્તિ તરીકે હુ લેડી ગ્લાઇડને કાઇક આશ્વાસનના શબ્દો કહેવાનો વિચાર કરવા લાગી, પણ તેના પતિના જવા બાદ મે તેના મો ઉપર જે ભાવ જોયા તેથી હુ ચૂપ જ રહી ગઇ

બરાબર સવા બાર વાગે ઘોડાગાડી આવી પહોચી લેડી ગ્લાઇડનુ કહેવુ ખરૂ પડયુ સર પર્સિવલ ન જ આવ્યા મે તેમની રાહ જોઇ પણ નિરર્થક ! મારા ઉપર કાઈ ચોક્કસ જોખમદારી નહોતી પણ તેમ છતા મારા મનમા ચિન્તા થયા કરતી હતી ગાડીમા બેસીને અમે સ્ટેશન તરફ રવાના થયા ત્યારે મે કહ્યુ " શેઠાણી, તમે તમારી પોતાનીજ ઇચ્છાથી હઠ કરીને લડન જાઓ છો, એ તમને વાજબી લાગે છે ? "

તેણે જવાબ દીધો " આ ક્ષણે જે ભયકર મનોયાતના મારે ભોગવની પડે છે, તે દૂર કરવા માટે હુ દૂનિયાને છેડે–ગમે ત્યા જવુ પડગે તોયે–જઇશ જ "

હવે મે તેને એ વિષે વધારે કાઇ કહ્યુ નહી, પણ લડન પહોચ્યા પછી જો બધુ બરાબર જ હોય તો મને એક કાગળ લખવા તેને જણાવ્યુ

તેણે મને કાગળ લખવા વચન આપ્યા છતા પણ તેની મુખમુદ્રા ઉપર હજી શોકાતુરતા અને અસ્વસ્થતા હોવાથી મે કહ્યુ " શેઠાણી, કાલે રાત્રે તમે બરોબર ઉંઘ્યા નહોતા "

તેણે જવાબ દીધો " હા મને કાલે રાત્રે ખૂબ ભયકર સ્વપ્ન આવ્યા હતા "

" એમ ? " મે ધાર્યું કે, આમ જીજ્ઞાસા બતાવ્યાથી તે પોતાના સ્વપ્નની વાત મને કહેશે પણ તેણે કાઇજ કહ્યુ નહી અને ઉલ્ટો આડો પ્રશ્ન કર્યો " ગઈ કાલે તમે પેલો કાગળ તમારી જાતે ટપાલમા નાખી આવ્યા હતા ને ? "

" હા સાજે હુ મારી જાતે જ નાખી આવી હતી "

" સર પર્સિવલે એ વાત તમને કહી હતી ખરી કે, લંડનના સ્ટેશન ઉપર કાઉન્ટ ફ્રેસ્કો મને મળવા આવશે ? "

" હા તે ચોક્કસ આવશે, એમ કહ્યુ હતુ "

તેણે ઉંડો નિસાસો નાખ્યો અને કાઇજ કહ્યુ નહી

ટ્રેન આવી પહોચવાને બે ક્ષણ બાકી હતી તે વખતે અમે સ્ટેશન ઉપર જઈ પહોચ્યા અમારી સાથે આવેલો માળી કે જે ગાડીવાન તરીકે પણ ફરજ બજાવતો હતો, તેણે ગાડીમાથી સામાન નીચે ઉતારીને સ્ટેશનના અદરના ભાગમા લીધો અને હુ ટિકિટ લેવા ગઈ લેડી ગ્લાઇડના હાથમા મે જ્યારે ટિકિટ મૂકી ત્યારે તે ઘણીજ વિચિત્ર રીતે મારા તરફ જોઇ રહી અને જાણે પોતાને અચાનક કાઇક દુખ થયુ હોય અથવા ગભરાટ ઉપજ્યો હોય તેમ, પોતાના હૃદય ઉપર હાથ મૂકીને તેણે કહ્યુ " તમે મારી સાથે આવતા હોત તો કેવુ સારૂ થાત ! "

જો પુરતો વખત અગાઉથી મને મળ્યો હોત અને જેમ આજે શેઠાણી તરફ મારી લાગણી દોરાઈ તેમ અગાઉ દોરાઈ હોત તો તેની સાથે જવાની તૈયારીઓ મે કરી મૂકી હોત અને તેથી કદાચ સર પર્સિવલને અગાઉથી કહી મૂકવુ પડત તો હુ તેમને જરૂર કહેત પણ આ તો છેક છેલ્લી ઘડીએ મને સૂચના થઇ, તેથી તે ઘણીજ મોડી હતી અને મારાથી તે સ્વીકારી શકાય તેમ નહતી લેડી ગ્લાઇડને હુ મારો જવાબ આપુ તે પહેલાજ તે મારો મુશ્કેલી સમજી ગઇ, જેથી બીજીવાર તેણે મને એ નો એ પ્રશ્ન કર્યો જ નહી

ટ્રેન ઉપડવાના થોડાક વખત પહેલા માળીને તેણે તેના છોકરા સારૂ ભેટ આપી અને પોતાના હાથમા મારો હાથ લઇને હૃદયપૂર્વક કહ્યુ " મિસિસ મિચેલસન, તમે મારા તરફ અને મારી બહેન તરફ ઘણી માયાળુતા બતાવી છે અમે જે વખતે મિત્ર વિનાના હતા તે વખતે

**તમે** જ અમારા મિત્ર બન્યા હું જીવીશ ત્યા સુધી તમને જરૂર યાદ કરીશ ઇશ્વિર તમારૂ સારૂ કરો "

આ શબ્દો તેણે એવા અવાજે અને એવી લાગણીથી કહ્યા કે, મારી આખમા આસુ આવી ગયા જાણે કાયમની વદાયગીરીના એ શબ્દો હોય, એમ મને લાગ્યુ મે તેને ઉત્સાહ આપતા કહ્યુ "સલામ, શેઠાણી હાલ તુતને માટે સલામ તમે વધારે સુખી દિવસો જોશો, એવી મારી અતકરણની ખાત્રી છે "

તેણે પોતાનુ માથુ હલાવ્યુ અને જ્યારે "ગાડ" બારણુ બધ કરી ગયો ત્યારે પોતાની જગ્યાએ બેસતા બેસતા તે ફ્રુજી ! બારી આગળ ઉભી રહીને તે ધીમે સ્વરે મને પૂછવા લાગી " તમને સ્વપ્નમા શ્રદ્ધા છે ? ગઇ કાલે રાત્રે મને એના સ્વપ્ન આવ્યા હતા કે જેવા મને કદાપિ આવ્યા નથી એ સ્વપ્નસૃષ્ટિની ભયાનકતા હજી પણ મારા મગજ ઉપર ભમે છે ! " હુ તેને જવાબ દેવા જતી હતી, એટલામા ટ્રેનની મિસોટી વાગી અને ટ્રેન ચાલવા લાગી

મે જોયુ કે, છેલ્લી વખતને માટે જોતી હોય તેવા ફિક્કા શાન્ત ચહેરાથી તે મારા તરફ જોઇ રહી—બારીમા તેનુ મો, અત્યત ગભીર અને અતિશય ખેદજનક દીસતુ હતુ તેણે પોતાનો હાથ હલાવ્યો અને એ બાદ મે તેને જોઇ નહી

એજ દિવસે સાજના પાચ વાગ્યાને સુમારે મને કાઇ ખાસ ધરકામ ન હોવાથી હુ મારા ઓરડામા બેઠી હતી અને મારા મર્હુમ પતિના ધાર્મિક વ્યાખ્યાનોનુ પુસ્તક, મારા મનની શાતિ માટે, વાચતી હતી પણ મારી જિદગીમા સાથી પહેલીજ વાર એ વખતે મારૂ મન એ પુસ્તકમા ચોટયુ નહી **લેડી** ગ્લાડ્ડિના જવાથી મારૂ મન છિન્નભિન્ન થઇ ગયુ હોવુ જોઇએ, એમ અનુમાન કરીને મે પુસ્તક દૂર મકી દીધુ અને બાગમા ફરવા જવુ પસદ કર્યુ **સર** પર્સિવલ અદ્યાપિપર્યંત ઘેર આવ્યા નહતા મકાનમા હુ એકલી જ છુ, એમ મારૂ ધારવુ હતુ બગલાના એક ખુણા આગળ થઇને હુ બાગમા **ફરતી હતી તે**

વખતે અચાનક મારૂ ધ્યાન કોઇક અજાણી વ્યક્તિને ત્યા ફરતી જોઇને તેના તરફ ખેચાયુ એ કોઇક સ્ત્રી હતી તેની પૂઠ મારા તરફ હતી એટલે તેનુ મો હુ જોઈ શકી નહીં તે એજ સ્થિતિમા ઝાડ ઉપરના ફુલ ચુટતી હતી હુ તેના તરફ ગઈ તેની નજીક પહોચતા મારા પગલાનો અવાજ સાભળીને તેણે પોતાનુ મોઢુ મારા તરફ ફેરવ્યુ

મારી રગોમાનુ લોહી જોશથી ફરવા માડયુ બાગમાની એ અજાણી સ્ત્રી બીજી કોઇજ નહીં પણ મિસિસ રૂએલી હતી ! ! હુ મારી જગ્યાએજ ચોટી ગઈ અને મોમાથી ચકાર સરખો કરી શકી નહી હમેશની માફક તે કડક શાતિથી મારી નજદિક આવી તેના હાથમા ફુલ હતા તેણે મને નિર્લજ્જતાથી પુછ્યુ " કેમ છો, બ્હેન ? "

મે આશ્ચર્ય ભાવથી પ્રશ્ન કર્યો " તમે અહી કયાથી ? ! લુલડન નથી ગયા ? કુબરલેડ પણ નથી ગયા ? "

મગરૂરી ભરેલા ધીમા હાસ્યથી ફુલ સુધતી તે મારા તરફ જોઈ રહી અને બોલી " બેશક નહીજ મે બ્લેકવૉટર પાર્ક બહાર બિલકુલ પગ મૂકયો જ નથી ! "

મારો શ્વાસ રૂધાઈ ગયો, પણ હિમ્મતથી મે સવાલ કર્યો " મિસ હોલ્કોમ કયા છે ? "

તે મારી મશ્કરી કરતી હોય તેમ મારા તરફ જોઇને ખડખડ હસવા લાગી તેણે નીચેની આશ્ચર્યજનક હકીકત મને કહી " બ્હેન, મિસ હોલ્કોમ પણ બ્લેકવૉટર પાર્કમાથી બહાર ગયા જ નથી ! "

આ જવાબ સાભળતા જ લેડી ગ્લાઇડ માટે મને ચિતા અને ગભરાટની લાગણીઓ ઉપજી મારી જાતને હુ ઠપકો દેવા લાગી ' અરેરે ! આ વાત ફક્ત ચાર જ કલાક ઉપર સાભળવા માટે કદાચ મારે મારી આખી જિદગીની કમાણી આપવી પડી હોત તો હુ લગારે આચકો ખાત નહીં ! "

મિસિસ રૂએલી બેદરકારી ભરેલી રીતે મારા તરફ ટગર ટગર જોતી પોતાની જગ્યાએ ઉભી હતી તે માનતી હોવી જોઇએ કે, હુ

કાંઇક કહીશ પણ હુ કશુજ બોલી શકી નહી લેડી ગ્લાઇડની અત્યત ખરાબ મનોદશા કાઉન્ટ ફ્રેસ્કો માટે તેની પૂર્ણશકાયુક્ત ધિક્કારની લાગણી અને મિસ હોલ્કોમ્બને લડનમા ન જોતા તેને ઉપજનારા ગભરાટને લગતા વિચારો મારા મનમા અત્યારે ખાસ રમી રહ્યા તેને હવે કેવો આઘાત થશે અને તે બિચારી એકલી કયા જશે, એ માટે મને ચિતા થઇ રહી કોણ જાણે શાથી હુ કપવા લાગી કદાચ એ બન્ને બહેનો માટે મારા મનમા પ્રસરી રહેલી ન સમજાય એવી ભયની લાગણીને લીધે મારી એવી સ્થિતિ થઈ હશે હુ એ દહેશત ભરેલા વિચારોમા ગુચવાતી હતી તે વખતે મિસિસ રૂબેલીએ તેમા ભગ પાડીને કહ્યુ " આ આવ્યા સર પર્સિવલ ! તેમને જ તમારા પ્રશ્નો કરો ! "

---

## પરિચ્છેદ ૧૦.

---

### નિર્દોષ કે ગુન્હેગાર?

સર પર્સિવલ ઘોડા ઉપરથી ઉતરીને, પોતાના હાથમાની ચાબુકથી ફુલના ગોપાઓને ઝાટકા મારતા અને તે વતી કરતાથી ફુલ તોડી નાખતા અમારી તરફ આવવા લાગ્યા પહેલુ જે કૃત્ય એ વખતે તેમણે કર્યું તે હુ કદી પણ વિસારી શકીશ નહી ખૂબ મોટેથી તેમણે અટ્ટ હાસ્ય કર્યું ! એ અટ્ટહાસ્યથી પાસેના ઝાડ ઉપર બેઠેલા પક્ષીઓ બ્હીનીને ઉડી ગયા !

સર પર્સિવલે મને કહ્યુ " મિસિસ મિચેલસન ! આખરે એ વાત તમે જાણી શકયા, ખરૂ ને ?"

મે કાંઈ જવાબ દીધો નહી તેમણે મિસિસ રૂબેલી તરફ વળીને પુછ્યુ " તમે કયારના બાગમા ફરવા આવ્યા છો ?"

" અર્ધા કલાક ઉપર જ ! તમે મને પરવાનગી આપી હતી કે, લેડી ગ્લાઇડ અહીથી લડન જવા ઉપડે ત્યાર પછી તરતજ

મારી સ્વતંત્રતા હુ ભોગવી શકીશ તે મુજબ મે તે ભોગવવા માંડી છે"

"ઠીક કર્યું હું તમને ઠપકો આપતો નથી મે તો અમસ્થોજ પ્રશ્ન કર્યો" એમ કહીને સર પર્સિવલે મને કહ્યુ "તમે આ વાત ખરી માની નહી હોય પણ ચાલો, મારી સાથે આવો અને જાતેજ તેને જુઓ એટલે તમારી ખાત્રી થશે"

સર પર્સિવલે આગળ ચાલવા માડ્યુ અને તેમની પાછળ અમે બન્ને ચાલ્યા મકાનના ખૂણા આગળ અમે ઉભા હતા ત્યાથી તેના આગલા ભાગમા આવ્યા અને લોઢાનો દરવાજો વટાવીને અદર પેઠા તેમણે પોતાની ચાબુક લાબી કરીને મને મકાનનો વચ્ચોવચ્ચનો ભાગ બતાવ્યો (કે જે કદી વપરાશમા લેવાતો નહતો) અને કહ્યું "ત્યા જુઓ, પહેલા માળ તરફ જૂના ઇલિઝાબેથિયન શયનખડોથી તમે અજાણ્યા નથી એ શયનખડોમાના એકમા આ ક્ષણે મિસ હોર્કોમ તદ્દન સહિસલામત છે મિસિસ રૂબેલી પાસે તે શયનખડની કુચી છે તેથી તે તમને ત્યા લઇ જઇને મિસ હોર્કોમના દર્શન કરાવશે! મિસિસ રૂબેલી, મિસિસ મિચેલસન સાથે જાઓ અને તેમને ખાત્રી કરી આપો કે, આમા કાઇજ છેતરપીડી નથી"

મારા શેઠની આ બધી રીતભાતથી હવે મને લાગ્યુ કે, મારે કોઇ જુદોજ માર્ગ ગ્રહણ કરવો જોઇએ હુ ઇમાન વાળી અને ધાર્મિક સિદ્ધાતો વાળી હોવાથી કિયો સત્ય માર્ગ મારે લેવો ઘટે છે, તેનો નિર્ણય તત્કાળ કરી શકી મારી પોતાની જાત પ્રત્યેની તેમજ લેડી ગ્લાઇડ પ્રત્યેની ફરજોને લીધે, આ શેઠ કે જેણે નરાતાળ જુઠાણાઓની હારમાળાથી અમને બન્નેને છેતર્યા હતા, તેની નોકરીમા હવે એક ક્ષણ પણ મારે રહેવુ જોઇએ નહી, એમ મારૂ અતઃકરણ પોકારી પોકારીને મને કહેવા લાગ્યુ

મે કહ્યુ "શેઠ સાહેબ, આપની સાથે ખાનગીમા થોડીક વાતચીત કરવાની પરવાનગી માગુ છુ એ વાતચીત કર્યા પછી આ બાઈ સાથે મિસ હોર્કોમના ખડમા જવામા મને કઈ વાધો નથી

મે જે રીતે મિસિસ રૂબેલી વિષે ઉલ્લેખ કર્યો તેથી તેને અપમાન લાગ્યુ હોવુ જોઇએ એમ હુ માનુ છુ, કારણકે, પોતાનુ મો મચકોડીને અને નાકનુ ટીચકુ વાકુ કરીને ઉદ્દતાઈ ભરેલા હાવભાવ સહિત તે અમારી આગળથી તે ક્ષણેજ ચાલી ગઈ

સર પર્સિવલે મને તીવ્ર સ્વરે પુછ્યુ " કેમ તમારે શુ કહેવાનુ છે ?"

" સાહેબ, હુ નમ્રતાપૂર્વક માગી લઉ છુ કે, મારે આપની નોકરીમા રહેવુ નથી, જેથી હવે મને રજા મળવી જોઇએ "

મારા તરફ તિરસ્કાર ભરેલી નજર કરીને પોતાના હાફકોટના ખિસ્સામા જગલીપણે પોતાના બન્ને હાથ નાખીને શેઠે મને પુછ્યુ " કેમ શા માટે તમે મારી નોકરીમા રહેવા માગતા નથી ?"

" શેઠ સાહેબ, આ મકાનમા જે કાઈ બનાવો બન્યા છે, તે ઉપર કાઈ મત ઉચ્ચારવાનુ મારૂ કામ નથી હુ કોઇને ગુસ્સે કરવા માગતી નથી ફક્ત હુ એટલુજ કહેવા ઇચ્છુછુ કે, લેડી ગ્લાઇડ પ્રત્યેની તેમજ મારી જાત પ્રત્યેની મારી ફરજનો ખ્યાલ કરતા, આપની નોકરીમા હવે વધુ વખત સુધી ચાલુ રહેવુ મને બધબેસ્તુ લાગતુ નથી "

મોટેથી બરાડા પાડીને સર પર્સિવલ કહેવા લાગ્યા " શુ મારી સામે ઉભા રહીને મારા પ્રત્યે નફાની નજરથી જોવુ, એ મારા પ્રત્યેની તમારી ફરજને બધબેસ્તુ છે કે ? તમે શુ કહેવા માગો છો તે હુ સારી પેઠે સમજી ચૂક્યો છુ લેડી ગ્લાઇડના પોતાના હિતને ખાતર મે જે નિર્દોષ છેતરપીડી તેની સાથે કરી તેના સબધમા તમે તમારો નીચ અને સ્વાર્થાંધ અભિપ્રાય બાધ્યો છે તેની પોતાની તબિયતને માટે એ તદ્દન આવશ્યક બાબત હતી કે, તેણે તરતજ હવાફેર કરવા અહીથી જવુ જોઇએ તમે મારા પેઠે સારી રીતે જાણો છો કે, મિસ હોલ્કોબ હજી પણ અહી છે, એની ખબર તેને મળી હોત તો તે અહીથી કદી પણ જાત નહી તેના પોતાનાજ હિતને ખાતર તેને મારે છેતરવી પડી છે અને તેથી એ વાત બીજાઓ જાણે તો ભલે, તે માટે

તેમને જે અભિપ્રાય આપવો હોય તે આપે-મને તેની બિલ્કુલ દરકાર નથી તમારે જવુજ હોય તો બેલાશક જાઓ-મને તમારા કરતા વધારે સારા કામકાજ કરનારા મળી રહેશે તમારે હમણા જવુ હોય તો હમણા જાઓ અને થોડા દિવસ પછી જવુ હોય તો તેમ કરો, પણ યાદ રાખજો કે, મારા વિષે જો ખરાબ વાતો તમે ફેલાવશો અને મારા કૃત્યને કાળા તરીકે વર્ણવશો તો તેનુ પરિણામ બૂરૂ આવશે કહેવુ હોય તો ભલે સત્ય કહેજો-સત્ય સિવાય બીજુ કાંઈજ નહી, સમજ્યા ? અહીથી જતા પહેલા એકવાર મિસ હોલ્કોમ્બને જોઈ આવજો અને તપાસ કરી જોજો કે મારા મકાનના એકાન્ત ભાગમા પણ તેની સભાળ મે બરાબર રીતે રાખી છે કે નહી ? ડાકટરની સલાહ તમને યાદ છે કે ? તેણે ચોખ્ખુ કહ્યુ હતુ કે, લેડી ગ્લાઇડને બનતી વહેલી તકે હવાફેર માટે અહીંથી બીજે કયાક મોકલવી જોઇએ એ વાત તમારા મગજમા સારી પેઠે ઠસાવજો એ પછી મારી વિરૂદ્ધ અને મારા કામકાજ વિરૂદ્ધ જો કાઇ પણ કહેવાની તમારી હિમ્મત ચાલતી હોય તો બેલાશક તેમ કરજો !"

આ લાબુ સભાષણ સર પર્સિવલે ઘણાજ જુસ્સાથી, અહી તહી ફરતા અને વારવાર પોતાની ચાબુક હવામા વીઝતા, મારી સમક્ષ કર્યુ પણ એથી મારા અભિપ્રાયમા જરાકે ફરક પડયો નહી તેમના શરમિંદગી ભરેલા જુઠ્ઠાણાનો આ જાતનો બચાવ હુ માની શકી નહી પણ તેમને વધુ ગુસ્સે કરવાનુ મને ગમ્યુ નહી, તેથી મે કાંઈ પણ સામો ઉત્તર દીધો નહી નમ્ર જવાબ હમેશા ગુસ્સાને દૂર કરે છે આથી સર પર્સિવલનો ગુસ્સો શાન્ત પાડવા માટે મે નમનતાઈભરેલો જવાબ નીચે મુજબ વાળ્યો

" શેઠ સાહેબ, જ્યા સુધી હુ આપની નોકરીમા છુ ત્યા સુધી હુ ધારૂ છુ કે, આપના ઉદ્દેશો સબધમા પ્રશ્નો નહી કરવાની મારી ફરજ હુ સારી પેઠે સમજુ છુ, તેમજ જ્યારે હુ આપની નોકરીમાથી નીકળી જાઉ ત્યારે, હુ ધારૂ છુ કે, જે બાબતો સાથે મને કાંઈજ

લાગતુ વળગતુ ન હોય તે બાબતો વિષે મારા મોમાથી એક પણ શબ્દ બીજા કોઈની આગળ નહી કાઢવાની મારી ફરજ પણ હુ સારી પેઠે સમજુ છુ—"

મને બોલતી અટકાવીને તેમણે અપ્રસ્તુત પ્રશ્ન કર્યો " તમે અહીથી કયારે જવા માગો છો ? એમ ન ધારશો કે, તમારા વિના મારૂ કામ અડી રહેશે અથવા મારૂ મકાન તમે છોડી જાઓ તેથી મને ગભરાટ ઉપજશે આ બાબતમા તો પહેલેથી તે છેક સુધી હુ તદ્દન પ્રમાણિકપણે જ વર્ત્તેલો છુ મારૂ દિલ સાફ છે, જેથી બીજાઓ શુ કહે છે, તેની મને દરકાર નથી બોલો, તમે કયારે અહીથી જવા માગો છો ? "

" સાહેબ, આપની પરવાનગી હોય અને આપને સગવડ હોય તો હુ હમણાજ અથવા આપ જ્યારે મને છુટી કરશો ત્યારે જવા માગુ છુ "

" મારી સગવડનો અહીં સવાલ જ નથી હુ આવતી કાલે સહવારથી આ મકાનમાથી ચાલ્યો જવાનો છુ તમારા પગારનો હિસાબ હુ આજ રાત્રે કરી આપીશ જો તમને કોઈની સગવડનો વિચાર કરવો હોય તો બહેતર છે કે, મિસ હોલ્કોબની સગવડનો વિચાર કરજો. મિસિસ રૂમેલીની નોકરી આજે ખતમ થાય છે તે આજે રાતે જ લડન જવાની છે જો તમે પણ આજે જશો તો આજ રાતથી મિસ હોલ્કોબની સભાળ રાખનાર અહી કોઈજ રહેશે નહી "

એ કહેવુ બિનજરૂરી છે કે, સર પર્સિવલના કહેવા મુજબ ઉભી થયલી કટોકટ સ્થિતિમા મિસ હોલ્કોબને છોડી જવી, એ તો દયાહીન કૃત્ય થઇ પડે, એમ મને લાગ્યુ આથી સર પર્સિવલને મિસિસ રૂમેલી વિષે ખાસ પ્રશ્ન કરીને મે ચોક્કસ જાણી લીધુ કે, તે તો જરૂર આજે રાત્રે જશે જ મે મિસ હોલ્કોમની તહેનાતમા રહેવાનુ કબુલ કર્યું એટલે સર પર્સિવને ઠડા પડી જઇને મારી સાથે કેટલીક શરતો કરી તેમણે એમ ઠરાવ્યુ કે, મિ ડૅાસનને મિસ

હોલ્કોમ્બની દવા કરવા માટે ફરીથી રોકવામા આવશે અને જ્યા સુધી મિસ હોલ્કોમ્બને મારી સેવાઓની જરૂર હોય ત્યા સુધી મારી નોકરી કાયમ ગણાશે મિસ હોલ્કોમ્બ મને જવાની પરવાનગી આપે એટલે મારે એક અઠવાડીઆ પહેલા સર પર્સિવલના ધારાશાસ્ત્રીને નોકરી છોડી જવા વિષેની ખબર આપવી અને તે મારો હિસાબ ચૂકવીને મારી જગ્યાએ બીજી વરકામ કરનારી રાખી લેશે આ પ્રમાણે મારી સાથે સમાધાન કરીને સર પર્સિવલ એકદમ ત્યાથી ચાલ્યા ગયા તેમના જવા પછી હુ મિસિસ રૂબેલી પાસે જવા લાગી તે દરવાજાના પગથીઆ ઉપર મારી રાહ જોઇને જ બેઠેલી હતી

હુ મિસિસ રૂબેલી પાસ જતી હતી, એટલામા એકદમ પાછા સર પર્સિવલ કોણ જાણે કયાથી મારી સામે આવીને ઉભા રહ્યા તેમણે મને ઓચિંતો જ પ્રશ્ન કર્યો " મારી નોકરી તમે શા સારૂ છોડી જાઓ છો ? " આ અસાધારણ પ્રશ્નનો સભવ જ હવે કયા હતો, એ હુ સમજી શકી નહીં, કારણ કે, થોડાકજ વખત ઉપર સર પર્સિવલે પોતાની તરફના પગારથી મને મિસ હોલ્કોમ્બની તહેનાતમા રોકી લઇને મારી સાથે સમાધાન કર્યું હતુ ! તેમના પ્રશ્નનો શો જવાબ દેવો તેની મને સમજ પડી નહી તેમણે કહ્યુ " જુઓ એ વાત ધ્યાનમા રાખજો કે, મારી નોકરીમાથી તમે શા સારૂ છુટા થાઓ છો તે હુ જાણતો નથી તમારે કાઇક પણ કારણ તો આપવુ જ જોઇએ તમે જ્યારે બીજા કોઇની નોકરીમા રહેવા જશો ત્યારે તમને મારી નોકરી છોડવાનુ કારણ જરૂર પૂછવામા આવશે એ વખતે તમે કિયુ કારણ રજૂ કરશો ? ધ્યાનમા ઉતરે છે ? કુટુબીઓ વિખરાઇ જવાથી તમારે મારી નોકરી છોડવી પડી છે, એ ભૂલી જશો નહી ને ? "

" આપના પ્રશ્નનો હેતુ હુ હવે સમજી આપે આપેલુ કારણ રજૂ કરવામા મારા તરફનો કોઇ જાતનો વાધો હોઈ જ ન શકે સાહેબ—"

' ઠીક મારે એટલુજ જાણવુ હતુ જો લોકો તમારા માટે મારી

પાસેથી પ્રમાણુપત્ર માગશે તો આ કારણ જ રજૂ કરવામા આવશે. તમારે પણ તેજ કારણ આપવાનુ છે ”

હુ તેમને કાઇક વધુ કહુ તે પહેલા તો અગાઉની માફક જ તે ઝડપથી ત્યાથી જતા રહ્યા જેવી તેમની વાણી વિચિત્ર હતી તેવુ જ તેમનુ વર્ત્તન વિચિત્ર હતુ બન્ને બાબતોથી હુ ગભરાઇ ગઇ હતી, એ મારે કબુલ કરવુ જોઇએ

એ બાદ મિસિસ રૂએલી સાથે હુ મિસ હોલ્કોમના શયન ખડ તરફ ગઇ મકાનના નહી વસાયલા ભાગમા અમે ચૂપકીદીથી ચાલ્યા—દાદર ઉપર ચઢયા અને હારોહાર આવેલા ઓરડાઓ વટાવ્યા પછી છેક છેલ્લા ઓરડા આગળ જઇ પહોચ્યા એ ઓરડાના બારણાની કળમા કુચી નાખીને મિસિસ રૂએલીએ તે ઉઘાડયા જો કે તે ઓરડાઓમા આજ સુધી કાઇનો વસવાટ નહોતો તોપણ મારાથી તેમની રચના અજાણી નહોતી હુ ઘણી વખત મારી નોકરી દરમ્યાન મકાનના આ ભાગમા અને એ ઓરડાઓમા આવી ગઈ હતી મિસિસ રૂએલીએ જે ઓરડાના બારણા ઉઘાડયા તેની કુચી મારે સ્વાધીન કરતા મને જણાવ્યુ કે, અદરના ભાગમા મિસ હોલ્કોમ છે તે ઓરડામા દાખલ થતા પહેલા મિસિસ રૂએલીને મારી સ્થિતિથી વાકેફ કરવાની જરૂર મને લાગવાથી મે તેને જણાવી દીધુ કે, સર પર્સિવલના હુકમથી હવે મિસ હોલ્કોમની તહેનાતમા મારે રહેવાનુ છે અને તમે એ ફરજમાથી મુક્ત થયા છો

એ સાભળીને તેણે જવાબ દીધો “ સન્નારી, એ વાત સાભળીને મને ઘણો આનદ થયો છે હુ અહીથી છુટી થવાને ક્યારનીયે આતુર થઇ રહી છુ ”

“ તમે શુ આજે જ અહીથી જશો ? ”

“ આજે જ શુ—ફક્ત અર્ધા કલાકમા હુ અહીથી જઇશ તમે મિસ હોલ્કોમની તહેનાતમા રહો એટલે હુ તરતજ જઈ શકીશ એમ સર પર્સિવલે મને કહી મૂકેલુ છે અને વળી ગાડીવાનને પણ ફરમાવી

દીધેલુ છે કે, મારી મરજીમા આવે ત્યારે ગાડીમા બેસાડીને મને સ્ટેશન લઈ જાય મે મારો સામાન તો ક્યારનોયે બાંધી રાખેલો છે સન્નારી, તમારી ઉન્નતિ ઇચ્છુ છુ અને હવે રજા લઉ છુ ”

આમ કહીને અધૂરા વિનયવાળી એ કડક અને ગર્વિષ્ટ દાઇએ ત્યાથી ચાલવા માડયુ તે કોઇક વિદેશી ગીતની લીટીઓ ગણગણતી અને ખુશી થતી અગાઉની માફકજ બેદરકારી બતાવીને જતી રહી મારો તેની સાથેનો સહવાસ પુરો થયો તેથી મને તે વખતે હર્ષ જ થયો

મે ઓરડામા પ્રવેશ કર્યો બહારના ભાગમા થઇને વચલાબારણા મારફત જ્યારે હુ અદરના ભાગમા ગઈ ત્યારે મને જણાયુ કે, મિસ હોલ્કોમ નિરાતે ઉઘતી હતી પણ તેની હાલત જોવાની લાલચ હુ થોભાવી શકી નહી તેથી તેના બિછાના નજદિક જઇને મે અવલોકન કર્યું મારે કબુલ કરવુ જોઇએ કે, તેના તરફ બેદરકારી બતાવાઈ હોય, એમ મને લાગ્યુ નહીં તેની તબિયત મે છેલ્લી વખત જોઈ હતી તેવીજ સારી હતી તેમા લગારે બગાડો થયો નહતો જે ઓરડામા તે સુતી હતી તે જો કે કટાળો ઉપજાવે એવો, અસ્વચ્છ અને અન્ધકારમય હતો તોપણ તેના બિછાના નજદિકની બારી, બહારના અજવાળા માટે ઉઘાડી રાખેલી હતી અને તે ઉપરાત એ સ્થળે દર્દીને માટે બીજી બધી જાતની સગવડો કરવામા આવેલી હતી આથી મને કાઇક આનદ થયો માત્ર સર પર્સિવલની વર્ત્તણુકમા મને એટલીજ દુ ખદાયક બાબત લાગી કે, બિચારી લેડી ગ્લાઇડ તરફ તેઓ ઘાતકી છેતરપીડીથી વર્ત્યા હતા તેમણે અને મિસિસ રૂબેલીએ મિસ હોલ્કોબના સબધમા ગેરવાજબી કૃત્ય કર્યું હોય તો, મારા અભિપ્રાય મુજબ, એજ હતુ કે, તેઓએ તેને લેડી ગ્લાઇડથી છુપાવી દેવાનો ગુન્હો કર્યો હતો

મિસ હોલ્કોબની શાન્ત નિદ્રામા ભગ ન પડે તે માટે હુ ધીમે ડગલે તે ઓરડામાથી બહાર આવી અને એ બાદ ગાડીવાન પાસે જઇને મે તેને વિનતિ કરી કે “ મિસિસ રૂબેલીને સ્ટેશને પહોચાડીને

તુ પાછો ફરે તે વખતે મિ ડૉસનને ત્યા જજે અને મારૂ નામ દઇને તેમને જણાવજે કે, મિસ હો'કોમની તબિયત જોવા માટે ખાસ આવી જાવ " હુ જાણુતી હતી કે, મારૂ નામ સાભળીને તે જરૂર આવશે એટલુજ નહી પણ હવે કાઉન્ટ ફેરકો, તેના કામકાજમા આડખીલી રૂપે નહોવાથી તે જરૂર ઉમગથી અહી આવવા પ્રેરાશે

કેટલીકવારે ગાડીવાન પાછો ફર્યો તેણે મને ખબર આપી કે, " હુ મિ ડૉસનને ત્યા ગયો હતો પરતુ તેમની પોતાની તબિયત બિમાર હોવાથી આજે તેમણે આવવાની ના પાડી કદાચ બની શકશે તો આવતી કાલે આવવાનુ તેમણે વચન આપ્યુ છે "

ગાડીવાન આમ કહીને જતો હતો પરતુ મે તેને રોક્યો અને રાત્રે મકાનના આ ભાગમા, જોડેના જ એક ઓરડામા સુવા આવવાની તેને વિનતિ કરી હુ અને મિસ હો'કોમ એકલા જ હોવાથી તે પોતાની અગત્ય સમજી શક્યો અને વગર આનાકાનીએ તેણે રાતના આઠ અને નવ વાગ્યાની વચ્ચે આવવાનુ કબુલ કર્યું

તે વખતસર આવ્યો અને પાછળથી મને આની સાવચેતી લેવા માટે વાજબી કારણ મળ્યુ મધ્યરાત્રિ પહેલા સર પર્સિવલનો વિચિત્ર સ્વભાવ અતિશય ભયકર અને ઉગ્ર બની ગયો એ વખતે જો ગાડી વાન તેમને શાન્ત પાડવા માટે તે જગ્યાએ હાજર નહોત તો કોણ જાણે કેવો યે માઠો બનાવ બન્યો હોત

બપોર પછીના ભાગમા અને સાજરે તેમજ આગલી રાત્રે સર પર્સિવલ બગલાની આસપાસ બાગમા બહુજ અસ્વસ્થ અને ગુસ્સે થયેલી હાલતમા ફર્યા કરતા હતા, એમ મે જોયુ હતુ મારૂ એમ માનવુ હતુ કે, તેમણે ખૂબ દારૂ પીધો હશે તેથીજ તેમની આ હાલત થઇ હશે ગમે તે કારણ હોય પણ ઉપર જે વખત મે દર્શાવ્યો તે વખતે જ્યારે હુ સુવા જતા પહેલા અગાશીમા અહીંતહી ફરતી હતી ત્યારે મકાનની નવી પાંખ આગળથી મે સર પર્સિવલને મોટેથી ઘાટા પાડતા સાભળ્યા ગાડીવાન અમારી બાજુના ઓરડામા સુતો હતો ત્યાથી

ઉઠીને તેમની પાસે ગયો મિસ હોલ્કોમ્બને કાને સર પર્સિવલની ધાટાધાટ સભળાય નહીં તે માટે મે ઓરડાની બારીઓ બધ કરી દીધી આશરે અર્ધો કલાક પછી ગાડીવાન પાછો આવ્યો તેણે જણાવ્યુ કે, શેઠની શુદ્ધસાન બિલ્કુલ ઠેકાણે નથી મે ધાર્યું હતુ તેમ, દારૂને લીધે તેમની એવી સ્થિતિ થઇ નહોતી પણ મનમા કોઈ જાતનો ગભરાટ ઉત્પન્ન થવાને લીધે અથવા કોઇ અમજ્ઞ આફત આવી પડી હોય તેને લીધે તેઓ કેવળ દિવાના જેવા બની ગયા છે, એમ ગાડીવાને જણાવ્યુ વળી તેના કહેવાથી મને માલુમ પડ્યુ કે, તે જ્યારે તેમની પાસે ગયો ત્યારે તેઓ કહેવા લાગ્યા કે, ' આ ભોયરા જેવા મારા મકાનમા હુ એક અર્ધી ક્ષણ પણ ટકી શકનાર નથી, માટે અત્યારે ને અત્યારે ગાડી જોડ અને મને અહીથી જવા દે ' આટલુ કહેતા કહેતા પણ ખૂબ ધમકીઓ અને ખૂબ ગુસ્સાથી ભરપૂર નિરર્થક વાક્યો તેમણે વચ્ચે વચ્ચે કહ્યા હતા ગાડીવાન તરતજ ગાડી જોડવા માટે બહાર ગયો હતો પણ તે ' ગાડી જોડી છે' એવુ તેમને કહેવા જતો હતો એટલામા તો ફૂલગો ભરતા તેઓ જાતેજ મકાન બહાર નીકળીને એકદમ કુદકો મારીને ગાડીવાનને બેસવાની જગ્યા ઉપર બેસી ગયા હતા અને ઘોડાને ચાબુકના સખ્ત પ્રહાર કરીને તેમણે ગાડી હાંકી મૂકી હતી. શાન્ત રાત્રિને વખતે ગાડીના પૈડા જોરથી રસ્તામા ધસડાતા હોવાનો અને ઘોડાની ખરીઓ જોરથી ઠોકાતી હોવાનો અવાજ ગાડીવાને, એ પછી, લગભગ ૦। કલાક સુધી સાભળ્યો હતો સર પર્સિવલ કયા ગયા, તે વિષે તે કાઇજ જાણતો નહતો

એ પછી બીજે દિવસે અથવા તો ત્રીજે દિવસે—ચોક્કસ કિયે દિવસે તે મને યાદ નથી—પાસેના નોલ્સબરી નામના ગામડામાથી એક વીશીનો બુઢ્ઢો માલિક ગાડી પાછી લાવ્યો તેણે જણાવ્યુ કે, સર પર્સિવલ તે ગામડામા ઉતર્યા હતા અને ત્યાથી રેલ્વે ટ્રેનમા બેસીને ગયા હતા. તેઓ કયા ગયા હતા, એ વિષે તે બુઢ્ઢાને કાઇ માહિતી નહોતી સર પર્સિવલનુ તે પછી શુ થયુ એને લગતી ખબર કોઇના તરફથી પણ

મજકુર વખત પછી મને મળી નહી અને અત્યારે પણ હુ જાણતી નથી કે, તેઓ ઇગ્લાડમા છે કે બીજે ક્યાક છે મજકુર મંયરાત્રિના અરસામા એક નાસી છૂટેલા ગુન્હેગારની માફક પોતાના જ ઘરમાથી સર પર્સિવલ જતા રહ્યા તે પછી મારો અને તેમનો મેળાપ કદી પણ થયો નથી અને ઇશ્વિર પાસે હુ પ્રાર્થના ગુજારૂ છુ તથા અતકરણ પૂવક ઇચ્છુ છુ કે, હવે પછી કદી પણ ફરીથી મારો અને તેમનો મેળાપ ન થાય

આ ખેદજનક કૌટુબિક કથાના સબધમા મારો હિસ્સો હવે લગભગ પુરો થવા આવ્યો છે

મને કહેવામા આવે છે કે, મિસ હોલ્કોમ્બ જાગી તે પછી મને પોતાની બાજુમા બેઠેલી જોઇને વિસ્મિત થઈ કે નહી, એ મુદ્દો ખાસ અગત્યનો નથી અને તેને મૂળ મુદ્દા સાથે કાઈ લાગતુ વળગતુ ન હોવાથી તેના વર્ણનની જરૂર નથી આથી માત્ર હુ એટલુ જ કહીશ કે, મકાનના વસવાટવાળા ભાગમાથી મિસ હોલ્કોમ્બને આ ઉજ્જડ ભાગમા લાવવામા આવી તે વખતે તે શુદ્ધિમા નહોતી પણ ઘોર નિદ્રામા હતી એ ઉંઘ કુદરતી હતી કે કોઇક ઔષધને અગે હતી, એ બાબતમા મિસ હોલ્કોમ્બ મને કાઈ માહિતી આપી શકી નહોતી હુ ટોરકવે ગઇ અને માર્ગરેટ પોર્ચર સિવાય ઘરમા બીજુ કોઈ નહોતુ ત્યારે માર્ગરેટ પોર્ચરને દારૂ પીને ઉંઘી જવાની આદત હોવાથી કદાચ તેની જાણ બહાર છુપી રીતે મિસ હોલ્કોમ્બને આ ઉજ્જડ ભાગમા ફેરબદલ કરવામા આવી હશે એ માદી સન્નારીને આ ઓરડામા કેદ કરવામા આવી તે વખતે તેની સાથે મિસિસ રૂબેલીને પણ ઓરડામા પુરાઇ રહેવાની તાકીદ મળી હશે અને જે થોડાક દિવસ તેને એ ઓરડામા પુરાઈ રહેવુ પડયુ તેમા તેને જોઇતી તમામ ખોરાકીની તેમ જ બીજી ઉપયોગી વસ્તુઓ અગાઉથી જ ગોઠવી રાખવામા આવી હશે આવુ અનુમાન હુ ઓરડામાની સગવડો તેમ જ તેમા પડેલી વસ્તુઓના નિરીક્ષણ ઉપરથી કરૂ છુ મિસ હોલ્કોમ્બના કહેવાથી મને માલુમ પડયુ

કે, મિસિસ રૂબેનીએ તેને કોઇ જાતના સવાલોના જવાબ દેવાની ચોખ્ખી ના પાડી હતી પરંતુ તે દાઇ તેની સારવારની બાબતમાં તેના તરફ બેદરકારી બતાવતી નહતી તેમજ તેને નાફરમાન થતી નહતી મિસિસ રૂબેલી ઉપર હું જે આરોપ, સંપૂર્ણ વિચારને અન્તે મૂકું છું તે, એ જ કે, એક ભયંકર છેતરપીંડીના કામમાં તે શાગીર્દ બની, એ તેનું અત્યંત શરમિંદગી ભરેલું કૃત્ય હતું

લેડી ગ્લાઇડને લગતા સમાચાર સાંભળીને તેમ જ બ્લેકવૉટર પાર્કમાં તે પછી તરત જ અમને ભારે ખેદ ઉપજાવનારી એક ખબર મળી તેથી મિસ હૅાલ્કોબ ઉપર કેવી અસર થઇ, એ વિષેની હકીકત જણાવવાની મારે જરૂર નથી એમ મને કહેવામાં આવે છે માત્ર હું એટલું જ કહીશ કે, બન્ને ખબર તેને સંભળાવવા માટે મેં અગાઉથી ધીમે ધીમે તેના મનને તૈયાર કર્યું હતું પણ પાછલી ચોંકાવનારી ખબર તો મેં ડાક્ટરની સલાહ મુજબ જ મિસ હૅાલ્કોબને કહી હતી એ સમય બેશક ખેદ ઉપજાવનારો સમય હતો મને તેના વિષે વર્ણન કરવું ગમતું નથી, કારણ કે તેથી મને બહુ જ દુઃખ થાય છે મેં મિસ હૅાલ્કોબ સમક્ષ મારા મર્હુમ પતિના ધાર્મિક વ્યાખ્યાનો સંભળાવવા માંડયાં હતાં, પરંતુ તેનું મન સ્વસ્થ થતું નહોતું આમ છતાંયે આખરે તે સ્વસ્થ બની તેનામાં યોગ્ય બળ આવ્યું ત્યારે અમે વિખૂટાં પડયાં એ કમનસિબ મકાનમાંથી નીકળીને અમે એક જ રેલ્વે ટ્રેનમાં બેઠાં અને લંડન ખાતે તે ઉતરી પડીને કંબરલેંડ તરફ ગઇ તથા હું ઈસ્લીંગ્ટન ખાતે મારા એક સગાને ત્યાં રહેવા માટે ગઇ

આ દુઃખદાયક હકીકત પુરી કરૂં તે પહેલાં હું મારી ફરજની લાગણીથી દોરાઇને થોડીક લીટીઓ વિશેષ રજૂ કરૂં છું સૌથી પહેલાં હું મારા અંગત સંતોષની વાતની નોંધ લઉં છું કે, મેં હમણાં જે બનાવોનું વર્ણન કર્યું છે તેમના સંબંધમાં કાઉન્ટ ફૅાસ્કોને કાંઈ પણ ઠપકો આપવો જોઇતો નથી મને જણાવવામાં આવ્યું છે કે, તેના ઉપર એક ભયંકર પ્રકારનો શક લઈ જવામાં આવ્યો છે અને તેણે ગંભીર પ્રકારનો પ્રપંચ રચેલો છે, એમ માનવામાં આવે છે આમ છતાં પણ કાઉન્ટની

નિર્દોષતા વિષેની છાપ મારા મનમા અડગ જ રહી છે મને ટોરકવે મોકલવામા તેણે સર પર્સિવલને સમજાવ્યા હતા એ ખરૂ, પણ તેણે કોઈ અદરખાનેના ખરાબ ઉદ્દેશથી સમજાવ્યા નહોતા અને તે એક વિદેશી તેમ જ આ દેશનો અજાણ્યો હોવાથી એ બાબતમા હુ તેને દોષ દઈ શકતી નથી મિસિસ રૂબેલીને બ્લેકવૉટર પાર્કમા લાવવામા જો તેનો હાથ હોય તો તે તેની કમનસિબી હતી, અને તે વિદેશી બાઇએ અમારા શેઠની યોજેલી છેતરપીંડીમા મદદરૂપ થઇ પડવાની જે નીચતા બતાવી તેમા કાઇ કાઉન્ટનો અપરાધ નહોતો કાઉન્ટની ચાલ-ચલગત ઉપર જે ગેરવાજબી અને નિરર્થક કલક મૂકવામા આવે છે તે સામે, નીતિનિયમોના લાભને ખાતર, મારો વાધો નોધાવુ છુ

બીજી બાબત એ જણાવવાની કે, લેડી ગ્લાઇડ, બ્લેકવૉટર પાર્કથી લ ડન જવા સારૂ કઇ ચોક્કસ તારીખે ટ્રેનમા બેઠી તે મને બિલ્કુલ યાદ નથી મને એથી બહુ જ ખેદ થાય છે લેડી ગ્લાઇડની એ દુર્ભાગી મુસાફરીની તારીખ નક્કી કરવાની ખાસ જરૂર છે, એવુ મને જણાવ-વામા આવે છે મારી સ્મરણુશક્તિને મે ખૂબ કસી જોઇ છે, પણ તે નિરર્થક જ ! મને ફક્ત એટલુ જ યાદ છે કે, જુલાઇ મહિનાના છેલ્લા દિવસોમા તે લ ડન જવા નીકળી હતી અગાઉથી એ તારીખ લખી રાખી ન હોય તો લાબે કાળે તે યાદ કરવાનુ કામ કેટલુ બધુ દુર્લભ છે, એ આપણે સહુ જાણીએ છીએ લેડી ગ્લાઇડ બ્લેકવૉટર પાર્કમાથી ગઈ તે અરસામા કેટલાક ચોકાવનારા અને ઘોટાળા ભરેલા બનાવો બન્યા છે, એ જાણીને તો, મને પોતાને ઘણુ જ દુ ખ અને ઘણી જ મુઝવણ ઉત્પન્ન થયા છે મે એ વખતે ચોક્કસ તારીખ નોધી રાખી હોત તો કેવુ સારૂ થાત ? હુ અત કરણપૂર્વક ઇચ્છુ છુ કે, જ્યારે તે સન્નારીએ ટ્રેનની બારીમાથી પોતાનુ અતિ શોકાતુર વદન બહાર કાઢ્યુ હતુ ત્યારે મારા હૃદયમા જેમ તે હજી સુધી કોરાઈ રહ્યુ છે તેમ જ તે ગઇ તે દિવસની ચોક્કસ તારીખ મારા હૃદયમા સ્મરણુ રૂપે કોરાઇ રહી હોત તો ઠીક થાત !

## પરિચ્છેદ ૧૧.

---

### શુ લેડી ગ્લાઇડ મરણ પામી?

કાઉન્ટ ફ્રોસ્કોની રસોઈ કરનાર બાઇ હેસ્ટર પિચહોનેં રજુ કરેલી હકીકત —

મને એ જણાવતા ખેદ થાય છે કે, મને લખતા કે વાચતા આવડતુ નથી મારી જિદગીમા હમેશા મે સખ્ત કામ કર્યું છે અને મારૂ ચારિત્ર દોષ વિનાનુ રાખ્યુ છે હુ જાણુ છુ કે, જે બામત બની ન હોય તે કહેવી એ પાપ છે અને દુષ્ટતા છે આ પ્રસગે હુ એવુ પાપ કરતા ખચ્ચિત અટકીશ હુ જે કાઈ જાણુ છુ તે બધુ કહીશ અને જે ગૃહસ્થ મારી હકીકત લખી લે છે તેમને હુ વિનતિ કરૂ છુ કે, મારો ભાષાદોષ સુધારવો અને હુ ભણેલી નથી તે બામત માફી આપવી

ગયા ઉનાળામા હુ નોકરી વિનાની હતી મે સાભળ્યુ કે, સત જોન વુડ ખાતે, ફોરેસ્ટ રોડ ઉપર ન ૫ વાળા મકાનમા રસોઇ કરનારની જગ્યા ખાલી છે મે અજમાયશ દાખલ એ જગ્યા સ્વીકારી મારા શેઠનુ નામ ફ્રોસ્કો હતુ તેની પત્ની એક અગ્રેજ બાઇ હતી શેઠ ઉમરાવ હતો હુ જ્યારે નોકરી ઉપર ચઢી ત્યારે ઘરનુ કામકાજ કરવા માટે એક છોકરી પણ તે મકાનમા નોકરડી તરીકે હતી તેનામા કાઇ દૂષણ નહોતુ મકાનમા નોકર તરીકે અમે બે જ જણ હતા અમે એ જગ્યાએ રોકાયા તે પછી શેઠ–શેઠાણી રહેવા આવ્યા જે દિવસે તેઓ આવ્યા તેજ દિવસે મારી શેઠાણીએ મને કહ્યુ કે, ‘મારી ભત્રીજી આવનાર છે માટે મકાનના પાછલા પડાળનો સુવાનો ઓરડો તૈયાર કરી રાખજે’ તેમની ભત્રીજીનુ નામ લેડી ગ્લાઇડ હતુ તેની તબિયત કગાળ હતી તેથી ખોરાક રાધવામા બહુ જ સભાળ રાખવી, એવી ચેતવણી મને મળી લેડી ગ્લાઇડ તેજ દિવસે આવનાર હતી, એમ

મને યાદ છે પણ તમે જે કાઇ નક્કી કરો તેમા મારી યાદદાસ્તી ઉપર આધાર રાખશો નહીં મને એ જણાવતા દિલગીરી થાય છે કે, મહિનાના દિવસો વિષે અને એવીજ બાબતો વિષે મને પૂછપરછ કરવી નક્કામી છે રવિવારના દિવસો સિવાય, હુ બીજા દિવસો ઉપર ખાસ લક્ષ આપતી નથી કારણ કે હુ વિદુષી નથી અને ફક્ત સપ્ત વૈતરૂ કરનારી બાઈ છુ હુ તો એટલુજ જાણુ છુ કે, લેડી ગ્લાડ્ડ આવી અને જ્યારે તે આવી ત્યારે ચોક્કસ તેણે અમને બધાને ખૂબ ગભરાવી નાખ્યા શેઠ તેને કેવી રીતે ઘરમા લાવ્યા તે હુ જાણુતી નથી, કેમકે હુ તો મારા કામકાજમા જ રોકાયલી હતી પણ તેને બપોરના વખતમા લાવવામા આવી એટલી મને ખબર છે નોકરડીએ મકાન ઉઘાડીને તે વખતે તેને તેના ઓરડામા દાખલ કરી હતી તે પછી અમે બન્ને રાધણીમા કેટલોક વખત કામકાજમા ગુથાયા અચાનક દાદર ઉપર કેટલીક જોશબધ ચઢ ઉતર થઇ રહેલી અમારા સાભળવામા આવી અને દિવાનખાનામાનો ઘટ ખૂબ જોરથી વાગી રહ્યો એજ વખતે અમારી શેઠાણીએ મદદ માટે પણ મોટેથી ઘાટાઘાટ કરી મૂકી

હુ અને નોકરડી, દાદરે ચઢીને લેડી ગ્લાઇડવાળા ઓરડામા ગયા અમે જોયુ કે, તે બાઇ એક કૉચમા પડેલી હતી તેનો ચહેરો ભયકર રીતે સફેદ બની ગયો હતો તેના બન્ને હાથ એક બીજાને સજ્જડ બાઝી ગયા હતા અને તેનુ માથુ તેણે એક બાજુએ નાખી દીધુ હતુ. મારી શેઠાણીએ કહ્યુ કે, તેને વાઈ આવ્યુ છે, અને મારા શેઠે પણ એમજ કહ્યુ હુ આસપાસના લત્તાથી સારી રીતે વાકેફ હોવાથી એકદમ ડાકટરને મદદ માટે બોલાવવા દોડી ડાકટરો ગુડરિક અને ગાર્થ કે જેઓ સાથે સાથે કામ કરતા હતા અને જેઓના નામ સત જોન વુડમા સારી પેઠે પકાયલા હતા તેઓને ત્યા હુ તરતજ ગઈ મિ. ગુડરિક તે વખતે દવાખાનામા હતા તેઓ તરતજ મારી સાથે આવ્યા

ડાક્ટરને ઉપયોગી થઇ પડતા, કેટલોક વખત વહી ગયો તે બિચારી કમનસિબ સ્ત્રીને એકવાર વાઈ ઉતરી ગયુ તે બાદ ફરીથી બીજીવાર તેણે

ઉથલો આવ્યો એ પછી જાણે એક તરતનુ જન્મેલુ બાળક હોય તેમ તે ખૂબ નબળી પડી ગઈ અમે તેને બિછાનામા સુવાડી મિ. ગુડરિક તેની હાલત જોઇને દવા લેવા માટે પોતાને દવાખાને ગયો અને ૦ કલાકના અરસામા પાછો ફર્યો દવા ઉપરાત તે પોતાની સાથે રણશિંગડાના આકારનુ એક પોલુ લાકડાનુ યત્ર પણ લઈ આવ્યો તેનો એક છેડો તે બાઇના અત કરણ ઉપર અને એક છેડો પોતાના કાન આગળ ધરીને તેણે તે બાઇને તપાસી તપાસને અન્તે તેણે મારી શેઠાણીને કહ્યુ "આ કેસ ઘણો ગભીર છે લેડી ગ્લાઇડના મિત્રોને એકદમ ખબર આપો, એવી મારી ભલામણ છે" મારી શેઠાણીએ પુછ્યુ "તેનુ હૃદય નબળુ છે?" ડાક્ટરે જવાબ દીધો "તેને ઘણો જ ભયકર પ્રકારનો હૃદય-રોગ થયો છે" તેણે મારી શેઠાણીને આ દર્દના સબધમા કેટલાક વિદ્વતા ભરેલા વિચાર દર્શાવ્યા, પણ તે સમજવા જેવી ચાલાક હુ નહોતી પણ તેના છેવટના વાક્યો મને યાદ છે ખરા તેણે કહ્યુ હતુ કે, "મારી અથવા તો બીજા કોઈ જ ડાક્ટરની મદદ અત્યારે અસરકારક રીતે ઉપયોગી થઈ પડે એવી આ દર્દીની સ્થિતિ નથી" મારી શેઠાણીએ આ સમાચાર શાતિપૂર્વક સાભળ્યા, પરતુ મારો શેઠ તો એકદમ ગભરાઇ ગયો "અરે બિચારી લેડી ગ્લાઇડ! અરે કમનસિબ લેડી ગ્લાઇડ!" એમ વારવાર નિસાસા નાખીને ઉદ્ગારો કાઢતા તે પોતાના હાથ, એક નાટકકારની માફક, મસળતો હતો મારો શેઠ ભરાવદાર શરીરનો, જાડો અને વૃદ્ધ માણસ હતો તે પક્ષીઓ અને સફેદ ઉંદરો પાળતો હતો તથા તેમની સાથે એવી રીતે વાતચીત કરતો કે જાણે તે તેના ખ્રિસ્તિ બાળકો હોય! મારી શેઠાણીએ ડાક્ટરને જ્યારે એક બે પ્રશ્નો પુછીને સતોષ ધારણ કર્યો, ત્યારે શેઠે કાઈ નહીં તો પચાસ પ્રશ્નો પુછ્યા અને છતાયે તેને સતોષ થયો નહીં! તેના ગભરાટથી અને ખૂબ પ્રશ્નોથી અમને કટાળો ઉપજ્યો આખરે તે મકાનના પાછલા ભાગમા આવેલા બાગમા ગયો અને ત્યાથી થોડાક સુગધી ફુલ લાવીને તેણે દર્દીના ઓરડામા મૂકવા મને કહ્યુ હુ ધારૂ છુ કે, કોઈવાર તે

નરમ મગજનો બની જતો હતો પણ તે ખરાબ સ્વભાવનો શેઠ નહોતો. તેની વાણી ધણીજ વિવેક ભરેલી હતી અને તે સ્વભાવે આનદી તથા ઉદાર હતો મારી શેઠાણી કરતા શેઠનો સ્વભાવ મને બહુ ગમતો હતો શેઠાણી તો કઠણ હૃદયની સ્ત્રી હતી સાયકાળે તે બાઈ જાગ્રત થઈ બિછાનામા તેણે સૌથી પહેલીવાર તે વખતે હિલચાલ કરી અને ઓરડામા પોતાની આસપાસ જોયા બાદ અમારા તરફ તે ટગર ટગર જોઇ રહી જ્યારે તે તદુરસ્ત હશે ત્યારે જરૂર દેખાવડી જણાતી હોવી જોઇએ, કારણ કે, તેના વાળ રેશમ જેવા ચકચકિત હતા અને તેની આખો ભુરી હતી મારી શેઠાણી તેની પાસે બેસી રહી અને અમે અમારે કામે વળ્યા સુવા જતા પહેલા રાત્રે હુ તેની પાસે ગઈ તે વખતે એકલી એકલી ન સમજાય એવી રીતે તે લવારો કર્યા કરતી હતી તે કોઇકની સાથે વાત કરવા માગતી હોય એમ મને લાગ્યુ પણ તે કોઇક અહીં હાજર નથી એટલે તેને બોલાવવુ જોઇએ, એમ તેણે કહ્યુ તેણે કોઇકનુ નામ દીધુ પણ હુ તે નામ સાભળી શકી નહીં બીજીવાર તેણે તે નામ દીધુ તે વખતે તે ખડના બધ બારણા ઉપર મારા શેઠે બહારથી ટકોરા વગાડીને તે બાઇની તબિયતના સબધમા પુષ્કળ પ્રશ્નો પુછ્યા અને બારણા ઉઘાડીને ફરીથી પાછા થોડાક ફુલ તે ખડમા મૂકવા માટે મને આપ્યા

બીજે દિવસે સહવારે જ્યારે હુ તે બાઇને જોવા ગઈ ત્યારે તો તે છેકજ નબળી હાલતમા દેખાઇ તેને જાણે મૂર્છા આવી હોય તેમ તે પોતાના બિછાનામા પડી રહેલી હતી મિ. ગુડરિક તે દિવસે પોતાના ભાગીદાર મિ. ગાથને સલાહ માટે પોતાની સાથે લાવ્યો તેમણે કહ્યુ કે કોઇ પણ કારણસર હાલના તેના આરામમા કોઇએ ખલેલ પહોચાડવી જોઇએ નહીં મારી શેઠાણીને ખડના એક ખૂણામા લઈ જઇને તે ડાકટરોએ અનેક પ્રશ્નો પુછયા હાલમા તે બાઇ માદી પડી તે પહેલા તેની તબિયત કેવી રહેતી હતી અને જ્યારે તે માદી પડતી ત્યારે તેની દવા કિયો ડાકટર કરતો હતો તેમજ તેની માદગી લાબા વખત સુધી લબાયા કરતી હતી કે નહી અને વળી તેના મગ-

જની સ્થિતિ તેની માંદગી દરમ્યાન ખરાબ રહેતી હતી કે નહી–એ સબધમા તે બધા પ્રશ્નો હતા છેલ્લા સવાલના જવાબમા મારી શેઠાણીએ હા પાડી એજ મારાથી સભળાઇ–એ સિવાય બીજા જવાબો હુ સાભળી શકી નહીં બન્ને ડાકટરોએ, આ સાભળીને, ગભીરતાથી એક બીજાની સામે જોઇને પોતાના માથા હલાવ્યા, અને કાંઈક મસલત કરી

એ દિવસે થોડાક કલાક પછી તે બાઇની હાલતમા સારો ફેરફાર જણાયો પણ ડાકટરોએ અજાણ્યાઓને તેની પાસે જવા દેવાની ના પાડી હતી, એટલે મને કે મારી સાથેની નોકરડીને તે બાઇના દિદાર જોવાની તક મળી નહી મારો શેઠ રાધણી આગળ આવીને મને કહેવા લાગ્યો " હવે લેડી ગ્લાઇડને જરૂર મટી જશે અત્યારે તેની હાલત સારી છે મારૂ મન તેથી સ્વસ્થ થયુ છે, જેથી હુ થોડોક વખત હવે બહાર ફરી આવુ છુ " તેણે બજારમાથી કોઇ વસ્તુઓ લાવવાની હોય તો મારે બદલે પોતે લાવી આપશે, એમ મને કહ્યુ અને આજનુ ભોજન સુન્દર અને સ્વાદીષ્ટ બનાવવા મને વરદી આપી

બપોરે મિ. ગુડરિક ફરીથી આવ્યો અને લેડી ગ્લાઇડની તબિયત તપાસી આવીને તેણે મને કહ્યુ કે, તેને તદ્દન આરામની જરૂર છે કોઇએ કોઇ પણ સજોગમા તેની સાથે વાત જ ન કરવી, તે વાત કરવા માગે તોપણ કોઇએ તેની સાથે બોલવુ નહી–આવી સૂચના ફરીથી આપીને, સાજના પાચ વાગે પોતે આવશે, એમ કહીને તે ચાલ્યો ગયો

પાચ વાગવાની લગભગ તૈયારી હતી તે વખતે મારી શેઠાણીએ દર્દીના ઓરડામાથી ઘટ વગાડયો હુ તરતજ દાદર ઉપર ચઢીને તેના ઓરડા આગળ ગઇ શેઠાણી ઉમરામા જ ઉભી હતી તે મને હાફળી ફાફળી કહેવા લાગી " એકદમ ડાકટરને બોલાવી લાવ લેડી ગ્લાઇડ બેભાન થઇ ગઇ છે ! !" હુ ડાકટરના ઘર તરફ દોડી ડાકટર મને રસ્તામા જ મળ્યો, કેમકે તેણે આપેલા વચન મુજબ, તે વખતે તે અમારે ત્યા જ આવતો હતો

દર્દીના ઓરડામા તે દાખલ થયો ત્યારે મારી શેઠાણીએ કહ્યુઃ "થોડાક વખત પહેલા લેડી ગ્લાઇડની સ્થિતિ ઠીક હતી પણ અચાનક જાગીને તેણે વિચિત્ર રીતે ઓરડામા આમતેમ જોયુ અને એક તીણી બુમ પાડીને તરત જ તે બેભાન થઈ ગઈ આથી મે તમને બોલાવ્યા છે" ડાકટર બિછાના નજદિક ગયો તે બિમાર બાઇના હૃદય ઉપર તેણે હાથ મૂકયો અને ઓચિંતો જ તે ગભીર બની ગયો

મારી શેઠાણીએ તેને પુછયુ "કેમ, તમને શુ લાગે છે ?"

ડાકટરે શાન્ત અને ગભીર સ્વરે કહ્યુ "ખલાસ !"

શેઠાણી "શુ તે મરી ગઇ ?"

ડાકટર "હા ! મરી ગઈ ! ગઇ કાલે તેનુ હૃદય તપાસ્યા બાદ મને એમજ લાગ્યુ હતુ કે, એકાએક તેની ગતિ બધ પડી જશે "

મારી શેઠાણી, બિછાના આગળથી જરાક વેગળી ખસી ગઇ અને માથાથી તે પગસુધી ધ્રુજતી ધ્રુજતી બોલી "અરેરે ! તેનુ એકાએક મોત થયુ ! આટલી બધી જલ્દીથી તે મરણ પામશે, એમ મને ખબર નહતી ! કાઉન્ટને હુ શો જવાબ દઇશ ?"

મિ. ગુડરિકે તેને આશ્વાસન આપીને સલાહ આપી કે, "તમે હવે નીચે જાઓ અને થોડોક વખત આરામ લ્યો તમે ગઈ કાલે આખી રાત ઉજાગરો કર્યો છે તેથી તમારા જ્ઞાનતતુઓ નબળા પડી ગયા છે હુ બીજી જરૂરી મદદ મોકલુ છુ તે દરમ્યાન આ બાઇ—" (ડાકટરે મારા તરફ આગળી કરીને કહ્યુ ) "આ ખડમા બેસશે "

મારી શેઠાણીએ તેનુ કહેલુ માન્યુ અને કહ્યુ 'કદાચ કાઉન્ટ બહારથી ફરીને હમણા જ પાછા આવશે ત્યારે આ ખબર અચાનક સાભળીને તેમના હૃદય ઉપર આઘાત થશે માટે મારે તેમને ધીમેથી, તે ચોંકે નહી એવી રીતે, આ સમાચાર કહેવા જોઇએ" તે ધ્રુજતી ધ્રુજતી તે ખડ બહાર ગઇ

તેના જવા બાદ ડાકટરે મને કહ્યુ "તારો શેઠ એક વિદેશી છે. તેને ખબર છે કે, આ મરણ સત્તાવાર રીતે નોધાવવુ જોઇએ ?" મે

જવાબ દીધો "મને ચોક્કસ ખબર નથી પરતુ કદાચ તેને ખબર નહીં હોય એમ મારૂ ધારવુ છે" ડાકટરે એક ક્ષણ વિચાર કરી જોયા પછી કહ્યુ "આ જાતની વ્યવસ્થાઓમા સામાન્ય રીતે હુ કદી માથુ મારતો નથી, પણ જો હુ આ મોત નોધાવુ તો પાછળથી આ લોકોને કૌટુમ્બિક અગવડો નડશે નહીં મરણ નોધનાર અમલદારની ઓફિસ આગળ થઇને હુ મારે ઘેર જઇશ આ ખબર તારા શેઠને કહેજે" મે કહ્યુ- "સાહેબ, આપનો આભાર માનુ છુ આ જરૂરી બાબત આપે યાદ કરી, એ ઠીકજ કર્યું" ડાકટરે કહ્યુ "હુ એક બાઇને અહીંની બધી વ્યવસ્થા કરવા માટે મોકલુ છુ તે દરમ્યાન અહી બેસવામા તને હરકત નથી ને?" મે જવાબ દીધો "ના, સાહેબ તે બાઇના આવતા સુધી આ બિચારી કમનસિબ મરનાર પાસે હુ જરૂર બેસી રહીશ સાહેબ, આપનાથી બનતુ કરીને આપ આ બાઇને બચાવવા મથ્યા હશો જ એ સિવાય કાઇ વધારે કરી શકાય તેમ નહોતુ?" તેણે કહ્યુ "ના મે જોઈ તે પહેલા તેનુ દર્દ ઘણુજ ગભીર બની ગયુ હોવુ જોઇએ મને જે વખતે બોલાવવામા આવ્યો તે વખતેજ દર્દી બચી શકે એવી હાલતમા નહોતી" હુ બોલી "અરેરે, વહેલુ કે મોડુ આપણને સહુને એ રસ્તે જવાનુ છે. ખરૂ ને સાહેબ?" તેણે મને કાંઈ જવાબ દીધો નહીં તેને વાત કરવાનુ મન નહોતુ તેથી રિવાજ મુજબ વિવેક ભર્યા શબ્દો કહીને તે જતો રહ્યો

હુ બિછાના આગળ બેસી રહી થોડીવાર પછી મિ. ગુડરિકે જણાવ્યુ હતુ તે પ્રમાણે એક બાઈ આવી તેનુ નામ જેઇન ગોલ્ડ હતુ તે એક આબરૂદાર સ્ત્રી જણાતી હતી તેણે મને કહ્યુ કે, "મારૂ કામકાજ હુ સારી રીતે સમજુ છુ, માટે હવે તમે ચિન્તા રાખશો નહી"

મારી શેઠાણીએ શેઠને લેડી ગ્લાઇડના મરણના સમાચાર કહ્યા ત્યારે તેણે તે કેવી રીતે સહન કર્યા, તેની મને ખબર નથી, કેમકે હું તે વખતે હાજર નહોતી પણ જ્યારે મે તેને જોયો ત્યારે તેના મોં

ઉપર ચિતાના ચિહ્ન જણાતા હતા પોતાના ઘુટણ ઉપર પોતાના જાડા હાથ મૂકીને તે એક ખૂણામા બેઠો હતો તેની આખો વિચારશીલ જણાતી હતી તેનામા મને શોકની છાયા એટલી બધી ન લાગી, પણ જે કાઈ બન્યુ હતુ તેથી પોતે આભો બની ગયો હોય એમ તે દેખાતો હતો દફનકામ સબધમા બ'ની વ્યવસ્થા મારી શેઠાણીએ કરી મરનાર માટેનુ કફન કિમતી હતુ જેથી તેના ખૂબ નાણા ખર્ચવા પડયા હશે એમ મારૂ ધારવુ છે મરનાર સ્ત્રીનો ભરથાર વિદેશમા મુસાફરીએ ગયો હતો તેથી તે આવી શકયો નહી પણ મારી શેઠાણીએ મરનારની ફોઇ તરીકે કુબરલેડ ખાતે તેના સગા-વહાલાઓને ખબર આપીને એવી ગોઠવણ કરી કે, મરનારનુ શબ તેની માતાની કબર સાથેજ દાટવુ કફન એ મુજબ જ્યારે તેના ગામમા મોકલવામા આવ્યુ ત્યારે મારો શેઠ તેની સાથે ગયો

છેવટમા, મને પૂછવામા આવતા સવાલોના જવાબમા મારે જણાવવાનુ કે (૧) મારા શેઠે લેડી ગ્લાઇડને કોઈવાર હાથોહાથ દવા આપી હોય એવુ મે કે મારી સાથેની નોકરડીએ કદી જોયુ નથી (૨) હુ જાણુ છુ તે પ્રમાણે, તે કદી લેડી ગ્લાઇડના ઓરડામા એકલો રહ્યો નહતો (૩) મકાનમા આવ્યા બાદ તરત જ મરનારને ગભરાવી નાખે એવી બુમો સાથે વાઇ કેમ આવ્યુ તેનુ કારણ મારા જાણવામા નથી મને કે મારી સાથેની નોકરડીને તે કારણ કદી જાહેર કરવામા આવ્યુ નહોતુ.

ઉપલી હકીકત મારી રૂબરૂમા મને વાચી બતાવવામા આવી છે. એમા મારે કાઇ ઉમેરવાનુ નથી અથવા તેમાથી કાઇ રદ કરવાનુ નથી. ખ્રિસ્તિ ધર્મની એક આબરૂદાર સ્ત્રી તરીકે હુ પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ કે, આ હકીકત તદ્દન સાચી છે

( સહી ) હેસ્ટર પિચહોર્ન ( નિશાની × )

## ડાકટરનુ પ્રમાણપત્ર.

નીચે જણાવેલુ મૃત્યુ જે પેટા જીલ્લામા થયુ તેની નોધ કરનારા સત્તાવાર અમલદારને માલુમ થાય કે—આ ઉપરથી હુ પ્રમાણપત્ર આપુ

છુ કે, લેડી ગ્લાડ્ડની દવા મે કરી હતી તેની ઉમર ૨૧ વર્ષની હતી મે તેને છેક છેલ્લી ગુરૂવાર તા ૨૫મી જુલાઇ ૧૮૫૦ને દિવસે જોઇ હતી તેજ દિવસે સત જોન વુડ ખાતે, ફોરેસ્ટ રોડ ઉપર ન ૫ના મકાનમા તે મરણ પામી હતી તેનુ મરણ, હૃદય રોગથી નીપજ્યુ હતુ રોગ કેટલા વખતનો હતો તે મારા જાણવામા નથી

| | |
|---|---|
| પ્રલ્હાબ પ્રોફેસર એમ આર સી એસ ( ઇગ્લાડ ) એલ એસ એ નારણુામુ ૧૨, કોરિડનબાગ, સત જોન વુડ | (સહી) ઑા ફ્રેડ ગુડરિ- |

## જેઇનિ ગોલ્ડે કહેલી હકીકત

ઉપર આપેલા પ્રમાણ પત્રમા જે મકાન જણાવ્યુ છે, તેમા મરણ પામેલી બાઇના શબની ઘટતી વ્યવસ્થા કરવા માટે મિ ગુડરિકે મને મોકલી હતી હેસ્ટર પિચહોન નામની નોકરડીના તાબામા શબ હતુ તેની પાસેથી તે સભાળી લીધા બાદ મે રિવાજ મુજબ કબરમા દાટવા માટે તૈયાર કર્યું મારી હાજરીમા તે કફનમા મૂકાયુ હતુ અને બહાર ગામ લઇ જવા માટે ખીલા વગેરે તેને ચોઢવામા આવ્યા હતા મને મારી કામગિરી બદલ વાજબી દામ મળ્યા હતા મારી ચાલચલગત વિષે, મારા પ્રમાણિકપણા વિષે અને મારા વિશ્વાસુપણા વિષે મિ. ગુડરિક જરૂર ખાત્રી આપી શકશે, માટે જેઓને પુછાવવુ હોય તેઓ-એ પુછાવવુ.

(સહી) જેઇનિ ગોલ્ડ

## કબર ઉપરનો મૃત્યુલેખ

" લૅારા, લેડી ગ્લાડ્ડની પવિત્ર યાદગિરીમા—હેપશાયરમાના બ્લેકવૅાટર પાર્કના બેરોનેટ સર પર્સિવલ ગ્લાઇડની પત્ની અને આ ધાર્મિક પરગણામા આવેલા લિમરિજ-ભવનવાળા મહુમ મિ. ફિલિપ ફેરલીની પુત્રી જન્મ તા ૨૭મી માર્ચ ૧૮૨૯, લગ્ન તા ૨૨મી ડીસેમ્બર ૧૮૪૯, અવસાન તા ૨૫મી જુલાઇ ૧૮૫૦ "

# પરિચ્છેદ ૧૨

## મરેલી કે જીવતી?

### વૉલ્ટર હાર્ટરાઇટની હકીકત

ઇ સ ૧૮૫૦ના ઉનાળાની શરૂઆતમા મે અને મારા બચેલા સાથીઓએ મધ્ય અમેરિકાના જગલો છોડીને ઇગ્લાડ તરફ આવવા પ્રયાણ કર્યું અને દરિયાને માર્ગે વહાણમા બેસીને નીકળ્યા હતા માર્ગમા મેક્સિકોના અખાતમા અમારૂ વહાણ ભાગી ગયુ જે કેટલાક એ હોનારતમાથી બચ્યા, તેમાનો હુ એક હતો મોતના ડાચામાથી આ રીતે હુ ત્રીજી વખત ઉગર્યો રોગને લીધે, ઇડિયનોના હાથમા સપડાવાથી અને પાણીમા પડવાથી–આમ ત્રણ રીતે હુ મોતના જડબામા ફસાયો હતો અને તે ત્રણેમાથી મે મુક્તિ મેળવી

લિવરપુલ જતા એક અમેરિકન વહાણે અમને દરિયામાથી ડૂબતા બચાવ્યા ૧૮૫૦ના ઑક્ટોબર માસની તેરમી તારીખે લિવરપુલ ને કિનારે અમારૂ વહાણ નાગર્યું બપોર પછી અમે કિનારે ઉતર્યા હુ તરત જ લડન આવવા નીકળ્યો અને તેજ રાત્રે લડનમા આવી પહોચ્યો

મારા ભ્રમણની નોધ અથવા તો જન્મભૂમિથી વિખૂટા પડયા પછી મારા પર આવી પડેલી આપત્તિઓની નોધ મારે અહી રજૂ કરવાની નથી મારે સ્વદેશ અને સ્વજનોથી કેમ દૂર જવુ પડયુ તેના કારણો અજાણ્યા નથી મારી પોતાની મેળે માગી લીધેલા દેશવટા પછી હુ જે મુજબ આશા રાખતો હતો તે મુજબ તદ્દન ફેરબદલ થઇ ગયેલા માનવીની પેઠે સ્વદેશમા આવ્યો નૂતનજીવનના વહનમા મારી પ્રકૃતિને મે કેળવીને નવી જ બનાવી હતી વિપત્તિઓની તથા ઉદ્દામપણાની કડક પાઠશાળામા તાલીમ મેળવીને મારી ચિત્તવૃત્તિ દૃઢતાના પાઠ શીખી હતી, મારૂ હૃદય કઠિન બન્યુ હતુ અને મારા પોતાના પ્રયાસો ઉપર જ હમેશા દરેક બાબતમા આધાર રાખવાનો મુખ્ય પાઠ હુ શીખ્યો હતો.

હુ મારા પોતાના ભવિષ્યથી દૂર નાઠો હતો, અને હવે એક દઢ માણસ તરીકે તેજ ભવિષ્યનો સામો ભેટો કરવા હુ પાછો આવ્યો છુ

ભૂતકાળની ખરાબમા ખરાબ સખ્તાઇથી તો હુ વિમુખ થયો હતો, પરતુ મારા હૃદયના દુ ખની અને એક સ્મરણીય પ્રસગની કોમળતાની યાદગિરી, તો મારા મનમાથી વિમુખ થઇ નહતી મારા જીવનની ન નિવારી શકાય, એવી નિરાશાની લાગણીને મારા હૃદયમાથી હુ દેશવટો દઇ શકયો નહતો-હજી પણ તેને મારા હૃદયમા હુ ધારણ કરી રહ્યો છુ વહાણુ જ્યારે મને લઇ ચાલ્યુ ત્યારે લૉરા ફૅરલી મારા સર્વ વિચારોમા સર્વોપરિ પદ મેળવી રહી હતી-મારી છેલ્લી નજર મે ઇંગ્લાડના કિનારા પર જ નાખી હતી વહાણુ જ્યારે મને પાછો લાવ્યુ છે ત્યારે પણ લૉરા ફૅરલી મારા સર્વ વિચારોમા સર્વોપરિ પદ મેળવી રહી છે અને પ્રાત કાળનો પ્રકાશ મને સહૃદયતાનો કિનારો દેખાડે છે

જૂના કાળના પ્રેમ તરફ મારૂ હૃદય જે વખતે દોરાય છે તે વખતે મારી કલમ જૂના કાગળોનુ સ્મરણ આપે છે હુ તેને લૉરા ફૅરલી તરીકે પહેલા ઉદ્દેશતો આજ પણ તેનુ ના મ લૉરા ફૅરલી તરીકે જ હુ લખુ છુ તેના પતિના નામ સહિત તેનુ સ્મરણ કરવુ અથવા તેના વિષે લખવુ, એ મને કઠિન ભાસે છે

બીજી વખત વધુ હકીકત રજૂ કરવા માટે મારે ખુલાસાના આથી કાઇ વિશેષ બોલ કહેવાના નથી ઇગ્લાડમા આવીને મે શુ કર્યુ તે હુ હવે વર્ણવીશ

મારા દેશવટા પછી લંડનમા પ્રથમ પ્રાત કાળ થયો ત્યારે મારી સૌથી પ્રથમ ચિન્તાઓ અને આશાઓ, મારી માતા અને મારી બ્હેનમા કેન્દ્રિત થઇ રહી લાબા વખત સુધીની પત્રવ્યવહાર વિનાની મારી ગેરહાજરી પછી મારા પુનરાગમનને લીધે તેમને સાનદાશ્ચર્ય થાય એ સ્વાભાવિક હોવાથી-પણ તેજ સાથે તે લાગણીઓ તેમનામા એકાએક પ્રકટ કરવી એ અવિચારી કૃત્ય થઇ પડે તેમ હોવાથી-મે પહેલી ટપાલમા હેમ્પસ્ટેડ કૉટેજને શરણામે એક પત્ર લખ્યો અને એક કલાક પછી હુ ત્યા જવા નીકળ્યો

પ્રથમ મુલાકાત પૂર્ણ થયા પછી, પહેલાના દિવસોની માફક ધીમે ધીમે અમારામા શાતિ અને સ્વસ્થતા આવવા લાગ્યા, ત્યારે મારી માતાના ચહેરામા મને કાઇક એવુ જણાયુ કે જે ઉપરથી તેના હૃદય ઉપર કોઇક ગુપ્ત મુઝવણનો બોજો છે, એમ મે અનુમાન કરી લીધુ મારી માતાની આખોમા નિર્મળ પ્રેમ ઉપરાત કાઇક વિશેષ હતુ—જે કોમળતાથી તેની આતુર આખો મારા પ્રતિ નિહાળી રહી હતી તેમા શોકની છાયાનુ મિશ્રણ સ્પષ્ટ દેખાતુ હતુ મારો હાથ તેણે ધીમેથી અને વહાલ ભરેલી રીતે ઝાલ્યો હતો, પરતુ તે માયાળુ હાથમા દયાની લાગણી રહેલી હતી અમારી વચ્ચે કોઇ વાત કદી પણ ગુપ્ત રહી નહતી મારી માતા જાણતી હતી કે, મારા જીવનની આશાનો ઉચ્છેદ કેવી રીતે થઇ ગયો છે તેને ખબર હતી કે, મારે મારા સ્વદેશનો કિનારો શાને ખાતર તજી જવો પડયો હતો આથી અત્યારે તેના શોકાતુર ભાવો જોઇને મે તેને પૂછવા ધાર્યું કે, મિસ હૅાલ્કોમ તરફથી કોઇ પત્ર મારા માટે આવ્યો છે કે કેમ અથવા તો તેની બ્હેન તરફના કોઈ દુખદ સમાચાર આવ્યા છે કે કેમ ? મારા હોઠ ઉપર એ પ્રશ્નો આવ્યા પણ મારી માતાની અત્યત શોકાતુર પણ વહાલભરી મુખમુદ્રા તરફ મારૂ લક્ષ જતાજ એ પ્રશ્નો પૂછવાની મારી હિંમત ચાલી નહીં—કોઇ આડકત્રી રીતે પણ એ પ્રશ્નો પૂછવાનુ બળ મારામા આવ્યુ નહીં. તે પોતેજ મને કાઇક કહેવાની છે, એવુ જોઇને સયમવૃત્તિથી મે પુછ્યુ "માતા, તમારે મને કાઇક કહેવાનુ છે ખરૂ ને ?"

મારી બ્હેન, એ વખતે અમારી સામેજ બેઠી હતી તે પોતાની જગ્યાએથી એકદમ ઉઠીને ઉભી થઇ અને બહાર ગઈ મારી માતા કૅાચમા મારી નજદિક આવી અને અત્યત પ્રેમપૂર્વક પોતાનો હાથ મારી ગર્દન ઉપર ફેરવવા લાગી એ સ્નેહસ્નિગ્ધ હસ્તકમળ કપતો હતો, અને એના એકનિષ્ઠ પ્રેમળ નેત્ર—કમળમાથી અશ્રુધારા વહીને તેના વદન ઉપર સરતી હતી મદસ્વરે તેણે કહેવા માડયુ " વૅાલ્ટર ! મારા વહાલા રત્ન ! મારૂ હૈયુ તારા માટે ઘણુજ બળે છે અરેરે, તારૂ હૃદય

ચીરાઇ જાય, એ સ્વાભાવિક છે, પણ બેટા ! મારા દીકરા ! એટલુ તો યાદ રાખવા પ્રયત્ન કરજે કે, હજી હુ તારી સભાળ માટે જીવુ છુ"

માતાના પવિત્ર ખોળામા મે મારૂ માથુ મૂકયુ નેગ્રે ઉપર કહેના વાકયોમા મને બધુજ કહી દીધુ હતુ

*        *        *        *

મારા પુનરાગમનનો ત્રીજો દિવસ આજે હતો ઑકટોબર માસ ની તા ૧૬ મીનો પ્રાતકાળ હુ આજ સુધી મારી માતાની મઢુલીમા રહ્યો અહી આવ્યા, પછી જે સમાચાર મને મળ્યા, તેથી મારા જીવન-મા તો કટુતા ઉત્પન્ન થઇ ચૂકી, પણ એ કટુતા મારી માતા અને બહેનના સહવાસમા મે અતિશય શ્રમ લઇને, નહીં દાખવવાનો અને કેવળ આનદમા દિવસો નિર્ગમન કરવાનો પ્રયાસ કર્યો એક જબરો આઘાત થયા પછી મનુષ્યથી બની શકે તેવી રીતે સહિષ્ણુતાથી સબળ બનવા મે દરેક પ્રકારની કોશિષ કરી જે શૂન્ય જીવન મારે હવે મારે નિરાશામા વિતાવ્યા સિવાય છૂટકોજ નથી તેમા હૃદયની કોમળતા નહીં તજવાનો અને દુખને વિસરી જવાનો મે નિશ્ચય કર્યો પરતુ મારૂ નિશ્ચયબળ ફાવ્યુ નહી મારી કોશિષો વ્યર્થ નીવડી મારી માતા અને બહેને પણ મને આશ્વાસન આપવા પ્રયત્ન કર્યા, છતા મારા હૃદયનો જખ્મ રૂઝાયો નહીં

એ ત્રીજે દિવસે પ્રાતકાળે મે મારૂ અતકરણ તેમની આગળ ખોલ્યુ એ દિવસથી હુ જે ઇચ્છા કરી રહ્યો તે મે આજે વ્યક્ત કરી. મે કહ્યુ " મને થોડોક વખત એકાન્તમા ફરવા દો મે જે જગ્યાએ મરનારને સૌથી પહેલી જોઈ હતી, તે જગ્યાએ એકવાર જઈ આવીશ અને જ્યા તેને હમેશનો આરામ આપવામા આવ્યો છે ત્યા જઇને તેની કબર આગળ પ્રાર્થના કરીશ તથા ઘુટણીએ પડીશ ત્યાર પછી હુ આ દુખ વધારે મર્દાનગીથી સહન કરી શકીશ"

હુ મારા પ્રવાસે નીકળ્યો—લૉરા ફેરલીની કબરને મારી નજરે નિહાળવા માટે પ્રવાસ કરવા ઉપડયો

લિમરિજના એકાન્ત સ્ટેશને જ્યારે હુ ઉતર્યો અને ત્યાથી મને સારી પેઠે યાદ રહેલા માર્ગે, પગે ચાલીને કબરસ્તાન તરફ જવા લાગ્યો, ત્યારે પાનખર ઋતુની શાન્ત બપોરનો સમય હતો માથા ઉપર સૂર્યદેવ પ્રખર કિરણો પાડી રહ્યા હતા હવા ગરમ હતી પરતુ ચારે દિશામા અતુલ્ય નિરવતા પ્રસરી રહી હતી

વિશાળ લિમરિજ—ભવનની સફેદ દિવાલો જોતા સમગ્ર ભૂતકાળ મારી નજર આગળ ખડો થયો જાણે ગઈ કાલે જ હુ આ સ્થળેથી દૂર ગયો હોઉં, એવુ મને લાગ્યુ મે ધાર્યું કે, હમણાજ એ ભવનમાથી મારી પ્રિય મૂર્તિ પોતાના ઘાસની ટોપીથી દીપી રહેના મનોહર સુહસિત વદન સહિત અને પોતાના હાથમાની ચિત્રપોથી સહિત મને મળવા માટે બહાર આવશે !

પણ હા ! ક્રૂર મૃત્યુ ! તે તારો દશ તેને દીધો છે ! હા ! શાન્ત કબર ! આખરે તારો વિજય થયો છે !

હુ આગળ ચાલ્યો મેદાન વટાવ્યુ ટેકરી ઉપર ચઢ્યો અને એજ —એજ પહેલા મે નિહાળેલુ દેવળ અને કબરસ્તાન મારા જોવામા આવ્યા જે દેવળના પગથીઆ ઉપર એક થાભલાની આડે રહીને મે સફેદ વસ્ત્રવાળી સ્ત્રીની રાહ જોઈ હતી, જે ટેકરીઓ તે શાન્ત કબરસ્તાનની આસપાસ આવી રહેલી હતી, જે પાણીનો વહેળો કલકલ નિનાદ કરતો પાસેજ વહી રહ્યો હતો, સફેદ વસ્ત્રવાળી સ્ત્રીને મે સફેદ આરસ પહાણની જે કબર સાફ કરતી જોઇ હતી—તે તમામ જ્યાને ત્યા મારા જોવામા આવ્યા પણ એ સ્થળે એક કબર મે વધારાની જોઇ એ કબર મર્હુમ મિસિસ ફેરલીની કબરની જોડેજ—બરાબર તેજ કબરના ઘાટની બનાવવામા આવી હતી બન્ને ઉપરના આરસપહાણના સફેદ "ક્રોસ" બરાબર એક બીજાને મળતા હતા એ બે કબરોમાની એક, માતાની અને બીજી, પુત્રીની કબર હતી

હુ ધીમે ડગલે તે કબર નજદિક ગયો જતા જતા મે મારી ટોપી માને માથેથી ઉતારી નમન હો તે આત્માઓને કે જેમનામા મૃદુતા, ભલાઈ, અને પવિત્રતા હતા !

કબર પાસે જતાજ મારી નજર તેમા ચોઢેલી તખ્તી ઉપર પડી. એ કઠિન, ક્રૂર પણ સ્પષ્ટ કાળા અક્ષરો કે જે તેના જીવન અને મૃત્યુની કથા કહી રહ્યા હતા તે વાચવા મે પ્રયાસ કર્યો માત્ર તેનુ પોતાનુ નામ આવ્યુ ત્યા સુધી તો હુ વાચી શક્યો, પણ તેથી આગળ વાચવા જતા મારી આખ આસુથી છલોછલ ભરાઇ ગઈ છેક છેલ્લો હુ તેને મળ્યો ત્યારે જે નિર્દોષ વદાયગિરીના શબ્દો તેણે મને કહ્યા હતા અને જે શોકાતુર ભાવ પોતાના વદન ઉપર આણ્યો હતો તે મને સાભરી આવ્યા હા ! એ પછી તેની સુખી યાદગિરીને બદલે આવી દુખદ યાદગિરી ! તેનાથી વિખૂટો પડતા હુ કોઇક દિવસ પણ ભવિષ્યમા તેને પોતાને જોઈ શકીશ, એમ માનતો હતો, પણ આજ મારે તેની કબર જોવી પડી !

તખ્તીમાના અક્ષરો મે બીજી વખત વાચવાનો પ્રયાસ કર્યો મારી નજર તેના અવસાનની તારીખ ઉપર પડી તેના પિતાના નામ ઉપર પડી, તેના પોતાના નામ ઉપર પડી, પરતુ તેની વચમા જે નામ હતુ તે વાચતાજ મારૂ મન અશાન્ત બન્યુ કબરની બીજી બાજુએ હુ ગયો ત્યા કશુજ લખેલુ નહતુ નામ વાચીને મનને અશાન્ત બનાવવુ તેના કરતા કોરી જગ્યાએ ઉભા રહીને શાન્ત મન રાખવુ મે વધારે પસદ કર્યું એજ બાજુએ હુ ઘુટણીએ પડયો મારા હાથ અને મારૂ માથુ વિશાળ સફેદ પથ્થર ઉપરમૂકીને મારી આખો મે બધ કરી ત્રાસ ઉપજાવ-નારાજગતને લગતા વિચારો ક્ષણભર થોભાવીને મે, ઉપરની પરમ પવિત્ર જ્યોતિ પ્રતિ મારૂ અતર્ વાળ્યુ ક્ષણાર્ધમા લૅારાની મૂર્ત્તિ માગ મનમા રમી રહી ઓ વહાલી ! વહાલી ! મારૂ હૃદય તો એમજ કહે છે કે, ગઈ કાલેજ આપણે જૂદા પડયા, તારો પ્રિય હસ્ત ગઇ કાલેજ મારા હસ્તમા હતો, તારી મનોહર આખો ઉપર ગઇ કાલેજ મારી આખો ઠરી હતી ઓ વહાલી ! વહાલી ! ..

\+ × × ×

સમય વહી ગયો અને ઘોર રાત્રિની માફક સર્વત્ર નિરવતા છાઈ

રહી એ સ્વર્ગીય નિરવતા કેટલોક વખત કાયમ રહ્યા પછી તે કબરસ્તાનની ઘાસવાળી ભૂમિમા કોઇના આછા પગલા સભળાયા પગરવ ધીમે ધીમે મારા તરફ આવતો હોય એમ મને લાગ્યુ થોડીવારે મારીજ સમિપે તે પગરવ અટકી ગયો

મે ઉચે જોયુ

સૂર્યનો તાપ ધીમો પડયો હતો સાયકાલ થવાની તૈયાગી હતી હવામા કાઇક ઠડી–આછી ઠડી પ્રસરવા માડી હતી એ વખતે મે બે આકૃતિઓને મારાથી જરાક દૂર, કબરની બીજી બાજુએ ઉભેલી જોઈ તે બન્ને સ્ત્રીઓ હતી તેઓના મો, ઝીણી જાળીવાળા કપડાથી ઢકાયલા હતા તેઓની આખો ઘડીકમા કબર તરફ તો ઘડીકમા મારા તરફ જોતી હતી, એમ મને લાગ્યુ

થોડીવારે તેઓ મારી બાજુએ આવી તે બે જ હતી તેમનામાની એકે પોતાના મો ઉપરનુ કપડુ ઉંચુ કર્યું એ સ્ત્રી કોઇજ નહીં પણ મિસ હોલ્કોમ હતી !!

જાણે વર્ષોના વર્ષો વહી ગયા હોય તેમ તેના દિદાર બદલાઈ ગયા હતા ! તેની આખો મોટી અને ભયાનક લાગતી હતી કોઇકિ વિચિત્ર ભયથી તે મારા તરફ જોઇ રહી હતી તેનો ચહેરો દયાજનક રીતે ફિક્કો અને ચીમળાઈ ગયેલો લાગતો હતો દુખ, ભય અને ત્રાસ–જાણે તે ચહેરામા ધગધગતા અગારાથી લખેલા હોય, એમ સ્પષ્ટ જણાતા હતા

હુ મારી જગ્યાએથી ઉઠયો અને એક ડગલુ ભરીને તેના તરફ ગયો તે બિલકુલ હાલી ચાલી નહીં–ને બિલકુલ બોલી નહીં તેની સાથેની જે સ્ત્રીએ હજી સુંધી પોતાના મો ઉપરનુ કપડુ હટાવ્યુ નહોતુ, તેણે એક ધીમી ચીસ પાડી હુ ઉભો રહી ગયો મારા મનમા કોઇ ન સમજાય એવો ભય ઉત્પન્ન થયો અને માથાથી તે પગ સુધી મારુ શરીર કપી ઉઠયુ એ ઢાકેલા મોવાળી સ્ત્રી પોતાની સહચરીથી વિખૂટી પડીને ધીમે પગલે મારા તરફ આવી

મિસ હોલ્કોમ પોતાની જગ્યાએ જ એકલી ઉભી રહીને બોલી

"મારૂ સ્વપ્ન ! મારૂ સ્વપ્ન !" આસપાસની ઘોર નિરવતામા તેના એ મૃદુ પણ ભયગ્રસ્ત શબ્દોથી ભગાણુ પડ્યુ ત્યારે હુ એટલુ નક્કી કરી શક્યો કે, તેની આખો અને ચહેરો બદલાયા હોવા છતા પણ તેના અવાજમા લગારે ફેરફાર થયેલો નથી તે ઘુટણીએ પડી અને પોતાના બન્ને હાથ જોડીને ઉચે આકાશ તરફ પોતાની આખો સહિત ઉચા કરીને બોલી "સર્વશક્તિમાન્ તાત ! તેને બળ આપ હે પિતા ! તેની આપત્તિના કટોકટ સમયમા તેને સહાય કર "

મારા માટે તે પ્રાર્થના કરતી હોય, એમ મને લાગ્યુ તેનો અવાજ ધીમો પડયો-લથડયો-વળી પાછો એકાએક એ અવાજ મોટો થયો અને ભય તથા નિરાશાના ઉદ્દગાર સહિત મને પાછો આવવાનુ પોકારી રહ્યો !

પણ ઢાકેલા મોવાળી સ્ત્રી પ્રત્યે મારૂ આકર્ષણ વધી ગયુ તે મારી નજદિક થઇને કબરની બીજી બાજુએ ગઇ કે જ્યા તખ્તી ચોઢેલી હતી ને બરાબર મારી સામે ઉભી રહી વચ્ચે ફક્ત "ક્રોસ" રહ્યો તેના વસ્ત્રનો એક છેડો હવામા ઉડતો હતો અને ઘડીએ ઘડીએ તખ્તીમાના કાળા અક્ષરોને અડકતો હતો

મારા માટે જે અવાજ પ્રાર્થના કરી રહ્યો હતો તે અવાજમા હવે વધુ ફેરફાર થયો જુસ્સાથી અને મોટેથી તે અવાજ મને નીચે મુજબ કહેતો સભળાયો

"તમારૂ મોઢુ છુપાવી દો ! તેના તરફ ન જુઓ-હા ! ઇશ્વર-ને ખાતર તેને બચાવો—"

જે સ્ત્રીએ પોતાના મો ઉપર કપડુ રાખ્યુ હતુ, તેણે હવે તે ઉઠાવી લીધુ

"લૅારા, લેડી ગ્લાઇડની પવિત્ર યાદગિરીમા—'

લૅારા, લેડી ગ્લાઇડ, તેના મૃત્યુ-લેખમાના એજ શબ્દોની બાજુમા જીવતી ઉભી હતી અને કબરની એજ બાજુએથી પોતાની ચકચકિત આખોવડે મારા તરફ જોઇ રહી હતી !!

# પરિચ્છેદ ૧૩.

## ચિત્રકારનો નિશ્ચય

વૉલ્ટર હાર્ટરાઇટ, કબરસ્તાનમા લેડી ગ્લાઇડને જીવતી જોયા બાદ પોતાની હકીકત આગળ ચલાવે છે—

હુ નવુ પૃષ્ઠ ઉઘાડુ છુ એક અઠવાડીઆ પછીની હકીકત રજૂ કરૂ છુ દરમ્યાન જે કાઇ બન્યુ તેની તવારિખ હુ અહીં નોધતો નથી, જ્યારે હુ તેનો વિચાર કરૂ છુ ત્યારે મારૂ હૃદય હવેરૂ બની જાય છે મારૂ મન અધકારમા ડુબી જાય છે

લિમારજના શાન્ત કબરસ્તાનમા મે મારી હકીકત બધ કરી હતી લડનના ધાધલથી ભરપૂર એક લત્તામા હુ એ હકીકત પુન શરૂ કરૂ છુ જીવનમા એકાએક ફેરફાર —નવી આશાઓથી ભરપૂર તેનો આખોએ ઉદ્દેશ-પણ તે સાથે અનેક મુશ્કેલી, અનેક ભય અને તે છતા પણ આત્મત્યાગ અને સહૃદયતા સહિત નવી દિશામા જીવનનુ વહન. આ વસ્તુસ્થિતિમા, જેમ એક પર્વતના શિખર ઉપરથી નીચેના દેખાવો નિહાળવામા આવતા હોય તેમ હુ અત્યારે નવી જ બાબતો રજૂ કરૂ છુ.

જે લત્તામા હુ રહુ છુ તે ગીચ્ચ વસવાટવાળો છે છતા કેવળ ગરીબોથી વસાયલો છે જે મકાનમા હુ રહુ છુ તેની નીચેના ભાગમા છાપાઓ વેચનારની દૂકાન છે અને ઉપલા ભાગના બે માળ મે ભાડે લીધેલા છે મે મારૂ નામ બદલી નાખ્યુ છે મારા માળમાના એકમા બે સ્ત્રીઓ રહે છે તેમણે પોતાના નામ બદલેલા છે અને તેમને હુ મારી બહેનો તરીકે ઓળખાવુ છુ સસ્તા વર્તમાનપત્રો માટે ચિત્રો દોરીને તેમજ લાકડા ઉપર કાતરકામ કરીને હુ મારૂ ગુજરાન ચલાવુ છુ મારી બહેનો શિવણકામ કરીને મને મદદ કરે છે, એવુ આસપાસના પાડોશીઓનુ ધારવુ છે અમારૂ કગાલ નિવાસસ્થાન, અમે ગરીબોના જેવા ધારણ કરેલા નામ, અને બહારથી દેખાડવામા આવતુ અમારૂ સગપણ—એ બધા, અમને લડન જેવા વિશાળ શહેરમા અમારી

જાતને છુપાવવાના સફળ સાધન રૂપ છે અમને અમારા કોઇ સગા સબધીઓ મળવા આવતા નથી હુ એક અપરિચિત અને ઓળખાણુ પિછાન વિનાનો કગાલ માણુસ ગણાઉં છુ-મારે કોઇ મિત્રો નથી-કોઈ મુરબ્બીઓ કે શુભેચ્છકો નથી-મેરીઅન હોલ્કોબ, મારી મોટી બહેન તરીકે પોતાની જાતમહેનતથી ઘરકામ કરીને અમારા ગુજરાનમા મદદ કરે છે

અમારા જે ઓળખીતા અને સગા, લડન બહાર છે, તેમની દૃષ્ટિમા અમે એક હિમ્મતવાન ઠગારી બાઇથી છેતરાઇને તેના શાગીર્દ બનેલા ગણાઇએ છીએ! અમારે માટે તે બધા એમ ધારે છે કે, દિવાની એની કેથેરિક કે જે મરનાર લેડી ગ્લાઇડ તરીકે પોતાને ઓળખાવે છે અને જેનો ઉદ્દેશ મરનારની જગ્યાએ લુચ્ચાઇથી ગોઠવાઈ જવાનો છે તેના અમે બે મદદનીશ છીએ

અમારૂ ફેરવાયલુ જીવન આ પ્રમાણે છે આ કથાનકમા હવે પછી કેટલાક પૃષ્ટ સુધી અમે ત્રણુ જણ આવી રીતે એક બીજાના મદદગાર તરીકે ઓળખાઇશુ

સાદી સમજના અને કાયદાના દૃષ્ટિબિન્દુથી અમારા મિત્રો અને સગાઓની નજરમા સુસસ્કૃત જનસમાજના સ્વીકૃત નીતિનિયમો મુજબ “ લૉરા, લેડી ગ્લાઇડ ” લિમરિજના કબરસ્તાનમા તેની માતાની સાથેની કબરમા દટાયલી છે ફિલિપ ફેરલીની પુત્રી અને પર્સિવલ ગ્લાઇડની પત્નીનુ નામ-તેના પોતાના જ હયાતિ કાળમા-હયાત તરીકે માનવામા આવતી વ્યક્તિઓની યાદીમાથી રદ્દ બાતલ થયુ છે જગતની દૃષ્ટિમા જો કે તેનુ અવસાન થયલુ છે તોપણુ તેની બહેનની અને મારી દૃષ્ટિમા હજી તે હયાત છે-જીવે છે તેના કાકાએ તેને મરેલી કહીને તેનો પરિત્યાગ કર્યો છે ઘરના નોકરોએ પણુ તેને મરેલી કહી છે-તેઓ તેને ઓળખી શકયા નથી સત્તાવાળાઓએ પણુ તેને મરેલી જાહેર કરીને તેની મિલ્કત તેના પતિને અને તેની ફોઇને સોપી દીધી છે મારી માતાએ અને મારી બહેને પણુ તેને મરેલી જાહેર કરીને મને એક

ઠગારીથી છેતરાયલો ઠરાવ્યો છે આમ જનસમાજની નજરમા, તેના સ્વીકૃત નીતિનિયમોની નજરમા અને કાયદાની નજરમા લેડી ગ્લાઇડ મરણ પામી છે

પરતુ તે છતાયે તે જીવે છે ! કગાલિયતમા ગુપ્ત નિવાસ કરી રહેલી તે જીવે છે ! એક ગરીબ ચિત્રકારની સાથે અને તેની બ્હેનની સાથે વસતી તે જીવે છે જિદગીની લડત લડવાના તથા માનવતરીતે હયાત તરીકે ઠરીને પોતાના જ સ્થાન અને નામ, પુન પ્રાપ્ત કરવાના અભિલાષ-થી તે જીવે છે

જ્યારે તેણે કબરસ્તાનમા પોતાની કબર આગળ મારી સમિપે સ્થિત થઇને પોતાના મો ઉપરનુ જાળીવાળુ કપડુ હટાવ્યુ ત્યારે એની કેથેરિકના અને તેના તાદૃશ સરખાપણાની મને માહિતી હોના છતા પણ શુ લગારે શક ઉત્પન્ન થયો નહતો ? નહીંજ તેની પોતાની કબર અને તે ઉપરની તખ્તી મારી સમિપે હોવા છતા પણ, શકાની છાયા સુદ્ધાત મારા મનમા ઉપસ્થિત થઇ નહોતી

તે દિવસે જ્યારે સૂર્યાસ્ત થતા અમે કબરસ્તાનમાથી વદાય થયા અને લિમરિજમાથી જતા રહેવાનુ ઠરાવ્યુ ત્યાર પાછલી યાદગીરીઓ અમારા મનમા જાગ્રત થઈ મે અમેરિકા જતા પહેલા લિમરિજ છોડયુ ત્યારે અમારી બન્નેની એકાન્ત છેલ્લી મુલાકાત વખતે અમારી વચ્ચે થયેલી વાતચીતના શબ્દો અમે યાદ કર્યા મે તેને તેના કગાલ ચિત્રશિક્ષકને વિસરી નહી જવા કહ્યુ હતુ જે શબ્દો હુ તે વખતે બોલ્યો હતો તે મે કહી સભળાવ્યા અને તેણે સ્વીકાર્યુ કે, પોતાને તે યાદ છે, એટલુજ નહી પણ પોતાનુ કોમળ મસ્તક મારા હૃદય ઉપર મૂકીને તે બોલી "વૉલ્ટર, એ લોકોએ મારા મગજમાથી બધી છાપ ભુસી નાખવા પ્રયત્નો કરેલા છે પણ મને બે જણની યાદ તો બરાબર છે—મેરીઅનની અને તમારી" આ શબ્દો સાભળીને મે કે જેણે મારો પ્રેમ પ્રથમથીજ તેને અર્પણ કર્યો હતો, મારૂ જીવન સર્વસ્વ તેને ચરણે ધર્યું હતુ, તેણે પ્રભુનો આભાર માન્યો કે, આખરે મારા વચન મુજબ, તેના આપત્તિ

કાલમા તેને મદદ કરવાની તક મને મળી છે હા, તે તક હવેજ આવી છે હજારો કોશ દૂર, ઘોર જગલમા રખડતા ભટકતા, મારા કરતા પણ વધારે દૃઢ બાધાના મારા સાથીઓને મે એક પછી એક મરતા જોયા હતા મોત મારી નજદિક ધમડાઇને ત્રણ વખત ચાલ્યુ ગયુ હતુ એ પારાવાર વિપત્તિ-ક્રમમાથી તે કિરતારનો સર્વશક્તિમાન્ હાથ કે જે અધકારમય માર્ગમા પણ માનવીને દોરવી જાય છે, તેણે મને બહાર કાઢ્યો અને આ તક આપી છે મારે હવે તે તક પૂર્ણપણે સાધવી જોઇએ જગતમા તેનુ જે યોગ્ય સ્થાન છે, તે ઉપરથી તેને નીચે ગબડાવી દેવાના આવી છે, જીવિત માનવીઓ વચ્ચેથી તેના અસ્તિત્વના દીપકને બુઝાવી નાખવામા આવ્યો છે, તેના અતરની મનોયાતના વધી ગઇ છે, તેનુ રૂપ ફિક્કુ પડી ગયુ છે, તેની સ્મરણશક્તિ ચાલી ગઇ છે અને તેને એકલીઅટૂલી નિસહાય બનાવી દેવામા આવી છે તેની ઉપર આવેલી આ કટોકટ આપત્તિના સમયમા તેનુ સરક્ષણ કરવાની, તેને પુન ઉત્સાહિની બનાવવાની અને તેના જીવનનો વસતકાલ પુન લાવવાની તક મારી સમક્ષ ખડી થઈ છે હુ મારાથી બને તેટલો આત્મત્યાગ કરીને, બને તેટલા જોખમો ખેડીને પણ તે તકનો સદુપયોગ કરીશ સત્તા અને પદની સામે નિરાશાજનક પરિણામો આવવાના દરેક સભવ હોવા છતા પણ વ્યવસ્થિત રીતે થયેલી છેતરપીડીમા-અત્યારે જો કે છેતરપીડી કરનારાઓનો વિજય થયો છે તે છતા પણ, અને તમામ પ્રકારની કોશિશો નકામી નીવડે એવા વિરૂદ્ધ સયોગો હોવા છતા પણ-મારી જીવનદોરી તુટી નહી હોય ત્યાસુધી-ભલે મને મિત્રોની ઓથ નથી તે છતા પણ—હુ તેને ( લારાને ) તેના સ્થાન અને નામ પુન પ્રાપ્ત કરાવીશ જ



# પરિચ્છેદ ૧૪



## મુશ્કેલીઓના મહાસાગરમાં.

મે મારી સ્થિતિ સમજાવી દીધી છે-મારા હેતુઓનુ નિરૂપણ કરી કરી દીધુ છે હવે મેરીઅન અને લેડી ગ્લાઇડની હકીકત રજૂ કરૂ છુ —

તેઓના પોતાના શબ્દોમા હુ તે રજૂ કરીશ નહી, કેમકે તેમા વારવાર કેટલીક ત્રુટીઓ અને ન નિવારી શકાય, એવી ગુચવણો માલુમ પડી જાય છે મારૂ કામ આગળ ચલાવવા તથા મારા ધારાશાસ્ત્રીની સલાહ માટે, એ બન્ને બહેનોની હકીકત ઉપરથી મે ટુકો, સાદો અને અગત્યની વિગતો રજૂ કરતો જે સાર મારી નોધપોથીમા લખ્યો છે તે વાચકવૃન્દની સુગમતા ખાતર, હુ અહી રજૂ કરૂ છુ

બ્લેકવૉટર પાર્કની ગૃહવ્યવસ્થાપિકાએ જ્યાથી પોતાની હકીકત અધૂરી મૂકી છે, ત્યાથી મેરીઅનની હકીકતનુ અનુસધાન થાય છે

લેડી ગ્લાઇડ જે સયોગોમા પોતાના પતિનુ ઘર તજી ગઇ તે સયોગોની હકીકત ગૃહવ્યવસ્થાપિકાએ એક દિવસ મિસ હોલ્કોમને કહી ત્યાર પછી કેટલાક દિવસ વીત્યા બાદ મેડમ ફોસ્કોનો એક પત્ર તેને મળ્યો તેની પાસે નોધ ન હોવાથી તે કહી શકતી નથી કે, લેડી ગ્લાઇડ ગયા પછી કઈ તારીખે મેડમ ફોસ્કોનો પત્ર આવ્યો તે પત્રમા લખેલુ હતુ કે, કાઉન્ટ ફોસ્કોના મકાનમા સત જોન વુડ ખાતે લેડી ગ્લાઇડ ઓચિતી મરણ પામી છે તે પત્રમા તારીખ જ લખેલી નહોતી એટલે કાગળ ક્યારે લખાયો તથા લેડી ગ્લાઇડ કયારે મરી ગઇ, એ જાણવાનુ કાઇ જ સાધન નથી મિસિસ મિચેલસનને તે પત્રદ્વારા મુખત્યારી આપવામા આવી હતી કે, લેડી ગ્લાઇડના અવસાનના સમાચાર, મિસ હોલ્કોમને તે પોતે માદગીમાથી ઉઠે ત્યાર બાદ કહેવા હોય તો તેમ અથવા તો એ પત્ર મળે તે વખતે કહેવા હોય તો તેમ, જેમ રૂચે તેમ, કહેવા

મિસિસ મિચેલસને તે પત્ર મિ. ડૉસનને બતાવ્યો, પણ તે ડાકટર પોતેજ માંદો હોવાથી બ્લેકવૉટર પાર્કમા તરત જ આવી શક્યો નહીં. મિસિસ મિચેલસને યાદ નથી કે, મેડમ ફોસ્કોનો કાગળ તેને પોતાને મળ્યો તેજ દિવસે કે તે પછી એકાદ બે દિવસ બાદ મિ ડૉસનને એ પત્ર તેણે બતાવ્યો. મિ. ડૉસનની હાજરીમા પૂરતી સાવચેતીથી મિસ હોલ્કોમ્બને લેડી ગ્લાઇડના મરણની વાત કહેવામા આવી. આથી મિસ હોલ્કોમ ઉપર કેવી અસર થઈ તે વિષે લાંબા વર્ણનની અગત્ય ન હોવાથી એટલુ જ કહેવુ પુરતુ થઇ પડશે કે, ત્રણ અઠવાડીઆ સુધી મિસ હોલ્કોમ્બથી બહારગામ મુસાફરી થઈ શકી નહીં. એ મુદ્દત પછી તે લડન ગઇ. મિસિસ મિચેલસને પણ તેની સાથેજ બ્લેકવૉટર પાર્ક છોડ્યુ, અને મિસ હોલ્કોમ્બને તેણે ભવિષ્યમા પત્ર વહેવારની જરૂર જણાય તો સુગમતા થઇ પડે તે માટે પોતાનુ શરણામુ આપ્યુ.

મિસિસ મિચેલસનથી વિખૂટી પડીને મિસ હોલ્કોમ્બ તરત જ ધારાશાસ્ત્રીઓ મેસર્સ ગિલ્મોર અને કિરલેની ઓફિસમા ગઈ. મિ. ગિલ્મોરની ગેરહાજરીમા મિ કિરલે કામકાજ કરતો હોવાથી મિસ હોલ્કોમ્બે પોતાના મનની એક શકા સબધમા તેની સલાહ માગી. જે સયોગોમા લેડી ગ્લાઇડનુ મૃત્યુ થયેલુ જાહેર થયુ હતુ તે સયોગો શકમદ હોવાનુ મિસ હોલ્કોમ્બે મિ. કિરલેને કહ્યુ. આ ઉપરથી મિ કિરલેએ મૃત્યુના સબધમા દરેક જાતની સાબિતીઓ વિષે બારિક તપાસ કરવા કબૂલ કર્યાથી મિસ હોલ્કોમ લિમરિજ ગઇ. મિ કિરલે તે બાદ જાતે કાઉન્ટ ફોસ્કોને ત્યા ગયો. કાઉન્ટે તેને લેડી ગ્લાઇડના મરણની તમામ સાબિતીઓ પુરી પાડવામા મદદ કરી. મિ. ગુડરિક તથા કાઉન્ટની બે નોકરડીઓ સાથે મિ. કિરલેને વાતચીત કરાવવામા આવી. લેડી ગ્લાઇડે કઇ તારીખે બ્લેકવૉટર પાર્ક તજ્યુ, એ મુદ્દામા મિ કિરલેને કાંઈ સાબિતીઓ મળી નહી, કારણ કે તે તારીખ કોઇનેજ યાદ નહતી. મિ. ગુડરિક તરફની ખાત્રીથી અને તેનુ પ્રમાણપત્ર જોયા પછી મિ.

ફિરશેના મનમા લેડી ગ્લાઇડના મૃત્યુ સબધી કાઇજ શક રહ્યો નહી. તેને એમ લાગ્યુ કે, મિસ હો'કોમ પોતે માદી હતી અને તે માદગીમા તેને પોતાની બહેનના અવસાનના સમાચાર મળ્યાથી તેનુ મન વિહ્વળ બની ગયુ છે, જેને પરિણામે તે પોતાની બહેનના અવસાન માટે શક ધરાવે છે મિ ફિરનેએ આથી મિસ હોલ્કોમને લખી જણાવ્યુ કે, "જે શક તમે મારી રૂબરૂમા જાહેર કર્યો છે તે લગારે ટકી શકે તેવો સાચો નથી અને આ બાબતમા કાયદેસર પુરતી સાબિતીઓ છે" આ રીતે, મિ. ફિરશેની તપાસનો અત આવ્યો

દરમ્યાન મિસ હો'કોમે લિમરિજ-ભવનમા જઇને વધારાની જે કાઈ હકીકત મળે, તે એકઠી કરવા માડી તેને માલુમ પડ્યુ કે, મિ. ફેરલીને પોતાની ભત્રીજીના મરણની ખબર મેડમ ફોસ્કોના પત્રથી મળી હતી તે પત્રમા પણ તારીખો લખેલી નહોતી મેડમ ફોસ્કોએ લેડી ગ્લાઇડની લાશને તેની માતાની કબર પાસેજ દાટવાની જે માગણી કરી હતી તેને મિ. ફેરલીએ મજુરી આપ્યાથી એ દફનનુ કામ તા ૩૦ મી જુલાઈ ૧૮૫૦ને દિને થયુ હતુ કાઉન્ટ ફોસ્કો લેડી ગ્લાઇડની લાશ લઈ આવ્યો હતો દફનની વિધિનો દિવસ લિમરિજ ગામડામા શોકના દિવસ તરીકે પાળવામા આવ્યો હતો બીજે દિવસે મરનારની ફોઇએ તૈયાર કરેલી તખ્તી કે જેને મિ. ફેરલીએ મજુર કરી હતી તે, કબરની એક બાજુએ ચોઢવામા આવી હતી

કાઉન્ટ ફોસ્કો લિમરિજ ભવનમા બે દિવસ રહ્યો હતો, પણ મિ. ફેરલીએ તેને પોતાની સાથે વાતચીત કરવાની પરવાનગી આપી નહતી પણ મેડમ ફોસ્કો દ્વારા કાઉન્ટે લેડી ગ્લાઇડના મરણના કારણોને લગતી એક ચીઠ્ઠી મિ ફેરલીને લખી મોકલી હતી એ કાગળમા કાઇ ખાસ નવી વિગતો હતી નહી જે વિગતો હસ્ટર પિચહોર્ને આ કથાનકમા જણાવી છે તેજ કાઉન્ટ ફોસ્કોએ રજૂ કરી હતી, પરતુ તેના પત્રમા છેવટની તાજે કલમના બે ફકરાઓ નોધવા જોગ હતા તે ફકરાઓ એની કેથેરિકને લગતા હતા, જેનો સાર અહીં આપ્યો છે —

પહેલા ફકરામા મિ. ફેરલીને ખબર આપવામા આવી હતી કે, એની કેથેરિકને ગોધી કાઢવામા આવી છે તે છોકરીને લગતી તમામ હકીકત મિસ હોલ્કામ જાણે છે તેથી તેને પૂછવાથી તે કહી શકશે, તે છોકરી બ્લેકવૉટર પાર્ક નજદિક લપાતી છુપાતી ભટકતી મળી આવી છે તેને બીજી વખત માનસિક રોગોને લગતા દવાખાનામા મોકલવામા આવી છે કે જ્યાથી તે એકવાર નાસી ગઈ હતી

બીજા ફકરામા મિ ફેરલીને ચેતવણી આપવામા આવી હતી કે, એની કેથેરિકનુ મગજ તેના લાબા કાળના છૂટકારાને લીધે બિલકુલ ઠેકાણે રહ્યુ નથી તે અકુશમા નહી રહેવાથી અને બહારની દુનિયામા ફરતી હરતી રહેલી હોવાથી, સર પર્સિવલ ગ્લાઇડ પ્રત્યેનો તેનો ગાડો તિરસ્કાર અને અવિશ્વાસ, કે જે અગાઉ તેના સ્વભાવના મુખ્ય લક્ષણ તરીકે હતા તેમા દેખીતી રીતે અનહદ વધારો થયો છે અને તે લક્ષણ નવી તરેહના સ્વરૂપમા પ્રકટી નીકળ્યા છે અગાઉ સર પર્સિવલને જાહેર પ્રજામા બદનામ કરવા અને ત્રાસ આપવા તેણે જે પ્રયત્નો કર્યા હતા તે મિ ફેરલીના જાણવામા છે હવે દિવાનશાળામા ફરીથી દાખલ થયા પછી તે છોકરી, બીજા દિવાનાઓ અને દાઇઓ આગળ પોતાને સર પર્સિવલની પત્ની તરીકે જાહેર કરે છે ! આવી રીતે તે પોતાને કેમ ઓળખાવે છે એ વિષે તપાસ કરતા જણાયુ છે કે, " મરનાર લેડી ગ્લાઇડની સાથે તેણે એક વખત છુપી રીતે વાતચીત કરવાની તક મેળવી હતી અને તે વખતે પોતાનુ અને તેનુ આબેહુબ સરખાપણુ જોઇને અચાનક જ તેના દિલમા સર પર્સિવલને વધુ ત્રાસ આપવાનુ કાવતરૂ રચવાનો ખ્યાલ આવ્યો હતો લેડી ગ્લાઇડના મરણ પછી તેણે પોતાના ખ્યાલને અમલમા મૂકયો છે તે છોકરી હવે દિવાનશાળામાથી બીજી વખત છટકી જાય, એ જો કે તદ્દન અશકય છે, તોપણ મિ ફેરલીને ચેતવણી આપવી સલાહકારક લાગ્યાથી જણાવવાનુ કે, કદાચ તે છોકરી કોઇ ગેરવાજબી અને બિનકાયદેસર ઉપાયોથી દિવાનશાળામાથી નાસી છુટે અને લેડી ગ્લાઇડ તરીકે પોતાને ઓળખાવવા અને ત્રાસ

આપવા પ્રયત્નો કરે તો મિ ફેરલીએ તેના ઉપર કાઈ જ વિશ્વાસ રાખવો નહી ”

કાઉન્ટનો પત્ર, તેમાની ઉપલી બે તાજે કલમો સહિત, મિસ હોલ્કોમને બતાવવામા આવ્યો અને લેડી ગ્લાઈડના કપડા પણ તેને સોપવામા આવ્યા સપ્ટેમ્બર માસની શરૂઆતમા મિસ હોલ્કોમ લિમરિજ પહોચી તે વખતે ત્યાની વસ્તુસ્થિતિ ઉપર મુજબ હતી મિસ હોલ્કોમના મન ઉપર આથી ભારે બોજો પડયો તેની માનસિક સ્થિતિ વધારે નબળી પડી ગઇ, જેથી એક મહિના જેટલી મુદત તેને બિછાનામા બિતાવવી પડી એ પછી જ્યારે તે સ્વસ્થ અને સશક્ત બની ત્યારે તેના અતરનો શક, જેમ ને તેમ, કાયમ રહ્યો ઉપલી મુદત દરમ્યાન સર પર્સિવલ વિષે તેણે કાઈ જ સાભળ્યુ નહોતુ, પણ મેડમ ફોસ્કો તરફથી તેના ઉપર કાગળો આવતા હતા તેમા તેની પોતાની તરફથી તેમજ કાઉન્ટ ફોસ્કોની તરફથી માયા ભરેલી રીતે ખબર અતર પુછાવવામા આવતી હતી એ કાગળોના જવાબ લખવાને બદલે મિસ હોલ્કોમે સત જોન વુડ ખાતેના તેઓના મકાનની છુપી દેખરેખ રખાવી.

શક ભરેલી કાઈ જ હિલચાલ ત્યા માલુમ પડી નહીં મિસિસ રૂબેલી ઉપર રાખવામા આવેલી છુપી દેખરેખ પણ એવી જ વ્યર્થ નીવડી તે બાઈ છ મહિનાથી લડનમા આવી હતી અને તેના ધણીની સાથે લીસ્ટર સ્કવેરમા રહેતી હતી ને ધણી ધણીઆણી વિરુદ્ધ કાઇજ ફરિયાદ મિસ હોલ્કોમને કાને પહોચી નહીં તેઓને શાન્ત દપતી તરીકે પાડોશીઓ ઓળખતા હતા, એટલુજ નહી પણ આસપાસના ભાગમા તેમનુ કાઇજ દેવુ નહોતુ સર પર્સિવલ ગ્લાઈડ, પારિસમા હતો અને ત્યા પોતાના અગ્રેજ તથા ફ્રેચ મિત્રો સાથે આનદમાં રહેતો હતો

આ પ્રમાણે ચારે પાસથી મિસ હોલ્કોમને શક ઉશ્કેરનારી કાઇ જ હકીકત પ્રાપ્ત થઈ નહી પણ તે સ્વસ્થતાથી બેસી શકી નહી તેણે દિવાનશાળાની મુલાકાત લેવાનો ઠરાવ કર્યો તેમા એની કેથેરિકને બીજીવાર મોકલવામા આવી હતી અને તે લેડી ગ્લાઇડ તરીકે

પોતાને ઓળખાવતી હતી, એમ કાઉન્ટ ફ્રેસ્કોના પત્રથી તેણે જાણ્યુ હતુ તેણે વિચાર કર્યો, "જોઉં તો ખરી કે, એ હકીકત સત્ય છે કે કેમ તેમજ તપાસ તો કરૂ કે, એની કેથેરિક, શા માટે પોતાને લેડી ગ્લાઇડ તરીકે ઓળખાવે છે ?"

કાઉન્ટ ફ્રેસ્કોના પત્રમા દિવાનશાળાનુ શરણામુ લખેલુ નહોતુ પણ તેથી મિસ હોલ્કોમ ગુચવાઇ નહી જ્યારે મિ હાર્ટરાઇટ એનીને લિમરિજમા મળ્યો હતો ત્યારે તેણે દિવાનશાળા કયા આવેલી છે તે વિષે મિ. હાર્ટરાઇટને ખબર આપી હતી મિસ હોલ્કોમે તેજ વખતે પોતાની નોધપોથીમા એ શરણામુ લખી લીધુ હતુ તેની નોધપોથી અત્યારે તેની મદદે આવી કાઉન્ટે મિ. ફેરલી ઉપર લખેલો કાગળ તથા પોતાની નોધપોથીમાનુ દિવાનશાળાનુ શરણામુ-એ બન્ને વાના પોતાની સાથે રાખીને ઑક્ટોબરની ૧૧મી તારીખે મિસ હોલ્કોમ દિવાનશાળાની તપાસ લેવા લડન ગઈ લડનમા તેનો વિચાર મિસિસ વેસેને ત્યા ઉતરવાનો હતો, પણ મિસિસ વેસેએ પોતાની પ્રિય શિષ્યાની બહેનને જોતાજ એટલી બધી દિલગીરી દર્શાવી તેમજ મનની એવી ભયકર ખેદયુક્ત ઉશ્કેરણી બતાવી કે મિસ હોલ્કોમે સમયસૂચકતા અને પ્રજ્ઞતા વાપરીને તેની મહેમાનગિરી સ્વીકારવાને બદલે પાસેની જ એક વીશીમા ઉતારો લીધો એક રાત તેણે તે વીશીમા ગાળી અને બીજે દિવસે તે લડનથી ઉત્તર દિશામા આવેલી દિવાનશાળા તરફ જવા ઉપડી

દિવાનશાળાના માલિકે તરત જ તેની મુલાકાત લીધી મિસ હોલ્કોમે જ્યારે એની કેથેરિકને જોવાની પોતાની ઇચ્છા તે માલિક આગળ પ્રકટ કરી ત્યારે, પહેલા તો, તેણે આનાકાની કરી, પણ મિસ હોલ્કોમે જ્યારે કાઉન્ટનો મિ ફેરલી ઉપરનો પત્ર અને તેમાની તાજે કલમ બતાવી તેમજ તેમા લખેલુ "મિસ હોલ્કોમ" નુ નામ, એ પોતાનુ જ નામ છે, એમ જાહેર કર્યું તથા મરનાર લેડી ગ્લાઇડની પોતે બહેન થાય છે એમ કહ્યુ ત્યારે તે જરાક નમ્ર બન્યો મિસ હોલ્કોમે

તેણે વધારામા કહ્યુ કે, એની કેથેરિકના મગજમા હાલમા એવુ ભૂત ભરાયુ છે કે, લેડી ગ્લાઇડ પોતે જ છે તે સબબમા કેટલાક કૌટુમ્બિક કારણોને લીધે સ્વાભાવિક રીતે હુ રસ ધરાવતી હોવાથી, મારે જાતે તપાસ કરવા અહી આવવુ પડયુ છે, જેથી મારો ફેરો અફળ ન જાય તેમ કરો તો ઠીક આ કારણ સાભળીને આખરે દિવાનશાળાના માલિકે એની કેથેરિક સાથે મિસ હોલ્કોમનો મેળાપ કરાવવાની હા પાડી કદાચ તેને એમ લાગ્યુ હોવુ જોઇએ કે, ખાનદાન માણસો સામે જો પ્રમાણિક કારણોસાથે અકુશ રાખીને તે પોતાનો દિવાનશાળાના દરવાજા બન્ધ રાખે તો કુદરતી રીતે તેઓના મનમા આ સસ્થા માટે શક ઉત્પન્ન થાય અને તેથી તેનુ નામ બદનામ થાય

મિસ હોલ્કોમનુ પોતાનુ એમ માનવુ હતુ કે, દિવાનશાળાના માલિકને સર પર્સિવલે અને કાઉન્ટે, પોતાના પ્રપચી કારસ્થાનમા વિશ્વાસમા લીધો નહીં હોય જો તેને તેઓએ વિશ્વાસમા લીધો હોત તો, તેના મનનુ સમાધાન પ્રમાણિકપણાથી કરવામા આવ્યા છતા પણ તેણે મિસ હોલ્કોમને, એની કેથેરિક સાથે મળવાની પરવાનગી જ આપી નહોત વળી વાતચીત દરમ્યાન તેણે કેટલીક એવી વાતો કબુલ કરી કે જે સામા પક્ષનો તે મળતીઓ હોત તો કદી કરત જ નહીં

એ વાતો કઇ હતી ? દાખલા તરીકે તેણે કબુલ કર્યુ કે, "જરૂરી હુકમ તથા પ્રમાણપત્રો સહિત કાઉન્ટ ફોસ્કો, તે દિવાનીને તા ૨૭ મી જુલાઇને દિવસે લાવ્યો હતો સર પર્સિવલ ગ્લાઇડ તરફનો પરિચય પત્ર તેમજ કેટલીક હકીકતો જાહેર કરનારો પત્ર એ બન્ને તેણે મને બતાવ્યા હતા, જે જોયા બાદ મે તે દિવાનીને આ સસ્થામા દાખલ કરી હતી પરતુ તેનામા એજ વખતે કેટલાક વિચિત્ર ફેરફાર મે જોયા હતા આવા ફેરફાર ઘણા દિવાનાઓમા અગાઉ મે જોયેલા છે માનસિક રોગવાળા દર્દીઓ દિવાનશાળામાથી નાસી જાય છે ત્યારે ઘણીવાર એમ બને છે કે, કાતો તેઓ પહેલાના કરતા વધારે તદુરસ્ત દેખાય છે અથવા તો વધારે બિમાર પડી જાય છે આ માન્યતા અને અગાઉના

દાખલાને આધારે, એની કેથેરિકની રીતભાતમા અને હાવભાવમા થયલા ફેરફારની સભવિતતા મે સ્વીકારી, પણ અમુક તફાવત, પહેલાના કરતા મને વિરૂદ્ધ પ્રકારના લાગ્યા હુ એ વિષેની ગુચવણ ઉકેલી શક્યો નહી એ તફાવત બેશક નજીવા હતા જો કે શરીરના કદમા, ઘાટમા અથવા વર્ણમા કે તેના વાળના અને આખોના રગમા તે દિવાની તદ્દનજ બદલાઈ ગયેલી મને લાગી નહીં, તોપણ તેનામા એવો કોઇક ફેરફાર મને લાગ્યો કે જે બતાવી શકવા હુ અસમર્થ છુ ટૂકમા, તે દિવાની મૂળથી જ ગુચવાડો ઉત્પન્ન કરનારી નીવડી હતી અને હવે તે વધારે ગુચવાડો ઉત્પન્ન કરે છે "

એ કહી શકાય નહી કે, હવે જે કાઈ બનવાનુ હતુ તેને લગતી યોજના અર્ધે ભાગે પણ મિસ હોલ્કોમે ઉપલી વાતચીતને પરિણામે તૈયાર કરી પરતુ તેના મન ઉપર આ વાતચીતથી ગભીર અસર ઉપજી ખરી તેના જ્ઞાનતતુઓ ઉપલી વાતચીત પછી એવા નબળા પડી ગયા કે, તે થોડોક વખત શૂન્ય મને ત્યા બેસી રહી લગભગ ૦। કલાક બાદ તે સસ્થાના માલિક સાથે તે દિવાનાઓને જોવા ગઈ

તપાસ કરતા માલુમ પડયુ કે એની કેથેરિક તરીકે ઓળખાતી બાઇ કસરતશાળામા કસરત કરવા ગઈ છે એક દાઇએ મિસ હેલ્કોબને ત્યા લઇ જવાનુ કબુલ કર્યું અને માલિક એક બીજી દિવાનીને લગતી તપાસમા ગુથાયો મિસ હોલ્કોબ સાથેની દાઇ તેને કસરતશાળા અને તેને લગતા વિશાળ મેદાનમા લઇ ગઈ એ મેદાનમા તેઓ અર્ધ રસ્તે પહોચ્યા ત્યારે દાઇએ આગળી ચીધીને સામેથી આવતી બે સ્ત્રીઓમાની એક વિષે ઉલ્લેખ કરતા કહ્યુ " સન્નારી, જુઓ, પેલી રહી એની કેથેરિક તેની સાથે તેની સરક્ષિકા છે એ સરક્ષિકાને તમે જે કાઇ પ્રશ્નો પૂછશો તેના જવાબ તે આપશે " એ બાદ તે દાઈ પોતાના બીજા કામકાજ બજાવવા પાછી ગઇ

મિસ હોલ્કોમે આગળ ચાલ્યા કર્યું અને સામેની બે સ્ત્રીઓ પણ તેની દિશામા આવવા લાગી જ્યારે તેમની વચ્ચે બારેક પગલા

જેટલુ અતર રહ્યુ ત્યારે સામેની સ્ત્રીઓમાની એક ઓચિતીજ થોભી ગઇ—ઘડીભર મિસ હોર્કોમ સામે ટગર ટગર જોઇ રહી—અને તરતજ સરક્ષિકાએ ઝાલેલો પોતાનો હાથ તેના હાથમાથી છટકાવીને મિસ હો-ર્કોમને ભેટી પડી ! મિસ હોર્કોમે પોતાનો બાહુપાશ તેના કઠમા નાખ્યો એ ક્ષણે મિસ હોર્કોમે પોતાની બ્હેનને ઓળખી—મરેલી —જીવતી લૅારાને ઓળખી !

એ ક્ષણ પછી જે પગલા લેવાયા તેની ફત્તેહનુ મુખ્ય કારણ એજ હતુ કે, બન્ને બ્હેનો ભેટી પડી ત્યારે સરક્ષિકા સિવાય બીજુ કોઇજ ત્યા નજદિકમા નહોતુ તે સરક્ષિકા એક યુવતી હતી પ્રથમ તો આ બેના ભેટવાથી તે ખૂબ ચોકી પણ પછી તરત જ તેણે બન્નેને જુદા પાડયા મિસ હો ર્કોમનુ ચિત્ત પણ પ્રથમ તો હર્ષને લીધે ઠેકાણે રહ્યુ નહીં, પણ ઠડી હવાના સુસવાટથી અને સરક્ષિકાએ કહેવાતી એની કૈયેરિકથી તેને વિખૂટી પાડયાથી તે સ્વસ્થ બની પોતાની સ્વાભા વિક ચપળતા અને સમયસૂચકતાવડે તેણે મામલો ફેરવી નાખ્યો તેણે સરક્ષિકા પાસેથી પરવાનગી મેળવીને તે કહેવાતી દિવાનીની સાથે એકાન્તમા થોડીક ક્ષણ વાતચીત કરી સરક્ષિકાએ તેની સાથે એવી શરત કરી કે, હુ તમને બેને જોઇ શકુ એટલા અતરનો અદર જ તે વાતચીત થવી જોઇએ મિસ હોર્કોમે તે શરત સ્વીકારી એકાન્તમા વાતચીત દરમ્યાન તે લૅારાજ છે, એમ મિસ હોર્કોમને વધારે ખાત્રી થયા બાદ તેણે તેને શાન્ત રહેવા અને પોતે જેમ કહે તેમ વર્ત્તવા સલાહ આપી તેણે તેને આશ્વાસન આપ્યુ કે, હરકોઇ પ્રયત્નવડે હુ તને જરૂર આ સસ્થામાથી મુક્તિ અપાવીશ

એ બાદ મિસ હોર્કોમે સરક્ષિકા પાસે જઇને પોતાની પાસેનુ બધુ નાણુ (ત્રણ સોના મહોરો) તેના હાથમા મૂકી તથા પુછ્યુ કે, " એકાન્તમા મારી અને તારી મુલાકાત કયે સમયે થઈ શકશે ? " તે સ્ત્રી પહેલા તો આ મામલાથી આશ્ચર્યચકિત બની જઇને તથા અવિશ્વાસ લાવીને તે સોના મહોરો લેવા આનાકાની કરવા લાગી. પણ મિસ

હોલ્કોમ્બે તેને જણાવ્યું કે, " અત્યારે મારૂં મન અસ્વસ્થ હોવાથી હું કેટલાક પ્રશ્નો તને પુછી શકી નથી એ પ્રશ્નો કોઈ એકાન્ત સ્થાનમાં અને સ્વસ્થ થયા પછી પૂછવા માગું છું આ બક્ષિસ આપવામાં કોઈ જ કપટ ભરેલો ઉદ્દેશ નથી, અને તારી ફરજથી આડી જવા માટે હું તને તે વડે લલચાવતી નથી " આ ખુલાસા પછી સંરક્ષિકાએ તે રકમ સ્વીકારી અને બીજે દિવસે ત્રણ વાગે, દિવાનશાળાની ઉત્તર દિશાની દિવાલ આગળ અર્ધા કલાક સુધી પોતે એકલી આવી શકશે, એમ ખબર આપી મિસ હોલ્કોમ્બે પણ એ ઠરાવેલા વખતે ત્યાં આવવા કબુલ કર્યું આ પ્રમાણે સતલસ થયા બાદ તરત જ સંસ્થાનો માલિક ત્યાં આવી પહોચ્યાથી વધુ વાતચીત અટકી પડી માલિકે મિસ હોલ્કોમ્બના ચહેરામાં ઉશ્કેરણીના ચિહ્ન જોયા અને તે વિષે તેનો ખુલાસો પુછતા મિસ હોલ્કોમ્બે જણાવ્યું કે, એની કૅથેરિક સાથેની વાતચીત મને ભય ઉપજાવનારી નીવડી છે અને તેથી મારૂં મન અસ્વસ્થ બની ગયું છે

કેટલીક આડી અવળી વાતચીત કર્યા બાદ મિસ હોલ્કોમ્બ તે સંસ્થામાંથી વદાય થઈ વીશીમાં જઈને તેણે આ બાબતમાં વધારે વિચાર કરી જોયો તે એવા નિર્ણય ઉપર આવી કે, સીધી રીતે અને કાયદેસર રીતે લૉરાને દિવાનશાળામાંથી છોડાવી શકાશે નહી, કારણ કે, સંયોગો તમામ રીતે વિરૂદ્ધ હતા આથી સંરક્ષિકા મારફત છુપી રીતેજ તેનો છૂટકારો કરવો બહેતર થઈ પડશે આવી રીતે છૂટકારો કરાવવામાં નાણાંની મોટી રકમની જરૂર પડવાની તે નાણા ક્યાંથી લાવવા ? પોતાની બહેનને ખાતર મિસ હોલ્કોમ્બે આત્મ-ત્યાગ કર્યો તેણે પોતાની પાસે જે કાંઈ માલમત્તા હતી તે તમામ એક આડતીયાને ત્યાં જઈને વેચી દીધી જેમાંથી તેને લગભગ સાતસો પોંડ મળ્યા આ આખી રકમ કદાચ આપી દેવી પડે તોપણ તે આપી દઈને સંરક્ષિકા મારફત જ પોતાની બહેનને છોડવવી, એવો ઠરાવ કરીને તે નક્કી કરેલા સમયે, દિવાનશાળાની ઉત્તર તરફની દિવાલ આગળ જઈ પહોચી થોડીકજ વારમાં સંરક્ષિકા આવી મિસ હોલ્કોમ્બે બહુજ સાવધાનીથી પોતાનું અંતઃકરણ તેની આગળ

ખોલ્યુ તેને માલુમ પડ્યુ કે, એની કેથેરિન જ્યારે પહેલી વખત નાસી ગઇ ત્યારે તેની સભાળ રાખનાર બાઇને તે માટે દોષિત ઠરાવવામા આવી હતી અને નોકરી ઉપરથી કાઢી મૂકવામા આવી હતી આથી બીજી વખત પણ તે નાસી જાય તો તેની સભાળ રાખનારને પોતાની નોકરી ખોવી પડે તે સરક્ષિકાએ જણાવ્યુ કે, " મારે આ નોકરી હજી બે વર્ષ સુધી કરવાની ખાસ અગત્ય છે, કારણ કે, મારા લગ્ન થવાના છે અને હુ તથા મારો પ્રિયતમ, અમારો ગૃહસસાર શરૂ કરવા જેટલી રકમ બચાવીએ ત્યા સુધી એ લગ્ન મુલતી રાખ્યા છે મારો હાલનો પગાર સાગે છે તેથી બે વર્ષની મુદતમા બસો કે ત્રણસો પાઉંડ હુ બચાવી શકીશ "

મિસ હો'કોએ, એ સબધમા ઉત્તર દેતા જણાવ્યુ કે, " આ બાઇ ખરેખરી દિવાની નથી અને મારી ખાસ પાસેની એક સગી છે કોઇક ભયકર ભૂલથી તેને આ દિવાનશાળામા લાવવામા આવી છે રીતસર તપાસ કરાવીને તેને છોડાવવા જતા ઘણો સમય વીતી જવા સભવ છે, તેથી જો તુ મને મદદ કરીશ તો તે કાર્ય પરોપકારનુ તેમજ ખ્રિસ્ત ધર્મને અનુસરતુ થઇ પડશે " સરક્ષિકા આનાકાનીનો અથવા વાધાનો એકકે શબ્દ પોતાના મોમાથી બહાર કાઢે તે પહેલાજ મિસ હો'કોએ પોતાના પાકિટમાથી ચારસો પૌડનો ચાર ચલણી નોટો બહાર કાઢીને તેના સામે ધરી સરક્ષિકાએ તે લેવા ના પાડી, જેથી મિસ હો'કોએ કહ્યુ " તારી નોકરી જાય તેના બદલા તરીકે અથવા તારા લગ્ન માટે જે રકમ જોઇએ છે તે રકમ તરીકે, ચાહે તેમ ગણીને પણ, આ રકમ સ્વીકાર આ રાજીખુશીની બક્ષિસ છે એક કમનસીબ અને દુખી સ્ત્રીને આફતમાથી છોડવવામા તુ પરોપકારનુ જ કામ કરે છે એ ભૂલી ન જા "

સરક્ષિકાએ વિચાર કરીને જવાબ દીધો " તમે હમણા મને જે કાઈ જણાવ્યુ તે એક કાગળમા લખી આપશો? મારો પ્રિયતમ મને પુછે કે, તુ આ રકમ કયાથી લાવી ત્યારે એ કાગળ હુ તેને બતાવી શકુ, એટલાજ માટે મારે લિખિત કાગળ માગવો પડે છે "

" તુ જ્યારે એ દિવાની ગણાયલી સ્ત્રીને મારા હાથમા સુરક્ષિત રીતે સોપીશ ત્યારે હુ તરતજ તને એ કાગળ અને આ બધી નોટો આપીશ "

" તો આ જોખમ ખેડવાનુ હું માથે લઉં છુ "

" ક્યારે ? "

" આવતી કાલે "

તે બન્ને વચ્ચે ઉતાવળે ઉતાવળે એવી સતલસ કરવામા આવી કે, મિસ હોલ્કોમે સહવારે દશ વાગ્યા પહેલા આ જગ્યાએ આવવુ અને ઝાડોની ઓથે છુપાઇ રહેવુ સરક્ષિકા કયે વખતે ત્યા આવશે, એની કબુલાત તેણે આપી નહીં, કારણ કે, સાવધાનીથી આ જોખમ ખેડવાનુ હતુ અને વળી સયોગો ઉપર પણ તેમા આધાર રાખવાનો હતો આ સતલસ કર્યા બાદ તેઓ વિખૂટા પડયા

બીજે દિવસે સહવારમા નક્કી કરેલા સમયે અને સ્થાને મિસ હોલકોમ, કાગળ અને ચારસો પૌડની નોટો સહિત, હાજર થઈ લગભગ દોઢ કરતા વધારે કલાક સુધી તેને ઝાડીઓમા છુપાઈ રહેવુ પડ્યુ લગભગ સાડા અગીઆર પછી અને પોણાબારની વચ્ચે સરક્ષિકા લેડી ગ્લાઇડ સાથે હાફળી ફાફળી ત્યા આવી મિસ હોલકોમે એક પણ શબ્દ બોલ્યા વિના તેના હાથમા નોટો અને કાગળો મૂકયા અને બન્ને બહેનો પુન એકઠી મળીને ભેટી

સરક્ષિકાએ અગાઉથી ચેતીને પોતાની ટોપી, ને ઉપરનુ મો ઢાકવાનુ જાળીવાળુ કપડુ અને પોતાની શાલથી લેડી ગ્લાઇડને સજ્જ કરેલી હતી બન્ને બહેનોનુ સમિલન કરાવીને સરક્ષિકા પાછી જતી હતી તે વખતે મિસ હોલકોમે તેને અમુક સૂચનાઓ આપવા ક્ષણવાર થોભાવી મિસ હોલકામે તેને કહ્યુ કે, " જ્યારે એનો કેથેરિક નાસી ગઈ એમ ખુલ્લી રીતે માલુમ પડે ત્યારે તારે તપાસ કરનારાઓને ખોટી દિશામા વાળવા પ્રથમ તારે મકાનમા જઇને બીજી બધી દાઇઓ આગળ એવુ કહેવુ કે, હેમ્પશાયર, લડનથી કેટલા માઇલ દૂર છે, એ

વિષે એની કેથેરિક પૂછપરછ કરતી હતી એ બાદ જમવાનો સમય થાય ત્યા સુધી કોઇને જણાવવુ નહીં કે, એની કેથેરિક નાસી ગઈ છે પણ આપોઆપ જ્યારે તે નથી એમ માલુમ પડે ત્યારે બીજાઓની સાથે આમતેમ શોધખોળ કરવામા મદદ કરીને છેક છેલ્લા ઉપાય તરીકે તે નાસી ગઇ હોવી જોઇએ, એવો અભિપ્રાય આપવો ઉપર જણાવ્યા મુજબ, હેમ્પશાયર વિષેની એની કેથેરિકની તજવીજોની વાત સસ્થાના માલિકને એ વખતે કરવામા આવતા તે તરતજ એવુ અનુમાન કરી લેશે કે, બ્લેકવૉટર પાર્કમા તે ગઇ હોવી જોઇએ આથી તપાસ માટે માણસોને તે પ્રથમ ત્યા મોકલશે"

સરક્ષિકાએ તે પ્રમાણે વર્ત્તવા કબુલ કરીને ત્યાથી વદાય લીધી બન્ને બહેનો એજ પળે બપોરે લડનથી એક ટ્રેન લિમરિજ જતી હતી તેમા બેસી કોઇ પણ જાતના વિઘ્ન વિના તેઓ રાત્રે પોતાના કાકાના મકાનમા જઈ પહોચી લડનથી લિમરિજ જતા બન્ને બહેનો ટ્રેનમા જે ખાનામા બેઠી હતી તેમા એકલી જ હોવાથી મિસ હોલ્કોમે તેની બહેનને પાછલી યાદગિરીઓ સભારવા અને ખાસ કરીને ફરીથી તેને દિવાનશાળામા લઇ જવામા આવી તેને લગતી હકીકત કહેવા જણાવ્યુ કમનસીબે લૉરાનુ મન એટલુ બધુ ગુચવાઇ ગયુ હતુ અને એટલુ બધુ નબળુ પડી ગયુ હતુ કે, તેણે જે હકીકત કહી તે અધૂરી, અસબદ્ધ અને કેટલાક મુદ્દાઓમા પરસ્પર વિરુદ્ધ જનારી હકીકત હતી

લિમરિજ-ભવનમા આ બન્ને બહેનો સામે કેવી હાડમારીઓ અને વિપત્તિઓ આવીને ઉભી રહી તેની વિગત આપતા પહેલા લૉરાએ પોતાની બહેનને કહેલી હકીકતનો સારાશ, વૉલ્ટર હાર્ટરાઇટની નોધપોથી ઉપરથી, રજૂ કરવામા આવે છે—

લેડી ગ્લાઇડની યાદદાસ્તી પ્રમાણે તેણે કઇ તારીખે લડન જવા માટે બ્લેકવૉટર છોડયુ એ વિષે નોધ રાખેલી ન હોવાથી તેના અથવા તો મિસિસ મિચેલસનના પુરાવા ઉપરથી એ અગત્યની તારીખ નક્કી કરવાની તમામ આશા પડી ભાગે છે તે બ્લેકવૉટર પાર્ક ખાતેથી

ઉપડીને લંડન સ્ટેશને પહોચી ત્યારે કાઉન્ટ ફ્રાસ્કો તેની રાહ જોતો ઉભેલો હતો જે ડબ્બામા લેડી ગ્લાઇડ બેઠી હતી તેનુ બારણુ મજુરે ઉઘાડયુ કે, તરતજ કાઉન્ટ ત્યા આવી પહોચ્યો તેની સાથે એક નોકર આવેલો હતો તે નોકરે એકદમ ડબ્બાની અદર દાખલ થઇને લેડી ગ્લાઇડનો સામાન સભાળી લીધો એ સામાન ઉપર તેનુ નામ લખેલુ હતુ તેથી તે મેળવવામા તે નોકરને તકલીફ પડી નહી કાઉન્ટે તેને એક ઘોડાગાડીમા બેસાડી અને પોતે પણ તેની સાથે બેઠો ગાડીમા બેઠા બાદ સૌથી પ્રથમ પ્રશ્ન તેણે કાઉન્ટને મિસ હૉલ્કોમ વિષે પુછયો કાઉન્ટે તેને ખબર આપી કે, મિસ હૉલ્કોમ, હજી કુમરલેડ ગઇ નથી બીજો પ્રશ્ન લેડી ગ્લાઇડે તેને એ કર્યો કે, " તે તમારા મકાનમા રહી છે કે બીજે કયાક ? " આ પ્રશ્નનો શો જવાબ મળ્યો તે લેડી ગ્લાઇડ ચોક્કસપણે યાદ કરી શકી નથી, પણ તેને ઝાખુ સ્મરણ છે કે, કાઉન્ટનો જવાબ એ મતલબનો હતો કે, ' હુ મિસ હૉલ્કોમ પાસેજ તમને લઈ જઉ છુ ' લેડી ગ્લાઇડ લડનના બધા રસ્તાઓથી પરિચિત ન હોવાથી કિયે રસ્તેથી કાઉન્ટ તેને લઇ જતો હતો તે તેને યાદ નથી, પણ તેઓ ગલીગુચીઓ સિવાય બીજે રસ્તેથી પસાર થતા નહોતા તેમના રસ્તામા બાગ-બગીચાઓ કે ઝાડનાઓ આવતા નહોતા ગાડી એક નાની ગલીમા ઉભી રહી એ ગલીની આગળ એક સરિયામ રાજમાર્ગ હતો તેમા મોટા અને વિશાળ મકાનો આવેલા હતા, તેમજ માણસોની પણ ખૂબ અવરજવર હતી આ મુદ્દામા લેડી ગ્લાઇડ ચોક્કસપણે જણાવે છે કે, " કાઉન્ટ મને પોતાના સત જોન વુડ પરાને મકાને તો નહોતો જ લઇ ગયો "

ગલીમાના જે મકાનમા લેડી ગ્લાઇડને લઇ જવામા આવી તેના દાદર ઉપર ચઢીને પાછલા ભાગમા, એકાદ માળ ઉપર એક ઓરડીમા તેને ઉતારો આપવામા આવ્યો માળ કિયો હતો-પહેલો કે બીજો-તે લેડી ગ્લાઇડને યાદ નથી તેનો બધો સામાન તે ઓરડીમા લાવવામા આવ્યો એક સ્ત્રી-નોકર તેની તહેનાતમા હાજર થઇ તેમજ કાળી દાઢી-

વાળો એક માણુસ કે જે તેના ઢગ ઉપરથી વિદેશી હોય એવો લાગતો હતો તે વિનય વિવેકથી તેને પૂછવા લાગ્યો કે, કાઇ જોઇએ છે? લેડી ગ્લાઇડે મિસ હોલ્કોમને સૌથી પહેલા મળવાનુ કહ્યુ કાઉન્ટે તે વખતે ત્યા હાજર થઇને જવાબ દીધો કે, “ મિસ હોલ્કોમ આ મકાનમા જ છે હુ હમણા જ તેને તમારા આગમનની વાત કહુ છુ ”

જે મકાનમા લેડી ગ્લાઇડને ઉતારો આપવામા આવ્યો હતો, તે શાન્ત સ્થાનમા આવેલુ જણાયુ, કારણ કે, ઘોડાગાડીઓનો કે બીજો કાઈ ખખડાટ ત્યા થતો નહતો માત્ર માણસોના અવાજો પાડોશમાથી સભળાતા હતા લેડી ગ્લાઇડને થોડાક વખત બાદ કાઉન્ટે ખબર આપી કે, “ મિસ હોલ્કોમ અત્યારે શાન્ત નિદ્રામા છે તેથી તેને ખબર પહોચાડી શકાશે નહીં ” એ ખબર તેણે આપ્યા ત્યારે તેની સાથે એક નવો અપરિચિત માણસ પણ તે ઓરડામા આવ્યો કાઉન્ટે તેને પોતાના એક અગ્રેજ મિત્ર તરીકે ઓળખાવ્યો તે મિત્રનુ નામ લેડી ગ્લાઇડને કહેવામા આવ્યુ હોય, એમ તેને યાદ નથી આની વિચિત્ર ઢબની ઓળખાણથી લેડી ગ્લાઇડને અજાયબી તો થઈજ હતી કાઉન્ટનો અગ્રેજ મિત્ર વિનયી અને સભ્યતાવાળો હતો, પરતુ તેણે લેડી ગ્લાઇડ-ને કેટલાક વિચિત્ર પ્રકારના પ્રશ્નો કર્યા થોડીવાર સુધી વાતચીત કરીને તે બહાર ગયો અને પોતાની સાથે એક બીજા અજાણ્યાને લઈઆવ્યો તે માણસ કાઉન્ટનો એક બીજો મિત્ર છે, એમ લેડી ગ્લાઇડને કહેવામા આવ્યુ તે વિકૃત મુખ કરીને લેડી ગ્લાઇડ તરફ જોઈ રહ્યો અને તેણે પણ કાઇ ને કાઈ પ્રશ્નો પુછીને લેડી ગ્લાઇડને ત્રાસ આપ્યો એ પ્રશ્નો કિયા હતા તે લેડી ગ્લાઇડને યાદ નથી, કારણ કે તે સમયે તેનુ બધુ ધ્યાન કેવળ મિસ હોલ્કોમની ચિન્તાઓમાજ રોકાયલુ હતુ

આ બે માણસોની વિચિત્ર પૂછપરછથી લેડી ગ્લાઇડ એટલી બધી ત્રાસી ગઇ કે, જ્યારે તે ઓરડીમાથી તેઓ ગયા અને પોતે એકલી પડી ત્યારે એકદમ નીચેના ભાગમા જવા અને જ્યા મિસ હોલ્કોમ હોય ત્યા તેને મળવા માટે તત્પર થઇ આ નિશ્ચય કરીને જેવી તે

પોતાની ખુરશીમાથી ઉઠીને ઉભી થઈ કે, તરતજ કાઉન્ટ પાછો તે ઓરડીમા આવ્યો !

લેડી ગ્લાઇડે તેને પુછ્યુ કે, " હવે ક્યા સુધી મિસ હોલ્કોમ સાથે મારો મેળાપ કરાવવામા નહી આવે ?" કાઉન્ટે કોઈક ઉડતો જવાબ દીધો પણ લેડી ગ્લાઇડે ખૂબ દબાણ કર્યાથી તેણે કહી દીધુ કે " મિસ હોલ્કોમની તબિયત બિલ્કુલ સારી નથી "

એ જવાબ જે સ્વરમા અપાયો તેથી લેડી ગ્લાઇડ ગભરાઈ ગઇ તેને મૂર્ચ્છા આવશે એવી દહેશત ઉપજી તેણે પાણીનો પ્યાલો માગ્યો કાઉન્ટે નોકરને બુમ પાડીને પાણી મગાવ્યુ તથા દુખતુ માથુ ઉતારવાની દવાની શીશી મગાવી દાઢીવાળો વિદેશી માણસ પાણી અને શીશી લઇ આવ્યો લેડી ગ્લાઇડે તે પાણી પીવા માડયુ ત્યારે તેમા કાઇક વિચિત્ર સ્વાદ લાગ્યો તેની મૂર્ચ્છામા વધારો થયો માથુ ભમવા લાગ્યુ શરીરમા ચક્કર આવવા લાગ્યા કાઉન્ટે તરત જ સુઘવાની દવાની શીશી તેના હાથમા આપી એ દવા સુઘતા જ, લેડી ગ્લાઇડ કહે છે તે મુજબ, પોતે તદ્દન બેશુદ્ધ થઇ ગઈ પોતાની સ્થિતિ સમજવામા તેના મન ઉપરની છેલ્લી અસર એ છે કે, કાઉન્ટ, એ શીશી પોતાના ( લેડી ગ્લાઇડના ) નાક આગળ ધરી રહ્યો હતો

એ પછીની તેની હકીકત ગુચવાડા ભરેલી, અપૂરી અને વાજબી સભવિતતાથી વેગળી જણાય છે તેના કહેવા મુજબ, સાજે તે શુદ્ધિમા આવી તે પછી તેને એમ યાદ છે કે, એ મકાનમાથી બહાર નીકળીને તે ( પહેલેથી કરવામા આવેલી ગોઠવણ મુજબ ) મિસિસ વેસેને ત્યા ગઇ તેણે તેની સાથે ચ્હા પીધી અને તે રાત તેણે મિસિસ વેસેને ત્યા ગાળી કાઉન્ટ ફોસ્કો તેને જે મકાનમા લઇ ગયો હતો તેમાથી કેવી રીતે તે બહાર નીકળી શકી, તેમજ પગે ચાલીને કે ગાડીમા બેસીને તે મિસિસ વેસેને ત્યા ગઈ, એ સવાલોના જવાબમા પોતાને કાઇજ સાભરતુ નથી, એવુ લેડી ગ્લાઇડે જણાવે છે લેડી ગ્લાઇડની એ વાત પણ અજાયબી ઉપજાવે એવી છે કે, મિસિસ

વેસેને ત્યા તેણે મિસિસ રૂએલીને જોઈ! અને એ વિદેશી દાઇએ વળી તેનો પોષાક બદલાવ્યો અને તેને બિછાનામા સુવાડી! મિસિસ રૂએલી, મિસિસ વેસેના ઘરમા કેવી રીતે અને શા કારણે આવી હતી, તેનો ખુલાસો લેડી ગ્લાઇડ આપી શકી નથી

બીજે દિવસે શુ બન્યુ, એ વિષે લેડી ગ્લાઇડની હકીકત લગારે આધાર રાખવા જોગ નથી તે જણાવે છે કે, " કાઉન્ટ ફોસ્કો અને મિસિસ રૂએલી સાથે એક નોકરડીને શોધવા સારૂ ઘોડાગાડીમા બેસીને હુ ગઇ હતી દિવસના કિયા વખતે ગઈ હતી તે યાદ નથી " મિસિસ વેસેને ત્યાથી ક્યારે અને શા માટે લેડી ગ્લાઇડ પાછી કાઉન્ટને ત્યા ગઇ તથા તેની સાથે પાછી ઘોડાગાડીમા બેસવાનુ તેણે કેમ પસદ કર્યુ, તે વિષે લેડી ગ્લાઇડ કાઈજ ખુલાસો કરી શકતી નથી વળી તેની હકીકતમા એક ખામી એ જણાય છે કે, ગાડીમા તે બેઠી હતી તે દરમ્યાન આખો વખત કાઉન્ટ અને મિસિસ રૂએલી તેની સાથે રહેલા કે નહી તે તેને યાદ નથી અચાનક એક દિવસ તે કોઇક વિચિત્ર જગ્યાએ જઇ પહોચી અને તેની આસપાસ અજાણી સ્ત્રીઓનુ ટોળુ તેના જોવામા આવ્યુ હતુ, એમ તે જણાવે છે પરતુ ઉપર જણાવેલી ગાડીની મુસાફરી પુરી થતા જ એ વિચિત્ર સ્થાનમા તે ગઈ કે કેમ, અથવા તો એક દિવસ, બે દિવસ કે તેથી વધારે દિવસની મુસાફરી તેણે કરી કે કેમ, એ વિષે તેની યાદદાસ્તીમા કશી જ છાપ પડેલી નથી

જે વિચિત્ર સ્થાનમા તે જઈ પહોચી તેમા પોતાની જિદગીમા સૌથી પહેલીજવાર તેને " એની કેથેરિક" ના નામથી સબોધન થતુ તેણે સાભળ્યુ! આસપાસ ટોળે મળેલી સ્ત્રીઓએ તેને કહ્યુ કે, " એની કેથેરિકના કપડામા જ તુ સજ્જ છે " તેણે પોતાની નજર એ કપડા તરફ કરી તો ખરેજ તે એની કેથેરિકના જણાયા! એક સ્ત્રીએ તેને કહ્યુ " તારા બહારના કપડા ઉપર 'એની કેથેરિક' નામજ લખેલુ છે, એટલુ જ નહીં પણ અદરના કપડા ઉપર પણ તેજ નામ છે માટે નાહક અમને સર્વને હવે એમ કહીને ત્રાસ નહી આપતી કે, તુ લેડી ગ્લાઇડ છે. લેડી

ગ્લાઇડિ તો મરી ગઇ છે, તેને કબરસ્લેડમા દફનાવવામા પણ આવી છે. પણ તુ એની કેથેરિક જીવે છે, એમા શકા નથી !"

લેડી ગ્લાઇડે જણાવેલુ તે વિચિત્ર સ્થાન બીજુ કોઇ જ નહી પણ દિવાનશાળા ! એ દિવાનશાળામાથી મિસ હોલ્કોમ્બે આખરે તેની મુક્તિ કરી, એ હકીકત આ પ્રકરણના પ્રથમ ભાગમા વાચકવૃદને જણાવવામા આવી છે

લડનથી લિમરિજ ખાતે ટ્રેનમા મુસાફરી કરતા ઉપર મુજબ જે હકીકત લેડી ગ્લાઇડે પોતાની ત્રુટક યાદગિરી પ્રમાણે કહી તેના અતિમ ભાગમા એની કેથેરિકના જે કપડા વિષે તેણે ઉલ્લેખ કર્યો તે અદ્યાપિ પણ તેના શરીર ઉપર હતા એ કપડા મિસ હોલ્કોમ્બે પોતાની નજરે નિહાળ્યા લેડી ગ્લાઇડિ પોતાની હકીકત પુરી કહી ચૂકી ત્યાર બાદ દિવાનશાળાને લગતો એક પણ પ્રશ્ન મિસ હોલ્કોમ્બે તેને પુછયો નહીં, કારણ કે, એ ત્રાસદાયક સ્થાનને લગતી વધુ હકીકત સાભળવા જેવુ તેનુ પોતાનુ મન સ્વસ્થ નહોતુ દિવાનશાળાના માલિકના કહેવાથી, મિસ હોલ્કોમ્બને ખબર પડી હતી કે, તા ૨૭મી જુલાઇને દિવસે લેડી ગ્લાઇડને તેમા દાખલ કરવામા આવી હતી એ દિવસથી માડીને તા ૧૫ મી ઑક્ટોબર ( તેના છુટકારાનો દિવસ ) સુધી લેડી ગ્લાઇડિ એ સ્થાનમા રહી હતી તેની આસપાસ તે દરમ્યાન કેવા સયોગો હતા ? તેનુ ચિત્ત ભ્રમિત થયલુ છે, એમ તેને વારવાર કહેવામા આવતુ પ્રતિદિન તેને એની કેથેરિકના નામથીજ સબોધવામા આવતી તેના મગજ ઉપર ઠસાવવામા આવતુ કે, લેડી ગ્લાઇડ મરણ પામી છે, એટલુ જ નહીં પણ તે પોતે લેડી ગ્લાઇડ નથી, એમ તેને હરહમેશ કહેવામા આવતુ એવા સયોગોમા કોના મન ઉપર અસર ન થાય ? જેનુ મન મૂળથી નબળુ હોય, જેના શરીરનો બાધો નાજુક હોય અને જેનુ મગજ સમતોલપણુ જાળવવાને ટેવાયલુ ન હોય, તેની બુદ્ધિ આવા સ્થાનમા જરૂર બહેર મારી જાય તેમા દાખલ થનાર અને થોડોક કાળ વસનાર કોઇ શાણી વ્યક્તિ પણ બદલાયા વિના તેમાથી કદી બહાર આવે નહી !

× × × +

મિસ હોલ્કોમ્બ પોતાની બ્હેન સાથે લિમરિજમા તા ૧૫મી ઑકટોબરે સાજે જઇ પહોચી તેણે લેડી ગ્લાઇડને ઓળખાવવાને લગતી કડાકૂટ તેજ સાજે નહી કરવાનો ડહાપણ ભરેલો ઠરાવ કર્યો

તા ૧૬ મીએ પ્રાતઃકાળમા તે મિ. ફેરલીની રૂબરૂમા ગઇ તેણે બની શકતી સાવધાનીથી વાતચીત શરૂ કરી અને છેવટે પોતે શુ કર્યુ હતુ તેની સત્ય હકીકત ખુલ્લા શબ્દોમા કહી દીધી મિ. ફેરલીએ એકદમ ગુસ્સે થઇને અભિપ્રાય આપ્યો કે " મેરીઅન, એની કેથેરિકે તને મજબૂત થાપ આપીને છેતરી છે !' મિ. ફેરલીએ, કાઉન્ટ ફોસ્કોનો કાગળ મિસ હોલ્કોમ્બને આપીને કહ્યુ " એક ગાડીને મારા મકાનમા લાવીને તે મારૂ અપમાન કર્યુ છે—મારા ખાનદાન કુળને કલકિત કર્યુ છે !" તેને આ પ્રમાણે ગુસ્સે થયલો જોઇને મિસ હોલ્કોમ્બ, ગમ ખાઇને તે વખતે ત્યાથી જતી રહી, પણ ગુસ્સાની ઘડી વીતી ગયા પછી તેણે ઠરાવ કર્યો કે " ભૂતદયાના દૃષ્ટિબિન્દુથી પણ મિ ફેરલીએ એકવાર પોતાની ભત્રીજીને જોવી જોઇએ " પોતાનો ઠરાવ તેણે અમલમા મૂકયો. અગાઉથી ચેતવણી આપ્યા સિવાય તે લેડી ગ્લાઇડને મિ. ફેરલી પાસે લઇ ગઇ મિ ફેરલીએ બારણા પાસે નોકરને બેસાડી રાખ્યો હતો. તેણે મિસ હોલ્કોમ્બને અદર જવા ના પાડી, પણ હિમ્મતવાળી મિસ હોલ્કોમ્બે તેની જરાકે દરકાર નહી કરતા ધસારાબધ તે ખડમા પોતાની બ્હેન સાથે પ્રવેશ કર્યો

મિ. ફેરલી સાથે મિસ હોલ્કોમ્બને થયલી બીજી મુલાકાત વખતનો દેખાવ જો કે થોડીકજ ક્ષણ ટકયો પણ તેનુ વર્ણન કરતા ઘણુજ દુ:ખ ઉપજે છે મિસ હોલ્કોમ્બને પણ તે વર્ણવતા સખ્ત આચકો લાગ્યો છે ટૂકમા, માત્ર એટલુજ કહેવુ બસ થઇ પડશે કે, મિ. ફેરલીએ ચોખ્ખા શબ્દોમા જાહેર કરી દીધુ કે " મને બતાવવામા આવતી બાઇને હુ બિલ્કુલ ઓળખતોજ નથી !! તેના ચહેરામા, હાવભાવમા કે શરીરમા લેડી ગ્લાઇડને મળતા કાઈ જ ચિહ્નો નથી ! મારી ભત્રીજી તો શાત કબરસ્તાનમા તેની માતાની શાન્ત કબર નજદિક

સદાને માટે શાન્તિમા સુતી છે આ બાઇને જો હવે એ મરનાર તરીકે ઓળખાવવાનો જરાકે પ્રયાસ થશે તેમજ આજ સાજ સુધીમા જો આ મકાનમાથી તે આપમેળે જતી નહીં રહે તો હુ કાયદાની મદદ લઇશ અને પોલિસના માણસોને બોલાવીને મારા ઘરમાથી તે બાઇને જરૂર હાકી કઢાવીશ !!"

મિ. ફેરલીની સ્વાર્થાધતા, ઉદ્ધતાઈ અને સમભાવની સદાની ન્યૂનતાથી મિસ હોલકોમ સારી પેઠે વાકેફ હતી તેણે જોયુ કે, ઉપલી ધમકી આપવામા મિ ફેરલીએ પોતાની પ્રકૃતિની સૌથી વિશેષ ખરાબ બાજુ આખરે બતાવી દીધી છે ! આમ છતા પણ તે છુપી રીતે પોતાની ભત્રીજીને ઓળખતો હોય અને જાહેર રીતે તેને નહીં ઓળખવાનો પ્રપચયુક્ત ઢોંગ કરતો હોય, એમ માનવુ અશકય હતુ મિસ હોલકોમે મિ. ફેરલીની આ વર્તણુક સબધમા એવો અભિપ્રાય બાધ્યો કે, કાઉન્ટ ફોસ્કોના કાગળથી તે પૂર્વશકિત બની ગયો છે તથા તેના મગજમા એવો ભય પ્રવેશ્યો છે કે, જો આ ગુચવાડા ભરેલા પ્રશ્નમા પોતે આ બાઇને લેડી ગ્લાઇડ તરીકે સ્વીકારશે તો ભવિષ્યમા સર પર્સિવલ તરફથી મુશ્કલીઓ ઉભી થશે, જેથી પોતાની શાન્ત એકાન્ત જિંદગીમા નાહકની ખલેલ ઉભી થશે

મિસ હોલ્કોમે મિ ફેરલી તરફની સહાયની આશા છોડી દીધી તેણે નોકરોની કસોટી કરી, પણ તેને સખેદ માલુમ પડયુ કે, તેઓ પણ ચોક્કસ જવાબ દઇ શકયા નહીં તેઓએ લેડી ગ્લાઇડને જોતા શકા કરી કે, એ એની કેથેરિક હોય એવો સભવ રહે છે નોકરોએ એની કેથેરિકને કદી નજરે જોઈ નહોતી પણ લેડી ગ્લાઇડ સાથેના તેના આબેહુબ સરખાપણાની વાત સાભળી હતી લેડી ગ્લાઈડ કબરમા સુતી છે એમ જાણ્યા પછી તેઓ તેને પુન જીવતી તરીકે સ્વીકારી શકયા નહીં

હવે જ મિસ હોલ્કોબને લાગ્યુ કે, લેડી ગ્લાઇડ દિવાનશાળામા રહી આવી તે દરમ્યાન તેનામા પહેલાના કરતા ઘણોજ ભયકર ફેરફાર

થઇ ગયો છે લેડી ગ્લાઇડ પહેલા તદુરસ્ત હતી હવે સુકી, ફીકી, માદલી તેમજ મગજશક્તિમા તદ્દન નબળી હતી પરિણામે અજાણ્યાઓ તેનુ અસ્તિત્વ કબુલ કરે એ સભવિત નહોતુ ખરેખર, એ એક કમનસિબ આપત્તિ હતી કે જે ઘરમા અને જે માણુસોની વચ્ચે લેડી ગ્લાઇડ ઉછરી હતી તેજ ઘરમા તેજ માણુસો તેને ઓળખી શકયા નહીં! મળતા ચહેરાથી જ આ મોટી મુશ્કિલ ઉત્પન્ન થઇ લેડી ગ્લાઇડને મરણુ પામેલી જાહેર કરીને જેઓના તરફથી ભયકર છેતરપીડી કરનામા આવી હતી, તેઓએ આ કમનસિમ સ્ત્રીના સબધમા આવી હાડમારીઓ ઉત્પન્ન થવાનો ખ્યાલ અગાઉથી જ બાધી રાખ્યો હોવો જોઇએ જો એમ હોય તો, તેઓએ બેશક જબરી જાળ ફેલાની હતી!

તમામ સયોગો પ્રતિકૂળ હતા, છતા પણુ મિસ હોલ્કોમ્બે આશાઓ છેકજ તજી દીધી નહી તેને અચાનક યાદ આવ્યુ કે, લેડી ગ્લાઇડની પાસે લાબા વખતથી રહેલી ફેની નામની નોકરડી કદાચ તેને ઓળખી શકે પણુ તે નોકરડી લિમરિજમા નહોતી એ ત્રણુ દિવસમા તે આવનાર છે, એમ મિસ હોલ્કોમ્બને ખબર મળી તેને પ્રશ્ન ઉપજ્યો કે, તે નોકરડી અહી આવે ત્યા સુધી એ ત્રણુ દિવસ છુપી રીતે આ મકાનમા લેડી ગ્લાઇડને રાખવી કે મિ ફેરલીએ આપેલી ધમકી મુજબ અહીથી ચાલ્યા જવુ? વિચાર કરતા તેને છુપી રીતે રહેવાનુ જોખમ ખેડવુ ડહાપણુ ભરેલુ લાગ્યુ નહી તેને એક વધુ ભય એ ઉપજ્યો કે, દિવાનશાળાના જે માણુસો હેમ્પશાયરમા તપાસ કરવા ગયા હશે, તેઓ હવે જરૂર થોડાક કલાકમા લિમરિજમા આવી પહોચે એવી વકી છે નાઠેલી દિવાનીને હેમ્પશાયરમા ન જોતા તે માણુસો લિમરિજમાજ તેને નાઠેલી માની લેશે આથી તેઓના આવતા પહેલા અહીંથી જતા રહેવામા જ અને ફેનીની ઓળખાણુ માટે ભવિષ્ય ઉપર આધાર રાખવામા જ લાભ છે આવો નિર્ણય કરીને મિસ હોલ્કોમ્બે એકદમ લડન જવા ઠરાવ્યુ લડન જેવા વિશાળ નગરમા છુપા નામ ધારણુ કરીને એકાન્ત ગરીબ લત્તાઓમાના એકમા વસવુ અને દિવાનશાળાના માણુસોને થાપ આપવી, એ વધારે સહેલુ કામ થઇ પડે

તે બે બહેનોને કોઈજ પ્રકારની તૈયારીઓ કરવાની નહોતી. તેઓને કોઇની સાથે વદાયગિરીના માયાળુ શબ્દો બોલવાના નહોતા

એ ચિરસ્મરણીય દિવસે—તા ૧૬ મી ઑકટોબરે—મિસ હોલ્કોમે બપોર પછીના ભાગમા પોતાની બહેનને ઉત્સાહ અને આશ્વાસનના વેણુ કહીને તેનામા હિમ્મતનુ બળ પુર્યું અને પોતાની મહેનત સફળ થાય ત્યા સુધીને માટે લિમરિજ ભુવનને નમસ્કાર કરીને તે બે બહેનો આ અફાટ જગતમા કોઈના આશ્રય વિના એકલી નીકળી પડી!

તે બે બહેનો કબરસ્તાન આગળથી પસાર થતી હતી ત્યારે લેડી ગ્લાઇડે હઠ કરી કે, " એક વાર મારી મર્હુમ માતાની કબરના દર્શન કરી લઉ " મિસ હોલ્કોમે તેને તેમ કરવા ના પાડી–ઘણી સમજાવી પણ લેડી ગ્લાઇડે પોતાની હઠ છોડી નહી તેની ઝાખી આખોમા અચાનક કોઇક તેજનો ચમકાર, મિસ હોલ્કોમે જોયો તેણે મિસ હોલ્કોમનો હાથ અત્યાર સુધી બહુજ હળવેથી ઝાલ્યો હતો, પણ હવે તેણે પોતાની આગળીઓથી તે મજબુતપણે ઝાલ્યો અને કબરસ્તાનમાજ જવાની હઠ ચાલુ રાખી તેના આખા જીવનમા આ સૌથી પહેલો પ્રસગ હતો કે જ્યારે મિસ હોલકોમના નિશ્ચયબળ ઉપર તે સર્વોપરિ વિજય પ્રાપ્ત કરી શકી

મિ હાર્ટરાઇટ કહે છે

" મારૂ અતકરણ એમ માને છે કે, એ પ્રસગે ઈશ્વરનો ગેબી હાથ લેડી ગ્લાઇડને કબરસ્તાનમા જવાની મજબુત પ્રેરણા કરી રહ્યો હોવો જોઇએ તે સર્વ શક્તિમાન્ દયાળુ પિતાએ, એ ભયકર કટોકટ પળમા પોતાના એક સૌથી વધુ નિર્દોષ સર્જિતને ગેબી સહાય અર્પવાનુ નક્કી કર્યું હોવુ જોઇએ

" તે બે બહેનોએ જ્યારે કબરસ્તાનની મુલાકાત લેવાનો નિર્ણય કર્યો ત્યારે તેમને ખબર પણ નહીં હોય કે, એજ ઘડીથી તે મહાન્ જગન્નિયતાએ અમારૂ ત્રણેનુ ભવિષ્ય એકજ સાકળમા જોડયુ હતુ!"

# પરિચ્છેદ ૧૫.

## ધારાશાસ્ત્રીની સલાહ.

લેડી ગ્લાઇડને લગતી હકીકત ઉપરથી મે મારા મનમા બે અનુમાનો બાધ્યા સૌથી પહેલુ એ કે, કાવતરૂ ભયકર રીતે કરવામા આવ્યુ હતુ અને એક હિમ્મત ભરેલા તથા ગુચવણ ભરેલા ગુન્હામા, સયોગોનો જબરો લાભ લેવામા આવ્યો હતો વિગતોનો ભેદ હજી ખુલ્યો નહતો, પણ સફેદ વસ્ત્રવાળી સ્ત્રીના અને લેડી ગ્લાઇડના આબેહુબ સરખાપણાને લીધે પ્રપચીઓએ એની કેથેરિકને લેડી ગ્લાઇડને બદલે કાઉન્ટ ફોસ્કોના મકાનમા દાખલ કરી હતી—એની, કાઉન્ટ ફોસ્કોના મકાનમા મરણ પામી હતી—અને લેડી ગ્લાઇડને એની કેથેરિકની જગ્યાએ દિવાનશાળામા દાખલ કરી દીધી હતી આ ફેરબદલી એવી ચાલાકીથી અને સાવધાનીથી કરવામા આવી હતી કે, પ્રમાણિક અને ભલા માણસો જેવા કે ડાકટર ગુડરિક, કાઉન્ટની બે નોકરડીઓ, જેઇન ગુલ્ડ અને દિવાનશાળાનો માલિક—એ સવ પણ મજકુર ગુન્હામા ભળેલા હોવાનુ અચાનક કોઇક માની લે

બીજુ અનુમાન પહેલા ઉપરથી ફલિત થતુ હતુ અમારે ત્રણેએ કાઉન્ટ ફોસ્કો અને સર પર્સિવલ તરફથી કોઇ પણ પ્રકારની દયાની આશા રાખવાની નહોતી પ્રપચની ફત્તેહથી ઉપર્યુક્ત બે જણને ચોખ્ખા ૩૦ હઝાર પૌડનો નફો થયો હતો-૨૦ હઝાર સર પર્સિવલને અને ૧૦ હઝાર, મેડમ ફોસ્કો મારફત કાઉન્ટને એ મુખ્ય લાભ અને બીજા ગૌણ લાભોને અગે આ ભેદ ખુલ્યો ન પડે, એવા દરેક જાતના-છેક છેલ્લે પાટલે બેસવા સુધીના-પ્રયત્નો કરવા પડે, કદાપિ કાઇ ભોગ આપવા પડે, કદાચ દગાફટકાથી કામ લેવુ પડે તોપણ તેઓ જરૂર પાછા પડવાના નહીં એટલુ જ નહીં પણ જ્યારે તેઓ જાણશે કે, લેડી ગ્લાઇડને દિવાનશાળામાથી નસાડવામા આવી છે અને હુ પાછો ઇગ્લાડમા આવ્યો છુ ત્યારે લેડી ગ્લાઇડને પુન દિવાનશાળામા પુરવા માટે તે જ્યા

છુપાઈ હોય ત્યાથી તેને શોધી કાઢવા અને જગતમાના તેના બેજ શુભેચ્છકોને-મેરીઅન હોટકોમને અને મને-તેનાથી વિખૂટા પાડવા, આકાશ અને પાતાળ એકઠા કર્યા સિવાય રહેવાના નહી

આ ગભીર ભયની લાગણી પ્રતિદિને અને પ્રતિપળે અમારી સામે ઉભી રહેતી હતી આ કારણે લડનના પૂર્વભાગમા અપરિચિત ગરીબ લત્તામા અમે વસવા ગયા જે લત્તામા તે મકાન આવેલુ હતુ તેમા નવરા અને પારકી પચાત કરનારા લોકો વસતા નહોતા હમેશા જગતનો એવો નિયમ હોય છે કે, જ્યા પુરુષોને અને સ્ત્રીઓને પોતાના ગુજરાન માટે તનતોડ મહેનત કરવાની હોય છે ત્યા તેઓને બીજાઓની ચિકિત્સા કરવાની ફુરસદજ મળતી નથી અમારા લત્તામા આવી પ્રકૃતિના પાડોશીઓ વસતા હતા તદુપરાત અમને એક વધુ લાભ એ હતો કે, જીવનગુજારી અમે સોઘામા કરી શકતા મારી મહેનતના ઉત્પન્નમાથી ખોરાક વગેરેના ખર્ચ ઉપરાત જે બધુ વધતુ તે અમે બેંકમા મૂકતા. મેરીઅને પોતાની માલમતા વેચ્યાથી જે કાંઇ મેળવ્યુ હતુ તેમાથી અત્યારે તેની પાસે ૩૦૦ પૌંડ વધેલા હતા તે અને ચિત્રકલાશિક્ષક તરીકે મે ધધો કરવાનો છોડી દીધો તેને લીધે એક બીજા શિક્ષકને મારે બદલે કામ સોપ્યાથી મને ૨૦૦ પૌંડ મળેલા હતા તે-એમ મળીને કુલ ૫૦૦ પૌંડ અમે બેંકમા જમે કરાવ્યા એ રકમ ખરેખરી આપત્તિ સિવાય વાપરવીજ નહીં, એવો અમે ઠરાવ કર્યો

એક અઠવાડીઆના અરસામા અમે નિયમિત જીવન ગાળવાને ટેવાઇ ગયા લાકડા ઉપર કોતરકામ કરનાર મારા એક જુના મિત્ર પાસે જઇને મે તેની મારફત કાંઇ કામ માગ્યુ મે તેને જણાવ્યુ કે, અમુક સયોગોને લીધે મારે છુપા રહીને આવુ કામકાજ શોધવુ પડે છે તેણે એવુ અનુમાન કર્યુ કે, હુ પુષ્કળ દેવામા દટાઇ ગયો હોઇશ તેથી છુપો રહેવા માગુ છુ દેવુ કરવા માટે તેણે મને નમ્ર ઠપકો આપ્યો મે તેની ભૂલ સુધારી નહીં તેણે મને નિયમિત કામ આપવા માડયુ તેને ખાત્રી હતી કે, હુ એ કામમા સારો અનુભવ ધરાવુ છુ

ધીમે ધીમે હુ ગુજરાન જોગ ઉત્પન્ન કરવા લાગ્યો અને મેરીઅન હૉલ્કોબ, ઘરનુ કામકાજ એકલે હાથે ઉપાડવા લાગી તે બિચારીએ લિમરિજમા કદી ગૃહકાર્ય કરેલુ નહતુ તેથી તેને આ આપત્તિના સમયે તે કરવુ પડતુ હોવાથી દુ ખ ઉપજતુ હતુ તેની આખોમા આસુ આવી જતા અને તેના હાથ ધ્રુજતા પણ જ્યારે હુ તેને એ સ્થિતિમા જોતો ત્યારે આસુ લ્હોઇ નાખીને તે કહેતી " વૉલ્ટર, મારી હિમ્મત માટે શકા લાવશો નહીં ! એમ સમજજો કે, હુ પોતે રોતી નથી પણ મારી નિબળતા રૂએ છે જો હુ પોતે ફત્તેહમદ નહી થાઉ તો આખરે ગૃહ-કાર્ય ફત્તેહમદ થશે " પોતાના ધ્રુજતા હાથ મને બતાવીને તે કહેતી કે, " એક સ્ત્રીના હાથ ગૃહકાય માટેજ લાયક છે અને તે કાર્ય મારા હાથ જરૂર કરશે "

ઑક્ટોબરની આખરે અમારા એકાન્ત વસવાટની સહિસલામતિ તેમજ વ્યવસ્થાઓ વિષે સતોષજનક સ્થિતિ જોયા બાદ મે લૉરાને ખાતર હવે બહારના શા શા યત્નો કરવાના છે, તે તરફ લક્ષ દોડાવ્યુ સૌથી પ્રથમ, મિસિસ વેસેને ત્યા જઇને મે પૂછપરછ ચલાવી મે જેવો ધાર્યો હતો તેવોજ જવાબ તેને ત્યાથી મને મળ્યો તેણે જણાવ્યુ કે, લેડી ગ્લાઇડ આવવા સબધી પત્ર લખ્યો હતો ખરો, પણ તે કદી રાત્રે સુવા માટે મારે ઘેર આવી જ નહતી મે તે પત્ર તેની પાસેથી જોવા માગ્યો પણ તે ઉપરના પરબીડીઆ વિના તેણે મને આપ્યો પત્ર જ્યારે આવ્યો હતો ત્યારે તેનુ પરબીડીઉ કચરાની ટોપલીમા નાખી દેવામા આવ્યુ હોવાથી અત્યારે તેનો પત્તો નહતો પત્રમા તારીખ નહોતી, એટલુજ નહીં પણ અઠવાડીઆનો એકે વાર પણ લખેલો નહતો તેમા ફક્ત એટલુ જ લખેલુ હતુ કે, " સૌથી વહાલા મિસિસ વેસે, હુ ઘણી જ દુ ખી છુ મારૂ મન ચિન્તાતુર છે આવતી કાલે રાત્રે તમારે ત્યા આવીશ અને સુઇશ મને કેવી ચિન્તાઓ છે, એ વિષે આ કાગળમા હુ કાંઈ લખી શકતી નથી–હુ કદાચ લખુ અને પકડાઇ જઉં એવો ભય છે, તેથી મારૂ મન કશામા ગોઠતુ નથી મહેરબાની કરીને કાલે જરૂર ઘેર રહેજો હું

તમને મારી બધી વિપત્તિઓનુ વર્ણન રૂબરૂમા કરીશ લે, સ્નેહાકિત લૉરા " શુ આ કાગળમાથી મને કાઈ આશા ઉપજવાના ચિહ્ન હતા ? નહીં જ

મિસિસ વેસેને ત્યાથી આવીને મિસિસ મિચેલસન પાસેથી હકીકત એકત્ર કરવા માટે મે મિસ હોલ્કોમ્બ મારફત તેના ઉપર પત્ર લખાવ્યો એક અઠવાડીઆમા તેની હકીકત મને મળી દરમ્યાન ડા. ગુડરિક, જેઇન ગુલ્ડ, હેસ્ટર પિચહોર્ન વગેરેની હકીકતો મે મેળવી ડાકટર પાસેથી મે લેડી ગ્લાઈડના મરણને લગતુ પ્રમાણપત્ર પણ મેળવ્યુ *

મેરીઅન હોલ્કોમ્બે ધારાશાસ્ત્રી મિ. કિરલેને એક પત્ર લખીને તેમા પોતાના નામથી મારા વિષે ભલામણ કરી અને જરૂરી કામ પ્રસગે હુ ધારાશાસ્ત્રીની સાથે વાતચીત કરવા માગુ છુ એમ જણાવીને કયે દિવસે અને કયે સમયે મારે તેને મળવુ તે પુછાવ્યુ ધારાશાસ્ત્રીએ પોતાની ફુરસદની તારીખ અને સમય લખી મોકલ્યા એ પ્રમાણે હુ જે દિવસે તેને મળવા જનાર હતો તે દિવસે મે મિસ હોલ્કોમ્બને ચેતવણી આપી કે, " કદાચ હુ મોડો આવુ અથવા આજની રાત અહી ન આવુ તો ગભરાવુ નહી, કારણ કે, સર પર્સિવલ, દિવાનશાળામા બનેલા બનાવ પછી પારિસથી લડન આવ્યા હશે હુ અમેરિકા ગયો તે પહેલા તેમણે જેમ મારી પાછળ જાસુસ રાખ્યા હતા તેમ આ વખતે પણ જરૂર તેઓ મારી પાછળ જાસુસ રાખશે જો કે, હુ સર પર્સિવલને દીઠે ઓળખતો નથી પણ તેઓ મને ઓળખે છે, એટલે એક અગર તો એકથી વધારે કોઈ માણસો મારી પૂઠ પકડતા મને માલુમ પડશે તો તેઓને ભૂલાવો ખવરાવવા સારૂ હુ આપણા મકાનથી ઉંધી દિશામાજ જઇશ અને તેઓને ચક્કરમા નાખીને પાછો ફરીશ "

ધારાશાસ્ત્રીઓ મેશર્સ ગિલમોર અને કિરલેની, ચાન્સરી લેઈનમા આવેલી ઓફિસે જતા માગમા મને લગારે વિઘ્ન નડયુ નહીં

---

* મિ હાર્ટરાઇટે મેળવેલી આ હકીકતો અને પ્રમાણપત્ર, જેમના તેમ, આગલા પરિચ્છેદ ૫ થી ૧૧મા આપવામા આવેલા છે

મિ. ક્રિરલેને મે મારો પરિચય-પત્ર મોકલાવ્યો તેજ વખતે મારા મનમા અચાનક એક વિચાર સ્ફુર્યો કે, ઉતાવળ કરીને ધારાશાસ્ત્રી-ની ઓફિસે હુ આવ્યો, એમા મોટી ભૂલ થઈ મેરીઅનની નોધપોથી દ્વારા મે જાણ્યુ હતુ કે, બ્લેકવૉટર પાર્કમાથી મેરીઅને ધારાશાસ્ત્રીને લખેલો પહેલો કાગળ, કાઉન્ટ ફોસ્કોએ ફોડયો હતો બીજો કાગળ ફેની નોકરડી પાસેથી મેડમ ફોસ્કોએ ચોરી લીધો હતો આથી કાઉન્ટને ધારાશાસ્ત્રીની આફિસનુ ।શરનામુ બરાબર સ્મરણમા હોવુ જોઇએ, આ સરનામુ જાણ્યા પછી તે અને સર પર્સિવલ, અમારૂ છુપાવાનુ સ્થળ શોધી કાઢવા માટે ધારાશાસ્ત્રીના મકાન આગળ જાસુસોને બેસાડી રાખે એમા શક નહીં હુ કે મેરીઅન, લડનમા આવ્યા પછી સૌથી પહેલા ધારાશાસ્ત્રીને મળવાનાજ, એ કલ્પના કાઉન્ટ જેવા ચાણક્ય બુદ્ધિના માણસને ઉપજ્યા વિના રહેજ નહી હુ ખુલ્લી રીતે ધારાશાસ્ત્રીની ઓફિસમા દાખલ થઉ અને પછી બહાર નીકળુ તો તે જાસુસો મારી પૂઠ પકડીને સહેલાઇથી અમારૂ સ્થાન જાણી જાય આમ પહેલા જ પગલામા તેઓને સહેલાઇથી હુ ફાવી જવા દેવાની તક આપુ તો મારા જેવો હીનબુદ્ધિનો કોઇજ નહી, આથી હવે શુ કરવુ તેનો વિચાર હુ કરવા લાગ્યો અગાઉથી પત્ર લખીને મિ. કિરલેને જો મે કોઇક તદ્દન એકાન્ત સ્થાને મળવાની ગોઠવણ કરી હોત તો ઠીક થઇ પડત એમ હવે મને લાગ્યુ પણ તે નિરર્થક હતુ હવે તો ધારા-શાસ્ત્રીની ઓફિસમાથી નીકળતી વખત ખૂબ સાવચગીરી રાખવાનો અને મારી પાછળ જો કોઇ માણસો આવતા હોય તો તેમને ચક્રાવામા નાખવાનો મે ઠરાવ કર્યો

ઓફિસના બહારના ખડમા થોડીક ક્ષણ થોભાવ્યા બાદ મને મિ. કિરલેના ખાનગી ખડમા દાખલ કરવામા આવ્યો તે નાજુક બાધાનો, પાતળો, શાન્ત અને સયમ વૃત્તિવાળો ગૃહસ્થ હતો તેની આખો ચપળ હતી તે ધીમા અવાજે બોલતો હતો અને અજાણ્યાઓ આગળ પોતાનુ મન મોકળુ રાખીને વાતચીત કરે, એવા સ્વભાવનો નહતો બાહોશ

ધારાશાસ્ત્રીઓમા આવીજ પ્રકૃતિ હોવી જોઇએ, એમ મારૂ માનવુ હતુ. મને તેનો આ સ્વભાવ હાલના દાખલામા ઘણોજ ઉપયોગી થઈ પડયો જો તે ઉતાવળીઓ હોત તેમજ ભળભળીઓ હોત તો તેની સાથે મારે જે લાબી પરતુ ઘણા ખુલાસાઓવાળી વાતચીત થઈ, તે ન થઇ હોત

મે તેની સામે એક ખુરશી ઉપર બેસતા જણાવ્યુ " હુ અહીં જે કારણસર આવ્યો છુ તે કારણ જાહેર કરતા પહેલા મારે તમને જે વિગત કહેવાની છે તે હુ અત્યત ટુકાણમા જાહેર કરૂ તોપણ થોડોક વધુ સમય પસાર થશે, એવી મને દહેશત છે "

તેણે જવાબ દીધો " મિ હોલ્કોમ્બના કામ ખાતર જેટલો સમય રોકવો પડશે તે રોકવામા મને વાધો નથી જ્યા તેના લાભના પ્રશ્નો ઉભા થયા હશે ત્યા મારા પરમ સ્નેહી મિ ગિલ્મોરના પ્રતિનિધિ તરીકે માત્ર ધધાદારી રીતે નહી પણ અગત રીતે હુ સલાહ આપીશ મિ ગિલ્મોરે નિવૃત્તિનિવાસ ભોગવતી વખતે મને ખાસ સૂચના કરેલી છે કે, મિ. હોલ્કોમ્બના કામકાજમા મારે બારિક ધ્યાન આપવુ "

" કૃપા કરીને કહેશો કે, મિ ગિલ્મોર ઇગ્લાડમા છે કે નહી ?"

" ના તેઓ ઇગ્લાડમા નથી જર્મનીમા પોતાના સગા સાથે તેઓ રહે છે તેમની તબિયત સુધરી ગઈ છે પણ તેઓ પાછા ધધામા ક્યારથી જોડાશે, તે હુ જાણતો નથી "

મે વધુ વખત ન ગુમાવતા તેને બધા બનાવોથી સપૂર્ણ રીતે વાકેફ કર્યો તે સાભળીને, એ શાન્ત અને નિપૂણ ધારાશાસ્ત્રી ચોકી ઉઠયો તેથી મને નવાઇ લાગી નહી જેમ જેમ મે વિગતો એક પછી એક કહેવા માડી તેમ તેમ તેની શાતિ અને સયમવૃત્તિ દૂર નાસતા ગયા પણ મે છેક છેવટ સુધી તેને રજેરજ હકીકત કહેવા ઠરાવ કરેલો હોવાથી તે કહી અને તે બાદ તેને પુછ્યુ " મિ કિરલે, આ સબધમા તમારો શો અભિપ્રાય છે ? "

અભિપ્રાય આપીને બધાઇ જાય, તે ધારાશાસ્ત્રી નહીં આશ્ચર્ય અને અવિશ્વાસની પોતાની લાગણીઓનુ શમન કરીને તથા પુન સયમવૃત્તિ ધારણ કરીને તેણે મારા પ્રશ્નનો જવાબ દીધો " હુ મારો અભિપ્રાય જાહેર કરૂ તે પહેલા તમને થોડાક પ્રશ્નો કરીને મારી શકાઓનુ વાતાવરણ મારે સાફ કરવુ પડશે "

તેણે મને બહુજ બારિકાઇથી પ્રશ્નો પુછ્યા તે ઉપરથી હુ સમજી ગયો કે, હુ એક ઠગાયલો માણસ છુ એમ તે માને છે, એટલુ જ નહીં પણ મારી વિગતો ઉપર તેને વિશ્વાસ આવતો નથી તેના કેટલાક પ્રશ્નો તો એવા હતા કે, તે મને કાળી દાનતવાળો માણસ ગણતો હોય એમજ લાગે હુ ધારૂ છુ કે, જો મિસ હોલ્કોમ્બે મારી ભલામણ કરી ન હોત તો એક ઠગારી દિવાની મારફત હુ પારકી મિલ્કત પચાવી લેવાની એક મોટી ઠગાઇ કરવા તૈયાર થયો એક અઠગ ઠગારો છુ, એમ તેણે મને મોઢામોઢ કહી દીધુ હોત! મારી ઉલટ તપાસ તેણે પુરી કરી ત્યારે મે શાતિથી તેને પુછ્યુ " મિ કિર્લે, મે સત્ય હકિકત કહી છે, એમ તમે માનો છો ? "

તેણે ઉત્તર દીધો " તમારી માન્યતાઓના દૃષ્ટિબિન્દુથી જોતા મને લાગે છે કે, તમે સાચુજ બોલ્યા છો મિસ હોલ્કોમ્બ માટે મને ઘણુજ અગત માન છે અને તેથી આવી બાબતમા જે ગૃહસ્થની માન્યતાઓ ઉપર તેમણે વિશ્વાસ રાખેલો છે, તેને માન આપવાની હુ આનાકાની કરતો નથી જો તમારી ઇચ્છા હોય તો હુ આગળ વધીને કહીશ કે, વિનય અને દલિલને ખાતર હુ કબુલ કરૂ છુ કે, લેડી ગ્લાઇડ જીવતી હોવાનો મુદ્દો મિસ હોલ્કોમ્બની અને તમારી માન્યતાના દૃષ્ટિબિન્દુથી પુરવાર થયેલો છે પરતુ તમે મારી પાસે કાયદાના દૃષ્ટિબિન્દુથી અભિપ્રાય માગવા આવેલા છો જેથી એક ધારાશાસ્ત્રી તરીકે તો મારે તમને કહેવુ પડે છે કે, તમે કાયદાની અદાલતમા ફાવી શકો એવી મુદ્દલે સાબિતી તમારી પાસે નથી "

" શુ કાયદો મને કોઇ રીતે મદદગાર થઇ પડે તેમ નથી ? "

"ના હુ એ બાબત તમને સ્પષ્ટ રીતે સમજાવીશ લેડી ગ્લાઇડના મરણની સાબિતીઓ ખુલ્લી છે તેની ફોઇને પુરાવો છે કે, લેડી ગ્લાઇડ, કાઉન્ટ ફ્રાસ્કોને ત્યા ગઇ હતી, ત્યા માદી પડી હતી અને મરણ પામી છે ડાકટરનુ પ્રમાણપત્ર એક વધુ પુરાવો છે લેડી ગ્લાઇડનુ મરણ કુદરતી સ ચોગોમા થયુ હતુ, એમ તે પ્રમાણપત્ર ઉપરથી પુરવાર થાય છે લિમરિજમા તેનુ શબ લઈ જવામા આવ્યુ હતુ અને ત્યા યોગ્ય માનમરતબા સાથે તેની માની કબર આગળ તેને દાટવામા આવી છે, એ વિષે લિમરિજનો હરકોઇ રહીશ સાબિતી આપી શકશે મરનારની કબર અને તે ઉપરની તખ્તી સૌ કોઇ નિહાળી શકે તેમ છે આ સ્પષ્ટ સાબિતીઓ સામે તમે કાયદાની અદાલતમા કઇ સાબિતીઓ રજૂ કરી શકો તેમ છો ? દાટવામા આવી છે તે સ્ત્રી લેડી ગ્લાઇડ નથી એમ સાબિત કરવા માટે તમારી પાસે શા પુરાવા છે ? હવે તમારી વિગતોના મુખ્ય મુદ્દા તપાસીએ અને તે કેટલે સુધી ટકી શકે તેમ છે, તે વિચારીએ મિસ હોલ્કોબ, એક ખાનગી દિવાનશાળામા જાય છે અને દિવાની ગણાયલી એક સ્ત્રીને જુએ છે દિવાનશાળામા બધા જાણે છે કે, તે સ્ત્રીનુ નામ એની કેથેરિક છે, તે લેડી ગ્લાઇડને આબેહુબ મળતી છે, તે એકવાર દિવાનશાળામાથી નાસી ગઈ હતી અને બીજીવાર તેને ગયા જુલાઈ માસમા તેમા ફરીથી દાખલ કરવામા આવી છે, તે દિવાની પોતાને લેડી ગ્લાઇડ તરીકે ઓળખાવે છે પણ તેનુ મગજ ચસ્કેલ હોવાથી દિવાનશાળામા કોઇજ તેને લેડી ગ્લાઇડ તરીકે માનવાની ના પાડે છે આ બધી પુરવાર થયલી અને તદ્દન જાણીતી વિગતો છે હવે તેની સામે તમે શુ રજૂ કરી શકો તેમ છો ? મિસ હોલ્કોબે તેને જોતા જ પોતાની બહેન તરીકે માની લીધી, પરતુ તેણે દિવાનશાળાના માલિક પાસે જઇને પોતાની માન્યતા જાહેર કરી ? તેણે તે માલિકને સતોષ આપીને કાયદેસર રીતે તે બાઇનો છુટકારો કરાવ્યો ? ના તેણે શુ કર્યું ? દિવાનશાળાની એક સરક્ષિકાને લાચ આપી અને સરક્ષિકાએ તે બાઇને

નાસવા દીધી વારૂ એ રીતે નાઠા પછી પણ શુ બન્યુ ? મિ. ફેરલી-એ તે બાઇને પોતાની ભત્રીજી તરીકે ઓળખી ? ના નોકરોએ તેને પોતાની શેઠાણી તરીકે ઓળખી ? ના તેને પાસેના એકાદ ગામડા-મા રાખીને પોતાનુ અસ્તિત્વ પુરવાર કરવા તથા વધુ તપાસની કસોટીમાથી પસાર થવા દેવાની તક આપવામા આવી ? ના તેને લડન ખાતે તમે છુપી રીતે લાવ્યા મિસ હોલ્કોમ ઉપરાત તમે તેને લેડી ગ્લાઇડ તરીકે ઓળખી શક્યા, એમ કદાચ કહેશો, પણ તમે તેના સગા નથી–તેના કુટુબના જૂના મિત્ર પણ નથી તેનો સગો કાકો અને તેના જૂના નોકરો મિસ હોલ્કોમના કથનને પુષ્ટિ આપતા નથી અને વળી લેડી ગ્લાઇડ તરીકે તમે જે બાઇને સ્વીકા-રાવવા માગો છો, તેની પોતાની જ કેટલીક હકીકતો પરસ્પર વિરોધી છે તે કહે છે કે, હુ અમુક મકાનમા એક રાત સુતી હતી તમારો જ પુરાવો સાબિત કરે છે કે, તે મકાન આગળ તો તે ગઇ જ નહોતી વળી તમે કહો છો કે, તેના મગજની સ્થિતિ એવી ખરાબ છે કે, તપાસ અને પૂછપરછની કસોટીમાથી હાલ તુત તે પસાર થઈ શકે તેમ નથી, એટલે કે કાયદાની અદાલતમા કદાચ તેની જુબાની લેવામા આવે તો તે આપી શકે તેમ નથી પોતાની ઉપર થયલા અન્યાય સામે તે જાતેજ અત્યારે કાઈજ કહી શકે તેમ નથી બસ આટલા જ પુરાવા સહિત તમે જો કોઈ પચ સમક્ષ જાઓ તો જરૂર તે પચ તમારી વિરૂદ્ધ અભિપ્રાય આપે મિ હાર્ટરાઇટ, આ સિવાય બીજી કોઈ સાબિતીઓ તમારી પાસે છે ?”

તેને જવાબ આપતા પહેલા મને થોભી જવાની અને વિચાર કરી જોવાની ફરજ પડી એક અજાણ્યા માણસના દૃષ્ટિબિન્દુથી લૉરાની અને મેરીઅનની વિગતો વિષે ચોકાવનારો અભિપ્રાય મને આજે સૌથી પહેલો જણાવવામા આવ્યો–અમારા માર્ગની વચમા કેવી ભયકર મુશ્કે-લીઓ પડેલી છે તે ખુલ્લા આકારમા આજે સૌથી પહેલી વાર મને દર્શાવવામા આવી

મે કહ્યું "એ બાબતમા તો શકા નથી કે, તમે જે રીતે વિગતો તપાસી તે રીતે તપાસવામા આવે તો નિર્ણય અમારી વિરુદ્ધ થાય, પણ—"

તેણે અધવચ કહ્યુ "પણ એ વિગતોના ખુલાસાઓથી નિર્ણય તમારી તરફેણમા આવે, એમ તમારૂ ધારવુ ભૂલભરેલુ છે આ મુદ્દામા ધારાશાસ્ત્રી તરીકે મારો શો અનુભવ છે, તે હુ તમને કહીશ એક ઈગ્લિશ પચ કદી અદરખાનેની અને ખુલાસાઓવાળી વિગતો ઉપર ધ્યાન આપતુ નથી, પણ ખુલ્લી વિગતો ઉપર જ ધ્યાન આપે છે દાખલા તરીકે, લેડી ગ્લાઇડ (દલિલને ખાતર હુ તેના વિષે એ નામે વાતચીત કરૂ છુ ) કહે છે કે, હુ અમુક મકાનમા સુતી હતી પણ તે ત્યા સુતી નહોતી એમ પુરવાર થાય છે તમે એ બનાવનો ખુલાસો એવો આપો છો કે, તેના મનની સ્થિતિ નિર્બળ હતી અને તેનો એ ખોટો ભ્રમ હતો પણ અદાલતનુ પચ તો એમ જ કહેશે કે, તેનુ પોતાનુ કથન ખરી હકીકતથી ઉલટુ જતુ જણાય છે, જેથી તમારો ખુલાસો માનવાજોગ નથી"

મે પુછ્યુ "પણ વધુ પુરાવાઓ ધીરજથી અને મહેનતથી શોધી કાઢવા શુ શક્ય નથી ? મિસ હોલ્કોમ પાસે અને મારી પાસે થોડાક નાણા છે—"

"મિ. હાર્ટરાઇટ, તમારી પોતાની જ હકીકત સાથે આ અભિપ્રાય મર ખાવી જુઓ જો તમારૂ એ કહેવુ ખરૂ હોય કે, સર પર્સિવલ અને કાઉન્ટ ફોસ્કો, તમને વધુ પુરાવાઓ મેળવતા અટકાવી શકે એવી સ્થિતિમા છે, તો તમારા નાણા કામમા નહી આવે સેકડો પૌડનુ ખર્ચ કરીને તમે મહેનત કરશો તો તેઓ હઝારો પૌડનુ ખર્ચ કરીને મહેનત કરશે આ દાખલામા સૌથી મોટી ગુચ, ઓળખવાને લગતી છે એક સરખા ચહેરાવાળાઓના દાખલામા સાબિતીઓ ઉપરથી સત્ય નિર્ણય ઉપર આવવુ એ સૌથી વધારે કઠણુ કામ છે સામાન્ય મુકદ્દમાઓમા પણ એ વિષે કઠણાઇ ઉભી રહે છે તો આ અસામાન્ય અને ગુચવણથી

ભરપૂર મુકર્દમા વિષે કહેવુજ શુ ? મને તો આ બાબતમા કાયદાની અદાલતનો આશ્રય લેવા જેવી એક પણ સતોષકારક સાબિતી લાગતી નથી ”

મે પુછયુ “ સાહેબ, મારૂ અતકરણ એ વાત કબુલ કરતુ નથી મળતા ચહેરાથી આ મુશિબતો ઉભી થઇ છે, એટલે ચહેરા ઉપરથી ઓળખાણ કરાવવાનો સવાલ બાજુએ મૂકીએ તોપણ શુ બીજી કોઈ સાબિતીઓ વડે અમારૂ સત્ય અમે ‘સત્ય’ તરીકે પ્રતિપાદન કદી શકીએ તેમ નથી ?”

તેણે જવાબ દીધો “ તમારી સ્થિતિ જોતા તો તમે તેમ કરી શકશો નહી બધી સાબિતીઓમા સૌથી વધારે સાદી અને ચોકસાઇ ભરેલી સાબિતી, તારીખોની સરખામણીમાથી મળે, પણ ખરી તારીખો તમે કોઇ રીતે મેળવી શકો તેમ નથી, એ દેખીત છે જો તમે એમ સાબિત કરી આપો કે, ડાકટરના પ્રમાણપત્રની તારીખ અને લેડી ગ્લાઇડ બ્લેકવૉટર પાર્કમાથી લડન ખાતે કરલી મુસાફરીની તારીખ હેરફેર છે—જૂદી છે—તો આ આખોએ સવાલ જૂદુ સ્વરૂપ લેશે ”

“ મિ. કિરલે, લેડી ગ્લાઇડે જે તારીખે મુસાફરી કરી હતી તે તરીખ અમે જરૂર મેળવીશુ ”

“ જે દિવસે તમે એ તારીખ શોધીને મારી પાસે આવશો તે દિવસે હુ તમને કાયદાની અદાલતનો આશ્રય લેવાની સલાહ આપીશ જો આ મુદ્દામા તમે ફત્તેહમદ થઇ શકો તો આખો મુકર્દમો ફત્તેહમદ થશે ”

મે કહ્યુ “ હાલ તુર્ત તો તે તારીખ શોધી શકાય તેમ નથી મિસિસ મિચેલસનને કે લેડી ગ્લાઇડને તે યાદ નથી ફક્ત તે યાદ હોય તો બેજ જણને હોય–સર પર્સિવલ ગ્લાઇડને અને કાઉન્ટ ફોસ્કોને ”

મિ. કિરલેના શાન્ત વદન ઉપર સહસા સ્મિત ફરકયુ તેણે કહ્યુ- “ એ બે ગૃહસ્થોની વર્ત્તણુક વિષે તમે જે અભિપ્રાય બાધો છો, તે જોતા, તેમના તરફથી તમને એ તારીખ કહેવામા આવે, એવુ તમે માનો છો ? જો તે બે જણે પ્રપચથી પુષ્કળ નાણા મેળવવાનો ઇરાદો રાખ્યો

હોય તો તેઓ તે તારીખ તમારી આગળ તો શુ પણ બીજા કોઇની આગળ જાહેર કરે નહી ”

“ મિ. ફિરલે, તે જાહેર કરવાની તેમને ફરજ પાડવામા આવશે ”

“ એવી ફરજ પાડનાર કોણ છે ?”

“ હુ ”

અમે બન્ને ઉઠયા તે મારા તરફ વધારે લાગણી બતાવતો હોય એવી રીતે જોઈ રહ્યો તેણે કહ્યુ “ તમે આ બાબતમા ઉથલપાથલ કરવાનો દઢ નિશ્ચય કરેલો લાગે છે એ માટે તમારો કાઇક પણ અગત હેતુ હોવો જોઇએ પણ તે જાણવાની મને જિજ્ઞાસા નથી હુ માત્ર અત્યારે એટલુ જ કહીશ કે, જો તમે વધુ સાબિતીઓ લાવશો તો હર-કોઈ વખતે તમને મદદ આપવા હુ તત્પર રહીશ સાથે સાથે મારે કહી દેવુ જોઇએ કે, કાયદાની અદાલતમા જવુ હોય તો હમેશા નાણાનો સવાલ નડે છે કદાચ તમે લેડી ગ્લાઇડિ જીવતી હોવાનુ સાબિત કરી આપશો તોપણ તેની મિલ્કત તેને પાછી મેળવી આપવાના સબધમા બહુજ થોડી આશા છે અદાલતમા મુકર્દમો નોધાવીને શરૂ કરવામા આવે તે પહેલા જ વિદેશી ઉમરાવ આ દેશમાથી જતો રહે, એ બનવા જોગ છે અને સર પર્સિવલની મુશ્કેલીઓ કાઇ ઓછી નથી પોતાના દેવાને અગે તેમણે પોતાને મળેલી બધી જ રકમ પોતાના લેણદારોને આપી દીધી હોય, એ પણ બનવાજોગ છે અલબત્ત, તમે જાણો છો કે—”

મે તેને અહી અટકાવીને કહ્યુ “ લેડી ગ્લાઇડના નાણાની બાબતમા આપણે કાઇજ ચર્ચા ન કરવી, એવી મારી વિનતિ છે મને એ નાણાંને લગતી કશીજ માહિતી નથી. ફક્ત મને એટલી માહિતી છે કે, તેના નાણા બીજાઓના હાથમા ગયા છે નાણાંને લગતા કાઇ અગત હેતુથી હુ આ કામમા વચ્ચે પડયો નથી કોઇ અગત હેતુસર હુ લેડી ગ્લાઇડની સેવા કરવાની વૃત્તિ જ રાખતો નથી હુ તો તેને ન્યાય અપાવવા ચાહુ છુ જે ઘરમા તેનો જન્મ થયો હતો, તેમાથી

એક અજાણી તરીકે તેને બહાર કાઢી મૂકવામા આવી છે-તેના મૃત્યુના જુઠ્ઠાણાની નોધ, તેની માતાની કબર ઉપર અમરલેખ રૂપે કોતરાઇ રહી છે-અને બે માણસો એવા હયાત છે કે જેઓ તે માટે જોખમદાર છે, છતા પણ તેઓને શિક્ષા થઇ નથી સાહેબ, તેનુ મકાન પુનઃ તેનો સ્વીકાર કરવા માટે ઉઘાડવામા આવશે અને તેની પાયદસ્ત પાછળ કબરસ્તાન સુધી જનાર પ્રત્યેક જણની હાજરીમા કુટુબના વડા તરફથી કબરની તખ્તીમાના અક્ષરો છેકી નાખવામા આવશે, એટલુ જ નહી પણ ઉપર્યુક્ત શિક્ષા નહી પામેલા બે માણસો પોતાના ગુન્હાનો એકરાર મારી રૂબરૂમા કરશે ભલે, આ દુનિયાના ન્યાયાસન પર વિરાજનારા ન્યાયાધીશો તે ગુન્હેગારોના ગુન્હાના એકરાર કરાવવા શક્તિમન્ત નહી હોય, તોપણ આખરે એ એકરાર હું તેમની પાસે કરાવીશ ત્યારેજ જપીશ. એ હેતુ માટે મે મારૂ જીવન અર્પવાનો દૃઢ નિશ્ચય કર્યો છે અને હું એકલો છુ તે છતા પણ, પ્રભુની સહાયથી મારો હેતુ બર લાવીશ ”

તે પોતાના મેજ પાસે ગયો અને કાઇ જ બોલ્યો નહી તેના મુખ ઉપરથી જણાતુ હતુ કે, હુ તદ્દન નકામી વાતો કરૂ છુ તેથી તેને કટાળો ઉપજ્યો છે તેણે હવે મને સલાહ આપવાનુ માડી વાળ્યુ હોય એમ મને લાગ્યુ મે કહ્યુ “ મિ. ફિરલે, આપણે જૂદા અભિપ્રાય કાયમ રાખીશુ અને ભવિષ્યના બનાવો શો નિર્ણય કરે છે, તે ઉપર આધાર રાખીશુ દરમ્યાન તમે મારી હકીકત શાન્તિથી સાભળી છે તે માટે હુ તમારો આભાર માનુ છુ તમારી સલાહથી હુ એટલુ તો ખુલ્લુ સમજી શકયો છુ કે, કાયદેસર ઉપાયોથી અમારૂ કામ ફત્તેહમદ થવાની આશા નથી અમે કાયદાને જોઇતી સાબિતીઓ પુરી પાડી શકીએ તેમ નથી અમે એવા પૈસાપાત્ર નથી કે અદાલત ખાતે પુષ્કળ રકમ ફાજલ પાડી શકીએ આટલુ પણ તમારી સલાહથી મને જાણવાનું મળ્યુ છે, એમા શક નથી ”

હુ તેને નમન કરીને તે ખડમાથી બહાર નીકળવા દરવાજા તરફ ગયો તેણે મને પાછો બોલાવ્યો અને મારા હાથમા એક પત્ર મૂકયો.

તેણે કહ્યુ " ટપાલ મારફત થોડાક દિવસ ઉપર આ પત્ર આવ્યો છે. તે મિસ હોલ્કોબનો છે તમે તેમને તે આપશો ? સાથે સાથે તેમને મારા તરફથી એટલુ કહેજો કે, જે વિગતો અત્યાર સુધી મને કહેવામા આવી છે તે ઉપરથી તો હુ બહુ જ દિલગીર છુ કે, તેમને નાપસદ પડે એવી સલાહ આપવા સિવાય બીજુ કાઈ હુ કરી શકયો નથી "

મે તે પત્ર લીધો અને એક છેલ્લો પ્રશ્ન કરીને તેની પાસેથી જાણી લીધુ કે, સર પર્સિવલ, પારિસથી હાલમા લડન ખાતે પાછા આવેલા છે ધારાશાસ્ત્રીની ઓફિસમાથી બહાર નીકળીને હુ જેવો સરિયામ રસ્તા ઉપર ચાલવા લાગ્યો કે તરતજ મારા જોવામા બે માણસો આવ્યા હુ અમેરિકા ગયો તે પહેલા મારી પાછળ જે જાસુસો ફરતા હતા તેમાનો એક અત્યારે પણ મારી પૂઠ પકડી રહ્યો હતો અને બીજો માણસ કોઇક અજાણ્યો હતો મે અગાઉથી ધારી રાખ્યુ હતુ તેમજ આ બે જાસુસોને થાપ આપવા માટે પ્રયત્નો શરૂ કર્યા હુ એકદમ પાછો ફર્યો તે બે જણ ઉભા રહી ગયા હુ તેમની લગોલગ થઇને પસાર થયો અને એમ કરતા મે બરાબર તે બન્નેના ચહેરા નિહાળી લીધા પાછો ફરીને થોડોક વખત હુ સીદ્ધો ને સીદ્ધો ચાલ્યો પણ એક વાકી ગલી આવતા હુ તરતજ તેમા વળી ગયો બે ત્રણ વખત ખાસ તેઓને છેતરવા મે આડા માર્ગોએજ જવુ ચાલુ રાખ્યા બાદ એક જોશબધ જતી ખાલી ગાડીમા હુ ચઢી બેઠો અને તેના હાકનારને જોશબધ હાઇડ પાર્કમા હાકવા મે વરદી આપી મારી પાછળ પડેલા જાસુસોને કોઈ ખાલી ગાડી તે ઘડીએ મળી નહીં તેથી થોડોક વખત તેઓ મારી ગાડીની પાછળ દોડયા, પરતુ તેમનુ કાઇ વળ્યુ નહીં હાઇડ પાર્ક આગળ જ્યારે હુ ગાડીમાથી ઉતર્યો ત્યારે તે બેમાંનો કોઈ પણ મારા જોવામા આવ્યો નહીં હાઇડ પાર્કમા થઇને હુ એક ખુલ્લા અને વિશાળ મેદાનમા ગયો ત્યા પણ તેઓને મે જોયા નહીં આખરે હું તેમને થકવી શકયો છુ એવો સતોષ ધારણ કરીને હું ઘર તરફ વળ્યો અને રાત્રિ પડયા પછી ત્યા પહોચ્યો

ઘેર પહોચતા મને જણાયુ કે, મેરીઅન, મારી રાહ જોતી બેઠી હતી અને લૅારા નિદ્રાવશ થઇ ગઇ હતી તેણે પેન્સિલથી દોરેલા બે ચિત્રો, એક મેજ ઉપર પડયા હતા તે તપાસતો અને મેરીઅનને ધાગશાસ્ત્રી સાથેની મારી વાતચીતનુ બ્યાન આપતો હુ મેજ પાસે બેઠો મારી પાછળ જાસુસો પડેલા હોવા વિષે મે જ્યારે તેને કહ્યુ ત્યારે તે બોલી "બહુજ ખરાબ સમાચાર ! આપણે અત્યત સાવચેતીથી રહેવુ પડશે એમા શક નથી " મે તેને તેનો પત્ર આપ્યો તે ઉપરના હસ્તાક્ષર જોઇને તે ચમકી મે કહ્યુ " એ લખનારને તમે ઓળખતા લાગો છો "

" હા આ કાગળ કાઉન્ટ ફૉસ્કોએ લખેલો છે" એમ કહીને તે પત્રનુ વાચન તેણે શરૂ કર્યું જેમ જેમ તે પત્ર વાચતી ગઈ તેમ તેમ તેના મો ઉપર ક્રોધના ચિહ્ન મને ભાસ્યા એ પત્ર તેણે મને વાચવા આપ્યો, જેમા નીચે મુજબ લખાણ હતુ

"મારા પ્રત્યે તથા તમારા પ્રત્યે માનવત ગુણપૂજનની ઉર્મિથી પ્રેરાઇને, હે મહાન્ મેરીઅન ! હુ આ પત્રમા તમારો શાન્તિને ખાતર આશ્વાસનના બે શબ્દો લખુ છુ

કશોજ ભય રાખશો નહી ! તમારી કુદરતી પ્રેરણાબુદ્ધિનો સદુપયોગ કરીને હાલમા જે નિવૃત્તિનિવાસ તમે ભોગવો છો, તેમાજ રહેશો પ્રિય અને પૂજનીય પ્રમદે ! જાહેર થવાનુ જોખમ વહોરશો નહીં ત્યાગ એક મહાન ગુણ છે—તેનુ અવલબન કરશો સાદુ અને કરકસર વાળુ ગૃહજીવન માનવમનને ઉત્સાહ અર્પે છે—એ ઉત્સાહ તમે બેલાશક પ્રાપ્ત કરશો જીવનદાવાગ્નિ, એકાન્ત રૂપ ગુહામા હમેશા શાન્ત થાય છે —તોફાની વટાળીઓ એ ગુહા આગળથી નિ સદેહ ઇજા કર્યા વિના પસાર થાય છે ખુશીથી રહો—પ્રિય સન્નારી ! એ ગુહામા નિશ્ચિત મને રહો હુ તમારૂ એ જીવન મજુર કરૂ છુ તમારા મનને અશાન્ત બનાવે એવી કોઇ પણ નવીન આપત્તિ હવે તમારે શિરે નહીં આવે, એની હું ખાત્રી આપુ છુ તમારા નિવૃત્તિનિવાસમા તમારી સાથે જે કોમળ પુષ્પ છે, તેને ઝુટવી લેવાના યત્નો હવે કોઇજ કરશે નહી તેને તમારા

હૃદયમંદિરમાં એક નવી દિવાનશાળા મળી છે અમોલ દિવાનશાળા ! –મને તેની ઈર્ષા આવે છે પણ એ જ દિવાનશાળામાં હવે તે ભલે પુરાઇ રહે

એક માયાળુ ચેતવણી—એક પિતૃપ્રેમભરી ચેતવણી–અતમાં આપીને હું તમને ઉદ્‌બોધન કરવાના મોહમાંથી છુટો થઇશ—તમને રાહત આપનારો આ પત્ર બંધ કરીશ

હવે તમે જેટલે સુધી પહોચ્યા છો તેટલેથી આગળ વધવું બંધ રાખશો, કોઈ નવીન ગંભીર લાભ મેળવવાની પ્રવૃત્તિમાં પડશો નહી, કોઇને ત્રાસ આપશો નહી હું તમને વિનતિ કરૂં છું કે, મને પાછો પ્રવૃત્તિક્ષેત્રમાં બળાત્કારે ઘસડશો નહી–મને પ્રવૃત્તિમય જીવનથી ટેવાયલાને હવે નિવૃત્તિ જોઇએ છે મારી શક્તિઓનો મારે દુરૂપયોગ કરવો નથી તમે નિવૃત્તિથી રહેશો તો હું પણ તમારી ખાતર નિવૃત્તિમાં રહીશ જો તમારા કોઇ ઉતાવળીઆ મિત્રો હોય તો તેમને અગ્નિમાં કુદી પડતા અટકાવજો જો મિ હાર્ટરાઇટ ઇગ્લાંડ પાછો આવે તો તેની સાથે કાઇજ સબંધ રાખશો નહી હું મારા પોતાના પસંદ કરેલા એકાન્ત માર્ગમાં વિચરૂં છું અને પર્સિવલ મારી પાછળ આવે છે પણ જે દિવસે મિ હાર્ટરાઇટ અમારા માર્ગમાં અધવચ્ચ ઉભો રહેશે તે દિવસે નક્કી તે પોતાના વિનાશકાળને નોતરશે ”

ઉપર્યુક્ત પત્રની નીચે ફક્ત ‘ ફે ” સંજ્ઞા લખેલી હતી અને એ સંજ્ઞાની આસપાસ ફુલની એક વેલ ચીતરવામાં આવી હતી તિરસ્કારથી અને ક્રોધથી મે તે કાગળ મેજ ઉપર નાખી દીધો, અને મેરીઅનને કહ્યું “ તે તમને ભડકાવવા માગે છે, પણ હું ખાત્રીથી કહું છું કે તે પોતે પણ ભડકી ઉઠયો છે ”

આ ઉદ્ધત પરિચિતતાની શૈલિમાં લખાયલા પત્રથી તે અત્યંત ક્રોધિત થઇ હતી મારી ટીકા સાંભળીને આવેશથી પોતાના હાથ મસળતી અને આંખોમાંથી અપૂર્વ ચમત્કાર ફેરતી તે બોલી “ વૉલ્ટર ! જો કોઈ પણ દિવસે આ બે જણ તમારી દયાને પાત્ર બનવા જેવી

સ્થિતિમા મૂકાય તો તે દિવસે કદાચ દયા કરવી હોય તો એક જણ ઉપર કરજો પણ આ કાઉન્ટને તો છુદી જ નાખજો ”

“ સમય આવતા હુ નહીં ચૂકુ, અને મારી સ્મરણશક્તિ તાજી રહે તે માટે હુ આ પત્ર જાળવી રાખીશ ”

મે તે પત્ર મારા પાકીટમા બીજા અગત્યના કાગળીઆ સાથે મૂકયો મારા તરફ ટગર ટગર જોઇ રહ્યા પછી તેણે કહ્યુ “ તમે કહો છો કે, સમય આવતા તમે ચૂકશો નહી, પણ એ સમય કયારે આવશે ? ધારાશાસ્ત્રી સાથેની વાતચીત પછી તમે શુ આ લોકોને તાબે કરી શકો, એવી ખાત્રી રાખો છો ? જાણે તમારા મનમા પ્રતિસ્પર્ધીઓને હફાવવાની ખાત્રી હોય તેમ તમે ભવિષ્યકાળ વિષે ખાત્રીપૂર્વક કેમ બોલો છો ? ”

“ મેરીઅન, સમયની ગણત્રી મે આજથી કરી નથી આજે તો માત્ર મારે બદલે બીજો માણસ કાઇ કરી શકે તેમ છે કે નહીં, તે વિષે પૂછપરછ કરી જોઇ છે હુ આવતી કાલથી સમયની ગણત્રી કરીશ–”

“ આવતી કાલથી શા માટે ? ”

“ કારણ કે, આવતી કાલથી હુ પોતે કામ શરૂ કરવાનો છુ ”

“ કેવી રીતે ? ”

“ પ્રાત કાળમા હુ બ્લેકવૉટર જઇશ અને સાજે પાછો આવીશ ”

“ બ્લેકવૉટર જવાની શી જરૂર ? ”

“ મિ કિરલેને ત્યાથી પાછા ફરતા મને વિચાર કરવાનો અવકાશ મળ્યો હતો એક મુદ્દામા તેનો અભિપ્રાય, મારા અભિપ્રાયને વધારે મજબુત કરે છે **લૉરાએ કઈ તારીખે લિમરિજથી લડનની મુસાફરી કરી,** તે શોધી કાઢવા માટે આપણે આકાશ અને પાતાળ એકઠા કરવા જોઇએ આ આખા કાવતરામા એજ નબળો મુદ્દો છે લૉરા એક જીવતી સ્ત્રી છે, એવુ પુરવાર કરવાની જો આપણી ઇચ્છા હોય તો તે તારીખ શોધી કાઢવામા જ આપણી ફત્તેહની ચાવી છે ”

"હુ ધારૂ છુ કે, તમારો ઉદ્દેશ એ તારીખ મેળવવામા એવુ પુરવાર કરવાનો છે કે, ડાકટરે તેના મરણનુ પ્રમાણપત્ર જે દિવસે આપ્યુ તે દિવસે લૅારા, બ્લેકવૅાટર પાર્ક છોડીને બીજે કયાએ ગઈ નહોતી, પરતુ **તે તારીખ પછી** લડન ગઈ હતી "

"બરાબર. મારો ઉદ્દેશ તેજ છે "

"તમે શા ઉપરથી એમ ધારો છો કે, **તેના મરણની તારીખ પછી** તે લડન ગઇ હતી? લૅારા તો એ મુદ્દામા આપણને કાઇ જ મદદ કરી શકે તેમ નથી, કારણ ક તેને તો કોઇ તારીખ યાદ નથી "

"મારૂ અનુમાન નીચે મુજબ છે -દિવાનશાળાના માલિકે તમને કહ્યુ હતુ કે, તેને તે સસ્થામા તા ૨૭ મી જુલાઇએ દાખલ કરવામા આવી હતી મરણની તારીખ ૨૫ મી જુલાઈ જણાવવામા આવી છે પણ મને શકા ઉપજે છે કે, તેની આસપાસ જે કારસ્થાન રચાતા હશે તેનાથી તેને બિનવાકેફગાર રાખવા સારૂ એક રાત કરતા વધુ વખત સુધી બેશુદ્ધ રાખવાની કાઉન્ટની હિમ્મત ન ચાલે તા ૨૫ મીએ સાજે લેડી ગ્લાઇડ લડન પહોચી હોય તો તે તારીખની રાત તેમજ તા ૨૬ મીનો આખો દિવસ, અને વળી તારીખ ૨૬ મીની રાત-એમ ૩૬ કલાક સુધી કાઉન્ટ આ પ્રપચ મુલતવી રાખે નહીં આથી હુ માનુ છુ કે, લૅારાએ તા ૨૬ મીએ મુસાફરી કરી હોવી જોઇએ એટલે કે, ડાકટરે તેના મરણનુ પ્રમાણપત્ર આપ્યુ તે **તારીખ પછી એક દિવસ મોડી** તે લડનમા પહોચી હોવી જોઇએ માત્ર ૨૬મી તારીખની રાતે જ કાઉન્ટે તેને બેશુદ્ધ રાખી હોવી જોઇએ અને ૨૭ મી તારીખે તે તેને દિવાનશાળામા લઈ ગયો હોવો જોઇએ આપણે એ પુરાવો મેળવવા મથવાનુ છે "

"તમારૂ અનુમાન કદાચ ખરૂ હોય, એમ હુ માનુ છુ, પણ તે તારીખ શી રીતે મેળવશો?"

"નિર્દોષ માણસો કદાચ તે તારીખ ભૂલી જાય, એ સભવિત છે; પણ ગુન્હેગારો તો કદાપિ ભૂલી જાયજ નહીં હુ ખાત્રીપૂર્વક માનુ

છુ કે, સર પર્સિવલ અને કાઉન્ટ ગુન્હેગાર છે, અને તેઓ તે તારીખ જાણે છે તેઓએ આપણને તે જણાવવી જ જોઇએ મિસિસ મિચે લસને આપણને પુરી પાડેલી વિગતો મુજબ, બ્લેકવૉટર ખાને જઇને હુ મિ. ડૉસનને તથા ગાડીવાનને તથા જ્યાથી સર પર્સિવલની ગાડી પાછી ફરી હતી તે નોલ્સબરી ગામડાના વીશીવાળા બુઢ્ઢાને મળીશ અને જો તેઓમાના કોઇને તારીખ યાદ હશે તો ઠીક, નહીતર સર પર્સિવલ અને કાઉન્ટ પાસેથી ચાહે તેવુ જોખમ ખેડીને પણ હુ તે તારીખ મેળવીશ "

મેરીઅને કહ્યુ "સૌથી પહેલા કાઉન્ટની જ ખબર લ્યો"

હુ સમજી ગયો કે, કાઉન્ટ પ્રત્યેના તિરસ્કારથી તેણે મને સૂચના કરી છે, પણ કાઉન્ટને એકદમ તાબે કરવો, એ અશક્ય હતુ, તેથી મે કહ્યુ "કાઉન્ટની સાથે તો ખૂબ ખબરદારીથી અને ખૂબ વિચાર પછી કામ પાડવુ પડગે તેનો વારો હજી હમણા આવ્યો નથી તેની જિદગીનુ કાઇક કલક જો મારા જાણવામા આવે તો તેની હમણા જ ખબર લઉ, પણ હજી સુધી હુ કે તમે તે જાણતા નથી, એજ મુશ્કેલી છે"

કાઉન્ટનો વારો હજી આવ્યો નથી, એમ સાભળીને તે નિરાશ થઇ ગઈ, પણ મે તેનામા એક બીજા મુદ્દાથી ઉત્સાહ જાગ્રત કર્યો "પણ મેરીઅન! સર પર્સિવલના જીવનમા ક્યાક પણ કાળુ ધાબુ છે, એટલુ આપણે બન્ને જાણીએ છીએ—"

"બરાબર એની કેથેરિક તેના જીવનની 'ગુપ્ત વાત' કહેવા માગતી હતી—"

"તે જ તેનું કલક એ કલકની વિગત આપણે જાણતા નથી. પણ તેના પોતાનાજ શબ્દો તમે છુપાઇને સાભળ્યા હતા કે, "મારી પત્ની મારો નાશ કરે એટલુ બધુ જાણવા પામી છે" એજ શબ્દોથી સાબિત થાય છે કે, તેના જીવનનો ભેદ ભયકર છે નાણાના હેતુ ઉપરાત કદાચ એ ભેદ જાણી જનારને શિક્ષા કરવાના હેતુથી સર પર્સિવલ, આ કાવતરામા ભળ્યા હોય ગમે તે હો, એ ભેદ હુ સમય આવ્યે ઉકેલવા

મથીશ સર પર્સિવલનો એ ભેદ જાણીને તેને તેના ઉચ્ચ સ્થાનેથી હુ જરૂર નીચો પટકાવીશ પણ એ માટે ધીરજની જરૂર છે શરૂઆતના પગલામા તો હુ બીજાઓ મારફત લૉરાની મુસાફરીની તારીખ મેળવવા યત્ન કરીશ પછી સર પર્સિવલનો વારો આવશે અને પછી ફાઉન્ટનો વારો ”

તે શાતિથી મારૂ કહેવુ સાભળી રહી મે આગળ કહેવા માડયુ “ મેરીઅન, મારો જૂનો વહેમ હજી પણ મારા મનમા કાયમ છે હુ ફરીથી કહુ છુ કે, સફેદ વસ્ત્રવાળી સ્ત્રી આપણા ત્રણેના જીવનમા એક જીવતી લાગવગ રૂપ છે કબરમા સુતેલી એની કેથેરિક આપણને માગદિશા સુઝાડે છે અને તેથી હુ માનુ છુ કે, પ્રતિસ્પર્ધીઓના અતનો દિવસ નિર્માણ થઈ ચૂક્યો છે—આપણે એ દિવસ નજદિક ને નજદિક લાવતા જઇએ છીએ ”

---

## પરિચ્છેદ ૧૬

---

### નવી વિગતો—નવુ અજવાળુ.

હેપશાયરમા મારી બધી તપાસ નિરથક નીવડી મને કોઇ તરફથી આશાના કિરણો દેખાયા નહી ડા. ડૉસનને ત્યા તપાસ કરતા તેણે મિસ હોલ્કોબની દવા કરવાનુ ક્યારથી શરૂ કર્યું અને ક્યારથી બધ કર્યું તે વિષે મને માહિતી મળી, પણ તે ઉપરથી લૉરાએ ક્યારે મુસાફરી કરી તે તારીખની ખાત્રી થઈ શકી નહી ડાક્ટરે મિસ હોલ્કોબની દવા બધ કરી અને ફરીથી શરૂ કરી તે દરમ્યાન જે દિવસો વહી ગયા તેમા બ્લેકવૉટરમા શુ થયુ તેને લગતી કોઇ જાતની ખબર ડાક્ટરને નહોતી, કેમકે તે પોતે માદો રહ્યો હતો મિસિસ મિચેલસને ગાડીવાનને કયે દિવસે ડાક્ટરને ત્યા મોકલ્યો હતો તેની નોધ પણ ડાક્ટર પાસે નહોતી.

ડાકટર પાસેથી નિષ્ફળ થઇને હુ નોલ્સબરી ગયો ત્યા મને માલુમ પડયુ કે, જે વીશીવાળો સર પર્સિવલની ગાડી, બ્લેકવૉટરમા લાવ્યો હતો તે હાજર નહોતો તેની વીશી બહાર એક જાહેરનામુ ચોઢીને, વીશી બધ કરવામા આવી છે, એવી ખબર જાહેર કરવામા આવી હતી પૂછપરછથી મને ખબર મળી કે, બે માસથી વીશી બધ કરીને તે બુઢ્ઢો કયાક ચાલ્યો ગયો છે!

નોલ્સબરીથી બ્લેકવૉટર પાર્ક આગળ આવીને ગાડીવાનને મિસિસ મિચેલસન સબધી સભ્યતાપૂર્વક ઓળખાણના શબ્દો કહીને, સર પર્સિવલ હાલમા આ બગલામા નથી એવુ મે જાણી લીધુ તેઓ અહીંથી ક્યારે ગયા, એ વિષે પૂછતા જુલાઈ માસના છેલ્લા દશ દિવસોમાના એકાદ દિવસે તેઓ ગયા છે અને ત્યાર પછી પાછા ફર્યા નથી, એવો જવાબ તેણે દીધો આ રીતે લૉરાની મુસાફરીની તારીખ તેની પાસેથી પણ નક્કી કરી શકાઇ નહી

મારી આ પ્રાથમિક પૂછપરછ અહીં પુરી થતી હતી મને ખબર હતી કે, મારી તપાસનુ પરિણામ આ સાધારણ માણસો મારફત મને સતોષ ઉપજે એવુ આવનાર નથી હવે મારે વિશેષ મહેનત કરવાની રહી એ મહેનત કયા અને કેવી રીતે કરવી?

મિસ હૅાલ્કોમ્બને મે જણાવ્યુ હતુ કે, નિર્દોષ માણસો પછી સર પર્સિવલનો વારો હવે એ ગૃહસ્થ ગણાતા બદમાશને જ મારે સપડાવવો રહ્યો તેના જીવનનુ ગુપ્ત રહસ્ય જાણવાથીજ તેને સપડાવી શકાય એ રહસ્ય જાણનાર બે વ્યક્તિઓ હતી, એમ સર પર્સિવલે, કાઉન્ટને કહ્યુ હતુ એ બે વ્યક્તિઓ—મરનાર એની કૈથેરિક અને તેની મા તેની મા હજી જીવે છે તે કેવા સ્વભાવની છે અને હાલમા કેવુ જીવન ગાળે છે, તે જાણવા સારૂ કોની પાસેથી માહિતી મેળવી શકાય? મને યાદ આવ્યુ કે, એની કૈથેરિકને હુ કબરસ્તાનમા મળ્યો ત્યારે તેની સાથે મિસિસ કલેમટ્સ નામની બાઈ આવી હતી એ બાઇની સાથે એની કૈથેરિક, મિસિસ ટોડ નામની એક બાઈના ખેતરમા ઉતરી હતી

કે જે બાઇને મિસ હોલ્કોમ્બ બહુ સારી રીતે ઓળખતી હતી મિસિસ ટોડને ત્યાથી, લૅારાના લગ્ન પહેલા એક કાગળ લૅારા ઉપર લખ્યા બાદ એની કૅથેરિક, અને મિસિસ ક્લેમટ્સ એકાએક ગુમ થઈ ગયા હતા તે પછી મારૂ અને તેમનુ મિલન થયુ નથી આ મિસિસ ક્લેમટ્સને પુછીને એની કૅથેરિકની કૌટુમ્બિક વાતો તેમજ હાલમા તેની મા શુ કરે છે એ વિષે માહિતી મેળવવાનુ બની શકે, એમા મોટી મુશ્કેલી મને જણાઇ નહીં, તેથી હુ તરતજ તેને મળવાનો નિશ્ચય કરીને બ્લેકવૅાટરથી સાજની ગાડીમા લડન ગયો

મિસ હોલ્કોમે મારા કહેવાથી એક પત્ર મિસિસ ટોડને લખ્યો. તેમા તેણે પુછાવ્યુ કે, મિસિસ ક્લેમટ્સનુ શરણામુ જાણવાની જરૂર હોવાથી કૃપા કરીને લખી મોકલશો ત્રણ દિવસમાજ તેનો જવાબ ફરી વળ્યો એ જવાબ કાઇક આશાસ્પદ હતો મિસિસ ટોડે મિસિસ ક્લેમટ્સનુ લડનનુ શરણામુ લખી મોકલ્યુ હતુ, તે અમારા મકાનથી બહુ દૂર નહોતી રહેતી એક કલાકના અરસામા તેના રહેવાના સ્થળે હુ મારા મકાનથી નીકળીને જઇ શકુ

વખત ગુમાવવો બિનજરૂરી હોવાથી ગ્રેઝ ઇન રોડ ઉપર આવેલા મિસિસ ક્લેમટસના મકાને જવા હુ તરતજ ઉપડયો તે તેને ઘેર હતી પ્રથમ તો તેણે મને ઓળખ્યો નહીં, પણ જ્યારે મે તેને કહ્યુ કે, એની કૅથેરિકને સૌથી પહેલા દિવાનશાળામાથી નાસતી વખતે મદદ કરનાર અને કબરસ્તાનમા એ માટે જેનો આભાર એની કૅથેરિકે તમારી રૂબરૂમા માન્યો હતો તેજ માણુસ હુ છુ, ત્યારે તેણે મને માનપૂર્વક પોતાના ઘરમા દાખલ કરીને બેસાડયો તેણે પુછ્યુ " કહો, એ બિચારી સબધી કાઈ નવીન સમાચાર લાવ્યા છો કે ? "

પ્રપચને લગતી સત્ય હકીકત મારાથી તેને કહી શકાય તેમ નહોતી મારે તેને નિરાશાજનક જવાબ દેવો પડયો કે " દિવાનશાળામાથી બીજી વખત નાસી ગયા પછી તે ક્યા ગઇ, તેની મને ખબર નથી " તેણે આશ્ચર્યથી પુછ્યુ " શુ તેને દિવાનશાળામા બીજી વખત મોકલ-

વામા આવી હતી ? " મે કહ્યુ " હા, ત્યાથી તે ફરીથી નાઠી છે, પણ તેની સામે પ્રબળ શત્રુઓ છે, એ તમે જાણો છો તે લોકોએ આ વખતે તો તેને પકડીને કોણ જાણે તેનુ શુયે કર્યું હશે કદાચ આપણે તેને ફરીથી જીવતી જોઇ શકીએ નહીં જો એમ હોય તો એની કેથેરિકને અને તેનીજ માફક મને તથા બીજાઓને સતાવનાર એ લોકોને શિક્ષા કરાવવાનો મારો ઇરાદો છે તમારી પણ જો તેવી ઇચ્છા હોય તો મને કેટલીક બાબતોમા માહિતીઓ પુરી પાડીને મદદ ન કરો ? "

તેણે એ દિશામા પોતાની અશક્તિ બતાવી પોતે ગરીબ અને સામાવાળાઓ પૈસાદાર, એટલે તેમની સામે બાથ ભીડવી પોતાથી શી રીતે બની શકે, એવો તેના કથનનો ભાવાર્થ જણાયો પણ મે તેનામા ઉત્સાહ રેડયો અને ધીમે ધીમે પ્રશ્નો પુછીને તે જેટલુ જાણતી હતી તે બધુ જ તેની પાસેથી બહાર કઢાવ્યુ એ બાઇ વૃદ્ધ હોવાથી તેમજ અભણ હોવાથી તેની યાદદાસ્તી બરાબર ન હોય, એ સભવિત હતુ, પણ મે તેને તત્કાળ યાદ આવે એવા પ્રસગોથી શરૂઆત કરી લૉરાના લગ્ન પહેલા તે બન્ને એકાએક મિસિસ ટોડના ખેતરમાથી નીકળીને ક્યા ગયા હતા, એ મારો શરૂઆતનો પ્રશ્ન હતો એ પ્રસગથી માડીને બાકીના પ્રસગો વિષે મે જે હકીકત મેળવી, તેનો સાર નીચે મુજબ છે—

મિસિસ ટોડના ખેતરના મકાનમાથી નીકળીને મિસિસ ક્લેમટ્સ તથા એની, ડર્બી ખાતે ગયા હતા ત્યા એક અઠવાડીઉં રહીને તેઓ લડન આવ્યા હતા લડનમા લગભગ એક માસ તેઓ રહ્યા પણ હરરોજ એની કેથેરિક, પકડાઇ જવાના ભયમા રહેતી હોવાથી તેનુ શરીર બગડતુ જતુ હતુ પરિણામે નિર્જન સ્થાનમા રહેવા માટે લિ-ન્કનશાયરમા ગ્રિમ્સબી ગામડામા તેઓ ગયા એનીની મા વેલ્મિગ હામમા રહેતી હતી, પણ ત્યા જવા તે વારવાર ના પાડતી હતી, કારણ કે તેજ જગ્યાએથી તેને દિવાનશાળામા મોકલવામા આવેલી હતી તેમજ બીજે ક્યાયે જો તેનો પત્તો ન મળે તો સર પર્સિવલ ત્યા જઇને પાછા તેને પકડે અને દિવાનશાળામા મોકલી દે, એવી તેને

બ્હીક હતી એનીને તેની મા સામે એટલો બધો તિરસ્કાર વ્યાપી ગયો હતો કે, તેની પાસે તે ન જાય એ સ્વાભાવિક હોવાથી મિસિસ ક્લેમ-ટ્સે તેને ત્યા જવાનો ફરીથી આગ્રહ કર્યો નહીં ગ્રિમ્સબીમા એનીએ જ્યારે વર્ત્તમાનપત્રોમા વાચ્યુ કે, લેડી ગ્લાઇડના લગ્ન થઈ ગયા છે ત્યારે તેના મગજની વિચિત્રતા વધી ગઇ એક ડાકટરને બોલાવવામા આવ્યો અને તેણે અભિપ્રાય આપ્યો કે, તેને હૃદયની બિમારી છે–તેનુ હૃદય ઘણુજ નબળુ છે

ગ્રિમ્સબીમા તેઓ લગભગ એક માસ રહ્યા તેથી પણ વધુ વખત રહ્યા હોત, પણ એનીના મગજમા એવી ઉર્મિ ઉઠી કે, મારે લેડી ગ્લાઇડ સાથે ખાનગી વાતચીત કરવી છે, તેથી હેમ્પશાયર જવુ જોઇએ મિસિસ ક્લેમટ્સે તેને ખૂબ સમજાવી કે, ત્યા જવાથી વખતે સર પર્સિવલની નજરે પડાશે તો મહા વિટબણા ઉભી થશે પણ એની 'એકની બે' ન થઇ તે કહેવા લાગી કે, હવે મારૂ મોત નજદિકમા છે તેથી મારા મનમા એક વાત મે છુપી રાખેલી છે તે લેડી ગ્લાઇડને કહીશ ત્યારેજ મને નિરાત વળશે મિસિસ ક્લેમટસને એનીએ કહી દીધુ કે, "આ મારો નિશ્ચય ફરનાર નથી જો તમે મારી સાથે નહીં આવો તો હુ એકલી ત્યા જઇશ" મિસિસ ક્લેમટ્સે ડાકટરની સલાહ લીધી તેણે જણાવ્યુ કે, તેની ઇચ્છા વિરૂદ્ધ જો તેને અહીં રાખવામા આવશે તો તેની બિમારી કદાચ ઘણી ગભીર થઇ જશે આ સલાહથી ગભરાઇને મિસિસ ક્લેમટ્સે આખરે નમતુ મૂકયુ, અને ભય તથા મુશ્કે-લીઓનો દરેક સભવ હોવા છતા પણ હેમ્પશાયર જવાનુ ઠરાવ્યુ

લડનથી હેમ્પશાયર જતા ટ્રેનમા એક સ્ત્રી–સાથી એવી મળી ગઇ કે, જેના કહેવાથી મિસિસ ક્લેમટ્સને માલુમ પડયુ કે, સેડન નામનુ એક ગામડુ બ્લેકવૉટરની લગોલગ જ ત્રણ કે ચાર માઇલ દૂર આવેલુ છે તે ગામડામાથી બ્લેકવૉટરમા બહુ થોડા વખતમા જઇ શકાય છે ટ્રેનમાની સ્ત્રી–સાથી, એ બધા રસ્તાથી વાકેફ હોવાથી સેડનથી બ્લેકવૉટરનો રસ્તો કેવો છે તે વિષે માર્ગરેખા તેઓને બતાવી

શકી મિસિસ કલેમટ્સ, વગર આનાકાનીએ સેડન ખાતે રહેવા ગઈ એક વિધવાના નાના સરખા મકાનમા તેઓ રહેવા લાગ્યા એ જગ્યાએથી એની કૈથેરિક, લેડી ગ્લાઇડને મળવા સારૂ પગે ચાલીને બ્લેકવૉટર પાર્કમા સરોવર પાસે નૌકા–ગૃહ નજદિક ગઇ હતી

જેટલી વાર એની, નૌકા–ગૃહ આગળ ગઈ તેટલી વાર મિસિસ કલેમટ્સ તેની પાછળ છુપી રીતે જતી છેલ્લી વખત જ્યારે તે પાછી આવી ત્યારે ખૂબ માદી થઈ ગઇ કેટલાક દિવસ સુધી ચાર માઇલ જવુ અને આવવુ તેણે આરભેલુ તેથી તેની તબિયત લથડે, એમા નવાઈ નહોતી તેની શારીરિક માદગી ઉપરાન્ત માનસિક માદગી પણ એટલી જ વધી ગઇ તેના હૃદયનુ જે દર્દ તેને ગ્રિમ્સબીમા થયુ હતુ તે ઉભળ્યુ આથી તેને બિછાનાવશ થઇ રહેવુ પડ્યુ તેણે મિસિસ કલેમટ્સને ખબર આપી કે, લેડી ગ્લાઇડને મળવાનુ અધૂરૂ રહી ગયુ છે તેથી એકવાર તેને કોઇકિ બીજે સ્થળે અથવા તો અહી–સેડન ગામમા–મળવા માટે બોલાવવી જોઇએ મિસિસ કલેમટ્સ, જો તેની આ માગણી પુરી પાડે નહી તો તેનુ માનસિક દર્દ શાન્ત થાય નહી આથી મિસિસ કલેમટસ જાતે બ્લેકવૉટર પાર્કના સરોવર આગળ ગઈ મિસિસ કલેમેટસને એનીએ કહી રાખ્યુ હતુ કે, નૌકા–ગૃહ આગળ લેડી ગ્લાઇડ ઘણુખરૂ હરરોજ સાજે ફરવા આવે છે તેથી મિસિસ કલેમટ્સ લેડી ગ્લાઇડની રાહ જોતી ત્યા ઉભી રહી થોડોક વખત વહી ગયા પછી એક ઉંચો, જાડો અને વૃદ્ધ ગૃહસ્થ પોતાના હાથમા એક પુસ્તક સાથે ત્યા આવ્યો ( આ ગૃહસ્થ કોઇજ નહી પણ પ્રપચવીર કાઉન્ટ ફૉસ્કો હતો ) તેણે આવતા વેત મિસિસ કલેમટસનુ માથાથી તે પગ સુધી અવલોકન કર્યા બાદ તેને પુછ્યુ " અહીં તમે કોઇની રાહ જુઓ છો ખરૂ ને ? હુ પણ એક જણને મળવા આવ્યો છુ કામ મારૂ પોતાનુ નથી પણ લેડી ગ્લાઇડનુ છે તેમણે એક જણને એક સદેશો કહેવાનુ કામ મને સોપ્યુ છે પણ જેને હુ મળવા માગુ છુ તે તમે જણાતા નથી " મિસિસ કલેમટસને આ માણસ ઉપર તેની

મીઠી વાણીથી વિશ્વાસ બેઠો તેણે પોતાનો અહીં આવવાનો ખરો ઉદ્દેશ કહ્યો અને પોતે એની કેથેરિક તરફથી લેડી ગ્લાઇડને મળવા આવી છે એમ કાઉન્ટને ખબર આપી

કાઉન્ટે કહ્યુ "ત્યારે તો હુ તમને લેડી ગ્લાઇડનો સદેશો કહીશ. એ સદેશો બહુજ અગત્યનો છે લેડી ગ્લાઇડે વિનતિપૂર્વક કહેવરાવ્યુ છે, તમે બે જણ અહીં રહેશો નહી, કેમકે સર પર્સિવલ ચેતી ગયા છે અને તેથી શોધખોળ કરાવીને કદાચ તમને હાનિ કરશે લેડી ગ્લાઇડ થોડાક દિવસમા લડન જવાના છે તેથી જો તમે (મિસિસ કલેમટસ) એની સાથે લડન જાવ અને ત્યા ગયા પછી લેડી ગ્લાઇડને તમારૂ શરણામુ લખી મોકલો તો તમારા રહેવાના સ્થળે અથવા તો લડનમાજ ગમે ત્યા વ્યવસ્થા કરીને એની કેથેરિક સાથે રૂબરૂમા વાતચીત કરવાનુ તેઓ તમને કહાવી મોકલશે" કાઉન્ટે તે પછી ઉમેર્યુ "એની કેથેરિકને મે છેક છેલ્લી જોઈ ત્યારે ચેતવણી આપી હતી કે, આ સ્થળે આવવામા જોખમ સમાયલુ છે પણ તે મારાથી એવી ભયભીત બની ગઈ હતી કે, મારૂ સાભળ્યા વિનાજ નાસી ગઇ હતી મને અજાણ્યો માણસ ધારીને તે નાસી જાય એ સભવિત હતુ પણ હુ તેનો શુભેચ્છક જ છુ"

મિસિસ કલેમટસે કાઉન્ટને જવાબ દીધો "હુ એનીને લડનમા સહિસલામત સ્થળે લઈ જાઉ એવી મને ઘણી ઇચ્છા છે, પણ દુર્ભાગ્યે તે બિચારી હમણા એટલી બધી માંદી છે કે, તેને આ સ્થળેથી ખસેડી શકાય નહી આથી હવે શુ કરવુ તે મને સમજાતુ નથી"

કાઉન્ટે તેને પુછ્યુ, "તમે કોઈ ડાકટરની મદદ લીધી છે, કે નહીં ?" મિસિસ કલેમટસે ના પાડયાથી કાઉન્ટે જણાવ્યુ "હુ જ એક ડાકટર છુ જો તમારી ઇચ્છા હોય તો હુ તમારી સાથે આવુ અને તેની દવા કરૂ તેને બે ત્રણ દિવસમા જરૂર હુ આરામ કરી આપીશ" મિસિસ કલેમટસને વાતચીતની શરૂઆતથી જ કાઉન્ટની વાણી અને સભ્ય રીતભાતથી તેના ઉપર વિશ્વાસ બેઠેલો હોવાથી તેણે કાઉન્ટને પોતાની સાથે આવવા હા પાડી. અજાણ્યા માણસ ઉપર વિશ્વાસ નહીં

રાખવામા તે સાવધ હતી, પરતુ આ માણુસ લેડી ગ્લાઇડ તરફનો સદેશો લાવ્યો હતો તેથી તેને તેના વિષે કાઈ જ શક ઉપજ્યો નહીં. તેઓ બન્ને સાથે સાથે પગે ચાલીને સેડન ગામડામાના તેમના વસવાટ-ના સ્થાને ગયા

એની તે વખતે નિદ્રાવશ હતી તેને જોતા જ કાઉન્ટ ચમક્યો લેડી ગ્લાઈડ સાથે તેનુ આબેહુબ સરખાપણુ જોઇને જ તે ચમક્યો હોવો જોઇએ પણ ભલી મિસિસ ક્લેમટસે એમ ધારી લીધુ કે, એની બહુજ માદી હતી તે જોઇને તે ચમક્યો હતો કાઉન્ટે એનીને જાગ્રત કરવા ના પાડી તેણે મિસિસ ક્લેમટસને તેના દર્દના ચિહ્ન સબધી કેટલાક સવાલો પુછીને સતોષ માન્યો અને ધીમેથી તેણે એનીની નાડી હાથમા લઇને તપાસી જોઈ સેડનમા ગાધીની દૂકાન હતી કાઉન્ટ જાતે ત્યા ગયો અને જરૂરી વનસ્પતિઔષધીઓ લઇ આવ્યો તેણે મિસિસ ક્લેમટસને જણાવ્યુ કે, આ ઔષધમા ઉત્તમ પ્રકારની શક્તિ આવે એવી વસ્તુઓ છે તે લેવાથી થોડાકજ દિવસમા એની, મુસાફરી કરી શકે એવી સ્થિતિમા ટટ્ટાર થઈ જશે ત્રણ દિવસ સુધી આ દવાનો પ્રયોગ ચાલુ રાખજો ત્રીજે દિવસે એનીને જો ઠીક લાગે તો તમે અહીથી જરૂર ઉપડી જજો બપોરની ગાડી બ્લેકવૉટર સ્ટેશનેથી લડન જવા ઉપડે છે, તેમા જજો તે વખતે હુ જાતે સ્ટેશન ઉપર આવીને તમને ટ્રેનમા બરાબર બેસાડી જઇશ તથા જરૂર જણાશે તો વિશેષ દવા આપીશ જો બપોરની ગાડી ઉપર તમે નહી દેખાઓ તો હુ માની લઇશ કે, એનીની હાલત વધારે બગડી છે, જેથી અહી તેને જોવા માટે ફરીથી આવીશ "

કાઉન્ટની દવાએ એનીની પ્રકૃતિ ઉપર અપૂર્વ ચમત્કાર કર્યો ત્રીજે દિવસે ઠરાવેલા વખતે મિસિસ ક્લેમટસ તેને લઇને બ્લેકવૉટર સ્ટેશને ગઇ કાઉન્ટ તે વખતે ત્યા હાજર હતો એક આધેડ વયની સ્ત્રી સાથે તે વાત કરતો હતો કાઉન્ટે મિસિસ ક્લેમટસને ખાસ ખબર આપી કે, લડન પહોચ્યા પછી તમારૂ ઠરણામુ લેડી ગ્લાઈડને લખી

મોકલવાનુ ભૂલશો નહી ટ્રેન ચાલી ત્યારે એક જૂદા ડબ્બામા કાઉન્ટ સાથેની સ્ત્રી ચઢી બેઠી હોય, એમ મિસિસ કલેમટસને લાગ્યુ, પણ લડન સ્ટેશને ઉતરતા તે સ્ત્રી કોઈ ડબ્બામાથી ઉતરતી જોવામા આવી નહી મિસિસ કલેમટસે એક શાન્ત લત્તામા પોતાને માટે મકાન શોધી કાઢયુ અને ત્યા રહેવાનુ નક્કી કરીને તરત જ તે મકાનનુ શરણામુ ટપાલ મારફત લેડી ગ્લાઇડને લખી મોકલ્યુ

લગભગ એક પખવાડીઉં પસાર થઈ ગયુ અને ત્યા સુધીમા કોઈ જાતનુ વિઘ્ન તેઓને નડયુ નહી, તેમજ લેડી ગ્લાઇડ તરફથી કાઈ જવાબ પણ આવ્યો નહી એ મુદ્દત પસાર થયા પછી એક દિવસે પેલી જ સ્ત્રી કે જે બ્લેકવૉટર સ્ટેશને કાઉન્ટ સાથે વાતચીત કરતી જોવામા આવી હતી, તે એક ગાડીમા બેસીને આવી મિસિસ કલેમટસને તેણે જણાવ્યુ કે, " લેડી ગ્લાઇડ લડનમા આવ્યા છે અને એક ઉપાહાર-ગૃહમા ઉતર્યા છે તેઓ એની કેથેરિકને મળતા પહેલા તમારી સાથે વાતચીત કરવા માગે છે અને સલાહ પૂછવા માગે છે કે, ક્યા મળીને શાતિથી વાતચીત થઈ શકશે ? માટે હુ જે ગાડીમા આવી છુ તેમા મારી સાથે બેસીને લેડી ગ્લાઇડ પાસે ચાલો " એની કેથેરિક તે વખતે ત્યા હાજર હતી તેણે મિસિસ કલેમટસને વિનતિ કરી કે, "તમે ઝટ જાઓ લેડી ગ્લાઇડ સાથે હુ આજે જ વાતચીત કરી શકુ, એવી ગોઠવણ કરી આવો " મિસિસ કલેમટસ, એ વખતે લેડી ગ્લાઇડ પાસે જાય તો એની કેથેરિકને તેટલો વખત તે ઘરમા એકલા રહેવુ પડે તેથી તેણે જવા માટે આનાકાની કરી, પણ એનીએ એકલી રહેવાની કબુલાત આપીને તેને જવાનો આગ્રહ કર્યો ભલી બિચારી મિસિસ કલેમટસ, ગાડીમા બેસીને આવેલી સ્ત્રી સાથે ગઈ

માર્ગમા એક સરિયામ રાજમાર્ગ ઉપર જ્યા માણસોની પુષ્કળ અવરજવર હતી અને જ્યા ગાડી ઘોડાનો પણ વહેવાર પુષ્કળ હતો તેમજ જ્યા દૂકાનોનો પાર નહતો ત્યા તે સ્ત્રીએ મિસિસ કલેમટસને જણાવ્યુ કે, " મારે એક દૂકાનમાથી જરૂરી વસ્તુની ખરીદી કરવાની

છે, તે કરી આવુ એટલો વખત તમે ગાડીમા બેસી શકશો ? મને આવતા વાર લાગશે નહી ” મિસિસ કલેમટસે હા પાડયાથી તે સ્ત્રી ગાડીમાથી ઉતરીને એક દૂકાનમા ગઈ પાચ મિનિટ-દશ મિનિટ–૦। કલાક–૦।। કલાક એમ વખત વહી ગયો પણ તે સ્ત્રીના દર્શન પુનરપિ થયા જ નહીં ! !

આમ વખત ઘણો વહી જવાથી મિસિસ કલેમટસ ગભરાઈ તેણે ગાડીવાળાને વરદી આપી કે, “ જ્યાથી મને લાગ્યો હતો ત્યાજ પાછો હાક ” ગાડીવાને તેના કહ્યા મુજબ, ગાડી પાછી હાકી ઘેર આવતા મિસિસ કલેમટસને શુ માલુમ પડયુ ? એની કૅથેરિક જતી રહી હતી ! !

મકાનની નીચે બેસતા રખવાળને મિસિસ કલેમટસે પુછી જોયાથી માલુમ પડયુ કે, એક છોકરો થોડાક જ વખત ઉપર એક ચીઠ્ઠી લાવ્યો હતો તેણે તે ચીઠ્ઠી ‘બીજે માળ રહેતી જુવાન બાઇને’ આપવા કહ્યાથી રખવાળ એનીને તે ચીઠ્ઠી આપી આવ્યો હતો પાચ ક્ષણ બાદ એની દાદર ઉપરથી ઉતરીને બહાર ગઇ હતી તેણે બહાર જવાના બધા કપડા પહેરેલા હતા રખવાળે તેને પુછયુ નહતુ કે તે કયા જતી હતી મિસિસ કલેમટસને આ ખબર સાભળીને આઘાત થયો તેણે મકાનમા તપાસ કરી જોઈ કે, જે ચીઠ્ઠી એનીને મળી હતી તે ત્યા પડેલી છે કે નહી ? ચીઠ્ઠી નહોતી તે પોતાની સાથે જ તે ચીઠ્ઠી લઇ ગયેલી હોવી જોઇએ જો મિસિસ કલેમટસને ખબર હોત કે, આવી રીતે પોતાની ગેરહાજરીમા ચીઠ્ઠી લખીને એનીને બોલાવવામા આવશે, તો તે પાચ ક્ષણ માટે પણ તેને એકલીઅટૂલી મૂકીને બહાર જાત નહી હવે એ પસ્તાવો નિરર્થક હતો પણ મિસિસ કલેમટસને એનીને માટે લાગણી હોવાથી તેણે અનુમાન કર્યું કે, પ્રપચ રચીને સર પસિવલના માણસોએ પોતાને એનીથી વિખૂટી પાડીને તે બિચારીને દિવાનશાળામા પાછી મોકલી હશે આથી બીજે દિવસે તે દિવાનશાળા ભાતે તપાસ કરવા ગઈ પણ ત્યા જતા તેને કહેવામા આવ્યુ કે, એવી કોઇ સ્ત્રીને ત્યા લાવવામા આવેલી નથી ( મિસિસ કલેમટસને આવો જવાબ મળે એમા નવાઈ નહતી, કેમકે આગળ વર્ણવેલી તારીખો મુજબ,

બનાવટી લેડી ગ્લાઇડ એક દિવસ માંદી રહીને તારીખ ૨૫ મી જુલાઇએ મરણ પામી હતી અને બનાવટી એની કેથેરિકને તા ૨૭ મી જુલાઇએ દિવાનશાળામા દાખલ કરવામા આવી હતી મરણના એક દિવસ પહેલાની તારીખ ૨૪ મી જુલાઈ, એટલે તેજ તારીખે મિસિસ ક્લેમટસને એનીથી વિખૂટી પાડવામા આવી હોવી જોઇએ અને મિસિસ ક્લેમટસે દિવાનશાળાની લીધેલી મુલાકાતની તારીખ, ૨૫ મી અગર તો ૨૬ મી જુલાઇ હોવી જોઇએ તે દિવસોએ સસ્થાના માલિકનો મિસિસ ક્લેમટસને મળેલો જવાબ તદ્દન નિર્દોષ અને પ્રામાણિક હોવો જોઇએ )

દિવાનશાળાની તપાસમાથી નિરાશા મેળવીને મિસિસ ક્લેમટસ પોતાને ઘેર પાછી ફરી તેણે વેલ્મિગહોમ ખાતે મિસિસ કેથેરિકને પુછાવ્યુ કે "એની તમારે ત્યા આવી છે?" ત્યાથી પણ નકારમા જવાબ મળ્યો! બસ એ દિવસથી તે અત્યાર સુધી એની કેથેરિકનુ શુ થયુ તેને લગતી કાઇજ ખબર મિસિસ ક્લેમટસને નથી!

---

## પરિચ્છેદ ૧૭.

---

### ભયકર ભેદ શોધવાનાં ફાંફાં!

વૉલ્ટર હાર્ટરાઇટ કહે છે — ઉપર્યુક્ત પરિચ્છેદમા જણાવ્યા મુજબ, આટલે સુધી જે હકીકત મે મેળવી તે જો કે નવી હતી, તોપણ તે ફક્ત પ્રાથમિક પ્રકારની હતી એ સ્પષ્ટ હતુ કે, છેતરપીડીઓની જે પરપરાથી એની કેથેરિકને લડન લાવવામા આવી અને મિસિસ ક્લેમટસથી વિખૂટી પાડવામા આવી તેમા મુખ્યત્વે કરીને કાઉન્ટ ફોસ્કો અને એક આધેડ વયની સ્ત્રી એટલે તેની પત્નીએ ભાગ ભજવ્યો હતો પતિપત્નીની વર્ત્તણુકમાનુ કાઇ પણ કૃત્ય તેઓને કાયદાના ઝપાટા સપડાવે એવુ હતુ કે નહી એ વિષે વિચાર કરવાનુ મે મુલતવી રાખ્યુ મિસિસ ક્લેમટસની મુલાકાત, મે સર પર્સિવલનુ ગુપ્ત રહસ્ય જાણવા માટે જ

લીધી હતી હજી સુધી તેણે એ મુદ્દામા મને કશુજ કહ્યુ ન હતુ મારે તે જાણવુ હોવાથી મે તેને ધીમે ધીમે પ્રશ્નો પૂછવા ચાલુ રાખ્યા

મે કહ્યુ "તમારી આ આપત્તિમા હુ તમને કાઇક મદદરૂપ થવા માગુ છુ મને તમારા પ્રત્યે પૂર્ણ સમભાવની લાગણી ઉપજે છે એની તમારી પોતાની છોકરી હોય તેવી રીતેજ તમે તેના માટે જીવ બાળ્યો છે અને બની શકતો આપભોગ આપ્યો છે"

તેણે જવાબ દીધો "સાહેબ, એમા મે કાઇ વિશેષ કર્યું નથી તે બિચારી મારી પોતાની જ છોકરી હોય તેમ રહી હતી તે જ્યારથી નાની બાળકી હતી ત્યારથી જ મે તેને ઉછેરી હતી તેના નાના નાના ઝભલા, ફરાક વગેરે મે મારે હાથે શિવ્યા હતા મને તેનાથી રાહત મળશે એમ હુ ધારતી હતી પણ તેને બદલે મારી આ વૃદ્ધવયમા આ આપત્તિ!! કેટલીકવાર હુ બહુ જ અકળાઉં છુ ત્યારે રોયા કરૂ છુ"

મારા મનમા વિચાર આવ્યો "શુ હુ જે પ્રકાશને માટે તલપતો હતો તેની ઝાખી હવે થવા લાગી?" મે તેને પુછ્યુ "એનીનો જન્મ થયો તે પહેલાથી તમે મિસિસ કેથેરિકને ઓળખો છે?"

"તે છોકરીના જન્મ પહેલા ચાર મહિના અગાઉ જ હુ તેની માને ઓળખતી થઇ હતી પણ અમારો સબધ કડવાશ ભરેલો હતો અમે બે મિત્રભાવે એકઠા રહી શકતા નહી"

"ત્યારે તો તમે બે પાડોશીઓ હતા?"

"હા સાહેબ જૂના વેલ્મિગહામમા અમે બે નજદિક જ રહેતા"

"જૂનુ વેલ્મિગહામ? શુ હેમ્પશાયરમા એક જ નામના બે ગામડા છે?"

"સાહેબ, તે વખતે બે ગામડા હતા—આજથી ૨૩ વષ ઉપરની એ વાત છે અમારા ગામથી બે માઇલ દૂર તે વખતે નવુ ગામ વસાવવામા આવ્યુ હતુ નવા ગામમા સારી સગવડો કરવામા આવી, એટલે જૂનામાથી બધી વસ્તી ત્યા ગઇ અત્યારે જે ગામને વેલ્મિગહામ

તરીકે ઓળખાવવામા આવે છે તે નવુ, અને જૂનુ તો હવે ઉજ્જડ થઇ ગયુ છે ત્યા ફક્ત જૂના વખતનુ દેવળ એકલુ રહ્યુ છે મકાનો પાડી નાખવામા આવેલા છે અને જ્યારે મારા જેવી વૃદ્ધને એ ગામ યાદ આવે છે ત્યારે ઘણુ દુ ખ થાય છે! સાહેબ, ફેરફારો જોવાનુ મારા નસિબમા નિર્મિત હશે નવુ વેલ્મિગહામ લોકો ભલે વખાણે, પણ જૂનુ ગામ ઘણુ સુન્દર હતુ તેની તોલે આ નવાને હુ ન મૂકુ "

" તમે તે ગામમા તમારા લગ્ન પહેલા રહેતા હતા ? "

" ના હુ નોરફોકની વતની છુ મારા પતિ ગ્રિમ્સબીના રહીશ હતા સાઉથેમ્પટન ખાતે અમે ધધો કરીને કેટલુક કમાયા અને તે બાદ જૂના વેલ્મિગહામમા અમે શાતિથી વસતા હતા અમારામાથી કોઈ તે વખતે જુવાનીમા નહોતુ, પણ અમારો સસાર સુખી હતો અમારા પાડોશી મિ. કેથેરિકના કરતા તો મારા પતિ સુખી હતા "

" તમારા પતિ કેથેરિક-દપતીને સારી પેઠે ઓળખતા હતા ? "

" તે મિ કેથેરિકને ઓળખતા હતા, પણ તેની વહુને નહીં તે તો અમો બન્નેથી અજાણી હતી કેથેરિકે કેટલાક ગૃહસ્થોની લાગવગથી વેલ્મિગહામના દેવળમા કારકુન તરીકે જગ્યા મેળવી હતી તેથી તે અમારી પાડોશમા રહેવા આવ્યો હતો તેની સાથે તેની તરતની જ પરણેલી નવી વહુ આવી હતી તેના સબધમા અમે એવી વાત સાભળી હતી કે, તે સાઉથેમ્પટન નજદિક વરનેક હૉલ ખાતે રહેતા એક ઉમરાવની સ્ત્રીની અગત નોકરડી તરીકે કામ કરતી હતી કેથેરિકને તેની સાથે પરણતા ભારે મુશ્કેલી નડી હતી તે સ્ત્રી, ઉમરાવને ત્યા દાસી તરીકે હોવાથી તેને ઘણોજ ગર્વ હતો કેથેરિકે તેને બહુ બહુ વિનવીને જ્યારે પરણવા માગણી કરી ત્યારે તેણે તેને તુચ્છકારી કાઢયો જ્યારે કેથેરિકે જોયુ કે, હવે તેની 'ના ની હા' થવાની નથી ત્યારે તેણે તેની આશા તજી દીધી, પણ તે સ્ત્રીએ ના કહ્યા પછી તરત જ થોડાક દિવસ રહીને તેની પાસે આવીને તેને પરણવાનુ પોતાની મેળે જ કબુલ કર્યું ! મારા પતિ હમેશા કહેતા કે, કેથેરિકને ના કહેવાનો તે ખરો અવસર હતો.

પણ કેથેરિક તેની પાછળ કાલોઘેલો બની ગયો હતો, તેથી તેણે તેની સાથે લગ્ન કર્યાં કેથેરિકનો આ મોટો દોષ હતો કે, તેણે પરણતા પહેલા કે પરણ્યા પછી કદી પણ પોતાની સ્ત્રી ઉપર કાબૂ રાખ્યો નહતો. હુ કોઈનુ ભૂડુ બોલતી નથી, પણ સાહેબ, મને કહેવા દો કે, મિસિસ કેથેરિક એક હૃદય વિનાની સ્ત્રી હતી વળી તે ઘણીજ દુરાગ્રહી હતી તેને મૂર્ખાઈ ભરેલા લાડકોડ બહુ ગમતા ને ઉંચી જાતના કપડાની શોખીન હતી કેથેરિક માટે તે જરાકે માનની લાગણી બતાવતી નહીં કેથેરિક જેમજેમ તેનાપર વહાલ કરતો અને માયા બતાવતો તેમતેમ તે વધારે સખત થતી અને સ્વચ્છતાથી વર્ત્તતી લગ્ન પછી અમારી પાડોશમા જ્યારે તે બન્ને રહેવા આવ્યા ત્યારથી જ મારા પતિએ ભવિષ્ય ભાખ્યુ હતુ કે, આ સ્ત્રી જરૂર બિચારા કેથેરિકનુ નામ બોળશે અને ખરેખર, તેમજ બન્યુ ! તેઓનો સસાર ચારેક મહિના ચાલ્યો, તેવામા એક ભયકર ઘોટાળો જાહેર થયો, આથી તેમનુ ગૃહ-જીવન છિન્નભિન્ન થઈ ગયુ બન્ને જણનો વાક હતો-મારે કહેવુ જોઇએ કે, બન્નેનો તેમા એકસરખો દોષ હતો "

" શુ એ બે ધણી ધણીઆણીનો એકસરખો દોષ હતો ? "

" અરે, નહી સાહેબ ! ધણીનો નહીં-કેથેરિકનો નહી તેની હાલત તો દયા ખાવા જોગ જ થઈ મારા કહેવાનો ભાવાર્થ એ છે કે, તેની સ્ત્રીનો અને એ માણસનો—"

" એ માણસ એટલે જેણે ઘોટાળો કર્યો તે ? "

" હા સાહેબ એક ઉચ્ચ કુટુબનો ખાનદાન ગણાતો માણસ કે જેણે નમૂનેદાર વર્ત્તણુક રાખવી જોઇતી હતી તે તમે તેને ઓળખો છો, સાહેબ-અને મારી ભલી બિચારી એની પણ તેને સારી પેઠે ઓળખતી હતી "

" કોણ-સર પર્સિવલ ગ્લાઇડ ? "

" હા સાહેબ સર પર્સિવલ ગ્લાઇડ."

મારૂ હૃદય આ સાભળીને વધુ જોશથી ધબકારા મારવા લાગ્યુ. મે ધાર્યું કે, હવે હું ભેદ જાણવા શક્તિમાન થયો મને તે વખતે ખબર નહોતી કે, હજી પણુ આ ભેદનુ કોકડુ એવુ ગુચવાયલુ હતુ કે, જેના ઉકેલ માટે મારે આથી પણુ વધારે મહેનત કરવાની બાકી હતી!

મે પુછ્યુ " સર પર્સિવલ તે વખતે શુ તમારી પાડોશમા રહેતા હતા ? "

" ના, સાહેબ તે એક અજાણ્યા તરીકે જ અમારી વચ્ચે રહેવા આવ્યો તેનો પિતા વિદેશમા તરતનો જ મરણુ પામ્યો હતો મને યાદ છે કે, તેના હાથ ઉપર શોકની કાળી પટ્ટી તે વખતે હતી તે ગામની નદી પાસેના એક બગલામા રહેતો હતો અત્યારે તો તે બગલો તોડી પાડવામા આવેલો છે તે આવ્યો ત્યારે તો શરૂઆતમા તેને કોઇએ ખાસ ઓળખ્યો નહી–ઘણીવાર એજ નદીની પાસેના બગલાઓમા વિદેશથી ઉમરાવો માછલા મારવા માટે અથવા તો બીજા કારણુસર રહેવા આવતા. તે પણુ એ કારણુસર આવ્યો હશે, એમ ધારવામા આવતુ "

" એનીનો જન્મ થયો તે પહેલા તે તમારા ગામમા જોવામા આવ્યો હતો ? "

" હા, સાહેબ ૧૮૨૭ની સાલમા જુન મહિનામા એનીનો જન્મ થયો હતો, પણુ સર પર્સિવલ તો તેજ સાલમા એપ્રિલની આખરે અથવા મેની શરૂઆતમા આવ્યો હતો "

" તમે બધા જેમ તેને ઓળખતા નહતા તેમ મિસિસ કેથેરિક પણુ તેને ઓળખતી નહોતી ? "

" અમે બધાએ પહેલા તો એમજ ધાર્યું હતુ, પણુ જ્યારે ઘોટાળો જાહેર થયો ત્યારે કોઇએ માન્યુ નહી કે, તેઓ એક બીજાને પહેલાથી ઓળખતા નહી હોય ઘોટાળો કેવી રીતે જાહેર થયો તે મને બરાબર યાદ છે—જાણે ગઇ કાલે જ તે બનાવ બન્યો હોય તેમ યાદ છે એક રાત્રે કેથેરિક અમારે ત્યા અમારા બાગમા આવ્યો અમે તો તે વખતે

ઉંઘી ગયા હતા, તેથી તેણે બારીમા પથરા મારીને અમને જગાડયા તેણે મારા પતિને વિનતિ કરી કે " ઇશ્વરને ખાતર નીચે આવો મારે તમારી સાથે એક ગભીર અને ખાનગી વાતચીત કરવી છે " તેઓ બન્ને જણે તે પછી લાબા વખત સુધી એક બાક ઉપર બેસીને ધીમા સાદે વાતચીત કરી કેથેરિકના જવા પછી મારા પતિએ ધ્રુજતા ધ્રુજતા અદર આવીને મને કહ્યુ " લિઝિ ! હુ તને હમેશા કહેતો નહતો કે, પેલી બાઇ ખરાબ છે—અને કોઇક દિવસ તે બિચારા કેથેરિકનુ નામ બોળશે ? આખરે તેણે તેનુ નામ બોળ્યુ છે, એવી મને દહેશત રહે છે કેથેરિકે પોતાની સ્ત્રીના કબાટમા કેટલાક રેશમી કિનારવાળા હાથરૂમાલ, બે સરસ વીટીઓ, એક સોનાનુ નવુ ઘડીઆળ અને સોનાનો અછોડો—એવી એવી વસ્તુઓ જોઇ છે આ ખરીદી, કાઇ કેથેરિકે તેને કરી આપેલી નથી, અને તેની સ્ત્રી તેને કહેતી નથી કે, તે ક્યાથી આવી ?" મે પુછ્યુ " તે કોઇને ત્યાથી ચોરી લાવી હોય એમ કેથેરિક માને છે ?" મારા પતિએ જવાબ દીધો " ના ચોરીની વસ્તુઓ નથી જણાતી, કારણ કે, ઘડીઆળના અદરના ભાગમા તેની વહુના નામના ટુકાક્ષરો કોતરેલા છે અને એજ ઘડીઆળ પોતાની સાથે લઇને પેલા અજાણ્યા સર પર્સિવલ ગ્લાઇડને મળવા તે સ્ત્રી જતી હતી, એવુ કેથેરિકે નજરોનજર જોયુ છે આ વાત બીજા કોઇને કહીશ નહી મે આજની રાત તો કેથેરિકને શાન્ત પાડયો છે, તથા બે ત્રણ દિવસ રાહ જોઇને આખો ખુલ્લી રાખીને ખરી ખાત્રી કરવા સૂચવ્યુ છે તે પછી શો રસ્તો લેવો, એ નક્કી થશે " મે કહ્યુ " પણ એ પર્સિવલને તો આ ગામમા કોઇએ ઓળખતુ નથી કેથેરિકની સ્ત્રી પણ તેને ક્યાથી ઓળખે ?" મારા પતિએ જવાબ ધીધો " લિઝિ ! તે સ્ત્રી, કેથેરિકને કેવી રીતે પરણવા આવી, એ વિષેની હકીકત તુ ભૂલી જતી લાગે છે જ્યારે કેથેરિક તેને પગે પડતો હતો ત્યારે તે તેને તુચ્છકારતી હતી પણ અચાનક તે પોતાની મેળેજ તેને પરણવા આવી ખરાબ વર્તણુકની સ્ત્રીઓ આવી જ હોય છે તેઓ કોઇક ભલા અને

પ્રામાણિક માણસને પરણીને પોતાની કલકિત જિંદગી અદરખાનેથી સ્વચ્છદતાથી વીતાડે છે મિસિસ કૈથેરિક એવી ખરાબ સ્ત્રીઓમાની સૌથી વિશેષ ખરાબ સ્ત્રી છે ”

મિસિસ કલેમટસ, થોડોક વખત થાક ખાવા અત્રે અટકી ગઈ. દરમ્યાન મારા મનમા વિચાર આવ્યો “ જે વિગતો અહીં રજૂ થાય છે તે તદ્દન સામાન્ય પ્રકારની છે એક શિથિલ વર્ત્તનની પરિણિત સ્ત્રી અને તેવાજ એક પરપુરુષને લગતા ઘોટાળા સમાજમા ઘણા બને છે, પણ એ કાંઈ સર પર્સિવલના જીવનનો ખરેખરો ભેદ નહોઇ શકે જન્મભર તેને ભયભીત રહેવુ પડે, એક છોકરીને દિવાનશાળામા મોકલવી પડે, અને કદાચ મારા મનના છેક ખૂણામા ભય હતો તેમ, પોતાના જીવનનુ ગુપ્ત રહસ્ય જાણી જવા માટે પોતાની સ્ત્રીને શિક્ષા કરવા તેની સામે તેને ભયકર પ્રપચ રચવો પડે–એવુ ગુપ્ત રહસ્ય—એવો ભેદ આ ન હોઈ શક !”

મિસિસ કલેમટસે આગળ કહેવા માડયુ “ સાહેબ, કૈથેરિકે મારા પતિની સલાહથી બે દિવસ વધુ રાહ જોઇ ત્રીજે દિવસે તેણે પોતાની સ્ત્રીને દેવળમા વસ્ત્રો રાખવાના ખડ નીચે સર પર્સિવલ સાથે છુપી રીતે વાતચીત કરતી જોઇ આથી કૈથેરિકનો મિજાઝ હાથમા ન રહ્યો તેણે સર પર્સિવલ પાસે જઇને તેનો ખુલાસો માગ્યો, તે સતોષકારક ન હોવાથી કૈથેરિકે એકદમ સર પર્સિવલને એક લપડાક લગાવી દીધી, પણ તેનુ બળ સર પર્સિવલ આગળ કાંઈજ વિસાતમા નહોતુ સર પર્સિવલે તેને એક બેને બદલે ખૂબ લપડાકો મારી બન્ને વચ્ચેની મારામારીમા, પાડોશીઓ આવીને વચ્ચે પડે તે પહેલા તો કૈથેરિકને બિચારાને ખુબ માર પડયો આ બનાવ સાજે બન્યો હતો રાત પડતા જ્યારે મારા પતિ કૈથેરિકને ઘેર ગયા ત્યારે તે ત્યાથી જતો રહેલો જણાયો ! કોઈ માણસે તેને કયાયે જતો જોયો નહતો થોડાક દિવસ વહી ગયા પણ તે પાછો ફર્યો નહી દેવળના પાદરીએ છાપામા જાહેર ખબર આપીને તેને પાછા આવવા વિનતિ કરી, પણ પોતાના કલકિત જીવન સહિત પાછા

આવવુ તેને રૂચ્યુ નહી કેટલોક કાળ વિત્યા પછી મારા પતિ ઉપર તેનો એક પત્ર આવ્યો તેમા 'હુ અમેરિકા ગયો છુ' એમ જણાવેલુ હતુ. અત્યારે પણ તે અમેરિકામા છે"

મે પુછ્યુ "સર પર્સિવલનુ શુ થયુ? તે તમારી પાડોશમા એ પછી રહેલા કે નહીં?"

"ના, સાહેબ, તેનાથી પણ ત્યા રહી શકાયુ નહી તેજ રાત્રે મિસિસ કેથેરિક સાથે તેને ગરમાગરમ તકરાર થઈ હતી અને બીજે દિવસે સહવારે તે ચાલ્યો ગયો હતો"

"અને મિસિસ કેથેરિક? તે પણ કલકિત દશામા ગામમા નહીજ રહી હોય"

"સાહેબ તેના જેવી દુરાગ્રહી અને ખરાબ સ્ત્રી આ દુનિયામા બીજી કોઇ નહી હોય તે તો અમારા ગામમા મોરચો માડીને પડી રહી! હૃદય વિનાની તે સ્ત્રી, પાડોશીઓને, તથા પાદરીને પણ કહેતી કે, 'હુ નિર્દોષ છુ અને ગેરસમજૂતિ ભરેલી ભૂલથી મારા ઉપર કલક ચઢાવવામા આવ્યુ છે' તે જૂના વેલ્મિગહામમા ઠેઠ સુધી રહી અને જ્યારે નવુ વેલ્મિગહામ બધાયુ અને લોકો ત્યા રહેવા ગયા ત્યારે તે પણ તેમની સાથે ત્યા રહેવા ગઇ હજી પણ તે ત્યાજ રહે છે અને મરણપર્યન્ત ત્યા રહેશે, એમ દુરાગ્રહથી કહ્યા કરે છે"

'તેણે આટલા બધા વર્ષ પોતાનુ ગુજરાન કેવી રીતે ચલાવ્યુ હશે?"

"તેના ધણીએ તેને સારી રકમ આપવા કહી હતી, પણ તેણે ચોખ્ખી ના પાડીને તેનો અસ્વીકાર કર્યો હતો તેની પોતાની પાસે તો કાઇજ મિલ્કત નહોતી."

"બીજા કોઇ તરફથી તેને નાણા મળતા હશે?"

"લોકોમા એવુ કહેવાતુ હતુ કે, સર પર્સિવલ તેને ખાનગી રીતે દર મહિને ગુજરાન જોગ રકમ મોકલતા હતા. હુ ધારૂ છુ કે એ ખરૂ હશે"

આ છેવટના જવાબ પછી હુ વિચાર કરવા માટે થોડોક વખત થોભ્યો હુ આટલે સુધી આ વાત સ્વીકારૂ તો હવે એ સ્પષ્ટ હતુ કે, સર પર્સિવલનો કોઇ ખાસ ભેદ મે હજી સુધી શોધી કાઢયો નહતો પણ તેમા એક મુદ્દો એવો હતો ખરો કે જેનુ અદરખાનેનુ રહસ્ય શોધી કાઢવાની મને જરૂર જણાઇ

એ મુદ્દો આ હતો—કેથેરિકની અપરાધિની સ્ત્રીએ પોતાનુ પાછલુ જીવન કલકવાળા સ્થાનમા રહીને સ્વેચ્છાથી વિતાવવુ શા માટે પસદ કર્યું ? પોતાનુ નિર્દોષપણુ સાબિત કરવાના વ્યાવહારિક માગ તરીકે તેણે એમ કર્યું હતુ, એ હુ માની શક્યો નહીં મને તો એ માન્યતા વધારે કુદરતી અને વધારે સભવિત લાગી કે, તેણે પોતાને આ બાબતમા જેવી સ્વતત્ર જણાવી હતી તેવી તે સ્વતત્ર નહોતી જો એમ હોય તો, વેલ્મિગહામમા જ રહેવાની તેને ફરજ પાડવાની સત્તા ધરાવનાર આસામી કોણ હતો ? જેના તરફથી તેને ગુજરાનના અને મોજશોખના નાણા મળતા હતા તેજ તે આસામી હોવો જોઇએ તેણે પોતાના પતિ પાસેથી ખાધાખોરાકી લેના ચોખ્ખી ના પાડી હતી, તેની પોતાની ખાનગી મિલ્કત કાઇજ નહોતી, પાડોશીઓમા તેનુ કોઇ જ શુભેચ્છક નહોતુ, તે એક પતિત સ્ત્રી ઠરી ચૂકેલી હતી—તેને કોના તરફથી મદદ મળી શકે ? લોકવાયકા મુજબ સર પર્સિવલ તરફથી તેને મદદ મળતી હતી, અને એ વાત તદ્દન શકય હતી

આ અનુમાનો ઉપરથી મે તો મારા મનમા ખાત્રીથી નિર્ણય કર્યો કે, મિસિસ કેથેરિક, સર પર્સિવલ ગ્લાઇડનુ ગુપ્ત રહસ્ય જાણતી હોવાથી તે બેરોનેટે જ તેને વેલ્મિગહામમા રહેવાની ફરજ પાડી છે એ ફરજનુ બીજુ એક કારણ એ હતુ કે, વેલ્મિગહામમા તો સૌ કોઇએ તેને છાડેલી હતી, જેથી તેને કોઇની સાથે વાતોચીતો કરવાનો અવસર મળે નહીં, અને ભૂલેચૂકે પણ ભળભળીઆપણાથી તેને બીજી કોઇ સ્ત્રીને કાઇ કહેવાનુ પ્રાપ્ત થાય નહી પણ એ કિયુ રહસ્ય હતુ કે જે દાબી રાખવાનુ હતુ ? મિસિસ કેથેરિક સાથેના સર પર્સિવલના અની-

તિમાન્ સબધનુ રહસ્ય તો નહીજ, કારણ કે, આખા વેલ્મિગહામને તે વિષે ખબર હતી સર પર્સિવલ, એની કેથેરિકનો પિતા છે એ રહસ્ય પણ નહીં જ, કારણ કે, એ શક વેલ્મિગહામના બધા માણસોના મનમા પાકો હતો જ જે વાતો વેલ્મિગહામના રહીશોમા સારી પેઠે પ્રસરેલી હતી, એ તો સર પર્સિવલના જીવનનો ભયકર ભેદ નહી જ

ત્યારે દેવળની ઓરડી નજદિક એ બન્નેનુ મિલન શા માટે થતુ હતુ ? શુ હાથરૂમાલ, ઘડીઆળ, અછોડા, વીટીઓ ઇત્યાદિની ફક્ત લેવડ-દેવડ માટે ? પણ તેમા છુપી મસલતો શી કરવાની હતી ? અને ત્યાજ શા સારૂ ? કાંઈક પણ જબરો ભેદ આ સ્થળના લાબી મસલતોવાળા મિલનોમા હતો અને તેજ મારે શોધી કાઢવાનો હતો

મિસિસ ક્લેમટસને, એ પછી, મે પુછેલા સવાલોનો હેતુ એવુ નક્કી કરવાનો હતો કે, સર પર્સિવલ અને એની કેથેરિક વચ્ચે કાંઈ મળતાપણુ હતુ કે નહીં ? મે પુછ્યુ "હુ ધારૂ છુ કે, સર પર્સિવલને તમે વેલ્મિગહામમા કદી જોયા તો હશે જ"

"હા, સાહેબ ઘણી વાર જોએલા"

"તમને કદી એમ લાગેલુ કે, એનીનો ચહેરો સર પર્સિવલને મળતો હતો ?"

"સાહેબ, તે બન્નેના ચહેરામા લગારે મળતાપણુ નહોતુ"

"તેની મા—"

"અરે, તેનો ચહેરો પણ એનીને મળતો નથી"

તેનો ચહેરો તેની માને મળતોયે નહી અને ધારી લેવાયલા પિતાને મળતો પણ નહી !! પણ કદાચ મળતા ચહેરા ન હોવા છતાયે આગલા સબધને યોગે એજ વાત સત્ય હોય, એમ ધારીને મે પુછ્યુ "સર પર્સિવલ જ્યારે સૌથી પહેલા તમારા ગામમા રહેવા આવ્યા ત્યારે તેઓ ક્યાથી આવ્યા હતા, તે તમે જાણો છો ?"

"ના, સાહેબ કેટલાક કહેતા હતા કે, તે બ્લેકવૉટર પાર્કમાથી આવ્યા છે અને કેટલાક કહેતા કે સ્કૉટલેડમાથી આવેલા છે— પણ ચોક્કસ ખબર કોઇને જ નહોતી"

"મિસિસ કેથેરિકના લગ્ન થયા ત્યા સુધી તે વગ્નેક હૉલમાજ નોકરી કરતી હતી ?"

"હા, સાહેબ"

"એ નોકરીમા તે કેટલા વખતથી રહી હતી ?"

"ત્રણ–ચાર વર્ષથી તે ત્યા નોકર હતી"

"એના શેઠનુ નામ શુ હતુ ?" "—મેજર ડૉનથોર્ન"

"સર પર્સિવલ, એ મેજરના મિત્ર હતા કે ? અથવા તો તેને ત્યા તે વારવાર આવજા કરતા કે ?"

"મને એને લગતી ખબર નથી"

મે મેજર ડૉનથોર્નનુ નામ મારી નોધપોથીમા લખી લીધુ કદાચ એ મેજર અદ્યાપિપર્યન્ત જીવિત હોય તો તેને મળવાનો મે ઇરાદો કરી રાખ્યો મિસિસ ક્લેમટસના જવાબો ઉપરથી મારા મનમા ખાત્રી થઈ કે, સર પર્સિવલ એનીનો પિતા નહોતોજ કેવળ આગળ મિસિસ કેથેરિક સાથે તેના મિલનોનુ જે દૂષિત કારણ બહાર આવ્યુ હતુ તે ખરૂ નજ હોવુ જોઇએ પરતુ અદરખાનેનુ કાઇક જૂદુજ કારણ હોવુ જોઇએ, એવો મને શક ઉત્પન્ન થયો બહાર ખોટુ કારણ આપીને લોકોની ટીકાઓ તેજ કારણ તરફ આકર્ષવાની પરતુ અદરખાનેથી કોઇક મહત્વની બાબતમા સ્વાર્થ સાધવાની સર પર્સિવલની મતલબ હોય, એવુ મને સભવિત લાગ્યુ મારા મન ઉપર પડેલી આ છાપને દૃઢ બનાવવા સારૂ એની કેથેરિકના બાળપણને લગતા પ્રશ્નો મે મિસિસ ક્લેમટસને પૂછવા માડયા તેમ કરવામા મારી મતલબ એ હતી કે, કદાચ તે પ્રશ્નોના જવાબોમાથી હુ જે કારણ શોધતો હતો તે અચાનક મળી આવે

મે કહ્યુ "મિસિસ ક્લેમટસ, અપરાધો અને દુખપરપરાની વચ્ચે જન્મેલી બિચારી એનીને ઉછેરવાનુ કામ તમને શી રીતે સોપાયુ, એ વિષે તો તમે કાઈજ કહ્યુ નહીં"

મિસિસ ક્લેમટસે જવાબ દીધો "તે બિચારીને ઉછેરનાર કોઇજ નહતુ તે દુષ્ટ માતાને તેના તરફ તિરસ્કાર હતો-જાણે તેની પોતાની કમનસિબ હાલત માટે તે છોકરી ગુન્હેગાર હોય એમ તે માનતી લાગતી હતી મને એ છોકરી માટે ઘણુ લાગી આવતુ હતુ, આથી મે જાણે તે મારી જ છોકરી હોય એમ તેને ઉછેરવાની માગણી કરી હતી અને તેની માએ તત્કાળ મને તેની સોપણી કરી હતી"

"એની, તે વખતથી હમેશા તમારી પાસેજ રહેલી ?"

"ના સાહેબ વચ્ચે મિસિસ કથેરિકના મગજમા કાંઈ વિચિત્ર ફ્રોટો ભરાઈ જતો તેથી મારી પાસે આવીને પોતાની બાળકીની માગણી કરતી હુ તેને ઉછેરીને કેમ જીવતી રાખુ છુ એવી નિર્દવાજોગ ઇર્ષા તેના મનમા થતી હોય એમ મને તેના ઉદ્ગારો ઉપરથી તે વખતે લાગતુ પણ તેની વિચિત્ર ઉર્મિઓ લાબા વખત સુધી ટકતી નહી બિચારી એનીને તેથી તે પાછી મારી પાસે મોકલી આપતી એનીને મારી પાસે રહેવુ ઘણુ ગમતુ હતુ મારે અને તેને એકજ વખત કેટલાયે મહિના સુધી વિખૂટા રહેવુ પડયુ હતુ, એ વખતે તેની મા તેને લિમરિજ લઇ ગઈ હતી તેની ઉમ્મર તે વખતે ૧૦ કે ૧૧ વર્ષની હતી મારા પતિનુ અવસાન એ વખતે જ થયુ હતુ તેનુ રૂપ સૌને ગમે એવુ હતુ પણ તેનુ ભણવા તરફ લક્ષ નહતુ તે બિચારીના મગજમા શિક્ષણ પાઠ ઉતરતા જ નહીં મારા પતિ મરી ગયા પછી જ્યારે એનીને ફરીથી તેની મા મારી પાસે મૂકી ગઇ ત્યારે મે તેને લડન ખાતે લઇ જવાની માગણી કરી, કારણકે મને વેલ્મિગહામમા ગમતુ નહોતુ"

"મિસિસ કેથેરિકે તમારી માગણી કબુલ રાખી ?"

"ના, સાહેબ, કારણ ગમે તે હોય પણ લોકોનુ કહેવુ એવુ હતુ કે, સર પર્સિવલ પાસે તેણે મારી માગણીની હકીકત રજુ કરતા તેણે ના પાડયાથી એનીને તેણે મારી સાથે લડન મોકલી નહીં પણ મે એનીને ખાનગી રીતે મારૂ લડનનુ શરણામુ આપી મૂકયુ અને જ્યારે પણ તેને તેની મા પાસે ગમે નહીં ત્યારે મારે ત્યા આવવા કહી મૂકયુ.

વર્ષોના વર્ષો પસાર થયા પણ તે કદી લંડન આવીજ નહીં તે દિવાન-શાળામાથી નાસી આવી તેજ રાત્રે મે તેને કેટલાયે વર્ષો પછી જોઇ"

"મિસિસ કલેમટસ, સર પર્સિવલે એનીને શા કારણે દિવાન-શાળામા પુરી હતી, એને લગતી માહિતી તો તમને હશેજ"

"સાહેબ, એનીએ મને વાત કરી હતી તે ઉપરથી હુ તે કારણ જાણુ છુ તે કહેતી કે, 'મારી માને સર પર્સિવલે કોઇક ગુપ્ત ભેદ જાળવી રાખવા ફરજ પાડેલી છે એ ગુપ્ત ભેદ હુ જાણી ગઈ છુ સર પર્સિવલને જ્યારે ખબર પડી કે, એક કાનેથી બીજે કાને એ ભેદ પહોચ્યો છે ત્યારે તેમણે મને તરતજ દિવાની ઠરાવીને દિવાનશાળામા મોકલી દીધી ' પણ એનીએ કદી પણ સર પર્સિવલની ગુપ્ત વાત મને કહી નહતી તેણે ફક્ત એટલુજ કહ્યુ હતુ કે, 'જો મારી મા ધારે તો સર પર્સિવલનો ગુપ્ત ભેદ જાહેર કરી દઇને તેનો વિનાશ કરે' સાહેબ, મારૂ માનવુ એવુ છે કે, કદાચ મિસિસ કેથેરિકે સર પર્સિવલની સામે આવી બડાઈ, એનીના દેખતા, હાકી હશે, પરતુ હુ નથી માનતી કે, સર પર્સિવલનો મજકુર ગુપ્ત ભેદ કેવા પ્રકારનો છે, તેને લગતી અદરખાનેની વિગતથી એનીને વાકેફગાર કરી હોય કોઇ ખાનગી વાત જાણતી હોવાનો જે ઢોગ એની કરતી હતી તે ખરેખર તેના જાણવામા હોત તો તેણે મને જરૂર કહી દીધી હોત, એવી મારી ખાત્રી છે"

મિસિસ કલેમટસને ઉપજેલા આ વિચાર જેવો જ વિચાર મને અગાઉ એકવાર સુઝયો હતો. મે મેરીઅનને કયારનોયે તે વિચાર કહ્યો હતો મે શકા બતાવી હતી કે, લૉરા અને એની કેથેરિક જ્યારે નૌકા-ગૃહ નજદિક મળ્યા અને કાઉન્ટ ફોસ્કોને છુપાયલો જોઇને એની નાસી ગઇ ત્યારે જે ગુપ્ત વાત તે કહેવા માગતી હતી તે અધૂરી રહી ગયા વિષેનુ તેનુ કથન, ભાગ્યે જ આધાર રાખવા જોગ હોય એ સભવિત હતુ કે, એનીની માનસિક નબળાઇને અગે તથા તેની માએ તેની હાજરીના કોઇવાર ઉડતી ટીકા કરેલી હોવાને અગે, એનીના

મગજમા એવી ધૂન ભરાઈ ગઈ હોય કે, પોતે સર પર્સિવલના ગુપ્ત ભેદથી વાકેફ છે આ વસ્તુસ્થિતિમા એ પણ સભવિત હતુ કે, અવિશ્વાસુ, ઉતાવળીઆ અને ક્રોધી સ્વભાવને અગે, સર પર્સિવલના મગજમાં એવી ભ્રમણા ઉત્પન્ન થઇ હોય કે, એની મારો ભેદ જાણે છે-જેમ પાછળથી લૉરાને માટે પણ તેમને એવી ભ્રમણા થઇ હતી તેમ—અને તેથી પોતાના માર્ગમાથી દૂર કરવા સારૂ તેને દિવાનશાળામા તેમણે પુરાવી હોય

આ પ્રમાણે મિસિસ ક્લેમટસ પાસેથી જેટલી બને તેટલી વિગતો મે જાણી, પરતુ મુખ્ય શોધ માટે ફાફા મારવાનુ અને મહેનત કરવાનુ હજી મારા નસિબમા લખેલુ હતુ હવે મે પાકો નિશ્ચય કર્યો કે, એનીની મા મિસિસ કૅથેરિકને મળવુ તેથી મિસિસ ક્લેમટસ પાસેથી વદાય થતા પહેલા મે તેને આપેલી તસ્દી માટે તેમજ મારા પ્રશ્નોના શાતિથી જવાબ વાળીને તેણે મને પુરી પાડેલી વિગતો માટે બની શકતા વિનય ભર્યા શબ્દોમા મે તેનો આભાર માન્યો તે ભલી અને માયાળુ બાઇએ મને કહ્યુ " સાહેબ, હજી પણ તમારે મને કાઈ પૂછવા સારૂ આવવુ હોય ત્યારે બેલાશક આવજો, પણ સાહેબ, એની માટે કાઇ વધારે સમાચાર મને આપતા રહેજો સાહેબ, મારૂ હૃદય તેને જન્મ આપનારી જનેતા કરતા પણ તેની હકીકત જાણવા માટે અતિ આતુર છે, જેથી હુ તમને એટલુ ખાસ કહી રાખુ છુ કે, જ્યારે પણ તમને તેના સારા કે માઠા સમાચાર મળે ત્યારે મને જરૂર કહી જજો તે જીવે છે કે મરી ગઇ છે એટલુ પણ હુ ન જાણુ એ કેવી કઠણ બાબત છે, એનો વિચાર તમને ન આવી શકે કાઇક પણ ચોક્કસ હકીકત મને મળે એટલે બસ સદાનો વિયોગ સહન કરવાનો હશે તો તેમ કરીને પણ હુ મારા દિવસો વિતાવીશ સાહેબ, તમે કહેતા હતા કે, કદાચ આપણે તેને ફરીથી જીવતી જોઇ શકીએ નહીં શુ તમને એ વિષે કાઈ ખાત્રી ભરેલી ખબર મળેલી છે ? જો તેમ હોય તો, ભલા સાહેબ, ઈશ્વરને ખાતર પણ કહો કે, ખરૂ શુ છે ? શુ તે ઈશ્વરના દરબારમા પહોચી ગઇ છે ? "

વિનતિથી ભરપૂર અને એક જનેતાના જેવુ કુમળુ હૈયુ દાખવતી આ કાકલુદી સામે ટકી શકવાની મારામા શક્તિ ન હોતી જો હવે હુ તેનાથી કાઇ છુપાવુ તો તે જરૂર નીચતા ભરેલુ અને ઘાતકી લેખાય.

મે ધીમેથી જવાબ દીધો " સાચી હકીકત પુછાવો તો, મારા મનમા હવે લગારે શકા રહી નથી કે, આ દુનિયાની જજાળમાથી તે બિચારી છુટી થઇ ગઇ છે "

તે વૃદ્ધ સ્ત્રીએ પોતાના હાથથી પોતાનુ મો છુપાવી દીધુ અને કહ્યુ " અરે સાહેબ ! તમે એ શી રીતે જાણ્યુ ? તમને એ વાત કોણે કહી ? "

" મિસિસ ક્લેમટસ, કોઇએ મને તે વાત કહી નથી પણ એવુ ચોક્કસપણે માનવાના મારી પાસે કારણો છે હુ એ કારણો થોડાક દિવસ પછી જરૂર તમને કહીશ તમને એટલુ જાણીને રાહત ઉપજશે કે, તેની છેલ્લી પળોમા તેના તરફ બેદરકારી રખાઇ નહોતી હૃદય-રોગને લીધે જ તે મરણ પામી હતી. તે એક ગામડાની શાન્ત કબરમા સુતી છે અને આસપાસની જગ્યા તે માટે એવી યોગ્ય છે કે, તમારા જેવા વૃદ્ધને પણ તે જગ્યાએ સદાને માટે સુવાનુ મન થાય "

" અરેરે ! તે મરી ગઇ ! આટલી જુવાન વયમા મરી ગઇ ! અને મને માઠા સમાચાર સભળાવવા અહીં છોડતી ગઇ ! મે તેને બોલતા અને ચાલતા શીખવાડયુ હતુ મે તેને માટે નાના અને નાજુક કપડા શીવ્યા હતા સૌથી પહેલા " મા " કહીને તેણે મને જ બોલાવી હતી, અને સાહેબ, હવે તે બિચારી ગઇ અને હુ રહી ગઈ! શુ તમે એમ કહ્યુ કે, તેને સારી જગ્યાએ દાટવામા આવી છે ? મારી પોતાની છોકરીની માફક જેટલી દરકાર લઇને, યોગ્ય રીતે અને પુરતી કાળજીથી હુ તેનુ દફનકામ કરાવત તેટલી જ કાળજી શુ તેને માટે લેવાઇ છે ?"

મે તેને એ સબધમા દરેક પ્રકારની ચોક્કસ અને ખરી માહિતી આપી એ સાભળીને તે મગરૂર બનીને કહેવા લાગી " જો એનીને

સારી કાળજીથી દાટવામા આવી નહોત તો મારૂ હૃદય ચીરાઇ જાત-પણ સાહેબ, તમે એ શી રીતે જાણ્યુ ? તમને એ વાત કોણે કહી ?"

મે તેને કહ્યુ " એ બધી વિગત હુ તમને પછીથી કહીશ હુ બે ત્રણ દિવસ પછી પાછો તમારી પાસે આવીશ અત્યારે તમે સ્વસ્થ નથી, એટલે મારે જે બાબત માટે આવવાનુ છે, તે બાબત હુ હવે આવીશ ત્યારે કહીશ "

" ના ના મારી ખાતર તમારી જરૂરી બાબત મુલતવી ન રાખશો. અત્યારે મારૂ હૃદય શોકાતુર છે અને હુ રડુ છુ, તેમ છતા પણ તમને મદદ કરી શકતી હોઉં તો તેમ કરતા હુ ખચકાઇશ નહીં. તમારે જે કાંઈ પૂછવાનું હોય તે બેલાશક મને અત્યારે પુછી લ્યો "

" મને મિસિસ કેથેરિકનુ શરણામુ આપો "

તે આ સાભળીને આશ્ચર્યચકિત બની ગઇ તેણે કહ્યુ " તમારે તેનુ શુ કામ છે ? સાહેબ, ઇશ્વિરને ખાતર કહો-તમારે તેને ત્યા જવાની શી જરૂર છે ?"

મે જવાબ દીધો " મિસિસ કલેમટસ, મારે સર પર્સિવલ ગ્લાઇડના જીવનનો મુખ્ય ભેદ જાણવો છે તે બાઇ સર પર્સિવલને દેવળ પાસે શા માટે મળતી હતી, એ વિષે મારે ખાત્રી કરવી છે બીજાઓને જેની ખબર નથી, બીજાઓને જે વિષે કાઇજ શક નથી; એવી કોઇક મતલબ સાધવા માટે સર પર્સિવલ, મિસિસ કેથેરિકને મળતા હતા, એમ હુ માનુ છુ મિસિસ કેથેરિક પાસેથી મારે એ સબધમા સપૂર્ણ વિગત જાણવી છે "

મિસિસ કલેમટસે જવાબ દીધો " સાહેબ, બે વખત વિચાર કરીને તેના ઉંબર ઉપર પગ મૂકજો તે મહાદુષ્ટ બાઈ છે—તમે તેનો સ્વભાવ જાણતા નથી તે મહાક્રોધી પણ છે "

મે કહ્યુ " તમારી માયાળુ ચેતવણી માટે હુ તમારો આભારી છુ પણ મે તો તેને ચાહે તેવા વિપરિત સજોગમા પણ મળવાનો નિશ્ચય કરેલો છે, એ નિશ્ચય હવે ફરનાર નથી "

તે મારા સામુ જોઇ રહી અને પછી બોલી " ભલે તમારો નિશ્ચય હોય તો જાવ તેનુ શરણામુ હુ તમને આપીશ "

તેણે શરણામુ લખાવ્યુ અને મે મારી નોથપોથીમા તે લખી લીધુ તેની પાસેથી વદાય થતા થતા મે કહ્યુ " હુ તમને હવે જ્યારે ફરીથી મળીશ ત્યારે જરૂર વધારે ખુલાસાથી કેટલીક વાતો કહીશ "

તેણે નિસાસો નાખ્યો અને મને કહ્યુ " સાહેબ, એક ઘરડી ડોશીની સલાહ કોઇક વખત ધ્યાનમા લેવા જેવી હોય છે વેરિમગહામ જાઓ તે પહેલા બે વખત વિચાર કરી જોજો "

## પરિચ્છેદ ૧૮

### એક નઠોર બેહયા માતા !

મિસિસ કલેમટસ પાસેથી નીકળીને હુ ઘેર આવ્યો મેરીઅનને સઘળી વાતથી વાકેફ કરીને મે મારો નિશ્ચય જાહેર કર્યો કે, હુ હવે મિસિસ કેથેરિકને મળવા વેરિમગહામ જાઉં છુ અને ત્યાથી મને જે કાઇ માહિતી મળશે તે મુજબ બીજે કયાયે જવુ પડશે તો જઇશ પરિણામે થોડાક દિવસ આપણે વિખૂટા પડવુ જોઇશે

તેણે મને જવાની તો રજા આપી પણ કહ્યુ " યાદ રાખજો કે, તમે અહી સહિસલામતિથી આવો તે ઉપરજ અમારી બધી આશાઓ નિર્ભર છે તમારા પ્રવાસ દરમ્યાન કાઇ વિચિત્ર બનાવો બને—કદાચ તમારો અને સર પર્સિવલનો ભેટો થાય તો, વૉલ્ટર, બહુ જ સાવચેત રહેજો—"

મે તેને અધવચ્ચ અટકાવીને પુછ્યુ, " તમે શા ઉપરથી ધારો છો કે, મારો અને તેનો મેળાપ થશે ? "

મેરીઅને જવાબ દીધો " એ વિષે તો હુ કાઇ જાણુતી નથી પણ મને ન સમજાય એવી દહેશતોના વિચારો આવે છે વૉલ્ટર, તમે મારી દહેશતો ભલે હસી કાઢવા જોગ ગણજો, પણ પ્રભુને ખાતર એટલુ

તો ધ્યાનમા રાખજો જ કે, તે માણસ સાથે તમારો ભેટો થાય તો તમારા સ્વભાવને ખૂબ કાબૂમા રાખજો અને તમારી સહિસલામતિ પહેલી જાળવજો. "

મે હસીને કહ્યુ "મેરીઅન, એ વિષે કશી ચિન્તા કરશો નહીં મારા આત્મસયમ માટે હુ તમને ખાત્રી આપતો જાઉં છુ "

એ બાદ હું ઘર બહાર નીકળ્યો અને સ્ટેશન તરફ જવા લાગ્યો ઋતુ ખુશનુમા હતી પ્રાતકાલનો ઠંડો પવન આનદદાયક લાગતો હતો મારી રગેરગમા ઉત્સાહનુ અને નિશ્ચયનું બળ પ્રકટી નીકળ્યુ મને લાગ્યુ કે, આ વખતનો મારો પ્રવાસ અફળ જશે નહીં

રેલ્વે પ્લેટફોર્મ ઉપર પહોચતા લોકોની પુષ્કળ ગીરદી મારા જોવામા આવી ઘણાક ઓળખીતાઓને મે ત્યા જોયા ઘડીભર મને ઉર્મિ સ્ફુરી કે, હુ વેશ બદલીને મુસાફરી કરૂ તો કેવુ ? પણ તરત જ એ ઉર્મિ મે દાબી દીધી મને વેશપલ્ટા તરફ કોણ જાણે શાથીએ અભાવ હતો જાસુસોના ટોળાને વેશપલ્ટાથી જ્યારે હુ ફરતા જોતો ત્યારે મને તેમના તરફ તિરસ્કાર ઉત્પન્ન થતો મે સ્વગત દલિલો કરી કે, જો હુ વેશપ'ટો કરૂ તો જે મકાનમા હું રહુ છુ તેનો માલિક મારા માટે શકા લઇ જાય કે નહીં ? બેશક તેને શકા ઉપજે કે, આ કોઇ ખટપટી અને ભેદભરમોવાળો માણસ છે આવી જ રીતે પ્રવાસ દરમ્યાન પણ કોઇ મારા વેશપલ્ટામા મને ઓળખી જાય તો તેને પણ મારા ઉપરથી વિશ્વાસ ઉઠી જાય તદુપરાત મારી પાછળ પણ ચિકિત્સા જોનારા બીજા કેટલાકની સખ્યા વધી પડે આમ વેશપલ્ટાને લીધે ઉલ્ટુ બીજાઓનુ ધ્યાન મારા તરફ આકર્ષવુ બિનસહિસલામત ભરેલુ ધારીને એ વિચારને મે સહસા દાબી દીધો મે આ બાબતમા પ્રથમથી જ ખુલ્લી રીતે કામ કરવા માડયુ છે તેથી છેક છેવટ સુધી ખુલ્લી રીતેજ કામ કરીને, સુભાગ્ય કે દુર્ભાગ્ય જે કાંઈ પ્રાપ્ત થવાનુ હોય તે પ્રાપ્ત કરવુ, એજ અતિમ નિર્ણય કર્યો

બપોર પહેલા હું વેલિંગહામ પહોચ્યો ગામમા દાખલ થઇને મિસિસ કેથેરિક ક્રિયા લત્તામા રહેતી હતી તેની પૂછપરછ કરતો એક વિશાળ લત્તામા એક માળના મકાન આગળ હુ જઇ પહોચ્યો મિસિસ કેથેરિકના મકાન બહાર એક નાનો બાગ હતો તેને ફરતી તારની એક વાડ કરેલી હતી તેના મકાનનો ન ૧૩ હતો લગારે આનાકાની વિના હુ બાગમા થઇને તે મકાન પાસે ગયો અને તેના બારણા ઉપર ખખડાટ કરવા લાગ્યો મિસિસ કેથેરિક સાથે મારે કેવી રીતે વાતચીતની શરૂઆત કરવી એ વિષે મે અત્યારથી કાઇ નક્કી કર્યું નહીં પ્રથમ જરૂરીઆત, તે કેવી છે, એ જાણવાની હતી તેની રહેણીકરણીનો ખ્યાલ તેને જોયા બાદ લાવીને તે પછી જ વાતચીતનુ વલણ નક્કી કરવાનુ મે ઠરાવ્યુ

એક દુ ખીઆરી જણાતી આધેડ વયની સ્ત્રીએ બારણા ઉઘાડયા મે તેના હાથમા શરણામાનુ પત્ત મૂકયુ અને પ્રશ્ન કર્યો "મિસિસ કેથેરિકને મળી શકાશે કે ?" તે સ્ત્રી પત્ત લઈને અદર ગઈ થોડી વારે તે પાછી આવીને પૂછવા લાગી "તમે શા કામે આવ્યા છો ?"

મે જવાબ દીધો "મિસિસ કેથેરિકની છોકરીને લગતા એક કામે હુ આવ્યો છુ મારે જે કહેવાનુ છે તે મિસિસ કેથેરિકે સાભળવુ જોઇએ "

તે સ્ત્રી પુન અદર ગઈ અને થોડીકવારે પાછી ફરીને અજાયબીથી મારા તરફ જોતી જોતી મને મકાનમા દાખલ કરીને પહેલા માળના દિવાનખાનામા લઇ ગઇ થોડીકવાર હુ તે ખડમા એકલો પડયો મે આસપાસ નજર કરી તો મને માલુમ પડયુ કે, એ ખડ ખૂબ ઠાઠમાઠથી શણગારેલો હતો દિવાલો ઉપર રગીન ચિત્રામણવાળા મોટા કાગળો ચોઢેલા હતા ખુરશીઓ, મેજ, કૅાચ, કબાટ ઇત્યાદિ તેમા વ્યવસ્થિત રીતે ગોઠવેલા હતા ખડના વચલા ભાગમા એક મોટા ગોળ મેજ ઉપર સોનેરી કિનારવાળુ અને સુદર પાકી બાધણીનુ એક મઝાનું બાઇબલ, ઉનની બનાવેલી એક નાની ગાદી ઉપર મૂકેલુ હતુ.

થોડીવારે એક આધેડ વયની સ્ત્રી તે ખડમા દાખલ થઇ તેણે હાથમા ખાખી રગના મોજા પહેરેલા હતા અને ભરત ગુથણની એક છાબડી રાખેલી હતી તેણે એક કાળી ટોપી પહેરેલી હતી અને કાળો રેશમી પોષાક ધારણ કરેલો હતો તેના ભુખરા રગના વાળના ગુચ્છા તેની પીઠ ઉપર તેમજ તેના ચહેરાના આગલ્યા ભાગમા કાન પાસે લટકતા હતા તેની આખો ખૂબ કાળી હતી ભવ્ય અને કદાવર શરીર, તેવુજ તેનુ વદન અને જાડા હોઠ–એ ઉપરાત તેની નજરમા સખ્તાઈ બેદરકારી અને તીવ્રતા–એ બધુ જોતાજ મારા મનમા મે તરત જ ખ્યાલ બાધ્યો ક, ગુજરાન માટે લગારે ફાફા ન મારવા પડે અને કોઇની પણ ગરજ કે દરકાર ન રાખે, એવી આ સ્ત્રી છે

તે ખડની એક બારી પાસે જઇને ત્યા પડેલી એક આરામ ખુરશી ઉપર તે બેઠી તેણે પોતાના પગ ખુરશી નીચે પડેલી એક કુમળી ગાદી ઉપર મૂકયા અને ખોળામા ભરતગુથણની છાબડી રાખીને તે ઘડીભર તીવ્રતાથી મારા તરફ ટગર ટગર જોઈ રહી

હુ કાઇ બોલુ તે પહેલા તેણે સવાલ કર્યો “ તમે જ મારી છોકરી સબધી મને કાઇક કહેવા માટે આવ્યા છો કે ? વારૂ કૃપા કરીને કહો કે, તમે શુ જાહેર કરવા માગો છો ? ”

તેનો અવાજ તેની આખોના જેવોજ સખ્ત હતો સ્ત્રીઓમા રહેલી સ્વાભાવિક મૃદુતાનો તેમા અશ માત્ર નહતો એ અવાજ જાડો અને કર્કશ હતો કુદરતી રીતેજ મને આ સ્ત્રી પ્રત્યે અણગમો આવી ગયો મે ઠરાવ કર્યો કે, આ સ્ત્રીની સાથે તેની પોતાનીજ ઢબે વાતચીત કરવી જોઇએ મે કહ્યુ “ તમે જાણો છો કે, તમારી પુત્રી ગુમ થઈ છે ? ”

“ હુ તે વાત સારી પેઠે જાણુ છુ ”

“ તમને કદી એવો ભય ઉપજ્યો છે કે, તેના ગુમ થવાથી કદાચ તેના મૃત્યુની કમનસિબીના સમાચાર તમારે સાભળવા પડશે ? ”

" હા શુ તમે મને એજ વાત કહેવા આવ્યા છો ? તે મરી ગઈ છે, એવુ જ તમારૂ કહેવુ છે ને ?"

" હા "

" તમારે તે વાત મને સભળાવવા અહીં સુધી શા માટે આવવુ પડયુ ? "

ઉપલો પ્રશ્ન પોતાના અવાજમા, ચહેરામા અથવા તો રીતભાતમા જરાકે ગભરામણના ચિહ્ન બતાવ્યા વિના તેણે મને પુછયો બહારના ભાગમા એક બકરી મરી ગઈ છે, એવા સમાચાર મે તેને કહ્યા હોય અને જેમ તેને કાઇ જ લાગણી ઉપજે નહીં તેમ આ દાખલામા તેનુ વર્ત્તન હતુ !

મે કહ્યુ " તમારી પુત્રીના મરણના સમાચાર તમને કહેવા માટે હુ અહીં શા સારૂ આવ્યો, એમ તમે પુછો છો ?"

" હા મારા માટે અથવા તેના માટે તમારે કાળજી રાખવાની શી જરૂર ? મારી પુત્રી વિષે કાઇ પણ વાત તમે શી રીતે જાણી શકો ?"

" કારણે કે, હુ તમારી પુત્રીને ઓળખતો હતો તે જ્યારે દિવાન-શાળામાથી છટકી ગઇ ત્યારે મધ્યરાત્રે હુ જ તેને માગમા મળ્યો હતો અને મે જ તેને સહિસલામત સ્થળે પહોચાડી હતી "

" તમે એ કામ ઘણુ જ ગેરવાજબી કર્યુ હતુ "

" તેની જનેતાના મુખમાથી આ શબ્દો બહાર નીકળે છે, તેથી મને ખેદ થાય છે "

" તેને જન્મ આપનારી મા જ તમને તે માટે ઠપકો આપે છે. વારૂ, તે મરણ પામી, એમ તમે શા ઉપરથી કહી શકો છો ?"

" એ કહેવાની સ્વતત્રતા મને મળી નથી—પણ એ વાત હુ ચોક્કસ-પણે જાણુ છુ એમા શકા નથી "

" તમે મારૂ શરણામુ કેવી રીતે મેળવ્યુ તે કહેવાને સ્વતત્ર છો કે ?"

" બેશક મે તમારૂ શરણામુ મિસિસ કલેમટસ પાસેથી મેળવ્યુ છે "

"મિસિસ ક્લેમટસ મૂર્ખી છે તેણે તમને અહીં આવવાની સલાહ આપી છે કે ?"

"ના"

"તો હુ તમને ફરીથી પુછુ છુ કે, તમે અહીં આવ્યા શા માટે ?"

તેણે એ પ્રશ્નનો ઉત્તર સાભળવાનો ઠરાવ કરેલો હોવાથી મે તેને તે તદ્દન સ્પષ્ટ રીતે આપ્યો મે કહ્યુ "એની કેથેરિક જીવે છે કે મરી ગઇ છે, એ જાણવાની આતુરતા તેની માતાના હ્રદયમા હશે, એમ ધારીને હુ તે કહેવા અહી આવ્યો છુ"

"ઠીક એ સિવાય અહી આવવામા તમારો બીજો કાઇ જ ઉદ્દેશ નથી ?"

હું અચકાયો એ પ્રશ્નનો ખરો ઉત્તર એકજ ક્ષણની ચેતવણીથી આપી શકાય તેમ નહોતો

તેણે પોતાના હાથમાના ખાખી રગના મોજા ઉતારતા ઉતારતા આગળ કહેવા માડયુ "જો તમારો બીજો કોઈ ઉદ્દેશ ન હોય તો તમારી મુલાકાત માટે મારે ફક્ત તમારો આભાર માનવાનો રહે છે અને એટલુ જ કહેવાનુ બાકી રહે છે કે, હવે હુ તમને અહીં વધુ વખત રોકીશ નહીં તમે જે ખબર મને કહી, તે તમે કયાથી મેળવી, એ વિષે કાઇ વધારે ખુલાસો કરવા રાજી હો તોજ તે ખબર કાઇક સતોષકારક થઇ પડે એમ છતા પણ મારે શોક પાળવો જોઇએ તમે જોઇ શકશો કે, મારા પોષાકમા મારે બહુ ફેરફાર કરવો પડે તેમ નથી આ મોજા મે ઉતારી લીધા છે તેને બદલે કાળા રગના પહેરીશ એટલે મારો તમામ પહેરવેશ કાળો બની જશે"

તેણે પોતાના ઘાઘરાના ખિસ્સામાથી તરતજ કાળા રગના મોજા બહાર કાઢયા અને પોતાને હાથે પહેરીને કહ્યુ, "હુ હવે તમારી કુશળતા ચાહુ છુ"

તેનો આ મૂગો તિરસ્કાર મને નાપસદ પડયો હવે મને લાગ્યુ કે, આ નઠોર સ્ત્રીને મારા બીજા ઉદ્દેશથી વાકેફ કરવી જોઇએ મે કહ્યુ-"અહીં આવવામા મારો **બીજો** ઉદ્દેશ છે ખરો"

"હુ મે તેમજ ધાર્યું હતુ"

"તમારી પુત્રીનુ મરણુ—"

"કિયા રોગથી થયુ ?"

"હૃદય બધ પડી જવાથી"

"વારૂ પછી ?"

"તમારી પુત્રીના મરણુથી મારી એક વહાલી વ્યક્તિને ગભીર નુકશાન પહોચાડવાનુ કેટલાક જણુને બહાનુ મળ્યુ છે બે માણુસો એ ધધામા પડયા છે, એવી મને ખબર મળી છે તેમાના એક સર પર્સિવલ ગ્લાઇડ છે"

"એમ ?"

મે તેના તરફ બારિકાઇથી જોયુ પણુ એ નામના ઉચ્ચારથી તે જરાકે હાલી નહી તેની આખમાની તીવ્રતામા કે નઠોરતામા લગારે ફરક પડયો નહીં

મે કહ્યુ "તમને અજાયબી તો થશે કે, તમારી પુત્રીના મરણુથી બીજા કોઇને ગભીર હાનિ કરવાનુ એ લોકોને કેમ સુઝયુ હશે!"

"ના મને બિલ્કુલ અજાયબી થતી નથી તમારા કામમા મારે શી લેવા દેવા ? તમે તમારૂ લાગ્યુ ભોગવો—હુ મારૂ ભોગવીશ બીજાની પચાત મારે કરવી નથી"

"તો તમે એમ પુછી શકશો કે, એ મુદ્દો મે તમારી સમક્ષ શા માટે જાહેર કર્યો ?"

'એ તો હુ તમને પુછુ છુ જ"

"તેનો જવાબ હુ આપીશ સર પર્સિવલના જીવનના અમુક બનાવોથી મારે વાકેફ થવાની જરૂર છે તમે તે જાણો છો અને તેથીજ હુ તમારી પાસે આવ્યો છુ"

"તમે કિયા બનાવો સબધી પૂછવા માગો છો ?"

"જુના વેલ્મિગહામમા બનેલા બનાવો સબધી—તમારા પતિ જ્યારે દેવળમા કારકુન હતા અને તમારી પુત્રીનો જન્મ થયો નહોતો

તે વખતના બનાવો સબધી ’

હવે મને ભાસ્યુ કે, આ અક્કડ સ્ત્રીએ મારી સામે અત્યાર સુધી નકારની જે દિવાલ ઉભી કરી હતી, તે હુ ભેદી શકયો છુ તેની આખોના ભાવમા મને અસ્વસ્થતાના ચિહ્ન જણાયા તેના શાન્ત હાથ અત્યાર સુધી તેના ખોળામા એક બીજા ઉપર રાખીને તે બેઠી હતી હવે તેણે તે છુટા કયા, અને તેના પોષાકની કરોચળીઓ એક હાથના આગળાથી તેણે વાળવા માડી તેણે પુછયુ “તમે એ બનાવો વિષે શુ જાણોછો ?”

મે જવાબ દીધો “મિસિસ કલેમટસ મને જેટલુ કહી શકી તેટલુજ હુ જાણી શકયો છુ”

હવે તેની આખોમા ક્રોધના ચિહ્ન દેખાયા તેણે હાથની મૂઠી-ઓ વાળી પણ ના—તેણે સયમ રાખ્યો પોતાની ખુરશીમા તે સ્વ-સ્થતાથી બેઠી પોતાના હાથ ઉપરાઉપરી તેણે પોતાની છાતી ઉપર મૂકયા અને પોતાના જાડા હોઠમા સ્મિત લાવીને તથા મારા તરફ દૃઢ-તાથી જોઇને તે બોલી “હ હવે મને બધુ સમજાયુ ઠી ક સર પર્સિવલ ગ્લાઇડ સામે તમારા અમુક કારણોને લીધે તમને કચવાટ છે અને તેનુ તમારે વેર લેવુ છે। તેમા તમે મને હથિઆર બનાવવા માગો છો ! મારે મારી, સર પર્સિવલની અને બીજાઓની ખાનગી વાતો તમને કહી દેવાની છે એમ ને ? મહાશય, હુ તમને સ્પષ્ટ કહી દઉં છુ કે, મારી ખાનગી વાતો ઉપર તરાપ મારવાની તમારે કાઇજ જરૂર નથી તમારા મનમા એમ હશે કે, હુ કોઇક રેજીપેજી સ્ત્રી છુ, હુ અહીં દુખી હાલતમા મારૂ જીવન વિતાવુ છુ અને તેથી ગામના લોકોમા મારી આબરૂ જતી બચાવવાની ખાતર હુ તમારા કહેવા પ્રમાણે વર્તું, એમ ને ? તમારી દાનત હુ સાફ સાફ કળી ગઇ છુ અને તેથી મને રમુજ ઉત્પન્ન થાય છે” અહીં તે ખડખડાટ હસવા લાગી હુ શાન્ત રહ્યો તેણે તિરસ્કાર દાખવતા કહ્યુ “તમને ખબર નથી કે મે અહીં કેવુ જીવન ગાળ્યુ છે અને શુ શુ કર્યું છે મહાશય ? તમારૂ નામ શુ ? વારૂ ગમે તે નામથી તમે ઓળખાતા હો, પણ હું તમને અહીંથી

બહાર જવા કહુ તે પહેલા મારી અહીંની કારકીર્દીનુ વર્ણન સાભળતા જાઓ હુ અહીં એક કલકિત સ્ત્રી તરીકે વસવા આવી હતી, પણ એ કલકમા મારા ઉપર અન્યાય કરવામા આવેલો હોવાથી મે તે દૂર કરવાનો નિર્ણય કર્યો વર્ષોના વર્ષો સુધી મે પ્રયાસ કર્યા અને આખરે હુ એક પ્રતિષ્ઠિત સન્નારી તરીકે આ ગામમા કીર્તિ પ્રાપ્ત કરી શકી છુ અહીંના માનવત સ્ત્રી પુરૂષોની બરાબરીમા હુ જાહેર રીતે માનવત તરીકે ઓળખાઉંછુ જો લોકોને અત્યારે મારી વિરૂદ્ધ કાઇ કહેવુ હોય તો તે જાહેર રીતે કહેવાની તેમની હિમ્મત ચાલી શકે જ નહીં લોકોની મગદૂર નથી કે, કીર્તિના ઉચ્ચ સિહાસન ઉપર બેઠેલી આ મિસિસ કેથેરિકને તેઓ પહોચી શકે **અહીનો ધર્મગુરૂ મને વિનીતપણે નમન કરે છે.** તમે અહીં આવ્યા ત્યારે તમને મારી એ પ્રતિષ્ઠાનો ખ્યાલ પણ નહીં હોય ! દેવળમા જાઓ અને મારા વિષે પૂછપરછ કરો—તમને માલુમ પડશે કે, મિસિસ કેથેરિકનુ સ્થાન આબરૂદાર સ્ત્રીપુરૂષોની કક્ષામા છે અને જે દિવસે ભાડુ ચઢે છે તેજ દિવસે તે ચૂકવી દે છે પુરાલયમા જાઓ તમને જણાશે કે શહેરના અગ્રગણ્ય સ્ત્રીપુરૂષોની સહીથી એક અરજપત્ર ઘડવામા આવેલુ છે અને તેમા, નૃત્ય કરનાર એક ટોળીને અમારી નીતિ બગાડવા માટે આ શહેરમા આવવા દેવી નહીં, એવી અરજ કરવામા આવેલી છે હા **અમારી નીતિ** જે પ્રતિષ્ઠિત લોકોએ, ઉપર કહેલી અરજીમા સહીઓ કરેલી છે, તેમા મોખરે જ તમે કોનુ નામ જોશો ? મિસિસ કેથેરિકનુ ! પુસ્તક વિક્રેતાની દૂકાને જાઓ દરેક બુધવારે અહીંનો ધર્મગુરૂ જે ધાર્મિક વ્યાખ્યાનો આપે છે, તેનો સગ્રહ કરીને તે છપાવવાનો ઇરાદો રાખે છે એ છાપકામના નાણા ઉઘરાણાથી મેળવવાના છે ઉઘરાણાની એ ટીપમા તમે મારૂ નામ જોશો જ અહીંના મોટા ડાકટરની સ્ત્રીએ તેમા ફક્ત એક શિલિગ ભરેલો છે પણ મે અર્ધો ક્રાઉન ( ૨॥ શિલિગ ) ભરેલો છે ! એક પ્રતિષ્ઠિત પુરુષ કે જેણે આજથી દશ વર્ષ ઉપર મારા વિષે એવો અભિપ્રાય આપ્યો હતો કે, મને જાહેર રીતે ચાબખા મારવા

જોઇએ, તેજ પુરુષ, મજકુર ઉઘરાણુાની ટીપ લઇને ઉભો હતો અને મે જ્યારે અર્ધો ફાઉન તેમા ભરીને રોકડો આપી દીધો ત્યારે તેણે મને નમન કર્યું ! મહાશય, તમારી માતા હયાત છે કે? મારા મેજ ઉપર જેવુ સુદર અને કિમતી બાઇબલ પડયુ છે તેવુ તેના મેજ ઉપર રહે છે કે? મારી લેવડદેવડની ચોખવટની જે શાખ અહીં છે તેનાથી વધારે સારી શાખ તમારી માતાની પણુ નહીં હોય એમ છતા હુ મારી આવકના પ્રમાણુમા જ મારૂ ગુજરાન ચલાવુ છુ મારી સામે કોઇ પણુ માણુસ આ શહેરમા આગળી ચીધી શકે તેમ નથી જુઓ, સામેથી ધર્મગુરૂ આ રસ્તે થઇને જતો જણાય છે તમારૂ નામ શુ-મહાશય? જુઓ કે, મને મારી બારીએ ઉભેલી જોઇને તે શુ કરે છે?"

એક યુવતીની માફક ચપળતાથી તે છલગ મારીને પોતાની ખુરશીમાથી ઉઠી અને બારી આગળ જઇને ઉભી રહી ધર્મગુરૂએ ત્યાથી પસાર થતા થતા પોતાની ટોપી ઉતારીને મિસિસ કેથેરિકને નમન કર્યું તે દેખાતો બધ થયો ત્યા સુધી મિસિસ કેથેરિક બારી આગળ ઉભીજ રહી અને તે બાદ પોતાની જગ્યાએ આવીને બેઠી અને બોલી 'જોયુ કે? એક કલકિત ગણુાયલી સ્ત્રીને માટે આ બનાવ શી સાબિતી આપે છે? મારા વિષેની તમારી માન્યતા આ ઉપરથી કેવી ખોટી પડી છે, એ તમે સમજી શકો છો કે?"

તેની આ વક્તૃતા અને તે સાથે તેણે ધર્મગુરૂ પાસેથી મેળવેલુ માન, મને ઘડીભર આશ્ચર્યમુગ્ધ કરનાર નીવડયા તેણે મારા ઉપર જીત મેળવી એવી તેની માન્યતા હતી, પણુ તેને મ્હાત કરવાનો દૃઢ નિશ્ચય મે કર્યો હોવાથી તેને વધારે ગુસ્સે કરીને તેની સાવચેતીઓ દૂર કરાવવાની નવી બીજી મે આરભી મે કહ્યુ

" હુ અહીં આવ્યો ત્યારે મારી જે માન્યતા હતી તે હજી પણુ કાયમ છે આ શહેરમા તમે જે પ્રતિષ્ઠા મેળવી છે તે વિષે હુ શકા ઉઠાવતો નથી હુ તેના ઉપર લગારે આક્રમણુ કરવા ઇચ્છતો નથી હુ અહીં એટલાજ માટે આવ્યો છુ કે, મને મળેલી ખબર મુજબ, જેમ

સર પર્સિવલ ગ્લાઇડ મારા શત્રુ છે તેમ તમારા પણ છે મને જેમ તેમની સામે કચવાટ છે તેમ તમને પણ છે જ બન્નેના કારણો ભલે જુદા હોય, તમે કદાચ તેમની સામે ' તમને કચવાટ નથી ' એમ ભલે કહો, મારા ઉપર તમે ચાહે તેટલો અવિશ્વાસ ભલે લાવો, ચાહે તેટલો ક્રોધ તમે ભલે મારા સામે દાખવો,—પણ આખા ઇંગ્લાંડમા જો કોઈ પણ સ્ત્રીને પોતાના માનભગ માટે લાગણી હોય તો તે સ્ત્રી–તમેજ છો, જેથી તેને કચડી નાખવા માટે તમારે મને મદદ કરવી જોઇએ "

" મહાશય, તમે તમારી મેળે તેને કચડી નાખીને પછી એકવાર મારી પાસે આવજો તે વખતે હુ તમને શુ કહીશ તેનો ખ્યાલ અત્યારે તમને નહીં આવે "

આ વાક્ય ઉપરથી તેનો સર પર્સિવલ સામેનો કચવાટ ચોખ્ખો સાબિત થયો મે કહ્યુ " તમે મારામા વિશ્વાસ નહી રાખો ને ? "

" ના લગીરે નહીં "

" તમને સર પર્સિવલનો ભય હોવો જોઇએ "

" એમ ? "

" હા સર પર્સિવલનુ માન આખા ઇંગ્લાંડમા ઘણુ સારૂ છે તે શક્તિમાન માણસ છે એક બેરોનેટ છે પુષ્કળ મિલ્કત ધરાવે છે આબરૂદાર વશના અને ખાનદાન કુટુબના છે, તેથી તમને તેમની બ્હીક લાગે જ "

તિરસ્કાર દાખવતા તે બોલી "હ હ એક બેરોનેટ ! મિલ્કતદાર ! આબરૂદાર ! ખાનદાન ! હા ખરૂસ્તો ! આબરૂદાર અને ખાનદાન કઈ બાજુએથી ? ખાસ કરીને તેના મોસાળ પક્ષ તરફથી કે ? તમે એની વશાવલિથી વાકેફ જ હશો ને ?"

મે આ નવો મુદ્દો લક્ષમા રાખ્યો અને કહ્યુ " હુ સર પર્સિવલના કુટુબને લગતા પ્રશ્નો કરવા અહીં આવ્યો નથી તેમની માતા વિષે મને કશીજ માહિતી નથી—"

"તો પછી સર પર્સિવલની પોતાની તવારિખ પણ તમે કયાંથી જાણી શકો ?"

"એ મુદ્દામા તો તમારૂ કથન હુ અસત્ય ઠરાવી શકીશ હુ કેટલીક વાતો જાણી શક્યો છુ અને તે ઉપરથી મારા મનમા ઘણી શકાઓ ઉઠેલી છે"

"વારૂ કહો જોઇએ, તમારી શકાઓ શી છે ?"

"હુ કઇ બાબતમા શકાઓ ઉઠાવુ છુ તે કહેવાને બદલે કઈ બાબતમા શકા ઉઠાવતો નથી તેજ હુ તમને કહીશ એનીના પિતા સર પર્સિવલ હોય એવી મારા મનમા શકા જ નથી"

તે ક્રોધથી ઉભી થઈ અને મારી લગોલગ આવીને ક્રોધથી બોલી "એનીના પિતા વિષે વાત કરવાનો તમને શો અધિકાર છે ? તેનો પિતા કોણ હતો અને કોણ નહી, એ સબાબમા માથુ મારવાની તમને શી જરૂર ?"

"તમારા ક્રોધ ઉપરથી સાબિત થયુ કે, જે ગુપ્ત રહસ્ય હુ શોધુ છુ તે આ નથી સર પર્સિવલના જીવનમા જે કાળો ડાઘ છે તે તમારી પુત્રીના જન્મથી ઉત્પન્ન નથી થયો અને એ કાળો ડાઘ તમારી પુત્રીના મરણથી દૂર પણ નથી થયો !"

ક્રોધથી કપતી અને આશ્ચર્યથી એક ડગલુ પાછળ હઠતી તેમજ બારણા તરફ આગળી ચીંધતી તે બોલી "જાઓ ચાલ્યા જાઓ અહીંથી ?"

તેને અતિશય ગુસ્સે કર્યાથી તે પોતાના બચાવમા જરૂર કાઇક બોલી જશે એમ ધારીને મે દૃઢતાથી કહ્યુ "સર પર્સિવલે અને તમે છુપાવેલી વાતને આ બાળક સાથે કાઈજ લાગતુ વળગતુ નથી એ વિષે હવે મને કશો શક રહ્યો નથી તમારા પતિએ જ્યારે દેવળના ઓફિસના ઓરડા પાસે તમને સર પર્સિવલ સાથે છુપી રીતે મળતા જોયા હતા ત્યારે તમારી એ છુપી મુલાકાતો પ્રેમને ખાતર થતી નહોતી એટલુ જ નહીં પણ એ મુલાકાતોનુ કારણ તમારૂ બાળક તો નહોતુ જ એ મુલાકાતોનુ ગુપ્ત રહસ્ય કોઇક બીજુ જ હતુ તમે વિશ્વાસપૂર્વક મને તે નહીં કહો ?"

વારવાર એકનો એક મુદ્દો પલટાવી પલટાવીને મે તેની લાગણી જોવા માટેજ કહ્યો મે જોયુ કે, તે ઠંડીગાર બની ગઇ તેનો હાથ હેઠો પડયો તેના મૂળના કડક, બેદરકાર અને તિરસ્કારના ભાવોને બદલે હવે તેનામા ભયના ભાન સ્પષ્ટ દેખાયા એક ક્ષણુપર્યંત હુ કે તે-એમાથી કોઇ જ કાઇ બોલ્યા નહીં બાદ મે કહ્યુ "હજી પણ તમે મારામા વિશ્વાસ રાખવાની ના પાડો છો ?"

"બેશક, હુ ના જ પાડુ છુ"

"હજી પણ તમે મને ચાલ્યા જવાનુ ફરમાવો છો ?"

"હા જાઓ—અને કદી પણ પાછા આવશો નહીં"

હુ બારણા તરફ ગયો જવા માટે તે ઉઘાડતા પહેલા મે તેના તરફ એકવાર ફરીથી જોયુ અને કહ્યુ "તમે નહીં ધારતા હો એવા સર પર્સિવલને લગતા કોઇ સમાચાર મને મળશે ત્યારે તે કહેવા હુ જરૂર પાછો તમારી પાસે આવીશ"

તે બોલી "તેના મૃત્યુ સિવાય બીજા કોઈ જ સમાચાર જાણવાની મને જીજ્ઞાસા નથી" આમ કહીને તે ફરીથી ઉપહાસ કરતી હોય તેમ હસી અને પોતાની ખુરશીમા બેઠી

હુ નીચે ઉતર્યો જતા જતા મે જોયુ કે, તેની બારી આગળ તે ઉભી હતી ધર્મગુરૂ તે રસ્તે થઇને પાછો વળતો હતો ધર્મગુરૂએ પુન ટોપી ઉતારીને તેના તરફ જોઇને તેને નમન કર્યું મિસિસ કેથેરિકે ગૌરવ ભરેલા ભાવથી તેને વળતુ નમન કર્યું

મિસિસ કેથેરિકે પોતાની પ્રતિજ્ઞાથી મને આજી નાખવા પ્રયત્ન કર્યો હતો, પરતુ મે તેની પોતાની ગુસ્સા ભરેલી લાગણી દ્વારા નીકળેલા ઉદ્દગારોમાથી એક ખાસ વાત નવી જાણી હતી મે તેની સમક્ષ જ્યારે દેવળની ઓફિસના ઓરડા આગળની છુપી મુલાકાતોનો ઇશારો કર્યો અને તે સર પર્સિવલ સાથે પ્રેમપ્રસગોને કારણે મળતી નહોતી એમ જાહેર કર્યું ત્યારે તેના કડક ચહેરામા ભયના ચિહ્ન મને માલુમ પડયા હતા. તે વધારે ગુસ્સે થશે, એમ મારૂ ધારવુ હતુ તેને બદલે તેને ભયત્રસ્ત

જોઇને હુ આશ્ચર્યચકિત બન્યો પ્રથમથી જ મે એવુ અનુમાન કરી રાખે-લુ હતુ કે, તે બન્ને જણે મળીને કોઇક ભયકર ગુન્હો કરેલો છે મારા મનમા પ્રથમથી જ શકા હતી કે, એનીનો પિતા સર પર્સિવલ નથી જો કે તે બન્નેનો ભયકર ગુન્હો હુ જાણી શકયો ન હતો તોપણ મારે હવે શુ કરવુ અને કિયો માગ લેવો તેની મને સુઝ પડી

તે બન્નેએ મળીને કરેલો ગુન્હો તિરસ્કાર ઉપજે એવો તેમ જ ભયકર હોવો જોઇએ એમા મને કાઇ જ શક રહ્યો નહીં, કેમકે, જો તે ગુન્હો તેવો ન હોય તો, સર પર્સિવલની આબરૂ સબધમા મારા બોલેલા શબ્દો મિસિસ કેથેરિકે ફરીથી બોલી બતાવ્યા નહોત એટલુ જ નહીં પણ તેણે "ખાસ કરીને મોસાળ પક્ષ તરફથી તે આબરૂદાર કે ?" એવી વક્રોક્તિથી ભરપૂર વાકય ઉચ્ચાર્યું નહોત એ વાકયનો અર્થ શો ? મને તેના બે અર્થ ભાસ્યા કાતો સર પર્સિવલની માતા કોઇક હલકા કુળમા ઉત્પન્ન થયલી હોવી જોઇએ અથવા તો સર પર્સિવલની માતાનુ કોઇક એવુ કલક હોવુ જોઇએ કે જે બહારનુ જગત્ જાણતુ ન હોય પણ મિસિસ કેથેરિક અને સર પર્સિવલ જાણતા હોય અને તે છુપાવવા તેઓ બન્ને મથતા હોય પહેલી બાબતમા તો મારાથી ચોકસાઇ કરી શકાશે એમ મને લાગ્યુ સર પર્સિવલના પિતાના લગ્નનુ સરકારી દફતર તપાસવાથી એ વિગતો હુ નક્કી કરી શકુ જો બીજી બાબત ખરી હોય તો મારે તે કેવી રીત શોધી કાઢવી ?

અહી મને મેરીઅન હૉલ્કોમ યાદ આવી એક વખત તેણે મને સર પર્સિવલના કુળનો ઇતિહાસ કહ્યો હતો તેમા એવી વિગત હતી કે, સર પર્સિવલના પિતા સર ફેલિક્ષ ગ્લાઇડ જન્મથી જ ન નિવારી શકાય એવી શારીરિક ખોડ ધરાવનાર શ્રીમત હતા તેને સગીત બહુ પ્રિય હતુ તેથી એક સગીતપ્રવીણ સ્ત્રી સાથે તેઓ પરણ્યા હતા પણ પરણ્યા પછી તેઓ ઇગ્લાડમા કે બ્લેકવૉટર પાર્કમા રહ્યાજ નહોતા એક વખત દેવળના પાદરીએ જ્યારે તેમને દેવળમા આવીને બેસવા કહ્યુ હતુ ત્યારે તેઓ (સર ફેલિક્ષ ગ્લાઇડ) તેના ઉપર ગુસ્સે થઇ

ગયા હતા અને તેનુ અપમાન કર્યું હતુ પાદરીએ કરેલી વિનતિ ઉપરથી તેઓ ગુસ્સે કેમ થયા હતા ? એ માટે એવી વાત બહાર આવી હતી કે, **સર** ફેલિક્ષ પોતાની જુવાનીમા રાજદ્વારી બાબતોમા અરાજકતાના વિચારો પોષનારા અને ધાર્મિક બાબતોમા નાસ્તિક મત પ્રમાણે વર્તનારા સ્વભાવના હતા એ વાત પાદરી જાણતો હતો અને તેણે તેમને ચીઢવવા અથવા તો ગમે તે કારણથી દેવળમા આવવા વિનતિ કરી હતી એ પ્રસગ પછી **સર** ફેલિક્ષ ઇગ્લાડ છોડી ગયા અને ફ્રાન્સ તથા જર્મનીમા જઇને વસ્યા ૧૮૨૫ અથવા ૨૬ની સાલમા તેઓ ગુજરી ગયા ત્યા સુધી ઈગ્લાડમા પાછા આવ્યા જ નહીં **સર** પર્સિવલ તેમનો એકનો-એક વારસ તેને **સર** ફેલિક્ષે વિદેશમા ભણાવ્યો હતો પિતાના મરણ પહેલા જ તેની માતા ગુજરી ગઇ હતી **સર** પર્સિવલે પિતાના મરણ બાદ ઇગ્લાડમા આવીને વસવાટ કર્યો એ દરમ્યાન તેને **મિ.** ફિલિપ ફેરલી સાથે મિત્રતા થઈ હતી અને એ મિત્રતાને યોગે તેને મર્હુમ મિ ફિલિપે પોતાની પુત્રી પરણાવવાનુ વચન આપ્યુ હતુ

**મિસ મેરીઅન હોલ્કાબે** **સર** પર્સિવલની ઉપર મુજબ જે તવારિખ મને કહી હતી તે યાદ લાવતા મને જે શક અત્યારે ઉત્પન્ન થયો તે એ કે, લગ્ન બાદ **સર** પર્સિવલના માતાપિતાએ ઈગ્લાડનો ત્યાગ કરીને શા માટે વિદેશમા એકાન્ત જીવન પસદ કર્યું હતુ ? કદાચ એવુ સભવિત ન હોય કે, મર્હુમ **સર** ફેલિક્ષે રીતસર લગ્નજ ન કર્યાં હોય ? આ મુદ્દામા પણ મને લગ્નનુ સરકારી દફતર ઉપયોગી થઇ પડે આથી હવે પ્રથમ તપાસ એ દફતરમા કરવી-પછી બીજી વાત, એવો મે ઠરાવ કર્યો

નવા વેલ્મિગહામથી જૂના વેલ્મિગહામ તરફ જવાનો રસ્તો ટ્રેન મારફત નહોતો પગે ચાલીને એ ગામે જવાનુ હતુ બન્ને ગામ વચ્ચે ફક્ત બે માઇલનુ અતર હોવાથી મે કોઈ વાહન ન કર્યું અને પગે ચાલીને જવા માડ્યુ. રસ્તો સીદ્ધો સપાટ નહોતો, પણ ધીમે ધીમે ઉંચાણમા જતો હતો ગામની સમિપે પહોચતા એકલુ દેવળ વધારે ઉંચાણ-

મા બાધેલુ મારા જોવામા આવ્યુ મિસિસ કલેમટસે મને આપેલી માહિતી મુજબ, આસપાસના મકાનોમાના ઘણાક જમીનદોસ્ત હાલતમા મારા જોવામા આવ્યા કેટલાકની દિવાલો હજી ઉભી હતી તો તેના છાપરા પડી ગયેલા હતા કેટલાકના છાપરા અર્ધા તૂટેલા અને કેટલાકની દિવાલો પણ અર્ધી પડી ગયેલી હતી પરતુ જૂજ મકાનો એવા હતા ખરા કે જેમા કેટલાક ગરીબ માણસોનો નિવાસ જણાતો હતો એકદરે દેખાવ ઉજ્જડ હતો પરતુ તદ્દન નિર્જન તરીકે એ ગામ હશે, એવી મારી કલ્પના ખોટી નીવડી આ ગામ અને દેવળથી થોડેક દૂર ચોપાસ ખેતરો આવેલા હતા એ ખેતરોમા પાક હોવાથી એમ લાગતુ હતુ કે, અહી રહેતા ગરીબ ખેડુતો તે ખેતરો ખેડતા હશે ખેતરો ઉપરાત કેટલાક સુદર ઝાડો પણ મારા જોવામા આવ્યા

હુ દેવળ નજદિક ગયો તેના ઉચા શિખર ઉપર એક મોટુ ઘડીઆળ હતુ એ દેવળ જોતા જૂના વખતના મજબૂત બાધકામનુ મને સ્મરણ થયુ દેવળની ઓફિસ દેવળના ચોગાનમા જ નહોતી પણ દેવળની પાછલી બાજુએ એક ખાસ જુદા પડી આવે એવા નાનકડા ઓરડા રૂપે બાધેલી હતી દેવળના બાધકામની સાથે જ તે અલગ મકાન બાધવામા આવ્યુ હોય એમ તેની મજબૂતાઈ ઉપરથી મે અનુમાન કર્યું હુ એ મકાન પાસે ગયો ત્યારે બે માણસો ત્યા ઉભેલા મારા જોવામા આવ્યા તેમાનો એક પડછદ દેખાવનો હતો તેણે શિકારી પોષાક પહેરેલો હતો એ માણસને હુ ઓળખતો નહતો પણ જે બીજો માણસ તેની સાથે હતો તેને હુ બરાબર ઓળખી શક્યો લડનમા મિ ફ્રિરલેની ઑફિસમાથી હુ બહાર નીકળ્યો ત્યારે મારી પાછળ પડનાર બે જાસુસોમાનો તે એક હતો મે તેને તે વખતે બરાબર નિહાળી લીધેલો હોવાથી આ વખતે તેને ઓળખતા મને મુશ્કેલી નડી નહીં

તે બન્નેમાથી કોઈએ મારી સાથે વાતચીત કરી નહીં તેમની દરકાર ન કરતા, દેવળના કારકુનને મળવા માટે પાસેના એકાદ મકાનમા પૂછપરછ કરવા સારૂ હુ આગળ ચાલ્યો તે બન્ને થોડે થોડે અતરે મારી

પાછળ જ આવવા લાગ્યા તેમનો ઉદ્દેશ હુ સમજી ગયો તેઓ ચોક્કસ સર પર્સિવલના જાસુસ હતા મારી હીલચાલની તપાસ સર પર્સિવલે ખૂબ બારિકાઇથી રખાવવા માડી છે, જેથી મારે હવે બહુ જ સાવચેત રહેવુ જોઇએ, એવો ઠરાવ મે મારા મનમા કરી લીધો

મારા માગમા આવતા મકાનોમાના એકના બારણા આગળ એક મજુરને મે કામ કરતો જોયો તેને મે દેવળના કારકુનનુ ઘર બતાવવા વિનતિ કરતા ત્યાથી થોડેક જ દૂર આવેલુ એક મકાન તેણે મને બતાવ્યુ તે મકાનમા કારકુન બહાર જવાના કપડા પહેરતો મારા જોવામા આવ્યો તે વૃદ્ધ હતો છતાયે એક ખુશમિજાજી, મિલનસાર અને મોટેથી વાતો કરનાર વાતોડીઓ જણાયો જે સ્થાનમા તે રહેતો હતો તેના વિષે તેનો ફગાલ અભિપ્રાય હતો શહેરમા વસનારાઓ ઉચ્ચકોટિના પુરુષો હોય છે, એમ માનતો, તે લડન શહેર અને તેમા વસનારાઓ માટે સારૂ માન ધરાવતો હતો

મારી મુલાકાતનો હેતુ મે તેને જાહેર કર્યો એટલે તે બોલ્યો " તમે વખતસર જ આવી પહોચ્યા છો મહાશય, દશ મિનિટ પછી તમે આવ્યા હોત તો હુ તમને અહી મળત નહીં દેવળને લગતુ આ કામકાજ મારા જેવા વૃદ્ધથી પહોચી ન વળાય એવુ છે, પરતુ તમારા આશિર્વાદથી હજી હુ તાકાદવાળો છુ મારા પગમા સારૂ જોર છે તેથી જ્યા જ્યા દેવળના કામસર જવુ પડે છે ત્યા હુ તરત જ નીકળી પડુ છુ જ્યા સુધી એક માણસના પગ સાબુત હોય છે ત્યા સુધી તેને કોઈ પણ કામમા નિરાશા મળતી નથી કેમ મહાશય, તમારૂ શુ ધારવુ છે ? "

વાત કરતા કરતા તેણે દિવાલની એક ખીટી ઉપર ભરવેલી કુચીઓનો ઝુડો લીધો અને મારી સાથે મકાન બહાર નીકળીને મકાન બધ કર્યું ચાલતા ચાલતા તેણે પાછુ આગળ કહેવા માડ્યુ " મારા ઘરની સભાળ લેનાર કોઇ જ નથી મારી બિચારી પત્ની પેલા કબરસ્તાનમા સુતી છે અને મારા છોકરા બધા પરણી પરણીને પરદેશ જતા રહ્યા છે !

મહાશય, મારા જેવા એકલાઅટૂલા માણસ માટે આ તદ્દન કગાલ જગ્યા છે, ખરૂ ને ? પણ હુ આખો દિવસ કામકાજમા જ ગાળીને મારા દિવસો વિતાવુ છુ સારે નસિબે હુ રાજમાતાનુ અગ્રેજી જાણુ છુ (પ્રભુ રાજમાતાને કુશળ રાખો ! ) અને તે પણ અહીના લોકોના કરતા કાઇક વિશેષ જાણતો હોવાથી સહુ કોઈ મારો ઠીક સત્કાર કરે છે મહાશય, જ્ઞાનવાન હોવુ, એ આશિર્વાદ રૂપ છે, ખરૂ ને ? તમે લડનથી આવ્યા છો કે ? અહા ! લડનની શી મલિહારી ! ૨૫ વર્ષ ઉપર હુ ત્યા રહેતો હતો હાલમા ત્યાના શા નવાજૂની છે, મહાશય ! "

મારા જવાબ માટે રાહ નહીં જોતો અને પોતાનો લખારો કુટયા કરતો તે દેવળ નજદિક જઇ પહોચ્યો હુ તેની સાથે જ હતો અમે દેવળની પાછલી બાજુએ ઓફિસના ઓરડા આગળ ગયા મે આમતેમ જોઇને ખાત્રી કરી કે જાસુસો હજી ત્યા છે કે નહીં તેઓ મારા જોવામા આવ્યા નહી કદાચ તેઓ છાનામાના કયાક છુપાઇ રહ્યા હશે

દેવળની ઓફિસના ઓરડાના બારણા જૂના " ઓક " લાકડાના બનાવેલા હતા તેના ઉપર અણીઆળા ખીના ઠેર ઠેર મારેલા હતા એક મોટુ તાળુ તેને લગાવેલુ હતુ તાળામા કુચી નાખતા નાખતા તે બોલ્યો " મહાશય, મારે આ બાજુ તમને એટલા માટે લાવવા પડયા છે કે, દેવળમા થઇને આ ઓરડામા આવી શકાય તેમ નથી જે બારણુ દેવળ અને આ ઓરડા વચ્ચે આવેલુ છે તેને આ ઓરડાની બાજુએથી આડી ભોગળ લગાવેલી છે આ તાળુ એક જેલના દરવાજાને લગાવાય એવુ છે, પણ તે એવુ ગુચવણ ભરેલુ છે કે ઘણીવાર તે બધ થઈ ગયા પછી ઉઘાડતા પાછી બહુ જ મુશ્કેલી નડે છે કોઇક વાર ઉતાવળ હોય છે ત્યારે તે ઝટ નથી ઉઘડતુ એટલે કટાળી જવાય છે તેને બદલે નવુ તાળુ બનાવવાની જરૂર છે મે તે માટે દેવળના વ્યવસ્થાપકોને ઘણી વખત કહ્યુ છે, પણ " જોઇશુ " એવો જ જવાબ મને મળ્યો છે ખરેખર, આ ગામડુ લડન જેવુ તો નહીં જ અમારી હાલત એક ભૂલાઇ ગયલા ખૂણા જેવી છે અમારા અહીંના લોકો

ઉંઘણશી અને આળસુ જ છે સમયની સાથે દોડવાનુ તો તેઓ સમજતા જ નથી ”

કુચી કેટલીએ વખત ફેરવ્યા પછી અને કેટલુએ જોર વાપર્યા પછી તાળુ ઉઘડયુ દેવળના આ ઓરડામા દેવળનુ બધુ ડાકડમાળ પડેલુ હતુ આ કારકુનની ઓફિસ પણ તેમા જ હતી દેવળના વસ્ત્રો અહીં રખાતા, એક બાજુએ કમાટો, એક બાજુ ખોખા, કેટલાક કાગળીઆ, દફતરો, વગેરે ત્યા છુટાછવાયા પડેલા હતા તેમા એક બાજુએ નાની સરખી ડોકાબારી હતી છાપરા ઉપર એક આકાશદીવો હતો ઓરડામાની હવા ભેજવાળી હતી જેથી વારવાર ભેજની ગધ આવ્યા કરતી હતી

કારકુને પોતાનો લખારો ચાનુ જ રાખ્યો, પણ મારૂ ચિત્ત તેનામા નહોતુ જે ખોખા મે એક બાજુએ પડેલા જોયા હતા, તેમા લાકડાની કેટલીક મૂત્તિઓ ભાગીતૂટી હાલતમા હતી અને તે લડન ખાતે સમાર કામ સારૂ મોકલવાની હોવાથી ખોખામા ઘાસ, કાગળની ચીબરકીઓ, ચીથરા વગેરે સહિત તે બરાબર બધ કરેલી હોવા વિષે તેણે લાબુ વર્ણન કર્યું અને તે સાથે એમ પણ જણાવ્યુ કે, લડન મોકલવા માટે અને સમારકામની મહેનત માટે નાણા નહીં હોવાથી ત્રણ વર્ષથી આ ખોખા અહીં પડી રહેલા છે પરિણામે તેમાની અર્ધી ચુકો, ખીલા વગેરે અહી તહીં ઉખડી ગયા છે અને અહીના લોકોને એ વિષે કાઇ જ દરકાર નથી

તેનુ આ બધુ વર્ણન અત્યારે તો મને નિરસ લાગ્યુ અત્યારે મને ખ્યાલ ન આવ્યો કે, હવે પછી જે પ્રસગો બનનાર હતા તેમા એક વખત એજ વર્ણન અમુક અનુમાનો બાધવા માટે મને ઘણુજ ઉપયોગી થઇ પડનાર હતુ

મે ધીમે રહીને તેને મારા કામની યાદ આપી એટલે તે બોલ્યો “ હ હ તમારે લગ્નોનુ દફતર જોવુ છે, ખરૂને ? તમારે કઈ સાલથી જોવાનુ છે, સાહેબ ?”

લૉરા સાથે સર પર્સિવલના લગ્ન થયા ત્યારે મેરીઅને મને કહ્યુ હતુ કે, તે બેરોનેટનુ વય ૪૫ વરસનુ છે તે મુજબ ગણત્રી કરતા મે ૧૮૦૪મા તેનો જન્મ થયો હશે એમ અનુમાન કર્યું અને તે સાલથી માડીને પાછલી બે ત્રણ સાલો મારે તપાસવી છે, એમ તે કારકુનને કહ્યુ તેણે એક કબાટ ઉઘાડયુ અને એક મોટો પોથો બહાર કાઢયો કબાટની હાલત જીર્ણાવસ્થામા હતી તેને એક નાનુ સરખુ તાળુ વાસેલુ હતુ તે તાળુ એવુ હતુ કે, એકાદ ખીલાથી મહેજમા કોઈ માણસ તે ઉઘાડી શકે મે કારકુનને કહ્યુ " આ અગત્યના દફતર માટે આ પુરતી સહિસલામતિ છે, એમ તમે માનો છો ? ખરેખર, આવી અગત્યની ચોપડીઓ માટે મજબુત તાળાની લોઢાની તિજોરીઓ હોવી જોઇએ "

કારકુને કહ્યુ " એજ વિચિત્રતા છે, મહાશય ? મારા મહુમ ગુરૂ મને વારવાર એમજ કહેતા કે, શા માટે દફતર લોઢાની તિજોરીમા નથી રખાતુ ?" પણ તેનો જવાબ એટલોજ છે કે, નાણા નથી ! સાહેબ, મારે ફરીથી કહેવુ પડે છે કે, અમારી હાલત એક ભૂલાઈ ગયલા ખૂણા જેવી છે અહીના લોકો ઉંઘણશી અને આળસુ જ છે સમયની સાથે દોડવાનુ તો તેઓ સમજતા જ નથી પણ મારા ગુરૂની પ્રકૃતિ તેવી નહોતી તે એક સોલિસિટર હતો, અને ઉમદા સ્વભાવનો, સહૃદયી વૃદ્ધ હતો તેણે ખતથી મહેનત લઇને આ દફતરની એક નકલ બનાવી હતી અને નોલ્સમરી ખાતે તેણે તે રાખી હતી હજી પણ તે નકલ નોલ્સબરીમા છે ત્યા તો તેને મજબુત લોઢાની તિજોરીમા રાખવામા આવેલી છે સાહેબ, મારા ગુરૂ કેવા મહેનતુ હતા, તેનો ખ્યાલ તમને એટલા ઉપરથી આવશે કે, તેઓ નોલ્સબરીમા રહેવા છતા પણ હમેશા પોતાના સફેદ ટટ્ટુ પર બેસીને અહીં આવતા અને નકલ ઉતારતા, વળી પાછા તે અસલની સાથે બરાબર મેળવી જોતા તેઓ ઘણીવાર કહેતા કે, ' આ દેવળનું દફતર કોઇ ચોરી જાય અથવા તો બાળી નાખે એવો સભવ ખરો તેને લોઢાની તિજોરીમા રાખવુ જોઇએ પણ એવી તિજોરી ન બને ત્યા સુધી તેની નકલ મારી પાસે સહિસલામત

રાખવી સારી' કહો મહાશય, લંડનના પાદરીઓ આવા ખંતીલા હશે ખરા ? તમે કઈ સાલ કહી ? અઢારહઝાર અને શુ ?"

"અઢાર હઝાર અને ચાર"

તેણે દફતરના પાના ઉથલાવ્યા અને તે સાલના પાના મને બતાવતાં કહ્યુ "જુઓ મહાશય, આ રહી તે સાલ"

મને એ સાલના મહિનાની ખબર નહોતી મે ડીસેમ્બરથી માડી-ને પાછળના માસ જોવાનો ઉંદો ક્રમ શરૂ કર્યો આખી ૧૮૦૪ની સાલના દરેક માસ–ડીસેમ્બરથી જાનેવારી સુધી મે તપાસ્યા પણ નિરર્થક! એ પછી ૧૮૦૩ની સાલ તપાસવા માડી ડીસેમ્બર, નવેમ્બર, અકટો-બર, એ ત્રણ મહિનામા સર ફેલિક્ષ ગ્લાઇડનુ નામ આવ્યુ નહીં પણ સપ્ટેમ્બર માસ તપાસતા મારી મહેનત પુરી થઈ એક પૃષ્ઠની છેક નીચે સર ફેલિક્ષના લગ્નની નોધ હતી માત્ર તેમા મને એટલો જ તફાવત લાગ્યો કે, બીજા દરેક પાનામા છેવટનો ભાગ લગભગ અક્કેક ઇંચ કોરો રખાયેલો હતો, પણ આ લગ્નની નોધ તેજ કોરા ભાગમા સંકોચ-થી અને ઝીણા અક્ષરથી કરેલી હતી સર ફેલિક્ષના નામ પહેલાનુ એક નામ મારા જ ખ્રિસ્તી નામ જેવુ હતુ અને બીજા પૃષ્ઠમા શરૂ થતુ નામ પણ તેવુ જ હતુ અર્થાત્ એ બે નામો કોઈક બે ભાઇઓના હતા અને વચ્ચે સર ફેલિક્ષનુ નામ મે આગળ કહ્યુ તેમ પૃષ્ઠની નીચેની એક ઇંચની કોરી જગ્યામા લખેલુ હતુ માત્ર એટલુ જ મને ધ્યાન ખેચનારૂ લાગ્યુ પણ તેમા કાઇ શક ઉશ્કેરનારૂ નહોતુ સર ફેલિક્ષની સ્રીનુ કુમારિકા તરીકેનુ નામ નીચે પ્રમાણે તેમના નામ સામે લખેલું હતુ —"સેસિલા જેઈન એલ્સ્ટર, ગામ નોર્સબરી, રહેવાનુ સ્થળ પાર્ક–વ્યુ કોટેજીઝ, મર્હુમ પેટ્રિક એલ્સ્ટર એસ્કવાયરની એકની એક પુત્રી ( મૂળ વતન બાથ )"

મારી નોધપોથીમા મે આ નોધ ટપકાવી લીધી પણ તે ટપ-કાવી રહ્યા બાદ નિરાશાનુ વાતાવરણ મારા હૃદયમા જામી ગયુ મે આમા નવુ અથવા તો શક પડતુ શુ શોધ્યુ ? મે આમા ભેદ શો શોધ્યો ? કાઇ

જ નહી ! આ નોંધમાથી કોઇને કશો જ શક ઉપજે નહીં હવે મારે શુ કરવુ ? ભેદ કેવી રીતે શોધવો ?

એક મુદ્દો મને સુઝયો નોલ્સબરીની કુમારિકા મિસ એસ્ટરને લગતી હકીકત ક્યાકથી મેળવવી જોઈએ મિસિસ કેથેરિકે સર પર્સિવલની માતુ નામ તિરસ્કારની લાગણી સહિત ઉચ્ચાર્યું હતુ એટલે તેનો પૂર્વ ઇતિહાસ મેળવ્યો હોય તો કદાચ એ તિરસ્કારનુ કારણુ શુ હશે તે માલુમ પડી આવે મે કારકુનને પૂછયુ "હુ ધારૂ છુ કે, ૧૮૦૩ ની સાલમા જે કારકુન અહીં હતા તેઓ હવે હયાત નહી હોય "

" ના, મહાશય હુ અહીં આવ્યો તેના ચારેક વર્ષ પહેલા તે મરણુ પામેલા હતા એટલે કે આજથી ૨૭ વર્ષ ઉપરની એ વાત મહાશય, આ જગ્યા મે મારા ગુરૂ મિ વોન્સબરોના પુત્રની ભલામણુથી મેળવી મારા ગુરૂ તો મરણુ પામેલા છે, પણુ તેનો પુત્ર જુવાન મિ. વોન્સમરો, અહીના દેવળના મુખ્ય કારકુન તરીકે કામ કરે છે "

" ત્યારે તમે મુખ્ય કારકુન નહીં ? "

" ના જી હુ તેના હાથ નીચેનો કારકુન છુ મિ વોન્સમરો નોલ્સબરીમા રહે છે, અને ત્યાનુ દેવળ તથા અહીંનુ દેવળ તેના તાબામા છે દરેક દેવળના મુખ્ય કારકુન તરીકે, હમેશા એક નિયમ તરીકે, એક ધારાશાસ્ત્રીનીજ નિમણુક કરવામા આવે છે મિ. વોન્સમરો એક સારા વકીલ છે તેઓ લોકપ્રિય પણુ છે તેમની ઓફિસ નોલ્સબરીમા હાઈ-સ્ટ્રીટમા આવેલી છે મહાશય, હુ એમ ધારૂ છુ કે, જો તે લડનમા વકીલાત કરતા હોત તોપણુ ત્યા લોકપ્રિય થઇ પડત "

" નોલ્સબરી અહીંથી કેટલુ દૂર હશે ? "

" પાચ માઇલ જેટલુ દૂર છે "

અમે વાતચીત કરતા હતા તે વખતે લગભગ ૧૨ વાગ્યા હતા મે વિચાર કર્યો કે, નોલ્સમરી જઇને સાજ સુધીમા વેલ્મિગહામ ખાતે પાછુ ફરવુ બની શકે એમ છે મારે સર પર્સિવલની માતાની પૂર્વ તવારિખ જાણવી હતી મિ. વોન્સમરો, નોલ્સબરીનો એક જૂનો વકીલ

હોવાથી તેની પાસેથી એ સબધમા ઠીક હકીકત મળી શકે એવો સભવ હતો, આથી હવે અહીંથી તુર્ત નીકળી પડવુ, એવો નિશ્ચય કરીને મે તે કારકુન પાસેથી વદાય માગી

તે બોલ્યો " શુ તમે પગે ચાલીને નોલ્સબરી જશો ? મહાશય, તમને ધન્યવાદ મે પ્રથમજ કહ્યુ હતુ કે, જેના પગ સાબુત હોય છે તેના દરેક કામમા ફત્તેહ જ થાય છે તમે શરીરે મજબુત અને તદુરસ્ત જણાવ છો, એટલે બેશક જઈ શકશો મહાશય, મારૂ અને આપનુ મિલન થયુ તે માટે હુ આપનો આભાર માનુ છુ "

વિનય વિવેક અનુસાર અમે હાથ મેળવીને વિખૂટા પડયા હુ દેવળ મૂકીને આગળ ચાલ્યો જરાક દૂર જઈને મે પાછુ વાળીને જોયુ તો પેલા બે જાસુસોને મે રસ્તામા વચ્ચોવચ્ચ ઉભેલા જોયા થોડીક વારે એક ત્રીજો જાસુસ તેમની સાથે ભળ્યો એને હુ ઓળખતો હતો તે ત્રણે જણે થોડીકવાર સુધી મસલત કર્યા બાદ ત્રીજો જાસુસ પાછો વળ્યો અને બે જણ મારી પાછળ પાછળ આવવાના ઉદ્દેશથી મારી તરફ આવવા લાગ્યા

એ લોકોની લગીરે દરકાર નહીં કરતા હુ આગળ ચાલ્યો હુ દેવળના કારકુન સાથે વાતચીત કરતો હતો ત્યારે આ લોકોની સ્મૃતિ મને રહી નહતી, પણ હવે મને વિચાર આવ્યો કે, મારે વધારે સાવચેત રહેવુ જોઈએ જે ત્રીજો માણસ તેમનાથી વિખૂટો પડીને પાછો ગયો છે, તે જરૂર સર પર્સિવલને ખબર આપશે અને સર પર્સિવલ મારા માર્ગમા બની શકતા અતરાયો મૂકીને મને ત્રાસ આપશે જે બને તે ખરૂ, પણ હુ મારા નિશ્ચયમા હવે ડગનાર નથી, એમ મે પુનએકવાર ઠરાવ્યુ અને મારી ગતિ નોલ્સબરી તરફ ચાલુ રાખી



# પરિચ્છેદ ૧૯.

## ભેદ છુપાવવાની તનતોડ કોશિષ !

જે રસ્તેથી હુ પસાર થતો હતો તે રસ્તો સીધી સડકવાળો અને સાફ હતો મારી પાછળ આવતા જાસુસો અમુક અતરે મારી પાછળ જ ચાલ્યા આવ્યા હતા પરતુ તેઓ ઘણીકવાર મસલત માટે ઉભા રહેતા અને તેમ કરતા જ્યારે અમારા વચ્ચેનુ અતર વધી જતુ ત્યારે તેઓ ઝડપથી ચાલતા એ બે જણની આ પ્રકારની હીલચાલ ઉપરથી મને શક ઉત્પન્ન થયો કે, તેઓ મારા માર્ગમા નક્કી કોઇકિ પ્રકારના અતરાય નાખવાના મનસુબા રચે છે હુ નોલ્સબરી ખાતે મુશ્કેલીઓ વિના પહોચી શકીશ નહીં, એમ મને લાગ્યુ મારી શકાઓ ખરી પડી

નોલ્સબરી ગામના સીમાડામા સીધો રસ્તો પસાર કરીને એક વાકા રસ્તામા વળવાનુ હતુ હુ જેવો એ વાકે રસ્તે વળ્યો કે તરત જ મારી પાછળ લગોલગ એ બે જણના પગલા મારા સાભળવામા આવ્યા હુ પાછળ નજર કરીને તેમને જોવાનો પ્રયત્ન કરતો હતો, એટલામા જ તે બેમાના જે પરિચિત જાસુમને લડનમા મે નિહાળી લીધો હતો, તે મારી નજદિક થઇને મારા ખભામા પોતાના હાથની કોણી મારીને પસાર થયો ! મને સયમ રાખવાનુ ને નખને ભાન રહ્યુ નહી મે આવેશ-મા આવી જઇને મારા હાથથી તેને સામો ધક્કો માર્યો કમનસિબે મારો એ આવેશ મને ભારે પડી ગયો તેણે તો તરત જ મદદ માટે બુમો પાડવા માડી !

“અરે, કોઈ આવો, આવો, આ મને મારે છે, કોઈ આવો,” આવી તેની બુમો સાભળીને તેનો સાથી ત્યા આવીને મારી જમણી બાજુએ ઉભો રહ્યો તેણે મારો જમણો હાથ ઝાલ્યો અને મને ધક્કો મારનારે મારો ડાબો હાથ ઝાલ્યો

હવે મને સમજાયુ કે, મારે આ બે જણની જાળમા ફસાવુ જોઇતુ ન હતુ મે જો સામો ધક્કો માર્યો નહોત તો એ લોકો કદાચ કાઈ પગલુ

ભરી શકત નહી તેમના હાથમાથી છૂટવાનો પ્રયત્ન કરવો મને નિરર્થક લાગ્યો, કેમકે બન્ને જણે મારા હાથ મજબૂતપણે ઝાલી રાખ્યા હતા મે સામે થવાનુ માડી વાળ્યુ, અને આસપાસ કોઈ ત્રાહિત માણસ તરફથી મદદ મળી શકે તેમ છે કે નહી, તે વિષે તપાસ કરવા માડી પાસે જ એક ખેતરમા એક મજુર કામ કરતો હતો મે તેને બુમ પાડીને મને મદદ કરવા કહ્યુ પણ તે માથુ ધુણાવીને એકદમ તે ખેતરમાથી ચાલ્યો ગયો મને પકડી રાખનારાઓએ કહ્યુ " અમારા ઉપર હુમલો કરવા માટે અમે તમારી ઉપર ફોઝદારી માડીશુ, માટે જો ડાહ્યા હો તો અમારી સાથે ચૂપચાપ ગામમા ચાલો "

મે કહ્યુ " પણ મારા હાથ તો છોડી દો ? ચાલો, તમારે જ્યા મને લઈ જવો હશે ત્યા ખુશીથી આવવા હુ તૈયાર છુ " શિકારી પોષાકવાળા જાસુસે હાથ છોડી દેવાની ના પાડી, પણ મને ધક્કો મારનાર જાસુસે તેને ઈશારત કરી એ ઉપરથી બન્નેએ મારા હાથ છોડી દીધા અને તેમની વચ્ચે મને રાખીને તે બે જણ મારી લગોલગ ચાલવા લાગ્યા

નોટસબરી ગામ આવી પહોચતા પોલિસ થાણામા એક સિપાઇ બેઠેલો હતો તેને આ બે જણે જણાવ્યુ કે, " આ માણસે અમારી ઉપર હુમલો કર્યો છે તેથી તેની સામે ફરિયાદ નોધાવવી છે " સિપાઇએ ખબર આપી કે, માજીસ્ટ્રેટ અત્યારે પુરાલયમા મુકદ્દમાઓ ચલાવી રહ્યા છે ત્યા જાઓ અમે પુરાલયમા ગયા માજીસ્ટ્રેટના કારકુને ફરિયાદ નોધી લઇને તરતજ મને માજીસ્ટ્રેટ રૂબરૂ ખડો કર્યો એ અધિકારીએ ફરિયાદ નામુ વાચીને પ્રશ્ન કર્યો " ફરિયાદીઓના કોઈ સાક્ષી છે કે ?" તે બે જણે હા પાડી એ સાક્ષી કોણ ? તેજ મજુર કે જેને મે તકરારી જગ્યાએ પાસેના ખેતરમા કામ કરતો જોઇને મદદ માટે નિમત્રણ કર્યું હતુ અને જે ના પાડીને ચાલતો થયો હતો ! એ મજુર આ બે જાસુસોનો શાર્ગીદ બન્યો હશે એવુ હુ જાણતો ન હતો તેથી સાક્ષી તરીકે તેનુ નામ દેવાયુ ત્યારે મને આશ્ચર્ય થયુ પણ સાક્ષી તત્કાળ ત્યા હાજર નહતો એટલે માજીસ્ટ્રેટે ફરિયાદીઓને ફરમાવ્યુ કે, સાક્ષીને

હાજર કરવો તેણે મુકર્દમો મુલતવી રાખ્યો પણ તે દરમ્યાન મને ખબર આપી કે, " કોઈ સારા માણસને જો તમે જામિન તરીકે હાજર કરશો અને તે એવુ કબુલ કરશે કે, તમે મુકર્દમાની હવે પછીની મુદતે હાજર થશો તો તમને જામિનગીરી ઉપર છુટા કરવામા હરકત નથી " તેણે વિશેષમા કહ્યુ " જો તમે આ ગામના હોત તો હુ તમારી પોતાની ઓળખાણ ઉપર તમને છુટા કરત પણ તમારા કમનસિબે તમે એક અજાણ્યા માણુસ હોવાથી મારે કોઈ પ્રતિષ્ઠિત માણુસની જામિનગીરી માગવી પડે છે " માજીસ્ટ્રેટે મુકર્દમાની બીજી મુદત ત્રીજા દિવસની ઠરાવી.

આ મુશ્કેલીથી મારી મુઝવણ વધી અજાણ્યા ગામમા હુ કોઈની જામિનગીરી આપી શકીશ નહીં, એમ પહેલેથીજ સમજી જઈને આ બે જાસુસોએ મારી સામે આ તાગડો રચ્યો હોવો જોઇએ, એમ મને લાગ્યુ મે વિચાર કર્યો કે, હુ ત્રણ દિવસ સુધી આ અજાણ્યા ગામમા કોઇની મદદ મેળવ્યા સિવાય સરકારી દેવડીમા પુરાઈ રહુ તે દરમ્યાન સર પર્સિવલ મારી ભવિષ્યની હીલચાલના માર્ગમા વધારે અ તરાયો ઉભા કરી શકે અને પોતાનો ભેદ ખુલી જાય નહી તે માટે સાવચેતીઓ લઈ શકે આથી અહીથી છુટા થઇને જેમ બને તેમ વેળાસર મારે મારા ધારી મૂકેલા કાર્યો સાધવા જોઇએ

પણ મુશ્કેલી એ હતી કે, કોની જામિનગીરી આપીને છુટા થવુ ? અજાણ્યા પ્રદેશમા મારો ઓળખીતો કોણ મળે ? મે પુષ્કળ વિચાર કરી જોયો આખરે મને જામિનગીરી આપવા જોગ આસામી યાદ આવ્યો. બ્લેકવૉટર પાર્કમા મિસ હૅાલ્કોમની સારવારમા રોકાયલો ડાકટર મિ. ડાસ ન ! ૧ ઓક લોજમા રહેતો હતો, એ હુ જાણતો હતો, કેમકે અમેરિકાથી પાછા ફર્યા બાદ મિસ હૅાલ્કોબનો એક ભલામણપત્ર લઇને હુ જાતે તેને મળી આવ્યો હતો તે ડાકટર ભલો માણુસ હતો, એમ તેની સાથેની વાતચીતથી મને માલુમ પડ્યુ હતુ મિસ હૅાલ્કોબને ખાતર તે ચાહે તેમ કરે, એમા શકા ન હતી આ ડાકટરને એક પત્ર લખવાનો વિચાર કરીને મે માજીસ્ટ્રેટને જણાવ્યુ કે, " હુ જામિનગીરી માટે એક ગૃહસ્થ

ને વિનતિ કરી શકુ તેમ છુ પણ તે ઓક લોજમા રહે છે” મને કહેવામા આવ્યુ કે, તમારે તે આસામીને અહીં બોલાવવા પડશે મે જણાવ્યુ કે, જો કોઈ માણસ ત્યા જવા તૈયાર હોય તો હુ તેનુ ખર્ચ આપીશ

સુભાગ્યે એક માણસ ઓક લોજ જવા તૈયાર થયો તેણે જણાવ્યુ કે, અહીંથી ૪૦ મિનિટમા હુ તે સ્થળે જઈ શકીશ અને તેટલા જ અરસામા પાછો આવી શકીશ લખવાના સાહિત્યો માજીસ્ટ્રેટ મારફત મેળવીને મે મિ ડૉસન ઉપર એક પત્ર લખી કાઢયો મિસ હૉર્કોમ-ને ખાતર મારી મદદે ચઢીને જામિન થવા માટે અહીં આવવા મે તે પત્રમા ડાક્ટરને વિનતિ કરી પત્ર લખાઇ રહ્યા પછી જે માણસ જવા તૈયાર થયો હતો તેને સતોષકારક બદલો આપવાનુ ઠરાવીને મે રવાને કર્યો મે તેને ખાસ વરદી આપી કે, ડાક્ટર ઓક લોજમા ન હોય તો જ્યા બીજે કોઇ સ્થળે હોય ત્યા જઇને પણ તેને અહીં તેડી લાવ્યા સિવાય તારે પાછા ફરવુ નહીં

એ માણસ ગયો ત્યારે બપોરનો દોઢ વાગ્યો હતો હુ ચિતાતુર ચિત્તે તેના પાછા ફરવાની રાહ જોતો પુરાલયમા બેસી રહ્યો બરાબર સાડાત્રણ વાગે તે માણસ અને ડાક્ટરને જોઇને મારૂ હૃદય હર્ષથી ઉછાળા મારી રહ્યુ પ્રેમપૂર્વક અમે હાથ મેળવ્યા અને તે તરત જ મારો જામિન થયો માજીસ્ટ્રેટે તેની ઓળખાણ પુરતી સતોષકારક ગણીને મને એક-દમ જામિન ઉપર છુટો કર્યો

ડાક્ટરનો મે અતઃકરણપૂર્વક આભાર માન્યો, પણ તેણે પોતાની માયાળુતાનો વધુ પરિચય મને કરાવ્યો તેણે મને પોતાને ત્યા આવવા નિમત્રણ કર્યું મે તેનો આભાર સહિત અસ્વીકાર કરતા કહ્યુ “હાલમા જે પળ વહી જાય છે તે પ્રત્યેક પળ મને ઘણી જ કિમતી છે મિસ હૉર્કોમે મારા ઉપર વિશ્વાસ મૂકીને મને જે કામ સોપ્યુ છે તે મારે બને તેટલુ વહેલુ બજાવવુ જોઇએ પરતુ થોડાક દિવસ બાદ હુ જરૂર તમારે ત્યા આવીશ અને કેટલાક એવા ખુલાસાઓ કરીશ કે જેની તમે આશાયે નહીં રાખી હોય.” તે ભલા અને માયાળુ ડાક્ટરને આથી

નિરાશા તો થઇ, પણ મારૂ અગત્યનુ કામ પુરૂ કરવાની સલાહ આપીને અને મારી ફત્તેહ ઇચ્છીને તે મારાથી વિખૂટો પડયો

હુ હવે રસ્તામા ક્યાયે નહી થોભતા તરત જ હાઇસ્ટ્રીટમા મિ. વોન્સબરોની ઓફિસ તરફ ગયો મિ. ડૉસનને બોલાવવા માટે જે અરસામા માણસ ગયો હતો તે દરમ્યાન મને પહોચાડવામા આવેલી ઉપર્યુક્ત હેરાનગતિ સબધમા વિચાર કરવાનો પુષ્કળ અવકાશ મળ્યો હતો મને તે વખતે એવી શકા ઉપજી હતી કે, મિ. વોન્સબરોને હુ મળવા જાઉં છુ તે વખતેજ મારા ઉપર માર્ગમા કેમ મુશિબત નાખવામા આવી છે ? જુના વેમિગહામના વાતોડીઆ કારકુન પાસેથી સાભળેલી હકિકત ઉપર મે વિચાર ચલાવી જોયો મને એક નવી જ શકા તે ઉપરથી ઉત્પન્ન થઈ મિ. વોન્સબરો પાસેથી હુ ફક્ત સર પર્સિવલની માતાને લગતી ભૂતકાળની તવારિખ જાણવા માગતો હતો, પણ મને ઉપજેલી નવી શકાને લીધે મે તેની પાસે રહેતા વેમિગહામના દેવળના લગ્નના દફતરમા પણ નજર નાખી જવાનો નિશ્ચય કર્યો મે અમુક અનુમાન એ દફતર સબધમા બાધ્યુ હવે જોવાનુ માત્ર એજ હતુ કે, એ અનુમાન ખરૂ પડે છે કિવા નહી ?

મિ. વોન્સબરો તેની ઓફિસમા જ હતો તે એક હસમુખો, તદુરસ્ત, માદો અને સરળ સ્વભાવનો માણસ જણાયો શહેરી ધારાશાસ્ત્રીને બદલે તેનામા એક વતનદારના ઘણા અશ મને માલુમ પડયા મે જ્યારે વેમિગહામના દેવળનુ લગ્નનુ દફતર તેની પાસેથી જોવા માગ્યુ ત્યારે તેને આશ્ચર્ય ઉપજ્યુ અને વળી તે સાથે રમુજ પણ ઉપજી તેણે કહ્યુ "મારા પિતાએ એ દફતરની નકલ કરેલી છે એ વાતની મને ખબર છે, પણ મહાશય, ખરૂ પુછાવો તો, તે નકલ જ મે જોઈ નથી ! વળી આજ સુધીમા કોઇએ મારી પાસે તે નકલ જોવાની માગણી સુદ્ધાત કરી નથી જો કે તે એક મજબૂત તિજોરીમા સાચવીને રાખેલી છે તો પણ મારા પિતાના અવસાન પછી મે તે જગ્યાજ ફેદી નથી ! મારા પિતાએ કરેલી નકલને કિમતી ગણવામા આવશે એવો મને તો

ખ્યાલ જ નહતો જો તે જીવતા હોત અને એ નકલને તમે અગત્ય આપો છો એમ સાભળત તો તેમનુ હૃદય આનદથી જરૂર ઉભરાઈ જાત. નકલ ઉતારવા માટે કોઇએ તેમને ફરજ પાડેલી નહતી માત્ર પોતાના મગજની એક વિચિત્ર ઉર્મિથી પ્રેરાઈને તેમણે એ નકલ ઉતારી હતી, એમ એકવાર તેમણે મને કહ્યુ હતુ વારૂ, પણ મહાશય, તમને એ નકલની ખબર શી રીતે પડી? શુ લડન શહેરમા કોઇને એ નકલની ખબર છે?"

મને આ સવાલનો સતોષકારક ઉત્તર આપતા જરાક મુશ્કેલી પડી કારણ મારે મારો ખરો ઉદ્દેશ તેને જાહેર કરવો નહતો તેમજ અસલ દફતર મે જોયુ છે એમ હુ તેને કહુ તો તે આ નકલ કદાચ ન પણ જોવા દે, આથી મે કહ્યુ ' મને કોઇએ કહ્યુ નથી કે તમારી પાસે તેની નકલ છે નોર્ધમ્બરીમા હુ એક અગત્યના કામસર આવેલો છુ ત્યા મને સાભર્યું કે, તમે વેરિંગહામના દેવળના મુખ્ય કારકુન તરીકે છો એટલે કદાચ દફતર અથવા તેની કાચી નકલ અહી હશે એમ ધારીને મે તમારી પાસે માગણી કરી જો અસલ દફતર વેરિંગહામમા રહેતુ હોય તોપણ મારો વખત એટલો બધો અમૂલ્ય છે કે, વેરિંગહામની મુસાફરી હુ અત્યારે કરી શકુ તેમ નથી આજની ટપાલમા લડન ખાતે મારે એક લગ્નની નોધ, એ દફતરમા જોઇને મોકલી જ દેવી જોઇએ મોડી મોકલુ તો કેટલાક અગત્યના કામમા ખલેલ પડે આ દફતરની નકલ હુ જોઇશ તે બદલ હુ તમને રીતસરનુ લવાજમ આપીશ અને પછીથી અસલ દફતરમાથી તેની નકલ મારા ઉપયોગને સારૂ ઉતારી આપવા માટે હુ રીતસરની અરજી તમને મોકલી આપીશ તમે તે નિરાતે મને ઉતારી અપાવજો પણ હાલ તુર્ત ઢીલ બચાવવા માટે મારા ઉપર મહેરબાની કરીને તમારા પિતાનુ ઉતારેલુ દફતર જોવા દો તો ઠીક"

મારો ખુલાસો તેને સતોષકારક લાગ્યો તે પોતાની ઓફિસના અદરના ખડમા ગયો અને લગભગ ૦। કલાકે તેમાથી એક મોટો થોથો લઇને પાછો આવ્યો તે દફતર આબાદ અસલના જેવુ જ હતી એક ખાલી મેજ

ઉપર તેણે તે મૂક્યુ અને હુ પાસેની એક ખુરશીઉપર બેસીને તે તપાસવા લાગ્યો એ દરમ્યાન તે પોતાના લખવાના કામકાજે વળગ્યો

દફતર તપાસવાની શરૂઆત કરતા મારા હાથ ધ્રુજવા લાગ્યા મારૂ મગજ ફરવા માડયુ એ લાગણીઓ દાબીને મે તેના પાના ઉઘાડયા- પ્રારભના પાનામા નીચે મુજબ લખેલુ હતુ

"વેરિમગહામ ગામના દેવળના લગ્નના દફતરની નકલ મારા હુકમથી તે તૈયાર કરાવેલી છે પાછળથી દરેક દરેક લીટી મારી જાતે મે અસલ દફતર સાથે સરખાવી જોઇ છે (સહી) રોબર્ટ વોન્સબરો, દેવળનો મુખ્ય કારકુન"

આ લખાણની નીચે એક લીટીમા લખ્યુ કે "તા ૧લી જાને- વારી ૧૮૦૦ થી તા ૧૩ મી જુન ૧૮૧૫ સુધીના લગ્નોની નોધ"

મે ૧૮૦૩ના સપ્ટેમ્બર માસના પાના જોવા માડયા અસલ દફતરમા જે પૃષ્ઠમા નીચે મારા જ ખ્રિસ્તિ નામના એક આસામીના લગ્નની નોધ હતી તે આ નકલમા તેજ સ્થળે મારા જોવામા આવી બીજા પૃષ્ઠમા સૌથી ઉપર પણ તે આસામીના ભાઇના લગ્નની નોધ હતી અસલમા પણ તેજ સ્થળે તે નોધ હતી પણ એ બે નામોની વચ્ચે—?

**કાઇજ નોધ નહોતી**! અસલ દફતરમા, પૃષ્ઠના નીચેના ભાગ- મા એક ઇચની ખાલી જગ્યામા ઝીણા અક્ષરે સર ફેલિક્ષ ગ્લાઇડ અને સેમિલા જેઈન એલ્સ્ટરના લગ્નની જે નોધ હતી તે નોધ આ નકલમા હતીજ નહીં! એક ઇચિની જગ્યા બીજા પૃષ્ઠની માફકજ રીત- સર ખાલી હતી!

મારૂ હૃદય ખૂબ ધબકારા મારવા લાગ્યુ હુ ફરીથી તે જોવા લાગ્યો મારી આખ તો દગો દેતી નથી, એવો મારા મનને મે પ્રશ્ન કર્યો પણ ના કિચિન્માત્ર શક ન રહ્યો સર ફેલિક્ષના લગ્નની નોધ જ તે પૃષ્ઠમા ન હતી!

શુ ત્યારે અસલ દફતરમા ખોટી નોધ ઉમેરવામા આવી હશે? શુ એ દેવળમા બિનસહિસલામત જગ્યાએ તે દફતર રહેતુ હોવાથી સર પર્સિવલે, મિસિસ કેથેરિકની મદદથી ખોટી નોધ ઉમેરવાનો લાભ લીધો હશે? તેમ જ કરવામા આવ્યુ હશે, એ વિષે મને હવે બિલ્કુલ શકા રહી નહી નોલ્સમબરીના પુરાલયમા મને આ જ શકા ઉપજી હતી હવે તે સાચી ઠરી

નોલ્સમબરીમા રહેતી નકલ મજબૂત તિજોરીમા બધ હોવાથી કોઈ જાતની નોધ ઉમેરવાની તક મળી શકે નહીં પણ તેથી ઉલટુ, વેલ્મિગહામમા તે માટે દરેક પ્રકારની સગવડ હતી

લગ્નના અસલ દફતરમા ખોટી નોધ ઉમેરવી, એ ગુન્હો કાઈ જેવો તેવો ન હતો તેમા પણ આ દાખલામા તેણે આ ગુન્હો કરવા માટે મિસિસ કેથેરિકને ભરમાવી હતી, તેના જીવન ઉપર જુદુજ કલક ચઢાવ્યુ હતુ, તેના પતિને હાડમાર કરાવ્યો હતો ગુન્હો શા ઉદ્દેશથી થયો હતો, તે હુ જાણતો નહતો, પણ તેનો આ ગુન્હો જાહેર થાય તો કેવા માઠા પરિણામ આવે એ હુ જાણતો હતો તેનો સમાજમાનો મોભો હલકો પડી જાય, તેનો બેરોનેટ તરીકેનો ઈલ્કાબ ખૂચવી લેવાય, તેની બ્લેકવૉટર પાર્કની મિલ્કત લઇ લેવાય પાછલા કોઈ વર્ષોમા જો તે ગુન્હો જાહેર થયો હોત તો તેને જરૂર દેહાત દડની શિક્ષા થઈ હોત અને જો હમણા જાહેર થાય તો તેને જન્મ દેશનિકાલની શિક્ષા થાય આ કારણે પોતાનો ગુન્હો છુપાવવા તે ચિતાતુર રહે અને અનેક કારસ્થાનો કરે એમા શી નવાઇ? તેનો આ ગુન્હો એજ તેના જીવનનો ભયકર ભેદ!! એ ભયકર ભેદ એની કેથેરિક જાણી ગઈ છે, એવો શક ઉપન્ન થવાથી તેણે તેને દિવાનશાળામા નાખી હતી, અને તેની પોતાની વહુ ઉપર પણ તેને એવોજ શક ઉત્પન્ન થવાથી તેણે તેની સામે ભયકર કાવત્રુ રચ્યુ હતુ!

સર પર્સિવલના જીવનનો આ ભયકર ભેદ અત્યારે હુ જાણી ગયો છુ એક શબ્દ મારા મોમાથી એ વિષે બહાર પડે તો જરૂર તેનું

મકાન, તેની જમીન અને તેનો ઈલ્કાબ એક પલકમા જતા રહે—એક શબ્દ મારા મોમાથી એ ભેદ વિષે બહાર પડે તો જરૂર દુનિયામા એક તજાયેલો, હીણાયલો અને મિત્ર વિનાનો કગાલ તે બની રહે ! મારા શબ્દ ઉપર તેના ભવિષ્યના જીવનનો આધાર રહેલો છે અને ચોક્કસ હવે તે એ વાતથી વાકેફ થઈ ગયો હોવો જોઇએ

આ છેલ્લા વિચારે મને ઘડીભર આભો બનાવી મૂકયો મારા નાનામા નાના કામોમા હુ જે સાવચેતી રાખુ તે ઉપરજ મારા પોતાના લાભ કરતા બીજાઓના વધારે કિમતી લાભોનો આધાર હતો સર પર્સિવલ મારી સામે દરેક પ્રકારના દગા ફટકાના ઉપાય લે, એમા તો શકા જ નહોતી તેની પોતાની લાચાર અને ભય ભરેલી સ્થિતિમાથી પોતાને બચાવવા માટે કોઇ પણ છેવટનો ઉપાય લેવાનુ જોખમ તે ખેડે—કોઇ પણ જાતનો વધુ ગુન્હો કરવામા તે લગારે પાછો ન પડે —એ સભવિત હતુ આ વસ્તુસ્થિતિમા મે ક્ષણભર વધુ વિચાર કરી જોયો

જે ભેદ મે ખોળી કાઢયો હતો, તેની સાબિતીઓ હવે મારે જાળવી રાખવી જોઇએ મિ વોન્સબરો પાસે જે દફતર હતુ તે તો તદન સલામત હતુ પણ વેલ્મિગહામના દેવળમાનુ દફતર સલામત નહોતુ. દફતરવાળા ખડની કુચીઓ જો કોઇ માણસ મેળવે, તો તે દ્વારા એ દફતરનો તે ગમે તેવો ઉપયોગ કરી શકે મે નિશ્ચય કર્યો કે, એ દેવળના કારકુનને મળીને તેની પાસેથી સર ફેલિક્ષના લગ્નની નોધવાળી નકલ, તે કારકુનના હાથદસ્તકથી અને સહીથી મેળવવી આ માટે મે વેલ્મિગહામ ખાતે પાછી મુસાફરી કરવી યોગ્ય લેખી

મિ. વોન્સબરોને તેનુ રીતસર લવાજમ મે આપ્યુ તેણે મારા મુખના ભાવ ખેદભર્યા જોઇને તેનુ કારણ પૂછતા કેટલાક કૌટુમ્બિક કારણોને અગે હુ શોકાતુર બની ગયો છુ, એવુ બહાનુ રજૂ કરીને , હુ તરતજ તેની ઓફિસમાથી બહાર નીકળ્યો

સાયકાળ ક્યારનીએ પડી ચૂકી હતી રસ્તામા અધારૂ ફેલાવાની શરૂઆત થઇ ચૂકી હતી મને દહેશત ઉપજી કે, માર્ગમા વધારે અધારૂ થશે અને તે વેળા પેલા જાસુસો ફરીથી મને પજવશે કદાચ હવેની પજવણી મારામારીમા જ થાય, એવો ઘણો સભવ હતો. મે નોલ્સમરી છોડતા પહેલા એક દૂકાનેથી, ગામડીઆઓ રાખે છે તેવી એક જાડી અને મજબૂત ડાગ ખરીદી લીધી એ ડાગનો માથાનો ભાગ વધારે જાડો હતો, જેથી કદાચ મને અટકાવવાનો યત્ન, જો એક માણુસ કરે તો જરૂર હુ તેને પુરો પડી શકીશ, એમ મે ધાર્યું કદાચ એક કરતા વધુ માણસો મારા ઉપર હુમલો કરશે તો અધારાનો લાભ લઇને હુ નાસી છુટીશ એમ મે ઠરાવ્યુ મારા બાળપણમા હુ એક સારા દોડનાર તરીકે શાળામા પ્રખ્યાત હતો, અને મધ્ય અમેરિકામા મારા ભ્રમણના છેલ્લા દિવસોમા મને દોડવાની કસરતનો ઉપયોગ કરવાની જરૂર પડી હતી

ઉતાવળે પગલે મે મુસાફરી શરૂ કરી જરાક દૂર ગયો એટલામા ઝીણો વરસાદ પડવા લાગ્યો અધારૂ વધારે ને વધારે ગાઢ થતુ ગયુ વેલ્મિગહામનુ દેવળ આશરે બે માઇલ દૂર રહ્યુ, એટલામા મારી સામે એક માણસને રસ્તાની એક બાજુએથી બીજી બાજુએ જતો મે જોયો મારી લાકડી તરત જ કોઇને મારી શકાય એવી રીતે મે મજબુત પકડી રાખી, કાન શરવા કર્યા અને આખો વધારે તીવ્ર બનાવીને સભાળપૂર્વક મારો માર્ગ કાપવા માડયો આશરે ૧૦૦ વાર દૂર હુ એ સ્થિતિમા ચાલ્યો તે બાદ મારી જમણી બાજુએ ઝાડીમા કાઇક ખખડાટ થયો અને ત્રણ માણુસ કુદકા મારીને બહાર આવ્યા, હુ રસ્તાની સામી બાજુએ ગયો અને ત્યાથી દોડવા લાગ્યો તે ત્રણે જણુ મારી પાછળ દોડયા તેમાના બે જણુ દોડવાના આવેશમા મારાથી જરાક આગળ વધી ગયા અને ત્રીજો માણુસ ચાલાક હોય, એમ મને લાગ્યુ તે મારી પાછળ જ રહ્યો તેઓને ગૂચવવા હુ જરાક આડો ફટાયો, એટલે મારી પાછળના માણુસે મારી નજદિક આવીને પોતાની લાકડીથી મારા ઉપર ઘા કર્યો.

ઘા ધારીને કરેલો ન હોવાથી મારા ડાબા ખભામા અછડતો વાગ્યો. પણ મારી લાકડી તૈયાર જ હતી મે બહુજ ધ્યાન દઇને વળતો ફટકો લગાવ્યો, જેથી તે નીચે પડી ગયો તેના મિત્રોએ તે વખતે પાછા ફરતા એમ ધાર્યું કે, હુ પડી ગયો છુ તેથી તેઓ તેના તરફ ધસી ગયા, અને હુ એક બાજુએ દૂર થઇ ગયો ! અધારાની ભૂલનો મારે બરાબર લાભ લેવો હતો મે તરતજ જોશબધ દોડવુ શરૂ કરી દીધુ

રસ્તો સીધ્ધી સપાટ સડકવાળો હોવાથી અધારૂ હોવા છતા અને વરસાદ પડતો હોવા છતા દોડવામા પ્રથમ તો ઠીક ફાવ્યુ, પણ પાચેક ક્ષણ દોડયા બાદ મને લાગ્યુ કે, એ જણે મારી પૂઠ પકડી છે અને તેઓ મારી લગોલગ આવી લાગ્યા છે તેઓ પણ સારા દોડનાર હોવા જોઇએ હુ આમ ને આમ સીધ્ધો દોડીશ તો તેઓ તરતજ મને પકડી પાડશે, એમ મને ચોખ્ખુ ભાસ્યુ હવે શુ કરવુ ? સીધે રસ્તે મે થોડીકવાર સુધી વધારે બળ વાપરીને દોડવુ ચાલુ રાખ્યુ અને તે બાદ એકદમ એક આડા ખેતરમા હુ ફટાયો પાછળનાઓ કયા છે અને કયા નહીં, તેની લગારે દરકાર કર્યા વિના મે ખેતરોમા આડે ને આડે રસ્તે દોડવાનુ ચાલુજ રાખ્યુ એમ દોડતો દોડતો હુ કોણ જાણે ક્યાયે નીકળી ગયો હોત, પણ મારો શ્વાસ ભરાઈ આવવાથી એક ક્ષણ માટે વિશ્રાન્તિ લેવાની મને જરૂર લાગ્યાથી હુ ઉભો રહી ગયો તે વખતે મારા કાન બરાબર માડીને મે તપાસ કરવા માડી કે, તેઓ પાછળ આવે છે કે નહીં મને લાગ્યુ કે, કોઇજ પાછળ આવતુ નથી દૂરથી એક માણસ બીજા કોઈ માણસને પાછો આવવા બુમો પાડતો સભળાયો. કદાચ એ બુમો તે જાસુસોનીજ હશે, એમ ધારીને અને તેઓ દૂરજ રહી ગયા છે, એમ મનમા હર્ષ પામીને મે આસપાસ નજર કરી જોઇ

ક્યાયે દીવાબત્તીનુ નામ નિશાન ન્હોતુ આકાશમા ચદ્રમા કે તારાઓ પણ દેખાતા નહતા સીધ્ધો રસ્તો તજી દઇને આડા અવળા ખેતરોમા ઉતરી પડવાથી જો કે હું સહિસલામત રહ્યો, પણ વેરિમગહામ-

ના દેવળથી હુ વધારે દૂર ગયો કે વધારે નજદિક જઇ પહોચ્યો તેનો કયાસ હુ કરી શકયો નહીં રાત્રિનો પહેલો પ્રહર પૂરો થાય તે પહેલા ગમે તેમ કરીને મારે દેવળ આગળ પહોચવુંજ જોઇએ તેથી કઇ દિશાએ હવે જવુ તે સબધી હુ વિચાર કરવા લાગ્યો નોલ્સબરીથી હુ નીકળ્યો ત્યારે પવન મારી સામી બાજુએ વાતો હતો તેથી અત્યારે પવન જે તરફ વાતો હતો તે દિશાએ ન જતા તેની સામી દિશાએ મે માર્ગ પકડયો ખેતરોનો રસ્તો હોવાથી માર્ગમા ખાડા, ટેકરા, ઝાડી, ઝાખરા વગેરે આવવા લાગ્યા, પણ તે મુશ્કેલીઓ સહન કરીને મે આગળ ચાલ્યા જ કર્યું આખરે એક મકાન મારા જોવામા આવ્યુ તેની એક બારીમા દીવો બળતો હતો તેની આગળ એક બગીચો હતો અને એ બગીચાનુ બારણુ ખુલ્લુ હતુ તેના માલિકને પૂછપરછ કરવા માટે હુ તેમા દાખલ થયો

---

## પરિચ્છેદ ૨૦

---

### ભેદ સહિત ભસ્મીભૂત !

બગીચામા થઇને હુ તે મકાનનુ બારણુ ખખડાવવા તૈયાર થયો, એટલામા જ તે ઉઘડયુ અને એક માણસ પોતાના હાથમા ફાનસ લઇને હાફળોફાફળો તેમાથી બહાર આવ્યો ફાનસ ઉચુ કરીને તે મારૂ મો જોવા લાગ્યો અમે બન્ને એકબીજાને જોઇને ચમકયા !

રખડતો ભટકતો હુ આખરે વેલ્મિંગહામના દેવળના એજ કારકુનના મકાન આગળ આવી પહોચ્યો હતો, કે, જેનુ મારે કામ હતુ !

તે ગભરાયલા અને ઉતાવળા સાદે મને પૂછવા લાગ્યો " મારી કુચીઓ કયા છે? તમે તે લીધી છે?"

" કઇ કુચીઓ? હુ તો હમણાજ નોલ્સબરીથી ચાલ્યો આવુ છુ. તમે શેની કુચીઓ વિષે પુછો છો?"

" દેવળની ઑફ્સિની કુચીઓ અરે પ્રભુ! પ્રભુ! હવે હુ શુ કરીશ? કુચીઓ ગુમ થઈ છે "

" કયારે? કેવી રીતે? કોણે તે લીધી છે?"

" હુ તેજ પુછુ છુ ને? હુ આખો દિવસ કામકાજ કરીને હમણા જ થાકયો પાકયો ઘેર આવ્યો અને મકાન ઉઘાડીને અદર દાખલ થયો, તો તેની બારી ઉઘાડેલી જણાઇ! હુ કદી બારી ઉઘાડી રાખીને જતો નથી મને શક ઉપજ્યો અને કાઇ ગુમ થયુ છે કે કેમ તેની ચોકસાઇ કરવા માડી, તો જે ખીટી ઉપર હુ કુચીઓ રાખતો હતો તે ખીટી ઉપર કુચીઓ નથી, એમ મને માલુમ પડ્યુ!"

મે કહ્યુ " એક બીજુ ફાનસ સળગાવો ચાલો, આપણે બન્ને દેવળ આગળ જઇએ ઝટ કરો! ઝટ કરો!"

જે દગાફટકાની મને શકા ઉપજી હતી, તે દગોફટકો આખરે શરૂ થયો છે અને હવે કદાચ મારી તમામ મહેનત વ્યર્થ કરવાની અણી ઉપર પ્રતિસ્પર્ધીઓ આવી પહોચ્યા છે, એમ મને લાગ્યુ દેવળ આગળ પહોચવાની મારી અધીરતા આ વખતે એટલી બધી વધી ગઇ કે, કારકુન ફાનસ સળગાવે ત્યા સુધી તેના મકાન આગળ હુ ઉભો રહી શકયો નહી મકાનમા ફાનસ સળગાવવા ગયલા તે કારકુનને મે મોટેથી બુમ મારીને કહ્યુ " હુ ધીમે ધીમે જતો થાઉ છુ તમે મારી પાછળ આવી પહોચો "

આટલુ કહીને હુ દેવળ તરફ ચાલ્યો દેવળથી જરાક દૂર રહ્યો હોઇશ, એટલામા એક વાકી ગલી આવી તે ગલીમા એક માણસ મને સામો મળ્યો અધારાને લીધે હુ તેનો ચહેરો જોઇ શકતો નહોતો, પણ તેના અવાજ ઉપરથી મે જાણ્યુ કે, તે કોઇક અપરિચિત માણસ છે. તેણે નમ્રતાપૂર્વક કહ્યુ

"હુ આપની માફી માગુ છુ, સર પર્સિવલ—!"

તેને આગળ બોલતો અટકાવીને મે કહ્યુ " અધારાને લીધે તમે ભૂલ કરો છો હુ સર પર્સિવલ નથી "

તે માણસ તરત જ પાછો હઠી ગયો અને ધીમેથી બોલ્યો "હ-હ મે તમને ભૂલથી જ મારા શેઠ ધારી લીધા "

" શુ તમારા શેઠ અહી આવવાના હતા ? "

" હા તેમણે મને આ ગલીમા મળવા કહ્યુ હતુ "

એમ કહીને તે સાથી આગળ ચાલ્યો ગયો એટલામા દેવળનો વૃદ્ધ કારકુન ફ્રાનસો સહિત આવી પહોચ્યો મે તેના હાથમાથી એક ફ્રાનસ લીધુ અને તેનો હાથ ઝાલીને તેને ઝડપથી ચાલવામા મદદ કરી. અમે ગલી પસાર કરીને ખુલ્લા રસ્તામા આવ્યા, એ વખતે પેલો માણસ કે જે અગાઉ મને ગલીમા સર પર્સિવલ ધારીને મારી સાથે વાતે વળગ્યો હતો, તે અમને સામો મળ્યો ફ્રાનસના અજવાળામા તેનો પોષાક વગરે જોતા તે સર પર્સિવલનો નોકર હોય એમ મને લાગ્યુ !

કારકુને મને પુછ્યુ " એ કોણ છે ? કુચીઓ માટે એને પુછીશુ ? "

મે જવાબ દીધો " એ તો કોઇ રખડેલ માણસ જણાય છે એને પુછ્યાથી શુ વળે ? આપણે ઝટ દેવળ આગળ પહોચીએ, પછી બીજી વાત—"

અમે દેવળ નજદિક પહોચ્યા, એટલામા એક છોકરો અમને સામો મળ્યો તેણે દેવળના વૃદ્ધ કારકુનનો કોટ ખેચતા ખેચતા કહ્યુ " અરે, જાઓ, જાઓ દેવળમા કોઇ માણસ પેસી ગયો છે બારણાનુ તાળુ તે ઉઘાડતો હતો અને એક મીણબત્તી પણ સળગાવતો હતો "

કારકુન ધ્રુજવા લાગ્યો તેણે પોતાના શરીરનો બધો ભાર મારા શરીર ઉપર નાખી દીધો મે તેને ઉત્સાહી બનાવતા કહ્યુ " ગભરાવ નહી એમા શુ થઇ ગયુ ? આપણે કાઇ બહુ મોડા નથી હમણા જ જઇને તે ચોરને પકડી પાડીશુ ચાલો, હિમ્મત હારશો નહી "

દેવળની ઓફિસના ઓરડાની બાજુએ અમે ગયા મારી પાછળ કોઇના પગલા મારા સાભળવામા આવ્યા તેથી મે તે વખતે પાછુ જોયુ તો સર પર્સિવલના નોકરને દીઠો ! તેણે મને કહ્યુ " સાહેબ, હુ કોઇને નુકશાન કરવાના ઇરાદાથી આવ્યો નથી હું મારા શેઠને શોધુ છુ "

મે પુછ્યુ " પણ તારા શેઠ અહીં ક્યાથી આવે ? શા માટે આવે ?"

તેનો ચહેરો ગભરાયલા જેવો લાગ્યો  બોખરે સાદે તે બોલ્યો " તે અહીં આવનાર હતા—" મને કાઇને કાઈ શકાઓ ઉપજવા લાગી શુ તાળુ ઉઘાડીને અને મીણબત્તી સળગાવીને દેવળમા પેસનાર માણુમ -સર પમ્બિવક્ર હશે ? આ નોકર ક્યારનો નેને આટલામા જ કેમ શોધે છે ?

એ જ વખતે મે જોયુ કે, ઓફિસના ઓરડાના છાપરા ઉપરનો જે આકાશદીવો હતો, તેમા મોટો ભડકો થયો કાચની જે ડોકાબારી તે ઓરડામા હતી ત્યા આગળ પણ ખૂબ અજવાળુ જણાયુ બહારથી જ એ બારી આગળ જતા ત્યાની વસ્તુસ્થિતિ હુ સમજ્યો અને ચમક્યો કાગળીયા બળતા હોય, એવી ગધ આવવા લાગી, અને અદરના બારણા ઉપર અદરથી કોઈ ઠોકાઠોક કરતુ હોય, એવા અવાજ સભળાયા બારીમાથી અને છાપરાના કાણામાથી ધુમાડો નીકળતો જણાયો કારકુન મારી સાથે જ હતો તે બોલ્યો " અરે ! અદર તો આગ લાગી જણાય છે !"

અમે તે ઓરડાના બારણા પાસે ગયા  અદરથી તેના ઉપરની ઠોકાઠોક હજુ સભળાતી હતી  તાળામા કુચી ફેરવાતી હોય અને તાળુ ખટખટાવવામા આવતુ હોય, એવુ પણ સભળાવા લાગ્યુ  કારકુને બહારના ભાગમા જે સાકળમા  તાળુ વાસવામા આવતુ હતુ તેમા તાળુ નથી, એવુ જોઈને કહ્યુ " અરે પ્રભુ ! ચોર  તાળુ અદર લઈ ગયો જણાય છે સાભળો, સાભળો તે તાળુ ખખડાવે છે અને હા, મદદ માટે તીણી બુમો પાડે છે  પણ પ્રભુ તેના આત્માને શાન્તિ આપો ! તે બચવાનો નથી—"

મે પુછ્યુ " એમ કેમ કહો છો ? "

કારકુને કહ્યુ " એ તાળુ એવુ બગડેલુ છે કે, એકવાર બધ થઈ ગયા પછી ઉઘાડતા બહુ જ મુશ્કેલી નડે છે, અને આવા ગભરાટમા અદરનો ચોર તે સભાળથી શી રીતે ઉઘાડી શકશે ? નક્કી તેનુ આવી બન્યુ !"

મે પુછ્યુ "તેને બહાર કાઢવાનો બીજો કોઈ રસ્તો નથી ?"

આ વખતે અદરથી "ઓહ્ ! ઓહ્ !" એવી તીણી બુમો સભળાઈ તાળાનો ખખડાટ તેમ જ બારણા ઉપરના ઘા બધ રહી ગયા અને એક મોટો ધબાકો સભળાયો

એ સમય અપાર ગભરાટનો હતો, એમા તો શક નહી કારકુન તો અદરના અવાજ સાભળીને ગભરાટને લીધે એક બાજુએ એક પથરા ઉપર ધ્રુજતો ધ્રુજતો બેસી ગયો, પણ મે બીજા કોઈ માર્ગે અદર જવાનો વિચાર કર્યો મારી નજર છાપરા તરફ ગઈ મોટા બારણા આગળથી દૂર જઈને એક ખૂણા ઉપરથી છાપરા ઉપર ચઢવાની અને બની શકે તો અદરના માણસને જીવદયાની ખાતર બચાવવાની ગડભાગ હુ કરતો હતો એટલામા પેલો જ નોકર મારી પાસે આવી પહોચ્યો અને મારે પગે પડીને કહેવા લાગ્યો "અરે સાહેબ, એમને બચાવો એ મારા શેઠ સર પર્સિવલ છે !"

હુ આ શબ્દો સાભળીને કરૌગાર બની ગયો ! અદરના અવાજ બધ પડી ગયા હતા, એથી મને દહેશત તો ઉપજી હતી કે, કદાચ ન બનવાનુ બન્યુ હશે, પણ ચાહે તેમ હો, એને બચાવવાના બની શકતા યત્નો કરવામા કચાશ ન જ રાખવી—તેના પ્રત્યે મને ચાહે તેટલુ વેર, ચાહે તેટલો ક્રોધ અને તિરસ્કાર હોવા છતા અત્યારે તેની નિસહાય સ્થિતિમાથી તેને ઉગારવો અને એક માણસની બીજા માણસ પ્રત્યેની ખરી ફરજ મારે અદા કરવી, એવા વિચારોથી પ્રેરાઇને મે તરતજ નોકરને કહ્યુ "દિવાલને અઢેલીને ઘોડાની માફક ઉભો રહે હુ છાપરા ઉપર ચઢુ છુ અને તપાસ કરૂ છુ કે, બચાવવાનો માર્ગ છે કે નહી ?"

તે માણસ ધ્રુજતો ધ્રુજતો દિવાલને અઢેલીને ઉભો રહ્યો હુ તેની પીઠ ઉપર પગ મૂકીને છાપરા પર ચઢયો ગભરાટ અને ઉતાવળના એ બારિક પ્રસગે માત્ર અદરના માણસને બચાવવાની વૃત્તિ સિવાય બીજી કોઇ જ વૃત્તિ, મારા મનમા સર્વોપરિ નહોતી છાપરા ઉપરના આકાશ દીવાની નીચે છાપરામા થોડાક કાચ જડેલા હતા મે ધાર્યુ કે, એ દીવો

અને એ કાચ તોડી પાડીને અંદર દાખલ થઇ શકાશે મને ભાન ન રહ્યું કે, તેમ કરતા અંદરના ભડકાની ઝાળ બહાર આવશે મે તે દીવો અને કાચ તોડયા અને જ્યારે ધુમાડો અને ભડકા તેમાથી બહાર આવ્યા ત્યારે જ મને ખ્યાલ આવ્યો કે, મે ખોટો ઉપાય લીધો છે પવન મારી સામેની બાજુએ હતો એટલે ભડકા સામેની બાજુએ બહાર ભભૂકવા લાગ્યા અને ધુમાડો સામેની દિશાએ જવા લાગ્યો એટલુ સારૂ થયુ નહીતર મારી આયુષ્ય-દોરી પણ એ ક્ષણે તૂટી જાત ! એ કાચના બાકોરામા થઇને અંદર જવાનો ખ્યાલ મારે છોડી દેવો પડયો હુ ખસીને દૂર હઠયો, એટલામા નીચેથી બુમો પડવા લાગી " ઉતરી પડો, ઉતરી પડો " મે જોયુ કે, ગામના લોકો હવે નીચે એકઠા થઇ ગયા છે અને તેઓ છાપરા આગળ આવીને મને બચાવી લેવા માટે હાથ ઉંચા કરી રહ્યા છે " અરેરે ! શુ હુ અંદરના માણસને બચાવી શકીશ નહી ? ' આ નિરાશાજનક ઉદ્‌ગારો કાઢતો હુ છાપરા પરથી, નિરર્થક મહેનત કરીને નીચે ઉતર્યો પણ જમીનપર આવતા જ મે કારકુન તરફ જોઇને બુમો પાડી " દેવળના વચલા બારણાની કુચીઓ લાવો ચાલો, એ બારણુ ઉઘાડીને તેને બચાવીએ "

તે વૃદ્ધે જવાબ દીધો " અરે નહી, નહી, એ માર્ગે પણ તેને બચાવવાની આશા નથી એ બારણાની કુચી અને આ ઓફિસના બારણાની કુચી એકજ ઝુમખામા છે અને એજ ઝુમખુ અંદર છે ! વળી ઓરડાની બાજુએથી તો બારણાની આડે ભોગળ નાખેલી છે ! અરે, સાહેબ, એ માણસને નહીં બચાવી શકાય ! એના કૃત્યજ એને ભારે પડી ગયા છે હવે તો તે અંદર બળીને ખાખ થઈ ગયો હશે !"

આસપાસ એકઠા થયલા લોકોના અવાજો વધી ગયા એક માણસ બોલ્યો " અરેરે ! આગ તો ખૂબ વધી !" બીજો બોલ્યો " શહેરમાના લોકો પણ આગ જોઇ શકશે ભડકા તો જુઓ, ગગને અડવા લાગ્યા !" વૃદ્ધ કારકુન બોલ્યો " દેવળને બચાવો, તમારૂ ધર્મ-મદિર બચાવો આગનો બબો બોલાવવા માટે કોઇ શહેરમા દોડો ઝટ કરો, ઝટ કરો "

વૃદ્ધ કારકુનને અંદરના માણુસને બચાવવા કરતા દેવળને બચાવ-વાની અગત્ય વધારે લાગે એ સ્વાભાવિક હતુ આગ પવનને લીધે ખુબ ફેલાઈ ગઈ હતી અને મે છાપરાનુ બાકોરૂ તોડયુ હતુ એથી તો બહુજ બૂરૂ થયુ કારણ પવનની આવજા એ વાટે થતા આગના ભડકા દેવળ તરફ જવા લાગ્યા મે બુમ મારીને કહ્યુ "અરે, બધા જુઓ છો શુ? ચાલો, આપણે ઉપાયો લઈએ આગના બંબાને બોલાવવા કોણ જાય છે?" એક કદાવર બાંધાનો ગામડીઓ મારી પાસે આવ્યો મે તેને કહ્યુ 'જાઓ, એકદમ દોડીને બંબાખાતાના માણુસોને બંબા સાથે આવી પહોચવા કહી આવો તમને હુ પાચ શિલિંગ આપીશ " તે ગયો એ બાદ લોકો તરફ જોઇને મે કહ્યુ "જે દરેક જણુ મને મદદ કરશે તેને અક્કેક શિલિંગ મળશે" આ શબ્દોએ તેમના જીગરમા જોશ રેડયુ નાણાનુ નામ સાભળીને એ ગરીબ માણુસોએ દોડાદોડ કરી મૂકી આશરે ૧૦-૧૫ માણુસોનુ ટોળુ મારી આસપાસ વીટળાઇ વળ્યુ મે કહ્યુ "તમે બધા મારી સાથે રહો ઓફિસનુ બારણુ આપણે તોડી પાડવુ છે એક મોટો મજબુત મોભ જોઇએ ચાલો, પાસેના પડી ગએ-લા ખોયડામાથી એક મોભ લઈ આવીએ" તેઓ મારી પાછળ પાછળ આવ્યા એક મકાનનો મોભ અમે મહા મહેનતે ઉતાર્યો અને તે લઈ આવીને તેના વતી બારણાને હચમચાવીને પાડી નાખવા યત્નો કરવા માડયા ત્રણ વખત અમે જોશબધ ધસારા કર્યા ત્યારે તે પાડવાની કાઇક આશા જણાઈ ચોથે ધસારે ઉપરનો ભાગ ખસ્યો આગના ભભુકા એમાથી બહાર નીકળવા માડયા જરાક વધારે સાવધાનીથી અને વધારે બલથી પાચમે ધસારે બારણા દિવાલથી જુદા પડીને નીચે તૂટી પડયા ઘડીભર અમે પાછા હઠીને બહાર ઉભા રહ્યા, કારણ કે આગની ઝાળો બહાર આવવા લાગી

બારણા પડયા પણ બારણા પાસે કોઇ માણુસને અમે પડેલો જોયો નહીં ચોપાસ આગના ભડકા ફેલાયલા હતા, એટલે કદાચ અમારા જોવામા નહીં આવ્યો હોય

એક માણસ બોલ્યો " અરે, તે કયા છે ? " એ બોલનાર પેલો નોકર જ હતો

કારકુને જવાબ દીધો " ભાઇ, એની ભ્રમણા હવે છોડ એ તો આ ચોપડીઓ, કાગળીઆ, લાકડા, ઘાસ, એ બધા ભેગો બળી ગયો! સાહેબો, તમે બધાએ જેમ તેને બળીને ખાખ થતો જોયો, જેમ આ ઓફિસ પણ બળીને ખાખ થઈ ગઈ, તેમ શુ દેવળની પણ તેવી હાલત કરવા માગો છો ? દેવળ બચાવો, દેવળ બચાવો "

કોઇએ તેને કાંઈ જવાબ દીધો નહી, પણ દૂરથી રણશિંગડાનો અવાજ સભળાયો ! ઘોડાઓની ખરીઓના અવાજ અને રસ્તામા ઘસડાતા ભારે પૈડાના ખખડાટ સભળાયા ! થોડીકવારમાજ લોકોની હર્ષની બુમો અને કીકીઆરીઓ વચ્ચે આગ હોલવવાનો બંબો આવી પહોચ્યો !

કારકુન બબાવાળાઓ પાસે દોડી ગયો અને એક જણનો હાથ ઝાલીને બોલ્યો " દેવળ બચાવો, દેવળ બચાવો "

દશેક ક્ષણના અરસામા બબો એક જગ્યાએ ગોઠવીને શુઢ મારફત પાણી વતી આગ હોલવવાના પ્રયાસો શરૂ કરવામા આવ્યા

નોકર અને કારકુન વચ્ચે થયલી છેલ્લી વાતચીત પછી અને બારણા નજદિક કોઇની લાશ નહી પડેલી જોયા પછી મારા ગાત્ર ઢીલા થઇ ગયા જે ઉત્સાહ મને સૌથી પહેલા હતો તે હવે જતો રહ્યો હુ આસપાસ બહેબાકળા જેવો જોવા લાગ્યો મારા જેવી બીજાઓની સ્થિતિ નહોતી તેઓ ઉત્સાહપૂર્ણ રીતે બબાનુ કામકાજ જોતા હતા ફક્ત એકજ માણસ મારા જેવો મને માલુમ પડયો તે પેલો નોકર હતો તે શૂન્યદષ્ટિથી બારણા તરફજ જોઇ રહેલો એક કોરણે ઉભો હતો હુ તેની પાસે ગયો તેને મે મારા હાથથી હલાવ્યો, પણ બહેબાકળા જેવો તે પોતાની દષ્ટિ આગના સ્થાન આગળથી ખસેડતો જ નહતો. તેનામા ઉત્સાહ પ્રકટ કરી શકાય તેમ નહોતો તે તો ફક્ત એટલો જ બડબડાટ કરતો હતો " અરે, તે કયા છે ? "

આશરે ૨૦ ક્ષણના આરસામા આગ કાબુમા લેવાઇ ભડકા શાન્ત થયા દેવળ બચ્યુ માત્ર હવે હોલવાયના લાકડામાથી ધોળો ધુમાડો નીકળતો હતો અને ચોપાસ ભેજની વાસના પ્રસરી રહી હતી. આગના બબાની સાથે પોલિસખાતાના સિપાઇઓ પણ આવેલા હતા. આગ હોલવાઇ રહી, એટલે તેઓએ બધા માણસોને દેવળ આગળથી દૂર કર્યા લગભગ ૫૦ વારને અતરે બધાઓને દૂર ઉભા રાખીને સિપાઇઓએ તેઓને દેવળ તરફ આગળ વધવા ના પાડી

સ્ત્રીઓ, છોકરા, માણસો વગેરેના મોટા ટોળાને આમ અકુશમા રાખ્યા બાદ પોલિસના સિપાઇઓમાના કેટલાક અને બબાખાતાના માણસોએ ઓફિસના ઓરડામા બળી ગયલા માણસની લાશ શોધવા માડી

આશરે વધુ ૦ા કલાક વીત્યા બાદ એક જમાદાર જેવો જણાતો સિપાઈ, લોકોના ટોળા આગળ આવ્યો અને બોલ્યો

" શાન્ત થાઓ, લાશ મળી છે એ બળી ગયલા માણસને બચાવવા યત્ન કરનાર ગૃહસ્થ કયા છે ? "

લોકોએ મારા તરફ આગળી કરીને કહ્યુ " આ રહ્યા, સાહેબ એમણે ખૂબ મહેનત કરી હતી, પણ તે નકામી નિવડી "

જમાદાર મારી નજદિક આવ્યો અને બોલ્યો " આમ આવશો, સાહેબ ? "

હુ તેને હા કે ના કાઈ કહી શક્યો નહીં તેણે મારો હાથ ઝાલ્યો અને યત્રવત્ હુ તેની સાથે ચાલ્યો હુ એમ કહેવા ઇચ્છતો હતો કે, " મરનારને મે તેના હયાતિકાળમા કદી જોયો નથી મારા જેવા અજાણ્યા માણસ મારફત તેને ઓળખી કાઢવાનો યત્ન કરવો નિરર્થક છે " પણ મારા હોઠ બીડાયલા જ રહ્યા હુ કાઈજ બોલી શક્યો નહી એક મૂગા, લાચાર અને બ્હેબાકળા માણસની માફક હુ જમાદારની સાથે જવા લાગ્યો

દેવળના ઓરડા નજદિક એક લાશ પાસે સરકારી માણસો ટોળે મળીને ઉભા હતા ત્યા મને લઈ જવામા આવ્યો તેઓમાના કેટલાકના હાથમા ફાનસ હતા અને તેઓ નીચા વળીને લાશના મો ઉપર ફાનસ ધરી રહ્યા હતા

મને તેઓની નજદિક લઇ જઇને પ્રશ્ન કરવામા આવ્યો " સાહેબ, તમે મરનારને ઓળખો છો ? "

હુ જાણતો હતો કે, મારા પગ નીચે કોણ પડેલ છે હુ જાણતો હતો કે, ફાનસ ખુબ નીચુ ધરી રાખીને તેઓ મારી મારફત શુ જાણવા માગે છે ?

મને બીજો પ્રશ્ન કરવામા આવ્યો " સાહેબ, આ કોણ છે ? તમે તેની ઓળખાણ આપી શકશો ? "

મે નીચે નજર કરી એક કાળો, ખડબચડો અને કરડો મૃત ચહેરો મારા જોવામા આવ્યો ! મે મારી જિંદગીમા તેને સૌથી પહેલો અને સૌથી છેલ્લો અત્યારે જોયો !! વિધિના કેવા વિચિત્ર લેખ ! તેની આ મૃત-સ્થિતિમાજ મારે તેને જોવો, એવુ વિધિએ નિર્મ્યું હશે !

---

## પરિચ્છેદ ૨૧

---

### ૨૩ વર્ષ ઉપર બનેલો બનાવ.

મરનારની લાશ ઉપર કાયદા મુજબ મરણોત્તર તપાસ બીજે દિવસે બપોરે કરવાની હોવાથી મને તેમા એક સાક્ષી તરીકે હાજર રહેવાનો હુકમ દેવળ આગળજ સત્તાવાળાઓ તરફથી તે રાત્રે આપવામા આવ્યો તે રાત્રે આગના સ્થાન આગળથી લોકો વેરાયા ત્યારે હુ એક વીશીમા જઇને સુતો બીજા દિવસનો, બપોર પહેલાનો સમય મેં ટપાલ ઓફિસ ખાતે ગાળ્યો લડનમાથી આટલા બધા દિવસ હુ ગેરહાજર રહ્યો, તે દરમ્યાન મેરીઅનને કાંઇ મુશ્કેલીઓ નડી કે કેમ,

એ જાણવા મારૂ મન આતુર હતુ ટપાલમા તેના તરફના એકાદ પત્રની હુ આશા રાખતો હતો ટપાલ ઓફિસે જતા મારા શરણામાનો એક કાગળ મને આપવામા આવ્યો, તેથી નિરાત વળી, એ કાગળ વાચતા મને વળી વધારે આનદ થયો કેમકે કોઈ પણ જાતની મુશ્કેલી મેરીઅનને કે તેની બ્હેનને નડી નહોતી એવા તેમા સમાચાર હતા મેરીઅને કાગળની છેવટે એક વિશેષ નોધ ઉમેરીને મને ખબર આપી હતી કે, ‘મે મારા ખાનગી કામમાથી એક સોના મહોર કરકસર કરીને બચાવી છે’ ખરેખર, ગરીબીમા રહીને તેમ જ પોતાના જીવન પર્યંતની ચાલુ મોજશોખની આદત તજી દઇને કરકસરથી રહેવુ મેરીઅનને કેટલુ બધુ આકરૂ લાગતુ હશે પણ તેમ છતા તે માટે તે આનદ દર્શાવતી હતી એથી મારા આનદમા વૃદ્ધિ થઇ તેના કાગળના જવાબમા અહીં બનેલી બિનાથી તેને વાકેફ કરવી કે નહીં, એ સૌથી પ્રથમ વિચાર મારા મનમા ઉપજ્યો નહીં, તેને કે લૉરાને એ વિષયમા હુ કાગળથી ખબર આપુ તો જરૂર તેઓને ધ્રાશકો પડે, આથી મૂળ બિના ન લખતા મે મેરીઅનને એટલુ જ લખ્યુ કે, “ અહીં મારૂ કામ કાઇક ફત્તેહની અણી ઉપર આવ્યુ છે એ વિષે હુ રૂબરૂમા ખુલાસો કરીશ ”

બપોરે મરણોત્તર સરકારી તપાસ ચાલુ થતા તેમા કેટલીક ગુચવણની બાબતોનો નિકાલ, તપાસ કરનાર સત્તાવાળાઓને કરવાનો હતો દેવળની ઓફિસમા અજાણ્યા માણસને જવાનુ કારણ, આગ લાગવાનુ કારણ, કુચીઓની ચોરી, એ અજાણ્યા માણસની ઓળખાણ વગેરે મુદ્દાઓ તપાસ માટે તૈયાર કરવામા આવ્યા

નોકરના કહેવાથી સત્તાવાળાઓએ જાણ્યુ હતુ કે, મરનાર સર પર્સિવલ છે પરતુ નોકર એવો ગભરાયલો અને ગુચવાયલો હતો કે, તેની જુબાની સત્તાવાળાઓને આધાર રાખવા જોગ લાગી ન હતી તેઓએ તપાસ શરૂ થતા પહેલા મરનારના કપડા તપાસ્યા હતા એ તપાસમા મરનારના ખિસ્સામાથી એક ઘડીઆળ મળી આવ્યુ હતુ.

તેમા "સર પર્સિવલ ગ્લાઇડિ" એવુ નામ કોતરેલુ હતુ, આ ઉપરાંત સહવારે સત્તાવાળાઓએ બ્લેકવૉટર ગામના કેટલાક માણસોને બોલાવી મગાવ્યા હતા, તેઓએ ખાત્રીથી કહ્યુ હતુ કે, મરનાર સર પર્સિવલ ગ્લાઇડ જ છે

આમ મરનારની ઓળખાણ આપવાની જોખમદારી મારા ઉપરથી દૂર થઈ એટલે મરણોત્તર તપાસમા મારે કાંઇ ઝાઝુ કહેવાનુ નહતુ. આગ લાગી તે પહેલા જે છોકરાએ અમને ખબર આપી હતી કે એક અજાણ્યો માણસ દેવળની ઓફિસનુ તાળુ ઉઘાડે છે અને દીવાસળીથી મીણબત્તી સળગાવે છે, તે છોકરાની જુબાની તથા નોકરની જુબાની થયા બાદ મારી જુબાની લેવાઈ વેલ્મિંગહામમા આવવાનો મારો ઉદ્દેશ જણાવ્યા વિના બીજી બધી નિર્દોષ હકીકત કહીને મરનારને હુ કેવળ માનવધર્મની ખાતર જ બચાવવા મથ્યો હતો એવી ખાત્રી મે સત્તાવાળાઓને કરી આપી મને એક અજાણ્યો માણસ ગણીને મારી જુબાની ઉપર ખાસ વજન મૂકવામા આવ્યુ નહી પરતુ તેનો દેવળની ઓફિસમા જવાનો ઉદ્દેશ, આગનુ કારણ ઇત્યાદિ મુદ્દાઓમા તેઓ કશો જ નિર્ણય કરી શકયા નહી તપાસ તે દિવસે મુલતવી રખાઈ અને લંડનથી સર પર્સિવલના ધારાશાસ્ત્રીને બોલાવવાનુ સત્તાવાળાઓએ ઠરાવ્યુ.

વેલ્મિંગહામમા આવવાનો મારો ઉદ્દેશ, નૉ'લ્સબરીની મારી મુસાફરી, માગમા મને નડેલી વિપત્તિઓ લગ્નના દફતરોમાથી મે શોધી કાઢેલો ભેદ–ઇત્યિદિ હકીકતો મે સત્તાવાળાઓને જાહેર કરવાની જરૂર જોઈ નહીં, કારણકે તેમ કરવાથી કશોજ અર્થ સરવાની આશા નહોતી દેવળની ઓફિસમાની તમામ ચીજો બળી ગઇ હતી ને ભેગુ લગ્નોનુ અસલ દફતર પણ નાશ પામ્યુ હતુ તેમા જે ખોટી નોધ મરનારે ઉમેરી હતી તેની સાબિતી હવે હુ કયાથી આપી શકુ ? હવે એ વિષે કોઇની સમક્ષ વાત કરવી કેવળ નિરર્થક હતી

સતાવાળાઓએ કરેલી મરણોત્તર તપાસમા દેવળની ઓફિસમા સર પર્સિવલનુ દાખલ થવાનુ કારણ કિંવા આગ લાગવાનુ કારણ શોધી

શકાયુ ન હતુ પરતુ તેને લગતા કાઇક અનુમાનો મારા મનમા હું કરી શક્યો આ કથાનકમા પ્રથમથીજ મે મારા અનુમાનો છૂટથી રજૂ કરેલા છે, જેથી બીજા બનાવો સબધમા હકીકત વર્ણવતા પહેલા, મારા એ અનુમાનો શા હતા, તે અહીં જણાવીશ

હુ માનુ છુ કે, નોર્લ્સબરીમા માજીસ્ટ્રેટની અદાલતમાથી હુ મિ. ડૅાસનની જામિનગિરીથી છુટ્યો, એ સમાચાર સર પર્સિવલને તેના એકાદ જાસુસે પહોચાડયા હશે આથી સર પર્સિવલે છેવટના ઉપાયો લેવાનુ ઠરાવ્યુ હશે અધારી રાતે વરસતા વરસાદમા નોર્લ્સબરીથી વેલ્મિગહામ જતા બદમાશોએ મને માર મારવાના કરેલા યત્નો અને દેવળની ઓફિસમાના અસલ દફતરનો વિનાશ—એ બે, ઉપર જણાવેલા ઉપાયોમાના બે મુખ્ય અને ચોક્કસ ઉપાયો હતા સર પર્સિવલે નક્કી માન્યુ હોવુ જોઇએ કે, જો હું અસલ દફતરમાની નોધ અને નોર્લ્સ-બરીમાના દફતરની નોધ સરખામણી સારૂ કાયદાની અદાલતમા રજૂ કરૂ તો જરૂર તેનો બધો ગોટાળો પકડાઇ જાય ! આથી અસલ નોધના વિનાશ માટે તે પ્રેરાયો હોવો જોઇએ આ માટે દેવળના કારકુનના મકાનમાની કુચી મેળવીને ગૂપચૂપ દેવળની ઓફિસમા જવાનુ તેણે નક્કી કરી રાખ્યુ હોવુ જોઇએ પણ એ કામ દિવસે ન થઈ શકે, આથી દિવસના ભાગમા તેણે નોર્લ્સબરી ખાતે મને અટકાવી રાખવાનો તાગડો જાસુસો પાસે રચાવ્યો હોવો જોઇએ પણ નોર્લ્સબરીમા હું અટક્યો નહીં અને રાત્રિ પડવા છતાય પુન વેલ્મિગહામની મુસાફરી કરવા લાગ્યો જેથી એક બાજુ જે વખતે મારાઓ મારી પાછળ પડયા, તે વખતે બીજી બાજુ કારકુનની ગેરહાજરીનો લાભ લઇને સર પર્સિ-વલે જાતે કુચીઓ ચોરી હશે અને બેશક, એક બદમાશ ચોરની માફક, ઓફિસમા દાખલ થઇને તેણે અદરથી તાળુ વાસી દીધેલુ હશે કેમકે પોતાને કોઇ જોઇ જાય નહીં એવો તેનો ખાસ ઉદ્દેશ હશે.

હું નથી માનતો કે, દફતરનો અચાનક વિનાશ થયો, એમ બતા-વવા સારૂ તેણે જાણી જોઇને અદરથી આગ લગાડી હોય પોતે અદર

હોય અને તાળુ ઉઘાડયા વિનાજ તથા બહાર નીકળવાની અગાઉથી સાવચેતી લીધા વિનાજ ને આગ લગાડે નહીં આથી આગ અચાનક લાગી હશે, એમ મારૂ માનવુ છે દેવળની ઓફિસમા ઘાસ, કાગળો, ખોખા, લાકડાની મૂર્તિઓ, પરચુરણ ડાકડમાળ વગેરેનુ ભાન તેને નહી રહ્યુ હોય અને કાતો ભૂલથી દીવાસળી અર્ધી સળગેલી નીચે નાખી દેવાયાથી અથવા તો મીણબત્તી હાથમાથી પડી જવાથી આગ સળગી ઉઠી હશે

તેણે આગ બુઝાવવા બેશક યત્ન કર્યો હોવો જોઇએ અને જે બારણા દ્વારા તે અદર દાખલ થયો હતો તે બારણાનુ તાળુ બહાર નીકળવા માટે ઉઘાડવા સારૂ ખૂબ મહેનત કરી હશે, એ તો તેણે તાળાના કરેલા ખખડાટથી અને બારણા ઉપર કરેલી ઠોકાઠોકથી કુદરતી રીતે સમજી શકાય છે પણ કમનસિબે, કારકુને કહ્યુ હતુ તે મુજબ, તાળુ બગડેલુ હોવાથી ઉઘડી શકયુ નહી હોય તેણે દેવળ તરફના બારણાનુ તાળુ ઉઘાડવા પણ યત્ન કર્યા જ હશે, પણ કુદરતે તેને ઘેર્યો ત્યા તે પામર માનવીના પ્રયાસ કયાથી સફળ થાય ?

સત્તાવાળાઓની તપાસમા જણાયુ હતુ કે, તેની લાશ દેવળ અને દેવળની ઓફિસ વચ્ચેના બારણા આગળથી મળી આવી હતી તે ઉંધે માથે પડયો હતો ચારે દિવાલોમા ઘેરાયલી આગ જોશભેર ફેલાયાથી કદાચ તે બેશુદ્ધ બનીને મજકુર બારણા આગળ પડયો હશે કારકુને પ્રથમથી કરેલા અનુમાન મુજબ, જ્યારે અમે દેવળની ઓફિસનુ બારણુ તોડયુ ત્યારે તે જરૂર મૃત્યુવશ થયો હશે

દેખીતા સયોગો ઉપરથી તેના મૃત્યુ માટે મારૂ આ અનુમાન છે. નોકર સબધી મારૂ એવુ માનવુ છે કે, સર પર્સિવલે તેને પોતાના ગુપ્ત ઉદ્દેશથી કોઇ પણ રીતે વાકેફ કર્યો હોવો જોઇએ નહી, તેમજ દેવળમાની ઓફિસમા પોતે જનાર છે કે કેમ એ વાત પણ તેને કહી નહીં હોય તેને માત્ર ગલીમા ઉભા રહેવા કહ્યુ હશે ને મુજબ તે ઉભો હતો અને જ્યારે હુ તેને અધારામા મળ્યો ત્યારે ભૂલથી તેણે મને

પોતાનો શેઠ ધારી લીધો હતો. કારકુનની હાફળીફાફળી હીલચાલથી નોકરે પોતાના શેઠ સબંધમા કાંઈક અકસ્માતની કે આફતની શકા કરી હશે અને તેથીજ તે અમારી પાછળ પાછળ દેવળ સુધી આવ્યો હશે જ્યારે અદરથી ચીસો સભળાઇ ત્યારે નોકરે સાદ પારખીને એ ચીસો પાડનાર પોતાનો શેઠજ છે એમ નક્કી કર્યું હશે અને તેથીજ તેણે તેને બચાવવા માટે મારા ચરણમા પડીને મને દીનતાથી વિનતિઓ કરી હશે

સત્તાવાળાઓએ ડાકટરની મદદથી નોકરની હાલત તપાસતા એમ નક્કી થયુ કે, તેનુ મગજ આ બનાવોથી ખસી ગયુ છે અને ભય તથા અત્યત તાજુબીથી તે કેવળ શુઢમુઢ જેવો બની ગયેલો છે આથીજ તેની જુબાની કોઇ રીતે સત્તાવાળાઓને ઉપયોગી થઇ પડી નહીં

મરણોત્તર તપાસ એક બે દિવસ મુલતવી રહ્યાથી હુ લડન જઇ શક્યો નહી વળી નોર્ટસબરીમા મારા ઉપર જે ફરિયાદ, માજીસ્ટ્રેટની અદાલતમા નોધાવવામા આવી હતી તેની મુદ્દતને દિવસે મારે માજીસ્ટ્રેટ રૂબરૂ હાજર થવાનુ હતુ એટલે પણ મારે રોકાઈ રહેવુ પડયુ મારૂ માનવુ હતુ કે, હવે એ ફરિયાદ જરૂર પાછી ખેચી લેવાશે, કારણ કે તેના પડદા પાછળના મુખ્ય સૂત્રધારનુ અવસાન થયુ છે પણ મિ. ડૉસન મારા જામિન થયેલા હોવાથી મારે હાજર તો થવુજ જોઇએ એ મુદ્દતને હજી એક દિવસ બાકી હતો

જો હુ શ્રીમત હોય તો જરૂર એક રાત્રિને માટે લડન ગયો હોત અને જે બે વ્યક્તિઓ પ્રત્યે મારો સમભાવ ઉદ્દીપ્ત થયો હતો તેઓના દર્શન કરી આવત પણ મારી દરિદ્રતાને લીધે હુ તેમ કરતા થોભી ગયો મને બીજુ કાંઈ કામકાજ ન હોવાથી જે વીશીમા હુ સુતો હતો તેમા જ વર્તમાનપત્રો અને પુસ્તકો વાચવામા મજકુર દિવસ મે ગાળ્યો તે દિવસે સાજને છેડે એક અણધારેલો બનાવ બન્યો. એક નોકરે આવીને મારા શરણામાનો એક કાગળ મારા હાથમા મૂક્યો

તેણે ખબર આપી કે, એક બાઇ તે કાગળ કાંઈ પણ બોલ્યા વિના આપી ગઈ છે

કાગળ કોનો હશે, એ વિષે વિચાર ન કરતા મે તે ખોલ્યો તેમા તારીખ નાખેલી નહોતી કાગળ લખનારે તેમા પોતાની સહી પણ કરી નહોતી અજાયબીમા જ મે થોડીક લીટીઓ વાચી એટને મને તરતજ સમજાયુ કે, એ કોણે લખ્યો છે એ પત્ર લખનાર મિસિસ કેથેરિક હતી

## મિસિસ કેથેરિકે પુરી પાડેલી હકીકત

મિસિસ કેથેરિકનો પત્ર નીચે મુજબ હતો —

" સાહેબ, તમે કહ્યુ હતુ તેમ, તમે મારી પાસે આવ્યા નહીં ! કાઇ ચિન્તા નહીં—મે બધી હકીકત જાણી છે તમે મારી સાથે વાતચીત કરીને ગયા ત્યારે મારા ચહેરાના ભાન તમે જોયા હતા ? આશ્ચર્ય સહિત મને શકા થઈ હતી કે, આખરે તેના વિનાશના દિવસો આવી લાગ્યા છે કે શુ ? અને તેના સાધન રૂપ વિધિએ તમને નિર્માણ કર્યા છે કે શુ ? મારી શકા આખરે ખરી પડી છે તેનો સર્વનાશ થયો છે

પણ મે સાભળ્યુ છે કે, તમે તેને બચાવવાને જીવના જોખમે પ્રયત્ન કર્યા હતા તમારી એટલી નબળાઈ જો તમે તેને બચાવવા શક્તિમાન્ થયા હોત તો હુ તમને મારા શત્રુ તરીકેજ ગણુત હવે જ્યારે તમે તેમા નિષ્ફળ નીવડયા છો ત્યારે હુ તમને મારા મિત્ર તરીકે ગણુ છુ તમે સચોટ તપાસ કરવા માડી તેથી તે હબકી ગયો તેના અતકાળે તેને દેવળની ઓફિસમા ઘેર્યો કે જ્યા તેણે એક ભયકર ગુન્હો કર્યો હતો તેણે કરેલા ગુન્હાની ઘડીથીજ મને તેના ઉપર તિરસ્કાર ઉપજ્યો હતો ૨૩ વર્ષથી હુ તેને ધિક્કારતી હતી અને તેનો વિનાશ ઇચ્છતી હતી આખરે મારા ધિક્કારની લાગણી તમે શમાવી છે તેનો વિનાશ નહીં કરવાની તમારી ઇચ્છા હોવા છતા પણ તમે મારૂ ઇચ્છિત સાધ્યુ છે, તે માટે હુ તમારો આભાર માનું છુ

મારી ઇચ્છા પરિપૂર્ણ કરનાર મહાશય! હુ તમારી ઋણી છુ. મારૂ ઋણ હુ કેવી રીતે અદા કરૂ? મારૂ માનવુ છે કે, હુ તમારી જીજ્ઞાસાવૃત્તિનું શમન કરૂ તો મારૂ ઋણ અદા કરી શકીશ તમને મારી કેટલીક ખાનગી વાતો જાણવાની આતુર ઇચ્છા હતી ખરૂ ને? મે તમારી મુલાકાત વખતે તે વાતો તમને જાહેર કરી ન હતી હવે તમે તે જાણવાના અધિકારી ઠર્યા છો તમારી જીજ્ઞાસા હુ આ પત્રદ્વારા પરિપૂર્ણ કરૂ છુ મારા માનનીય યુવાન્ મિત્ર! તમારૂ અતકરણ પ્રસન્ન થાય એવી રીતે તમારા માટે મહેનત લેવામા હવે મને જરાકે વાંધો નથી

૨૭ની સાલમા તમે તો એક નાના બાળક હશો મહાશય, તે વખતે જૂના વેમ્મિગહામમા રહેતી હુ એક સ્વરૂપવતી યુવતી હતી મારો પતિ તિરસ્કાર ઉપજાવે એવો મૂર્ખ હતો મને તે વખતે અમુક ગૃહસ્થ (તેનુ નામ દેવાની જરૂર નથી) સાથે ગાઢ સ્નેહ હોવાનુ માન હતું (કેવી રીતે એ સ્નેહ થયો તે જણાવવાની જરૂર નથી) હુ એ ગૃહસ્થનુ નામ નહીં લખુ કારણ શુ? કારણ કે, તેનુ નામ તેનુ પોતાનુ નહતુ હબકશો નહીં તે માણસ નામ વિનાનોજ હતો અને તેથીજ તેણે એક ભયકર ગુન્હો કર્યો હતો, જેને પરિણામે ૨૩ વર્ષ બાદ તેનો વિનાશ થયો છે!

જૂના વેમ્મિગહામમા તેણે પોતાનુ થાણુ જમાવ્યુ તે પછી પોતાના ઉદ્દેશની સિદ્ધિના સાધનરૂપ તેણે મને બનાવી તેણે પ્રથમ તો મારૂ મન જીતી લીધુ મને ઉમરાવોની સ્ત્રીઓના જેવા મોજશોખ મારા જન્મથીજ પસદ હતા તેણે તે પુરા પાડયા તેણે મારા વખાણ કરવા શરૂ કર્યા અને મને બક્ષિસો આપવા માડી મહાશય, કઇ સ્ત્રીને વખાણ નથી ગમતા? કઇ સ્ત્રીને અપાતી રૂચિકર અને સમય સગની ભેટો પસદ પડતી નથી? મને શુ પસદ છે, એ જાણવામા તે બહુજ ચપળ હતો. —ઘણા પુરુષો એવા હોય છે સ્વાભાવિક રીતે પોતાની બક્ષિસોના બદલામા મારી પાસેથી તે અમુક વસ્તુની આશા રાખતો હતો—બધા પુરુષોની

પ્રકૃતિ એવી હોય છે તે કઇ અમુક વસ્તુ મારી પાસેથી માગતો હતો ? તદ્દન નજીવી ? દેવળની ઓફિસની કુચી સિવાય બીજી કોઇજ વસ્તુ નહી ! માગ પતિની ગેરહાજરીમા મારે તેને તે આપવાની હતી એ કુચી તે શા માટે માગતો હતો, એમ મે તેને પુછયુ ત્યારે બેશક તેણે મને જુઠુ બોલીને છેતરી હતી તેણે આડા અવળા બહાના કાઢયા હતા અને મે તે વખતે તે માટે બહુ પૂછપરછ કરી નહોતી કારણકે મને તેની બક્ષિસો ગમતી હતી અને મારે વધુ બક્ષિસો તેની પાસેથી જોઈતી હતી આથી મે તેને કુચી આપી મારા પતિને એ વાતની ખબર નહોતી પણ તેને કુચી આપ્યા પછી મે છુપાઇને તેની હીલચાલ ઉપર દેખરેખ રાખી હતી ચાર વખત મે એ પ્રમાણે જાસુસીપણુ કર્યું, અને ચોથી વખત મે તેને પકડી પાડયો !

બીજાઓની બાબતોમા હુ કાઇ ખાસ રસ ધરાવતી નથી બીજાઓને લાભ થાય તેમા પણ કદી આડે આવતી નથી આથી લગ્નોના દફતરમા એક ખોટુ લગ્ન ઘુસાડી દેવાના તેના કામમા હુ આડી આવી નહી અને મને તે વખતે તો કાઇ ક્ષોભ ઉપજ્યો નહી

હુ જાણુતી હતી કે, તેણે એ ખોટી નોધ ઉમેરી છે પણ તેથી મને કાઈ ખાસ નુકસાન નહોતુ, આથી મે તેની વાત જાહેર કરી નહીં અને તેનુ કાર્ય પરિપૂર્ણરીતે સફળ કરવા દીધુ મારી પાસે એકે સોનાનુ ઘડીઆળ નહોતુ સોનાનો એકે અછોડો નહતો મને તેણે તે બન્ને લડનથી લાવી આપવાનુ વચન આપ્યુ જો હુ તે વખતે જાણુતી હોત કે તેણે ઉમેરેલી ખોટી નોધ, કાયદાની દૃષ્ટિમા ભયકર ગુન્હા રૂપે લેખાય અને તે જાહેર થવા પામે તો સખ્ત સજા થાય, તો મે તેજ વખતે તેને ખુલ્લો પાડયો હોત અને સજા કરાવી હોત, પણ મને ખબર ન હોતી કે, એ કૃત્યને કાયદો ગુન્હો ગણે છે મારે તો ઘડીયાળ જોઇતુ હતુ એટલે મે તેની નોધ નભાવી લીધી પણ તેણે એ કૃત્ય શા માટે કર્યું, એ જાણુવાની જીજ્ઞાસા, મને થયા કરતી હોવાથી જેમ તમે મને અનેક પ્રશ્નો પુછીને મારી પાસેથી વાત જાણી જવા પ્રયત્ન કર્યા

હતા તેમ કરવા હુ ચૂકી નહીં માત્ર તેનો ઉદ્દેશ મારા પોતાના સતોષ માટે મારે જાણવો હતો-બીજા કોઇ કારણ માટે નહીં મે તેને વારવાર પ્રશ્નો પુછીને મતાવ્યાથી આખરે એક દિવસે તેને ખૂબ આનાકાનીથી પોતાનો ઉદ્દેશ જાહેર કર્યા વિના છૂટકોજ ન રહ્યો તેના જવાબો ઉપરથી હુ જે જાણી શકી તે ૨૩ વર્ષના લાબા ગાળા પછી ત્રીજે કાને નાખુ છુ —

તેની માતા અને તેના પિતા વચ્ચેનો સબધ કેવો હતો એ વાત તેની માતાના મરણ પહેલા તે બિલકુલ જાણતો નહતો તેની માતાનુ મરણ થયા પછી તેના પિતાએ તેને એ વિષે વાકેફ કર્યો અને પોતાના પુત્ર માટે પોતાથી બનતુ કરવા વચન આપ્યુ પણ તે પિતા તેના માટે કાઇજ કર્યા વિના મરણ પામ્યો-તેણે પોતાનુ વસિયતનામુ પણ કર્યું નહતુ પુત્રે તરતજ ડહાપણ વાપરીને પોતાનુ સભાળી લીધુ એટલે કે તે એકદમ ઇગ્લાડ આવ્યો અને સ્થાવર મિલ્કતનો તેણે કબજો કરી લીધો તેના તરફ શકની નજરે જોનાર તે વખતે કોઇજ વ્યક્તિ નહોતી તેને કબજો લેતા અટકાવનાર પણ કોઈજ માણસ નહતો તેના માતાપિતા પતિ પત્ની તરીકે રહેતા હતા આસપાસના કોઇ માણસોને તેમના વિષે કોઇ જાતનો બીજો શક ઉત્પન્ન થયો નહતો, પણ જો તેએના સબધમા અમુક એક જણે શકા ઉઠાવી હોત અને અમુક ગુપ્ત વાત તેના જાણવામા હોત તો તેનાથી પુત્રને કબજો લેતો અટકાવી શકાત ખરૂ જોતા તેના એક પિત્રાઈ ભાઇનો છોકરો મરનારની મિલ્કતનો હકદાર વારસ હતો પણ તે દરિયાપારના મુલ્કોમા નોકરીએ હતો અને તેને ગુપ્ત ભેદની ખબર નહતી મજકુર ગુપ્ત વાત શી હતી? તે એ કે, તેની માતા તેના પિતાને કાયદેસર રીતે પરણેલીજ નહોતી વળી તે સ્રીને લગતો એક ભેદ એ હતો કે, આયર્લીંડમા તે એક બીજા માણસ સાથે કેટલાક વર્ષ ઉપર પરણેલી હતી પણ તેની સાથે ચીથરા ફાડીને તે નોલ્સબરીમા નાસી આવી હતી ત્યા પોતાના કુવારા નામથી તે રહેતી હતી તેના પિતાને અને તે સ્રીને જ્યારે સ્નેહ બધાયો ત્યારે તે સ્રી,

ખરી રીતે પરણેલી હોવા છતા અને છુટાછેડા નહીં મેળવેલા હોવા છતા પણ પોતાના કુવારા નામથી નોલ્સબરીમા રહેતી હતી ! મહાશય, આ ગુપ્ત વાત હું તમને સત્તાવાર રીતે ખરેખરી કહુ છુ કારણ કે, સર ફેલિક્ષે પોતે તે વાત પોતાના પુત્રને કહી હતી કાયદેસર રીતે તેણે જાહેર લગ્ન એટલા માટે નહોતા કર્યા કે, તે સ્ત્રીનુ જીવન, ઉપર કહ્યા પ્રમાણે કલકિત હતુ ! જો આ વાત જાહેર થાત તો જરૂર પુત્રથી પિતાનો વારસો મેળવી શકાત નહીં

પુત્રે પોતાના પિતાની મિલ્કતનો કબજો લીધા પછી, લગ્નોના દફ્તરમા તેને ખોટી નોધ કરવાનુ શુ કારણ ઉત્પન્ન થયુ એવો કદાચ તમે અહી પ્રશ્ન કરશો તેના જવાબમા જણાવવાનુ કે મિલ્કતનો કબજો મેળવ્યાથી તેની મુશ્કેલી પુરી થઇ નહી તેણે તે ઉપર નાણા ઉછીના મેળવવા હોય તો સર ફેલિક્ષનો પોતે હક્કદાર વારસ છે, એ પુરવાર કરવા માટે પોતાના જન્મનુ પ્રમાણપત્ર મેળવવુ પડે અને તે સાથે પોતાના માબાપના લગ્નનુ પ્રમાણપત્ર મેળવવુ પડે આથી તે બે પ્રમાણપત્રો મેળવવા તેણે તજવીજો કરી તેના જન્મનુ પ્રમાણપત્ર તો તે સહેલાઇથી મેળવી શક્યો, કેમકે ઇંગ્લાડ બહાર, પરદેશમા તેનો જન્મ થયો હતો અને ત્યા તેની નોધ કરાવેલી હોવાથી તે પ્રમાણપત્ર માટે સત્તાવાળાઓને લખતા તેની નકલ તેને ટપાલદ્વારા મોકલવામા આવી પણ લગ્નની નોધ ક્યા મેળવવી ? લગ્ન નોધાયાજ નહોતા તેથી તેનુ પ્રમાણપત્ર શી રીતે મળી શકે ? મહાશય, એ પ્રમાણપત્ર માટે પુત્રની સ્વારી જુના વેલ્મિગહામમા પધારી હતી ! તેની માતા નોલ્સ-બરીમા પોતાના કુવારા નામે રહેતી હોવાથી ત્યાના દેવળમા ગડમથલ કરવાને બદલે તે વેલ્મિગહામ કેમ આવ્યો, એવો સવાલ કુદરતી રીતે તમને ઉપજે, પણ તે ત્યા ન ગયો તેના કારણો હતા તેના જન્મના પ્રમાણપત્ર પ્રમાણે તેની માતા અને તેના પિતાના લગ્ન ૧૮૦૩મા થયા હોવા જોઇએ, એમ અનુમાન કરી શકાય પણ એ સાલમા જે પાદરી નોલ્સબરીના દેવળમા લગ્ન કરાવી આપવાનુ અને નોધવાનુ કામ કરતો

હતો તેજ પાદરી ૧૮૨૭ની સાલમા કે જ્યારે પુત્રે પરદેશથી આવીને મિલ્કતનો કબજો લીધો ત્યારે જીવતો હતો ! એ પાદરી જીવતો હોવાથી નોલ્સબરીમા લગ્નની ખોટી નોધ ઉમેરવાની તેની હિમ્મત ચાલી નહી. જ્યા કોઈ પણ જાતનો શક કોઇને ઉપજે નહીં, જ્યા કોઇ પણ માણુસને ખાનગી વાતની ખબર પડે નહી ત્યા તેને પોતાની નોધ ઉમેરવી હતી અને તેથી નોલ્સબરીની આસપાસનુ એવુ કોઇ ગામ શોધતા તેને વેલ્મિગહામ ઠીક લાગ્યુ તેણે વેલ્મિગહામમા આવીને તપાસ કરી તો મારો પતિ બહુ વર્ષથી નોકરીએ રહેલો નહતો એમ તેને માલમ પડયુ અને વેલ્મિગહામ ખાતે જે કારકુન પહેલા કામ કરતો હતો તે મરણ પામેલો હતો

વળી સારે નસિબે એક સયોગ તેને ફાવતો એ જણાયો કે, તેનો મર્હુમ પિતા કેટલાક વર્ષો સુધી પોતાના હયાતિકાળમા વેલ્મિગહામ પાસેની નદી ઉપરના એક બગલામા રહેતો હતો આસપાસના લોકો તેની એકાન્ત પ્રકૃતિથી અજાણ્યા નહતા તે દેખાવમા કદરૂપો અને ખોડખાપણવાળો હોવાથી લોકો તેની એકાન્ત જીદગી માટે અજાયબ થતા નહોતા અને તેના જીવન સબધી કાઇ શક લાવતા નહતા

આમ વેલ્મિગહામ, પુત્રને અનેક રીતે અનુકૂળ થઇ પડયુ (૧) દેવળના કારકુનનુ થોડાક વર્ષ પૂર્વે થયલુ અવસાન (૨) તેના માતા પિતાએ કેટલાક વર્ષો સુધી ત્યા ગાળેલી જિદગી અને (૩) મારી મદદ. આ ત્રણ કારણોને લીધે તેનુ કાર્ય ખાસ કરીને અનુકૂળ રીતે થઇ શકયુ. તમે એ જાણીને અજબ થશો કે, ખોટી નોધ લગ્નના દફતરમા ઉમેરવાના ઇરાદાથી જ તેણે મારી પાસેથી દેવળની ઓફિસની કુચી માગી નહતી ! તેનો ઈરાદો પ્રથમ તો એ હતો કે, ૧૮૦૩ના વર્ષના સપ્ટેમ્બર માસના પાના ફાડી નાખવા અને પછી લડન જઇને પોતાના ધારાશાસ્ત્રીઓને ફરમાશ કરવી કે, વેલ્મિગહામના દેવળમાથી લગ્નની નોધ મેળવવા સત્તાવાળાઓને રીતસર અરજ કરવી પરતુ દફતર તપાસતા જ્યારે તેણે દરેક પૃષ્ઠની નીચે એક નોધ કરી શકાય એટલી જગ્યા જોઇ ત્યારે તેનો વિચાર ફરી ગયો.

તેણે ખોટી નોંધ તો ઉમેરી, પણ તેમાયે તેણે એક ભૂલ કરી દીધી જુલાઇ માસમા તેના માતાપિતાના લગ્ન નોંધવામા આવે તો તેના જન્મના પ્રમાણપત્રની તારીખ સાથે તેનો મેળ મળે પણ તેને બદલે તેણે સપ્ટેમ્બરમા નોંધ લખી દીધી અને તે લખાયા પછી તેને ખ્યાલ આવ્યો કે આ તો ભૂલ થઈ પણ પાછળથી તેણે મન વાળ્યુ કે કદાચ કોઇ શકા ઉઠાવશે તો તેને કહેવાશે કે તેની માતાએ તેને સાતમે માસે જન્મ આપ્યો હતો ! તેણે કરેલી ભૂલની વાત તેણે પોતેજ મને કહી હતી તે ઉપરથી હુ જાણવા પામી છુ

તેણે જ્યારે આ નોંધની વાત મને કરી ત્યારે હુ મૂર્ખાઇથી તેના તરફ દયા ખાવા લાગી તેના પિતાએ પુત્રના હિત તરફ બેદરકારી બતાવી તેથીજ તેને આ પ્રમાણે પોતાનુ હિત સાધવાની ફરજ પડી, એમ હુ માનવા લાગી વળી મને લાગ્યુ કે, તેના માતપિતા પરણ્યા નહીં, એમા કાઇ તેનો દોષ ગણાય નહી આવી રીતે તેના પ્રત્યે દયા ભાવથી જોઇને અને સોનાના ઘડીઆળ તથા અછોડાથી તથા ભવિષ્યની બીજી બક્ષિસોની લાલચથી લોભાઈને હુ તેના કૃત્ય વિષે મૂગીજ રહી તેણે પોતાની માતાને એક પ્રમાણિક સ્ત્રી તરીકે આમ ઠરાવી તો ખરી, પણ આખરે એ પોગળ મારે જાહેર કરવુ પડયુ છે, તેથી મને ક્ષોભ થતો નથી

મિસિસ કલેમટસે મારા વિષે તમને હકીકત પૂરી પાડી છે એમ તમે મને કહ્યુ છે, પણ હુ ધારૂ છુ કે, મારા ચારિત્ર માટે મને કેટલુ અભિમાન છે, એ વિષે તેણે તમને કાઈ કહ્યુ નહી હોય મારા પતિએ ઘડીઆળ અછોડો વગેરે વસ્તુઓ મારા કબાટમા જોઇ અને મને તે આસામી સાથે છુપી રીતે મળતી જોઇ તેથી મારૂ ચારિત્ર હીણુ છે એવુ મારા ઉપર કનક ચઢાવ્યુ પણ વસ્તુસ્થિતિ તેવી નહતી જેને લીધે મારા ઉપર કલક આવ્યુ એમ મે જાણ્યુ તેને મે બીજેજ દિવસે શુ કહ્યુ તે તમે જાણો છો ? મારા સૌથી પહેલા શબ્દો આ હતા " મને ન્યાય આપો મારા જીવન ઉપર જે કલક આવ્યુ છે તે દૂર કરો,

કારણ કે એ કલંક ખોટુ છે એ તમે અને હુ બન્ને જાણીએ છીએ. તમે મારા પતિને જઇને કહો કે, તેની માન્યતા તદ્દન ખોટી છે અને મારૂ ચારિત્ર વિશુદ્ધજ છે " પણ તેનો જવાબ મને અજબ કરનાર નીવડયો. તેણે મારા પતિ આગળ જઇને એવો ખુલાસો કરવા ચોખ્ખી ના પાડી અને ધૃષ્ટતાથી ઉમેર્યું કે " તારો પતિ અને પાડોશીઓ ખોટી માન્યતામા ગોથા ખાય એમાજ મને ખાસ લાભ છે, કારણ કે જ્યા સુધી તેઓ તને ખરાબ વર્તણુકની સ્ત્રી તરીકે ગણશે ત્યા સુધી લગ્નના દફતરમા ખોટી નોંધ કર્યાની બાબત તરફ કોઈનુ લક્ષ જશે નહી " મે તે ઉપરથી તેને કહ્યુ " તમે જો નહી કહો તો હુ એ વાત મારી જાતે જાહેર કરીશ અને જગત્ જાણશે કે, આપણુ છુપુ મિલન શા માટે થતુ હતુ અને તમે શુ કર્યું છે?" તેનો જવાબ ટૂંકો ને ટચ હતો. તેણે કહ્યુ " જો એક શબ્દ તુ બોલીશ તો મારી અને તારી પોતાની હયાતિ ઉપર તુ જ કુહાડો મારીશ "

એ સબધમા તેણે પાછળથી સ્પષ્ટ ખુલાસો કર્યો તે જાણ્યા બાદ મે તેને મદદ કરી તે માટે મને પશ્ચાતાપ થયો અને તેના પ્રત્યે મને તે પળથી સખ્ત ધિક્કાર ઉત્પન્ન થયો તેણે મને કરેલા વિશેષ ખુલાસાથી હુ જાણવા પામી કે, મારી અજ્ઞાનતાનો લાભ લઇને તે પોતે મારી સાથે અધારા કુવામા જાણી જોઇને ગબડયો છે જે કૃત્ય તેણે કર્યું તે માટે અને તેને મદદ કરનારને માટે પણ કાયદામા દેહાતદડનીજ સજા કરવામા આવેલી છે! તેના કહેવાથી મે જાણ્યુ કે, કાયદો ઘણોજ સખ્ત છે અને સ્ત્રી કે પુરુષનો ભેદ રાખતો નથી

મહાશય! હમણા કાયદામાથી ક્રૂરતા ઓછી કરવામા આવેલી છે, પણ તે દિવસોમા ૨૩ વર્ષ ઉપર વસ્તુસ્થિતિ તે નહોતી ખૂનીઓ અને આવા કાળાધોળા કરીને મિલ્કતો પચાવી પાડનારા પુરુષોને તે દિવસોમા ફાસી દેવાતી અને સ્ત્રીઓ પ્રત્યે દયાભાવ બતાવવામાં આવતો નહીં

મને આવી રીતે દયાજનક સ્થિતિમા મૂકનારને હુ કેમ ધિક્કારૂ નહીં ? મારો ધિક્કાર તેના પ્રત્યે કેમ ઉપસ્થિત થયો તે આ ઉપરથી તમને સમજાશે તેના તરફ હુ ધિક્કાર બતાવતી પણ તે એવો મૂર્ખ નહોતો કે, મારા તરફ સામો ધિક્કાર બતાવીને પોતાને માટે તૈયાર રખાયલા ફાસીના માચડા ઉપર ચઢે ! આથી તેણે મારી ભવિષ્યની જિદગી માટે કેટલીક યોજનાઓ જાહેર કરીને મને શાન્ત કરી

એ ઉદાર બદમાશે મને દર વર્ષે એક મોટી રકમ આપવા જણાવ્યુ એ રકમ દર ત્રણ માસે નિયમિત રીતે મોકલીને તે પુરી કરી આપતો રહેશે, એમ કબુલ કર્યું પણ તે માટે તેણે બે શરતો ઠરાવી પ્રથમ તો એ કે, મારે તેના ગુન્હા વિષે કોઇને એક પણ શબ્દ કહેવો નહીં અને બીજી એ કે, તેને અગાઉથી ખબર આપીને તેની પરવાનગી મેળવ્યા સિવાય કદી પણ વેરિમગહામમાથી બહાર ક્યાયે પણ જવુ નહીં પહેલી શરત આકરી નહોતી તેમા મારી સલામતિનો પણ સ્વાર્થ હતો, પણ બીજી શરત જુલમી હતી આમ છતા તે જે રકમ મને આપનાર હતો તે એટલી બધી સુન્દર હતી કે તેને ખાતર આખરે એ શરત પણ મે સ્વીકારી

મારે તે સ્વીકારવાનુ એક બીજુ પણ કારણ હતુ હુ ગર્ભવતી હતી મારો પતિ, જેણે મારા ચારિત્રને વગોવીને લોકોમા મારી બદનામી કરી હતી એટલુ જ નહી પણ જે એક બાયલાની માફક નાસી ગયો હતો તેને ચરણે પડીને અને ભીખ માગીને શુ તેના નાણાથી હુ જીવુ ? નહીં જ તેના નાણા લેવા મે હરામ ગણ્યા અને તેથી આના નાણા સ્વીકાર્યા પરિણામે હુ પૈસે ટકે સુખી સ્ત્રી તરીકે આજ સુધી વેરિમગહામમા જ વસુ છુ તમે જોયુ છે તેમ, માત્ર એક સાધારણ સ્ત્રી તરીકે નહીં, પણ એક પ્રતિષ્ઠિત સન્નારી તરીકે મે મારો પાડોશમા કીર્તિ સપાદન કરી છે અને મારી આવકનો ઘણો સદુપયોગ કર્યો છે

હવે કદાચ તમે પ્રશ્ન કરશો કે, આટલા બધા વર્ષો સુધી મે તેનુ ગુપ્ત રહસ્ય બરાબર જાળવ્યુ કે કેમ અને મારી મહુમ પુત્રી એની,

ખરેખર એ રહસ્ય જાણી ગઈ હતી કે કેમ ? આ પ્રશ્નો તમારા મનમા સર્વોપરિ છે, એ હુ જાણુ છુ અને તેના જવાબ આપવામા મને લગારે હરકત નથી હુ એ પ્રશ્નોના જવાબ આપુ તે પહેલા કહીશ કે, મારી મરનાર પુત્રી વિષે તમે જે રસ લેતા હતા તે તો મને આશ્ચર્ય જ પમાડે છે હુ નથી સમજી શકતી કે, એ મૂઢ તરફ તમને કેમ આકર્ષણ થયુ ? એ છોકરી ઉપર મને લગારે પ્રીતિ નહોતી મૂળથી જ તે મને ત્રાસ-રૂપ હતી, અને આખર સુધી ત્રાસરૂપ રહી હતી વળી તે મગજની નબળી હતી, એ તેનો મોટામા મોટો દોષ ! તે કેવી રીતે ઉછરી, એ વિષે મિસિસ ક્લેમટસે તમને બધુ કહ્યુ હશે તેથી હુ કાઈ લખતી નથી તે છોકરી ઘણે ભાગે મિસિસ ક્લેમટસને ત્યા અને દિવાનશાળામા રહેલી હોવાથી મારે તેની સાથે કદી ઝાઝો વખત રહેવાનુ થયુ નહોતુ ફક્ત એક વખત મારે લિમરિજમા મારી એક બહેનની માદગી વખતે તેની સારવાર કરવા સારૂ વેરિમગહામ છોડવુ પડ્યુ હતુ તે વખતે હુ તે છોકરીને મારી સાથે લઈ ગઈ હતી હુ મારી બહેનની સારવારમા રોકાઇ તેટલો વખત તે છોકરીને મે કમરલેડમા એક શાળામા દાખલ કરી એ શાળાની મુરબ્બી મિસિસ ફેરલી હતી તેણે ઈગ્લાડના એક સૌથી વિશેષ સ્વરૂપવાન અને સરળ સ્વભાવના પુરુષને પોતાના મોહમા ફસા-વ્યો હતો મારી છોકરીને જોતા જ તે સન્નારીને તેના પ્રત્યે અજબ આકર્ષણ થયુ મને તેથી ભારે રમુજ ઉપજી તે બાઇએ મારી છોકરીને પોતાને ત્યા રાખી અને શાળામા ભણાવવા માડી પણ કમનસિબે છોકરી લાડકોડને લીધે ત્યા બગડી ગઈ તે કાઈ નવાનવા તરગો શીખી તેમાનો એક તરગ એ હતો કે, બસ બધા જ સફેદ કપડા પહેરવા ! મને તો સફેદ કપડા ઉપર સખ્ત તિરસ્કાર છે કુબરલેડમા તે છોકરીના મગ જમા સફેદ કપડા પહેરવાનો જે તરગ ભરાયો, તે વેરિમગહામમા જઇને મારે જરૂર કાઢી નાખવો, એવો મે નિશ્ચય કર્યો

એ અજબ થવા જેવુ છે કે, વેરિમગહામમા મારો એ નિશ્ચય પાર પડયો નહીં અને તે છોકરી વારવાર મારી સામે બોલવા લાગી તે

ખૂબ હઠે ભરાઇ એ મૂર્ખ છોકરી સાથે મને ખૂબ તકરાર થઇ, આથી મિસિસ ક્લેમટસ તેને લડન લઇ જવા તૈયાર થઈ મે તેની સૂચના કદાચ મજુર કરી હોત પણ મિસિસ ક્લેમટસ ઉપર મને ગુસ્સો ચઢયો, કારણ કે તેણે મારી છોકરીનો પક્ષ લઇને તેના વિચિત્ર ફાટાને પોષવાની હિમાયત કરી આથી મે મિસિસ ક્લેમટસને સાફસાફ ના કહી દીધી પરિણામે મારી છોકરી મારી સાથે રહી એ વસવાટ દરમ્યાન ' ગુપ્ત રહસ્ય ' સબધમા જે બનાવ બન્યો તે હવે હુ તમારી આગળ રજૂ કરીશ.

મને થોડોક વખત હવાફેર માટે બીજા કોઈ સ્થળે જવાની ઇચ્છા થઇ, આથી મે પેલા ખાનદાન ગણાયલા ગૃહસ્થ ( કે જેનુ હવે અવસાન થયુ છે, એ તમે જાણો છો ) ને લખીને મને બહારગામ જવા દેવાની પરવાનગી માગી મે તેને એ પત્રમા ખાસ યાદ દેવરાવી કે, આજસુધી તમારૂ રહસ્ય મે બરાબર જાળવેલુ છે એટલે ભવિષ્યમા તે નહીં જળવાય એવો અવિશ્વાસ રાખશો નહીં મને એવી આશા હતી કે, આ યાદ દેવરાવ્યાથી તે જરૂર ભલમનસાઇ વાપરીને મને બહારગામ જવાની પરવાનગી આપશે, પરતુ તેનો જે જવાબ મને મળ્યો તેની મને ખૂબ ગુસ્સો ઉપજ્યો તેણે જે વખતે જવાબ લખ્યો હશે તે વખતે તેના દિલમા જરૂર બદમાશીનુ ભૂત ભરાયલુ હશે ! તેથી તેણે મને ઉદ્ધતાઇ ભરેલી રીતે ના લખી મને બહારગામ જવાનો તનમનાટ થઈ રહ્યો હતો એ તનમનાટમા ભગ પડતા જ મને એટલો બધો ગુસ્સો વ્યાપી ગયો કે, તેના કાગળના જોશથી ટૂકડે ટૂકડા કરતા કરતા હુ જરાક મોટેથી બોલી ગઇ "નીચ કુળનો લફગો ! પારકી મિલ્કત પચાવી પડનાર ! એને ભાન નથી કે, મને ખીજવ્યાથી હુ તેની જિદગી ધૂળમાજ મેળવી દઇશ જો તેનુ 'ગુપ્ત રહસ્ય' હુ જાહેર કરૂ તો હમણાજ તેનો સર્વનાશ થાય" હુ ગુસ્સામા આમ બોલી તો ગઇ, પણ તરતજ આસપાસ મારી નજર જતા મારી છોકરીને મે ઉભેલી જોઈ મારા શબ્દો સાભળીને તે આતુરતાથી અજાયબ થતી ઉભી રહેલી હતી એજ ઘડીએ મને લાગ્યુ કે, મે મારી જિદગીમા સૌથી મોટી ભૂલ

ફરી એ મૂઢ, વિચિત્ર અને તરંગી છોકરીના સાંભળતાં હું એ વાક્યો બોલી, તેથી મને આખરે પશ્ચાતાપ થયો. મેં તરતજ તેને મારા ખંડમાંથી બહાર કાઢી મૂકી અને એકાન્તમાં રહીને મારી થયેલી ભૂલ સંબંધમાં વિચાર કરવા માંડયો. મને દહેશત ઉપજી કે, એ છોકરી હવે એક રણશિંગડાની માફક મારા બોલેલા શબ્દો જેને ને તેને કહેશે અને જો તે વાત પેલા શરીફ–બદમાશને કાને પહોંચશે તો પરિણામ ભયંકર આવશે.

એ ક્ષણ પછી મારૂં મન ચિન્તાતુર અને અસ્વસ્થ રહ્યું, મેં તે છોકરીને હવે મારી નજર આગળથી જરાકે દૂર ન કરવી, એમ ઠરાવ કરીને, મારી સાથેને સાથે રાખી.

બીજે દિવસે અચાનક મને ખબર આપ્યા વિના જ તે આવ્યો. તેણે આવતાં વેંત મારી માફી માગી અને આવેશમાંજ તેણે મને ના લખી હતી એમ જણાવીને મને બહારગામ જવું હોય તો જવાની રજા આપી. તે વાત કરતો હતો તે વખતે છોકરી ત્યાં બેઠેલી હતી. તેને તેણે ખંડમાંથી બહાર જવા હુકમ કર્યો. તે બન્નેને કદી એક રાશ આવતી નહોતી. તેથી છોકરીએ તેનો હુકમ માન્યો નહીં અને તેને કશો જવાબ દીધા વિના જાણે કાંઈ સાંભળ્યુંજ નથી એમ બેદરકારી બતાવતી બેસી રહી. તે તેની પાસે ગયો અને બોલ્યો. “નથી સાંભળતી કે? એકદમ આ ઓરડીમાંથી બહાર ચાલી જા, મૂર્ખ !” તેણે મારા તરફ વળીને કહ્યું. “આ અક્કલ વિનાનીને શા માટે તમારી પાસે બેસાડી રાખો છો? એને બહાર કાઢી મૂકો.”

છોકરીને ‘મૂર્ખ’ અને ‘અક્કલ વિનાની’ કહ્યાથી મને તો કાંઈંજ માઠું લાગ્યું નહીં, પણ તેને પોતાને એકદમ ગુસ્સો ચઢયો. તે પોતાની જગ્યાએ ઉભી થઇ અને તેને કહેવા લાગી. “એકદમ મારી માફી માગો, નહીં તો હું તમારી જિંદગી ધૂળમાંજ મેળવી દઇશ. તમને ખબર છે? જો તમારૂં “ગુપ્ત રહસ્ય” હું જાહેર કરી દઇશ તો તમારો સર્વનાશજ થશે, સમજ્યા?” મારા પોતાનાજ શબ્દો !! આગલે દિવસે હું જે શબ્દો બોલી ગઇ હતી, તે એક પોપટની માફક તેણે કહ્યા !!

એ સાભળતા જ તે તો અવાક્ બની ગયો—તેનુ મો સફેદ પુણી જેવુ ફિક્કુ પડી ગયુ મે ઉઠીને તે છોકરીને ધક્કો મારીને તે ઓરડા બહાર કાઢી મૂકી જ્યારે આશ્ચર્ય અને નિરાશાની લાગણીઓથી તે મુક્ત થયો અને સ્વસ્થ બન્યો ત્યારે—

ના, હુ એ પ્રસગને લગતી અમારી વાતચીતની નોધ અહીં નહીં કરૂ હુ એક આબરૂદાર સન્નારી છુ, મારી કલમ, ધર્માધિકારીએ સ્થાપેલા ધર્મમડળના એક સ્ત્રી–સભાસદની કલમ છે મારી કલમ, ધર્માધિકારીના ભાષણોના છાપકામમા આશ્રય આપનાર એક આશ્રયદાત્રીની કલમ છે. એ કલમ ખરાબ લખાણો લખવા માટે અને ગાળો લખવા માટે મારાથી ખરડી શકાય જ નહીં માત્ર હુ તમને આ સ્થળે એટલુ જ સ્મરણ કરાવીશ કે, મજકુર પ્રસગે શુ બન્યુ તેનો ચિતાર તમારા દિલમા લાવવો હોય તો, ઇગ્લાડના એક સૌથી નીચ મવાલીના બકવાદને તમારા દિલમા ખડો કરજો, એટલે તમને ખ્યાલ આવશે ક, તેનુ બોલવુ એ પ્રસગે કેવુ હતુ

મે તેને સમજાવ્યો તેની આગળ સત્ય ખુલાસો કર્યો પણ તે નિરર્થક નીવડયો તેણે તો „તે છોકરીને હમેશને માટે કોઈ સલામત જગ્યાએ રાખવી જોઇએ, એમ જાહેર કર્યું કે જેથી તેનો લવારો કોઈના જાણવામા આવે નહીં જ્યારે મારી સમજાવટ ફોકટ નીવડી અને તે તેને દિવાનશાળામા જ મૂકવાના નિશ્ચયમા ડગ્યો નહીં, ત્યારે મે એક માતા તરીકે મારી ફરજ બજાની મે કહ્યુ “તેને કોઈ ગરીબ સંસ્થામા હુ મૂકવા નહીં દઉ કોઈ ખાનગી અને વ્યવસ્થાવાળી સસ્થામા મૂકવી હોય તો મારી ના નથી એક માતા તરીકે મારે તેના તરફ એટલી લાગણી તો રાખવી જ જોઇએ એક ખાનદાન સ્ત્રી તરીકે હુ આ શહેરમા મારી કીર્તિ જાળવી શકી છુ, તેથી ખાનદાન કુટુબના વ્યથિત ચિત્તના કુટુબીઓને જેમ એક સારી ખાનગી સસ્થામા રાખવામા આવે તેમ જ મારી પુત્રીને રાખવી જોઇએ ”

• સારે નસિબે તેણે આ વાત કબૂલ કરી અને તમે જાણો છો તે દિવાનશાળામા તેને રાખવામા આવી પણ એથી એક જ નુકશાન થયુ-તે એ કે, તે છોકરીના મગજનો તરગ દૃઢ થયો તે એમ જ માનવા અને કહેવા લાગી કે, હુ 'ગુપ્ત રહસ્ય' થી વાકેફ છુ તેણે સૌથી પ્રથમ મારા શબ્દો ફરીથી ઉચ્ચાર્યા ત્યારે ફક્ત બ્હીવરાવવા માટે ઉચ્ચાર્યા હતા પણ તેની અસર તે જોઇ શકી હતી તેથી હવે તો તેણે લુચ્ચાઈથી જ કહેવા માડયુ કે, " મારો એક જ શબ્દ તેનો વિનાશ કરશે " તેના મગજમા આ વિચિત્ર તરગે એટલુ બધુ ઘર કર્યું કે, દિવાનશાળામા તેને પૂરવામા આવી ત્યારે તે એમ જ બોલ્યા કરતી કે " એ માણસની જીદગીનો ભયકર ભેદ હુ જાણુ છુ તેથી જ મને તેણે અહીં પુરાવી છે જ્યારે ખરો સમય આવશે ત્યારે હુ એ ભેદ ખુલ્લો કરીને તેનો વિનાશ કરીશ અને મારૂ વેર લઇશ "

મિ. હાર્ટરાઇટ, તેણે તમને એ શબ્દો કહ્યા હશે તે તમને ભેદ શો છે તે નહીં કહી શકી હોય, કારણ કે, ખરી વાત એ હતી કે, તેને ભેદની ખબર જ નહોતી જે નનામા શરીફ–બદમાશની કહાણી હુ તમને લખી રહી છુ, તેની કમનસિબ પત્નીને પણ તેણે એ શબ્દો કહ્યા હશે, પણ તેને ભેદ કહી શકી નહીં હોય હુ તમને અહીં સત્ય વાત જ લખુ છુ કે, એ ભેદ મે તેને કહ્યો નહતો, એટલુ જ નહીં પણ મરનાર નનામા માણસની હયાતિમા કોઇને પણ કહ્યો નહતો હવે જ ફક્ત તે તમને લખી જણાવ્યો છે

મહાશય, તમારી જીજ્ઞાસા મે યથેચ્છ પૂર્ણ કરી છે કે ? મારાથી બની શકતા ખુલ્લા હૃદયે મેં તમને આ પત્રમા બધુ લખી જણાવ્યુ છે અને અહીં મારી ફરજ પૂર્ણ થાય છે મારા વિષે અથવા તો મારી પુત્રી વિષે તમને લખવા જેવુ હવે કાઈ જ બાકી રહેતું નથી, પરતુ મારે તમને ઠપકાના બે બોલ લખવાના બાકી રહે છે તમે મારી સાથે વાતચીત કરવા આવ્યા ત્યારે મારી મર્હુમ પુત્રીના પિતાના સબધમા શક પડતા શબ્દો બેફામપણે બોલી ગયા હતા મહાશય ! તેજ વખતે મે

તમને કહ્યુ હતુ કે, એવી ટીકા કરવાનો તમને અધિકાર નહતો, અને અહીં ફરીથી જણાવુ છુ કે, તમારી એ ટીકા ઘણી અજુગતી હતી, એક સદ્‌ગૃહસ્થને છાજતી નહોતી જો હવે કદી ફરીથી આપણો મેળાપ થાય તો યાદ રાખજો કે, એવો કોઈ લવારો તમારે કરવો નહીં મારી કીર્તિ ને ઝાખપ લગાડનારૂ એક પણ વાક્ય તમે બોલો તે કદી હુ સાખી શકુ નહીં મારા મિત્ર વેલ્મિગહામના ધર્માધ્યક્ષના શબ્દોમા કહુ તો ' વેલ્મિ-ગહામનુ નૈતિક વાતાવરણ ' ગેરવાજબી શબ્દોચ્ચારથી હુ કદી બગડવા દઉં નહીં એનીનો પિતા મારો પતિ નહોતો એવી શકામા જો તમે પ્રવૃત્ત થાઓ તો તમે મારૂ સૌથી વિશેષ અપમાન કરો છો, એમ હુ માનુ આ વિષયમા જો હજી પણ તમારા મનમા ગેરવાજબી જીજ્ઞાસા વૃત્તિ રહેતી હોય તો હુ તમને ભલામણ કરૂ છુ કે, તમારા પોતાના હિતને ખાતર તમારે તે દાબી દેવી અને કાયમને માટે એ વિષે કાંઈ પૂછપરછ કરવી નહી તમારી એ જીજ્ઞાસા કદી કાળે પરિપૂર્ણ થશે નહીં

ખરી વસ્તુસ્થિતિ મે તમને આ પ્રમાણે જાહેર કર્યા પછી હુ આશા રાખુ છુ કે, તમે મારી સામે શકા જાહેર કર્યા બદ્દલ મારીપત્ર લખી મોકલશો તમારો એવો પત્ર મને મળતા હુ ખુશીથી તમને માફી આપીશ એ પછી જો તમારી ઇચ્છા હશે તો હુ મારા મકાનમા તમારો સહર્ષ સત્કાર કરીશ પણ માત્ર ચ્હા સિવાય બીજુ કાંઈ હુ તમને આપી શકીશ નહીં હુ ધારૂ છુ કે, મે તમને એ વાત કરી હતી કે, મારી આવકના પ્રમાણમાજ મે મારૂ ખર્ચ રાખેલુ છે વીસ વર્ષ દરમ્યાન મે કરકસરથી એટલુ બચાવ્યુ છે કે, હવે પછીના વર્ષોમા મને નાણાની વિપત્તિ પડે એમ નથી હુ વેલ્મિગહામ છોડીને ભવિષ્યમા બીજે કયાયે જવા ઇચ્છતી નથી મારે આ શહેરમા હજી બીજુ ઘણુ કામકાજ કર-વાનુ છે તમે જોયુ હતુ કે, તમારા દેખતાજ અહીંનો ધર્માધિકારી મને બે વખત નમ્યો હતો તેની પત્ની હજી એવી સભ્યતા વાપરતી નથી હુ 'ડારકસ સોસાઇટી' મા જોડાવા માગુ છુ અને એ રીતે એ ગર્વિષ્ટ સ્ત્રીને પણ નમાવવા માગુ છુ

જો તમે કોઇવાર મારી મુલાકાતે આવો તો ધ્યાનમા રાખજો કે, વાતચીત કેવળ સર્વસામાન્ય જાહેર પ્રશ્નો ઉપર થવી જોઇએ આ કાગળ વિષે જો કંઈ ઇશારો તમે કરશો તો તે નકામો થઈ પડશે આ કાગળ મે લખ્યો છે, એવુ નાકબુલ કરવાનો મે દૃઢ નિશ્ચય કર્યો છે, આથીજ મે તેમા કોઇના નામ લખ્યા નથી, તારીખ નાખી નથી અને મારી સહી કરી નથી વળી, આ કાગળમાના અક્ષર મે ન ઓળખાય એવી રીતે લખ્યા છે મારા ખરા અક્ષર આ નથી વળી આ કાગળ હુ જાતેજ તમને આપવા આવનાર છુ અને તે પણ તમને રૂબરૂમા મળ્યા સિવાય !

મેં તમને જે હકીકત પુરી પાડી છે તે જોતા, મારી આ બધી સાવચેતીઓ સામે તમારે ફરિયાદ કરવાની જરૂર રહેતી નથી મે કોઇને માટે લીધી ન હોય એટલી દરકાર તમારા માટે રાખીને આ પત્ર લખ્યો છે, જેનુ કારણ પત્રની શરૂઆતમાજ મે આપેલુ છે મારો ચ્હા પીવાનો સમય સાજના પા નો છે અને માખણ તથા પાઉ હુ કદી બીજા કોઇને માટે રાખતી નથી ”

---

## પરિચ્છેદ ૨૨.

---

### ગુન્હેગાર ન. ૨ ની ચટપટી !

વૉલ્ટર હાર્ટરાઇટ કહે છે —

ગત પરિચ્છેદમા રજુ કરેલા મિસિસ કેથેરિકના પત્રના વાચન પછી તે બાઈ ઉપર મને અતિશય કટાળો ઉપજ્યો તેના લખાણમા બહુજ બેશરમપણાથી પોતાના કુચારિત્રનો કરેલો ખોટો બચાવ, જે મૃત્યુ સાથે મને કાઇજ લાગતુ વળગતું નહોતુ અને જે અટકાવવા માટે મે માનુષિક લાગણીથી પ્રેરાઇને મારા જીવના જોખમે મહેનત કરી હતી તે મૃત્યુ માટે મને અપાયલો ગેરવ્યાજબી ધન્યવાદ અને તેના પોતાના

સબધમા તેમા હાકવામા આવેલી ખોટી બડાઇ—આ બધી બાબતોથી હુ એટલો ત્રાસી ગયો કે, તે પત્ર ફાડી નાખવાની અણી ઉપર હતો, એટલામા અચાનક એક ઉર્મિથી હુ તેમ કરતો થોભી ગયો

એ ઉર્મિ સાથે સર પર્સિવલને કાઇજ સબધ નહતો તેના સબધમા મને જે હકીકત મજકુર પત્રના પુરી પાડવામા આવી હતી તેમા મારા અનુમાનો કરતા કાઇ વિશેષ અજવાળુ નહતુ માત્ર મારા અનુમાનો ખરા ઠર્યા હતા એટલુજ એ પત્ર ઉપરથી હુ નક્કી કરી શકયો તેણે જે ગુન્હો કર્યો હતો તે નોલ્સબરીનુ દફતર જોતા, તરતજ મારા ખ્યાલમા આવી ગયો હતો, પરતુ મિસિસ કેથેરિકના પત્રમા નોલ્સબરીના દફતર વિષે કાઇજ ઇશારો ન હોવાથી હુ એ અનુમાન કરી શકયો કે, મિસિસ કેથેરિકને એ દફતરની ખબર નથી, એટલુજ નહી પણ સર પર્સિવલને પણ તેની ખબર નહી હોય ખોટી નોધ સબધમા હવે મને કાઇ રસ રહ્યો નહી, એટલે એ બાબતના પુરાવા તરીકે મિસિસ કેથેરિકનો પત્ર જાળવી રાખવાનો મારો ઉદ્દેશ ન હતો મારો ઉદ્દેશ તો એજ હતો કે, એની કેથેરિકનો પિતા કોણ, એ ભેદ ખોલવા માટે ભવિષ્યમા આ પત્ર કદાચ ઉપયોગી થઇ પડે તેની માના પત્રમા એક વાક્ય એવુ હતુ કે, જે ઉપર મારી ફુરસદે મનન કરીને હુ ભવિષ્યમા કાઇક વિશેષ તપાસ કરવા ઇચ્છતો હતો, આથી તે પત્ર સભાળીને મે મારી નોધપોથીમા મૂકયો

હવે એકજ દિવસ મારે અહી ગાળવાનો બાકી હતો તે પછી હુ બપોરે કે સાજે લડન જવાનો ઇરાદો કરીને તે રાત્રે વીશીમા સુઈ રહ્યો બીજે દિવસે પ્રાતકાળે હુ ટપાલ ઓફિસે ગયો મેરીઅનનો એક પત્ર તે દિવસની ટપાલમા આવ્યો હતો તે પત્ર લાબો નહતો પરતુ ઘણોજ અગત્યનો હતો તેમા લખેલુ હતુ કે " તમારાથી બની શકે તેટલા વહેલા આવો આપણુ રહેવાનુ સ્થળ બદલવાની મને ફરજ પડી છે નવુ શરણામુ ગોવર્સ વૉક, ફુલ્હામ (ન ૫) છે હુ આતુરતાથી તમારી વાટ જોઉ છુ પણ ગભરાવા જેવુ કે ચિતા કરવા જેવુ કાઇ

બન્યુ નથી અમે બન્ને સહિસલામત અને કુશળ છીએ, પણ હવે જરૂર પાછા આવજો મેરીઅન,"

આ પત્ર ઉપરથી મે માની લીધુ કે, કાઉન્ટ ફ્રાસ્કો તરફથી આ બે દુ ખીઆરી બહેનોને કાઇક ત્રાસ પહોચાડવામા આવ્યો હોવો જોઇએ, મને એથી ભારે ચિન્તા થઈ શુ બન્યુ હશે ? શા માટે મેરીઅનને જગ્યા બદલવી પડી હશે ? હુ અહીં અને તેઓ ત્યા ! એટલે આ પ્રશ્નોના ખરા ખુલાસા હાલ તુર્ત મળવા મુશ્કેલ હોવાથી હુ મારી અહીંની અટકાયત ક્યારે પુરી થાય અને ક્યારે લડન જાઉં, એ માટે આતુરતાથી રાહ જોઇ રહ્યો

સર પર્સિવલની મરણોત્તર તપાસ કે જે મુલતવી રહી હતી તેના નક્કી કરેલા સમયે હુ સત્તાવાળાઓ સમક્ષ હાજર થયો કાયદા મુજબ મારે તો માત્ર હાજરજ રહેવાનુ હતુ મારી સાક્ષી તે દિને થનાર નહોતી એ નકામી ઢીલ હતી એમ હુ સારી રીતે જાણતો હતો પણ કાયદાને માન આપ્યા સિવાય મારે છુટકોજ નહતો

લડનથી સર પર્સિવલનો ધારાશાસ્ત્રી મિ. મુડીમેન તે તપાસ વખતે આવી પહોચ્યો તેની જુબાની થતા તેણે મરનારને ઓળખાવ્યો અને ઉમેર્યું કે, સર પર્સિવલનુ આગમન અહીં કેમ થયુ હશે અને દેવળની ઓફિસમા તેને શા કારણ જવુ પડયુ હશે, એ વિષે હુ કાઇજ કલ્પના કરી શકતો નથી મને તો તેનુ મરણ અત્યત અજાયબી ઉપજાવે છે આ રીતે તેણે કાઈ નવીન પ્રકાશ ન પાડયાથી સત્તાવાળાઓ એ તપાસ પૂર્ણ થયલી જાહેર કરી અને એવો નિર્ણય આપ્યો કે " મરનાર આસામી સર પર્સિવલ ગ્લાઇડ છે તેમનુ મૃત્યુ અચાનક અકસ્માતથીજ થયુ છે દેવળની ઓફિસની કુચીઓ કેવી રીતે મેળવવમા આવી હતી, આગ કેવી રીતે લાગી હતી, અને મરનારે શા કારણસર એ ઓફિસમા પ્રવેશ કર્યો હતો, તે મુદ્દાઓમા કાઇજ પુરાવો મળી શકયો નથી" તપાસ આ રીતે સપૂર્ણ કરીને સત્તાવાળાઓએ સાક્ષીઓને હાજરી આપવામાથી મુક્ત કર્યા અને મરનારની લાશની ઘટતી વ્યવસ્થા વગેરે કરવાનુ કાર્ય તેના ધારાશાસ્ત્રીને સોપ્યુ.

હવે મારે વેલ્મિંગહામમા એક ક્ષણુ પણુ નકામી ગુમાવવાની જરૂર નહોતી મે તરતજ વીશીવાળાને મારા ચઢેલા નાણા ચૂકવી આપ્યા અને એક ગાડી ભાડે કરાવી નોલ્સબરી તરફ પ્રયાણુ કર્યું હુ ગાડીનું ભાડુ ઠરાવતો હતો તે વખતે એક ગૃહસ્થને પણુ નોલ્સબરી જવાનુ હતુ તે ત્યા હાજર હતો તેણે મને વિનતિ કરી કે, હુ તમારી ગાડીમા બેસુ તો કાઇ વાધો નથીને? ભાડુ અર્ધો અધ આપવા તે કબૂલ થવાથી તેને મારી સાથે બેસવા દેવાનો મને કાઈજ વાધો ન હતો, અમે બન્ને તે ગાડીમા બેઠા

માર્ગમા કુદરતી રીતે અમારી વાતચીત સર પર્સિવલના મરણુના બનાવ ઉપર ચાલી તેણે મને જણાવ્યુ કે, "સર પર્સિવલના ધારાશાસ્ત્રી ને હુ સારી રીતે ઓળખુ છુ તેઓ મારા એક મિત્ર છે હુ થોડાક વખત ઉપર મિ. મુડીમેન સાથે સર પર્સિવલ સબધીજ વાતચીત કરતો હતો સર પર્સિવલની નાણાવિષયક હાલતથી આ તરફ તો કોઇજ અજાણ્યુ નથી તેઓ દેવાદાર હતા તેમણે વસિયતનામુ કરેલુ નથી તેમની પત્ની તરફથી તેમને જે મિલ્કત મળી હતી તેમાની કેટલીક દેવા પેટે અને કેટલીક અગત ખર્ચમા તેમણે વાપરી દીધેલી છે સ્થાવર મિલ્કત મોટે ભાગે ગીરો મૂકેલી છે એ મિલ્કતનો વારસ સર ફેલિક્ષ ગ્લાઇડના એક પિત્રાઇ ભાઇનો પુત્ર થશે તે ઇસ્ટ ઇંડીઆમા લશ્કર ખાતામા એક અમલદાર છે તેની પાસે જો કાઇ નાણા હોય અને તે જો આ મિલ્કતની દરકાર કરતો હોય તો વખત આવ્યે ગીરોમાથી મુક્તિ મેળવી શકે"

આ હકીકત મે ધ્યાનપૂર્વક સાભળી લીધી અને સ્મરણુમા રાખી તે ઉપર વિચાર કરતા હુ એવા અનુમાનો ઉપર આવ્યો કે, સર ફેલિક્ષ ગ્લાઇડે વસિયતનામુ કરેલુ ન હોવાથી તેમજ કાયદેસર રીતે લગ્ન કરેલા ન હોવાથી, (મિસિસ કેથેરિકે પોતાના પત્રમા મને ખબર આપી હતી તે મુજબ,) ખરૂ જોતા આ અમલદારજ કાયદેસર રીતે સર ફેલિક્ષનો વારસ ઠરી શકે પણુ તેને બદલે સર ફેલિક્ષના પુત્રે પ્રપચો કરીને

આ વારસનો હક્ક પચાવી પાડયો હતો. ૨૩ વર્ષ સુધી એ પચાવી પાડેલી મિલ્કતની આવક મરનારે પોતાના ઉપયોગમા લીધી હતી અને આખરે એજ મિલ્કત ફનાફાતીઆ કરી દીધી હતી પણ આ અનુમાન કોઇને જાહેર કરવાની મને જરૂર જણાઈ નહી કારણ કે, તેથી તે વારસને અથવા તો કોઇને હવે કાઇજ લાભ ન હોતો જો સર પર્સિવલ જીવતા હોત તો હું તેના પ્રપચો જરૂર જાહેર કરત અને એ હક્કદારને તેના હક્ક પ્રાપ્ત કરાવત, એટલુજ નહી પણ જે માણસ લૉરાને છેતરીને પરણ્યો હતો અને પોતાની ઠગાઈ છુપાવવા સારૂ જેણે એની ફ્રેડરિક ઉપર તથા લૉરા ઉપર આફતો વરસાવી હતી તેને તેના એ કૃત્યો બદ્દલ જરૂર ઉઘાડો પાડત, પણ તેના મૃત્યુએ તેને એ શિક્ષાથી બચાવ્યો !

નોલ્સબરી આવતા અમે ગાડીમાથી ઉતરી પડયા હુ સિદ્ધો પુરાલયમા ગયો મારી ધારણા મુજબ જ, મારી સામે ફરિયાદ આગળ ચલાવવા ફરિયાદીઓ અથવા તો તેમના સાક્ષીઓ હાજર નહોતા આથી માજીસ્ટ્રેટે રીતસર નોધ કરી કે, ફરિયાદીઓ હાજર ન હોવાથી આરોપીને છુટો કરવામા આવે છે મને એ હુકમ સભળાવવામા આવ્યો અને હુ તરતજ ત્યાથી વદાય થયો, પુરાલયમાથી વદાય થતી વખતે મારા હાથમા મિ. ડૉસન તરફનો એક પત્રમા મૂકવામા આવ્યો તેમા તેણે જણાવેલુ હતુ કે, અગત્યના ધધાદારી કારણસર હુ આજની મુદ્દતે આવી શકયો નથી પણ તમે જરૂર મારે ત્યા આવીને મને આભારી કરશો મે તેનો જવાબ તરતજ લખી મોકલ્યો, જેમા તેના નિમત્રણ માટે એકવાર ફરીથી તેનો અતઃકરણપૂર્વક આભાર માન્યો અને મને પોતાને પણ અગત્યના કારણસર લડન જવુ પડે છે, એમ જણાવીને ભવિષ્યમા કોઇકવાર બનશે તો જરૂર આવી જઇશ એવુ વચન આપ્યુ

અર્ધો કલાક બાદ લડન જવાની ટ્રેનમા હુ બેઠો ત્યારે વેલ્મિગહામ અને નોલ્સબરીની જે જાળમાથી છુટીને હુ પોતે સહિસલામત રહ્યો છુ તે માટે મે સર્વ શક્તિમાન્ પરમેશ્વરનો આભાર માન્યો

સહવારના લગભગ દશ વાગ્યાના અરસામા હુ ફુલહામખાતે ‘ગોવર્સ વૉક’મા જઈ પહોચ્યો

લૉરા અને મેરીઅન, બન્નેએ બારણા આગળ આવીને મને આવકાર આપ્યો જાણે અમે કેટલાયે મહિના પછી મળ્યા હોઇએ, એવી રીતે અમને એ મિલનથી આનદ થયો મેરીઅનનો ચહેરો જીજ્ઞાસા વૃત્તિથી ભરપૂર જણાયો, પણ લૉરાનો ચહેરો તેજસ્વી અને આનદિત જણાયો તે બિચારીને જો હુ અત્યારે વેલ્મિગહામમાના ભયકર મૃત્યુના ખબર આપુ તો તેનુ એ તેજસ્વીપણુ અને તેનો એ આનદ કેવા ક્ષણાર્ધમા ઉડી જાય ? । પણુ નહીં, તેની અજ્ઞાનતામાજ તેનો આનદ ટકાવી રાખવા સારૂ મે આ ખબર કહી નહી

મકાન બદલવામા આવ્યાથી લૉરાને હર્ષ થયો હતો તેણે મને કહ્યુ કે " પહેલા આપણે જ્યા વસતા હતા ત્યા આસપાસ ઘોઘાટ ઘણો હતો, પણ આ મકાન આગળ કેવી શાતિ છે ? સુદર મેદાન, થોડેકજ દૂર ખળખળ વહેતી નદી અને ઝાડવામાથી આવતી પવનની સુખદ લહરીઓ મનને અજબ શાતિ આપે છે।" તેને ભવિષ્ય, આશાઓથી ભરપૂર લાગતુ હતુ તેના ચિત્રો લગભગ પુરા થવા આવ્યા હતા તેથી તે વેચીને તેમાથી નાણાની સારી રકમ મેળવી શકાશે એમ તે મને કહેવા લાગી તેને આવી રીતે આનદથી અને ઉત્સાહથી વાતચીત કરતી જોઇને મને આશ્ચર્ય થયુ મારી થોડાક દિવસની ગેરહાજરીમા તેનામા આવો ફેરફાર થશે, એવી આશા મે રાખી નહોતી મે અનુમાન કર્યું કે, આ ફેરફારનુ કારણ મેરીઅનજ હોવી જોઇએ, કેમકે મુશિબતોમા કદી પણ હિમ્મત નહીં હારવાનો તેનો સ્વભાવ હોવાથી તેણે મારી ગેરહાજરીમા વારવાર લૉરાના હૃદયમા ઉત્સાહ જગાવ્યો હશે

લૉરા જ્યારે પોતાના ચિત્રો દોરવા માટે અમારી પાસેથી પોતાના ખડમા ગઇ અને અમે બે એકલા પડયા ત્યારે મેરીઅનને મે લૉરામા થયલા સારા ફેરફાર માટે મુબારકબાદી આપી અને મારા તરફથી તે માટે તેનો આભાર માન્યો પણ એ ત્યાગમૂર્તિ જેણે પુષ્કળ દુ ખ સહન કર્યું હતુ અને જેણે તે માટે મોમાથી ચકાર શબ્દ પણ કાઢયો નહતો તેણે તરતજ વિષય બદલીને મારી તપાસનુ પરિણામ શુ આવ્યુ એ

વિષે પૂછપરછ કરવા માડી

તેણે કહ્યુ "વૉલ્ટર, મારા કાગળથી તમને ખૂબ ચિન્તા થઈ હશે; ખરૂ ને ?"

મે જવાબ દીધો "પહેલા તો મને ચિન્તા થઈ હતી, પણ પાછળથી મને તમારામા વિશ્વાસ ઉપજ્યો હતો હુ ધારૂ છુ કે, કાઉન્ટ ફ્રારકોના ત્રાસથી તમારે સ્થળનો ફેરફાર કરવો પડયો હશે"

"ખરૂ છે ગઇકાલે તે મને મળ્યો હતો અને કમનસિબે મારે તેની સાથે કેટલીક વાતચીત થઇ હતી"

"તેણે આપણુ શરણુામુ કયાથી જાણ્યુ હશે ?"

"તે તો કોણુ જાણે, પણુ સહવારે, હુ જ્યારે મકાનના આગલા ખડમા બધી વસ્તુઓ બરાબર ગોઠવતી હતી ત્યારે અચાનક બારી આગળ જતા મે કાઉન્ટને એક માણુસ સાથે સામેના રસ્તામા વાતચીત કરતો જેયો—"

"તેની નજર તે વખતે તમારા ઉપર પડી હતી કે ?"

"ના, તેની પૂઠ આપણા મકાન તરફ હતી તે ઉપરથી હુ એમ અનુમાન કરૂ છુ કે તેણે મને જોઈ નહીં હોય તેને જોતાજ હુ એક-દમ ગભરાઈ ગઇ"

"તેની સાથેનો માણુસ કોણુ હતો ?"

"પ્રથમ તો મે તેના તરફ બારીકાઇથી જોયુ નહતુ પણુ બારીના પડદામાથી તેના તરફ નિહાળીને જોતા હુ તેને તરતજ ઓળખી ગઈ તે બીજો કોઇજ નહીં પણુ દિવાનશાળાનો માલિક હતો"

"કાઉન્ટ મકાન તરફ આગળી ચીંધતો હતો કે ?"

"ના જાણે રસ્તામા તેઓ બન્ને અચાનક મળ્યા હોય એવી રીતે વાતચીત કરતા ઉભા હતા હુ બારીના પડદા પાછળ ઉભીજ રહી જો હુ ત્યાથી ખસી ગઇ હોત તો લૉરા કે જે તેજ ખડમા બેઠી હતી તેને કાઇક શક ઉત્પન્ન થાત અને તે બારી આગળ દોડી આવત એટલુ સારૂ હતુ કે, તેનુ ધ્યાન કેવળ તેના ચિત્રો દોરવામાજ રોકાયલુ

હતું કાઉન્ટ અને પેલો માલિક થોડીવારમા છુટા પડયા મે ધાર્યું કે, તેઓને આ મકાનની ખબર નથી, પણ એટલામાજ કાઉન્ટ પાછો ફર્યો, મકાનની સામે ઉભો રહ્યો અને પોતાના ખિસ્સામાથી એક પત્તુ કાઢીને પેન્સિલથી તેના ઉપર તેણે કાંઇક લખ્યુ તે બાદ તે રસ્તો ઓળગીને મકાનની નીચેની દુકાન આગળ આવ્યો હુ બારી આગળથી ખસી ગઇ અને ઉપરના ખડમા એક વસ્તુ ભૂલી ગઇ છુ તે લઇ આવુ એમ લૉરાને કહીને ખડની બહાર નીકળી કાઉન્ટને મકાનની અદર નજ આવવા દેવો, એવો ઠરાવ કરીને હુ તરતજ દાદર ઉતરીને નીચે ગઇ તેણે મકાનમા આવવાનો યત્ન કર્યો નહીં દુકાનમાની છોકરી મારી પાસે આવી અને તેણે મારા હાથમા એક પત્તુ મૂકયુ એ પત્તુ એક ચળકતા સુવાળા કાગળનુ હતું અને તેમા નીચે પ્રમાણે લખેલુ હતુ, “ વ્હાલા સન્નારી ! (હા ! તે બદમાશ હજી પણ મને એ રીતે ઉદ્દેશીને લખતો હતો ! ) મહેરબાની કરીને આપણને બન્નેને માટે એક અતિ ગભીર બાબતમા હુ તમારી સાથે બે બોલ બોલવા માગુ છુ ” મે તરતજ ઠરાવ કર્યો કે, આ બદમાશની સાથે વાતચીતની ટાળાટાળ કરવી, એ મૂર્ખાઇજ થઈ પડશે, તેથી તે છોકરીને મે જવાબ દીધો “ એ ગૃહસ્થને દુકાનમા બેસવા કહે, હુ તરતજ આવુ છુ ” હુ પાછી મકાનમા ગઈ અને મારી શાલ તથા ટોપી લઈ આવીને દુકાન તરફ ચાલી તે દુકાન-માથી બહાર આવીને મને રસ્તામા અધવચ્ચ મળ્યો તેણે શોકનો કાળો પોષાક પહેર્યો હતો પોતાની હમેશની નાટકી રીતે તેણે મને નમન કર્યું અને મારા તરફ તે હસતો હસતો જોઈ રહ્યો

“ તેણે તમને શુ કહ્યુ ?”

“ વૉલ્ટર, તમારા વિષે તેણે શુ કહ્યુ તે હુ કહી શકીશ, પણ મારા વિષે તેના ઉદ્દગાર હુ નહીં કહુ તે મારી સાથે તેના પત્ર કરતા પણ વધારે ઢોગીપણાથી વાતચીત કરતો હતો જો હુ એક પુરૂષ હોત તો મે જરૂર તેના ડાચામા એક મુક્કી લગાવી દીધી હોત ! મારા હાથ ખૂબ સળવળી રહ્યા હતા પણ તેનુ પત્તુ મારી શાલ પાછળ રાખીને તેના

ચૂરેચૂરા કરવામા મે માત્ર મારો ગુસ્સો ખાલી કર્યો તેને કાઇ જવાબ આપ્યા વિના મે આગળ ચાલવા માડયુ, કારણ કે તેમ કરવામા મારો ઉદ્દેશ લૉરા અમને જુએ નહી, એ હતો તે મારી પાછળ પાછળ પોતાનો પટપટારો કરતો ચાલ્યો આવ્યો એક વાકી ગલીમા વળીને મે તેને પુછ્યુ "કહો, તમારે મને ગભીર બાબત વિષે શુ કહેવાનુ છે ?" તેણે કહ્યુ "મારે બે બાબતો વિષે કહેવાનુ છે પ્રથમ, મારી તમારા વિષે ભાવનાઓ પ્રકટ કરવા દો" મે તે સબધી એક પણ શબ્દ નહીં કહેવા તેને ચેતવણી આપી તેણે બીજી અગત્યની બાબત પોતાના પત્રમાની ચેતવણી ફરીથી આપવા સબધી કહી મે પુછ્યુ "એ ચેતવણીની મને ખબર છે, પણ તે ફરીથી જાહેર કરવાની શી જરૂર ?" તેણે હસીને મને નમન કર્યું અને કહ્યુ 'તેનો ખુલાસો છે' વૉલ્ટર, તમે અહીંથી ગયા ત્યારે મે જે દહેશત રાખી હતી તે દહેશત તેના ખુલાસાથી સાચી ઠરી તમને જો યાદ હોય તો મે કહ્યુ હતુ કે, તમારી સાથે જ્યારે સર પર્સિવલને કામ લેવાનુ હશે ત્યારે તે પોતાના મિત્રની મરજી પ્રમાણે નહીં વર્તે પણ પોતાની હઠ મુજબ વર્તશે વળી મે તમને કહ્યુ હતુ કે, કાઉન્ટનો પોતાનો સ્વાર્થ નહીં બગડતો હોય તો તે પોતે તમારી સામે થશે નહીં આ મુદ્દાઓ તમને યાદ છે કે ?"

મે કહ્યુ "હા, મને એ યાદ છે"

તે બોલી "વારૂ, કાઉન્ટના કહેવાથી મે જાણ્યુ કે, સર પર્સિવલે તેની સલાહ માની નહોતી કાઉન્ટે જ્યારે તેને તમારી સામે પગલા લેવાનુ કાર્ય પોતાની ઉપર નિરકુશપણે છોડી દેવા સલાહ આપી ત્યારે તેણે હઠ કરીને ચોખ્ખી ના પાડી, તેથી કાઉન્ટે તેને તેની મરજી મુજબ વર્તવા દીધો તમે સૌથી પહેલા જ્યારે મિ. કિર્લેની ઓફિસે ગયા ત્યારે તમારૂ માનવુ એમ હતુ કે, જે જાસુસો તમારી પાછળ પડયા હતા, તેઓ છેક છેવટ સુધી તમારો પીછો પકડી શકયા નથી એ જાસુસો સબધી તમારી માન્યતા ખરી હતી પણ ત્રીજા જાસુસને

તમે જોયોજ નહતો તે જાસુસ કોઇજ નહીં પણ કાઉન્ટ પોતે ! ભવિષ્યમા કોઇવાર આપણુ રહેઠાણુ કયા છે, તે જાણવાની જરૂર પોતાના સ્વાર્થને ખાતર કાઉન્ટને પડે તો તે વખતે ગુચવાવુ ન પડે, એ કારણે તે સતાતો છુપાતો ઠેઠ આપણા મકાનના બારણા સુધી તમારી પાછળ આવ્યો હતો કેવી રીતે તે આવ્યો અને તમને તેના વિષે લગારે શક ન ઉપજે એવી શી યુકિત તેણે યોજી, એ વિષે તેણે મારી આગળ ખુલાસો કર્યો નથી પણ તેણે આપણુ રહેઠાણુ જાણ્યા પછી તેનો કાઇજ દુરૂપયોગ કર્યો નહી તેણે સર પર્સિવલને એ વિષે કાઇજ માહિતી આપી નહીં સર પર્સિવલે તે પછી પોતાની ટુકી બુદ્ધિથી જડ ઉપાયો લઇને તમને હેરાન કર્યા અને આખરે વેલ્મિગહામના દેવળની ઓફિસમા તેનુ મરણ થયુ, એ વિષે કાઉન્ટે મને બધી ખબર આપી છે, પણ તેના મરણ પછી, હવે જે કાઇ પગલા આપણે ભરીએ તે કાઉન્ટના હિતની આડે આવવાનો સંભવ હોવાથી તેણે આપણા રહેઠાણુ આગળ આવીને પોતાના આગલ્યા પત્રમાની ચેતવણી મને ફરીથી આપવાની જરૂર જોઇ મારી સાથેની વાતચીતમા તેણે મને કહ્યુ કે " હુ જ દિવાનશાળાના માલિકને ત્યા તેડી લાવ્યો હતો પ્રથમ મારો વિચાર તમને તરતજ ખુલ્લા પાડી દેવાનો હતો કે જેથી તે લૅારાને દિવાનશાળામા ફરીથી પકડી જાય, પણ તેને તમારા મકાન આગળ લાવ્યા પછી માત્ર એકજ કારણને લીધે હુ તમને ખુલ્લા પાડતા અટકી ગયો—"

મે પુછ્યુ " એ કારણ કયુ ? "

મેરીઅને જવાબ દીધો " વૅાલ્ટર, તેણે જણાવેલુ કારણ જાહેર કરતા મને અપાર કષ્ટ થાય છે પણ મારે તે જાહેર કરવુ જોઇએ મારી ખાતર તે દિવાનશાળાના માલિકને આપણુ મકાન બતાવતા અટકી ગયો હતો આ કારણ જાણીને મને ઘણીજ શરમિન્દગી ઉપજી છે તે કેવી હલકી વૃત્તિનો માણસ છે, એ આ ઉપરથી સાબિત થાય છે એ માણસના લોઢા જેવા કઠણ ચારિત્રમા જે નબળામા નબળુ દૂષણ

છે તે એજ કે, તે મારા પ્રત્યે ભયકર માન ધરાવે છે । તેના જેવો વૃદ્ધ કે જે મારો પિતા થવા યોગ્ય છે, તે મારા તરફ આવુ ગેરવાજબી માન ધરાવતો હોવાથીજ હુ એ માનને ભયકર એવુ વિશેષણ લગાડુ છુ મારા સ્વમાનને ખાતર હુ તેનુ કથન માનતી નહોતી, પણ તેના આતુરતાભર્યો દેખાવ અને મારા સબધમા તેના નમ્ર અને મદ પ્રકારના કૃત્યના અવલોકન પછી મને એમ માનવાની ફરજ પડે છે કે, તે સાચુ બોલ્યો હોવો જોઇએ એ દુષ્ટ બુદ્ધિનો રાક્ષસ મારી સાથે વાતચીત કરતો હતો ત્યારે તેની આખ આસુભીની થઈ ગઇ હતી । તેણે મને કહ્યુ "ફક્ત મારો એકજ શબ્દ તમને પુન વિટબણાઓના મહાસાગરમા નાખવા માટે પુરતો છે, પણ તમારી બહેનથી વિખૂટા પડતા તમને જે દુ ખ ઉપજે, તેની કલ્પના હુ કરી શકુ છુ જો કાયદાની અદાલતમા તમને ઉભા કરવામા આવે, અને એક દિવાની ઠરેલીને તમે ગેરકાયદેસર નસાડી ગયા છો, એવુ પુરવાર કરવામા આવે તો તમારી આબરૂને અને તમારી ખાનદાનીને કેટલી બધી ઝાખપ લાગે ? પણ કેવળ તમારી ખાતર હુ એ બધુ કરતો અટકી જાઉં છુ અને ખાત્રી આપુ છુ કે, દિવાનશાળાના માલિકને મે કાઇજ કહ્યુ નથી, અથવા તો તમારૂ મકાન પણ તેને આગળી ચીધીને બતાવ્યુ નથી " આના બદલામા તેણે મારી પાસે એગ્લીજ માગણી કરી કે 'હવે તમે જ્યા પહોચ્યા છો, ત્યા જ અટકી જાઓ ' અને ડૉક્ટર, તેણે તમારા સબધી મને કહ્યુ " એને આગળ વધતો અટકાવજો એને અકુશમા રાખજો " હુ તેનુ કહેવુ સાભળી રહી તેની સાથે મે કાઇજ માઠુ કર્યું નહીં તેનુ કહેવુ આપણે માનીએ કે નહીં, એ જૂદી વાત છે, પણ એટલુ તો નક્કી છે કે, દિવાનશાળાનો માલિક જ્યારે તેની પાસેથી વદાય થયો ત્યારે મે જોયુ હતુ કે, આપણા મકાનની બાજુ તરફ કે મકાન તરફ કિવા મકાનની બારી તરફ તેણે નજર સુદ્ધાત કરી નહોતી "

મે જવાબ દીધો "મેરીઅન, તેનુ કહેવુ એ બાબતમા તો કદાચ સાચુ હશે કે, તેણે દિવાનશાળાના માલિકને કાઇજ બાતમી આપી નહીં હોય

ઉત્તમ પ્રકૃતિના પુરુષો પણ પોતાના સારા કામોમા હદ ઓળગી જાય છે તો નીચ બુદ્ધિના માણસો પોતાની નીચતાની હદ ઓળગે, એમા શી નવાઈ? પણ સાથે સાથે હુ કહીશ કે, તે ખરેખર જે કાઇ કરી શકે તેમ નથી તેમા કેવળ તમને ભડકાવવાના જ પ્રયત્નો કરતો હશે દિવાનશાળાના માલિકની મદદથી તે આપણને હેરાન કરી શકે કે કેમ, એ વિષે મને શકા છે, કારણ કે, હવે સયોગો બદલાયા છે સર પર્સિ-વલનુ અવસાન થયુ છે, અને મિસિસ કૅયેરિક ઉપરના બધા અકુશો દૂર થયા છે મને તેણે જે ચેતવણીઓ આપી છે તેથી પણ આપણે ગુચાવાની જરૂર નથી હુ તેને જ્યારે સપડાવીશ ત્યારે મારા બધનમાથી તે છુટો ન થઇ શકે, એ વિષે સપૂર્ણ સાવચેતીઓ રાખ્યા પછીજ સપડાવીશ વારૂ, પણ તે તમારી પાસેથી વદાય કેવી રીતે થયો?"

"પોતાની હમેશની નાટકી ઢબે જ તે વદાય થયો તેણે જતા જતા પુન ચેતવણી આપી કે, મિ હાર્ટરાઇટને કહેજો કે 'જો મારા મરનાર મિત્રે મારી સલાહ માની હોત તો વેલ્મિગહામમા જે મરણોત્તર તપાસ થઈ તે મારા મિત્રની લાશને બદલે મિ. હાર્ટરાઇટની લાશ ઉપરજ થઈ હોત!" તેના જવા પછી હુ તરતજ મકાનમા ગઈ મે તે ઘડીથી નિર્ણય કર્યો કે, આજે ને આજે આ સ્થાન બદલી નાખવુ તમે પાછા ફરો ત્યા સુધી થોભી જવુ મને ભયાનક લાગ્યુ તે ગમે ત્યારે આવીને પોતાનો પટપટારો ચાલુ રાખે અને કદાચ અદરખાને-થી કોઇક ભયકર કારસ્થાન કરે, એવી દહેશત પળે ને પળે ઉભી રહેતી હોવાથી મે લૉરાને જણાવ્યુ કે, આ સ્થળની હવા બિ'કુલ સારી નથી તેથી આપણે ઘણા વખતથી તે બદલવાનો વિચાર કરીએ છીએ સારે નસિબે એક સારૂ મકાન મળી ગયુ છે અને મિ હાર્ટ-રાઇટ આવે ત્યારે આપણે તેમને આશ્ચર્યચકિત બનાવીએ તે માટે આજે ને આજે તે મકાનમા રહેવા જઇશુ લૉરાને મારી આ સૂચનાથી ઘણો આનદ થયો તેણે મને સરસામાન બાધવામા મદદ કરી"

"પણ આ સ્થળ તમે કેવી રીતે પસદ કર્યું? આ મકાન તમને તરતજ કેવી રીતે મળી ગયુ?"

તે હસીને બોલી " વૉલ્ટર, સહેજ પણ મહેનત વિના મને આ મકાન મળ્યુ છે મને લડનના બીજા લત્તાઓની માહિતી નથી પણ ફુલહામની સારી માહિતી છે, કારણ કે, નાનપણુમા હુ ફુલહામમા ભણુતી હતી જે શાળામા હુ ભણુતી હતી તે કદાચ હજી પણ ચાલુ હશે, એમ અનુમાન કરીને મે શાળાની સ્ત્રી–માલિક ઉપર ચીઠ્ઠી લખીને એક છોકરા સાથે મોકલાવી એ શાળા હજીયે વિદ્યમાન છે તેની સ્ત્રી –માલિક કે જેના હાથ નીચે હુ ભણી હતી તે તો ગુજરી ગઇ છે પણ તેની પુત્રીઓ તે શાળા ચલાવે છે તેઓ મને સારી પેઠે ઓળખતી હોવાથી જ્યારે છોકરાએ તેમનામાની એકના હાથમા મારી ચીઠ્ઠી આપી ત્યારે તેણે તેનો સતોષકારક જવાબ વાળ્યો મે મારી ચીઠ્ઠીમા એક સારૂ મકાન મારા માટે ભાડે રાખી લેવા જણાવ્યુ હતુ તેના જવાબમા મને ખબર આપવામા આવી કે, મકાન તૈયાર છે, માટે બેલાશક રહેવા આવો છોકરો જવાબ લઇને આવ્યો ત્યારે ટપાલમા કાગળ નાખીને તમને ખબર આપી શકાય એટલો વખત ફાજલ હતો તેથી થોડીક લીટીઓ લખીને મે તમને ખબર આપી અને એ બાદ તરતજ સન્ધ્યાકાળે અમે આ મકાનમા રહેવા આવ્યા લૅારાને મે જયારે એવુ કહ્યુ હતુ કે, મકાન મળ્યુ છે ત્યારે તો મકાનની તપાસ પણ કરી નહોતી, પણ સારે નસિબે મારે તેની આગળ જુઠ્ઠા પડવાનો પ્રસગ આવ્યો નહીં. વૉલ્ટર, મે સ્થળ ફેરવ્યુ એ વાજબી કર્યું કે નહી ? મારામા તમે જે વિશ્વાસ મૂક્યો છે, તેને હુ લાયક નીવડી છુ કે નહીં ? "

મે ઉત્સાહ પૂર્વક અને અતઃકરણ પૂર્વક તેનો આભાર માનીને તેના કૃત્યને વખાણ્યુ એ પછી તેના ચહેરા તરફ મારી નજર જતા તે મારો હિસાબ માગતી હોય, એમ જણાયુ હુ સમજી ગયો છુ, એમ જણાવવા મે તેને કહ્યુ " મેરીઅન, હવે હુ શુ કરીશ, એ પ્રશ્ન તમારા મનમા રમી રહ્યો છે ખરૂને ? તેનો એક શબ્દમા જવાબ આપુ તો એ છે કે ' ખામોશ ' જે જોખમો અત્યાર સુધીમા આપણે ખેડયા છે, તે હવે પછી ખેડવાના જોખમોની તુલનામા તુચ્છ છે કાઉન્ટ જેવા

પ્રપચનીરને ઘેરવો, એ રમત નથી પણ હુ એને છોડવાનો નથી એક વાત મે તમને કહી છે, તે લક્ષમા રાખજો મિ. ફિરલેને હુ મળવા ગયો ત્યાર પછી તેની પાસેથી વદાય થતા મે જે શબ્દો તેને કહ્યા હતા તે સભારો મે તેને કહ્યુ હતુ કે 'જે બે ગુન્હેગારોએ લૉરાને અન્યાય કર્યો છે, તેઓને કદાચ આ જગતૂના ન્યાયાધીશોની અદાલત શિક્ષા કરવા અશક્ત હશે તોપણ પરમાત્માની સહાયથી હુ તેમના ગુન્હા-ની કબુલાત તેમની પાસેથી કરાવ્યા વિના રહેવાનો નથી ' એ બે ગુન્હે-ગારોમાનો એક માનવ જગતૂમાથી દૂર થઇને પોતાના કૃત્યોનો જવાબ આપવા પરમેશ્વરના દરબારમા પહોચી ગયો છે બીજો હયાત છે અને તેના સબધમા પ્રતિજ્ઞા લેનાર તથા પ્રતિજ્ઞા પણ હયાત છે"

મેરીઅનની આખમા તેજસ્વિતા દેખાઇ તેના ગાલમા લાલી પ્રસરી રહી તે કાઇજ બોલી નહીં, પણ મારા તરફ સમભાવ હોવાના ચિહ્ન તેના વદનમા મે જોયા

મે આગળ કહેવા માડયુ "હુ ધીરજના પાઠ શીખ્યો છુ મારો સમય આવતા સુધી હુ થોભીશ એ બીજો ગુન્હેગાર હાલતુર્ત ભલે એમ માની લે ક, તેની ચેતવણીથી હુ ડરી ગયો છુ તેને આપણા વિષે કશી માહિતી ન મળે, એવા પ્રયત્નો હાલ તુર્ત આપણે ચાલુ રાખીશુ તે ભલે એમ માની લે, કે આપણે ગભરાઈ ગયા છીએ અને પોતે મહિસલામત બન્યો છે ! તે બડાઇખોર હોવાથી થોડાક વખતની આપણી શાન્તિથી છેતરાશે દરમ્યાન તેના સબધમા કેવી રીતે કામ લેવુ તેનો વિચાર નિરાતે થઇ શકશે વળી હાલમા આપણે થોભી જવાની જરૂર એક બીજા કારણને લીધે છે મેરીઅન, હુ છેલ્લોજ પાસો ફેકવા નો છુ પણ તે પહેલા તમારા અને લૉરાના સબધમા મારી સ્થિતિ વધારે સગીન બનાવવાની જરૂર છે"

તે મારા તરફ આશ્ચર્યભાવથી જોઇ રહી તેણે પુછયુ "તે કેવી રીતે વધારે સગીન બને ?"

મે જવાબ દીધો "સમય આવશે ત્યારે એ બાબત હુ તમને

કહીશ હજી સમય આવ્યો નથી—કદાચ તે હમેશને માટે ન પણુ આવે ! તે સબધમા લૅારા આગળ હુ કદાચ સદાને માટે ચૂપ પણુ રહુ !—હમણા તમને પણુ એ બાબતમા મારે કાઇ કહેવુ જોઇએ નહીં. કોઈની લાગણી દુ ખવ્યા સિવાય માનવત રીતે હું ન બોલી શકુ ત્યા સુધી હુ ચૂપ રહીશ એ વિષય આપણે અત્યારે પડતો મૂકીશુ જે એક બીજો વિષય મને અગત્યનો જણાય છે, તે એ કે, લૅારાને તેના પતિના અવસાનના સમાચારથી વાકેફગાર કરવી જોઇએ—"

"અરે, વૅાલ્ટર ! એ વાત કહેવા માટે શુ હજી પણ થોભી જવાની જરૂર નથી ?"

"ના તે અત્યારેજ કહેવી બહેતર થઈ પડશે ભવિષ્યમા અચાનક કોઈ તેને એ કહે તેથી તેની લાગણીઓ ઉપર ઓચિંતો આઘાત થાય તેને વિગતો ન કહેવી હોય તો ન કહેશો માત્ર બહુ જ સાવધાની થી તેના પતિના અવસાનની ખબર તેને આપશો "

"વૅાલ્ટર, એના કાઈ ખાસ કારણો છે ?"

"હા, પણુ તે કારણોને એ બાબત સાથે સબંધ છે કે જે બાબતનો ઉલ્લેખ કરવાની મે હમણાજ તમને ના પાડી હતી"

તેનો ચહેરો ફીક્કો પડી ગયો તે થોડાક વખત સુધી મારા તરફ દિલગીરી ભરેલી અને આનાકાની ભરેલી લાગણીથી જોઇ રહી તેની કાળી આખોમા એક અપરિચિત નાજુકતા ધ્રુજારો ચલાવી રહી. તેના કરુણુ હોઠ કપવા લાગ્યા તે આડુ જોઇને બોલી "હુ ધારૂ છુ કે, મને કાઇક સમજાય છે વૅાલ્ટર, તેનુ અને તમારૂ જે ઋણુ મારા ઉપર ચઢેલુ છે, તે જોતા, તેના પતિના અવસાનના સમાચાર મારે તેને હમણાજ કહેવા જોઇએ "

તેણે નિસાસો નાખ્યો અને મારો હાથ તે થોડાક વખત સુધી મજબુતપણે ઝાલી રહી અચાનક તે છોડી દઇને તે ખડમાથી તે ચાલી ગઈ

બીજે દિવસે લૅારાએ જાણ્યુ કે, પોતાનો પતિ આ દુનિયા સાથેનો તમામ સબધ છોડીને પરલોકમા પહોચી ગયો છે અને પોતાના જીવનની આપત્તિઓ તેની કબર સાથે દટાઇ ગઇ છે

## પરિચ્છેદ ૨૩

"પિતાના પાપ સતાનને પણ નડે છે."

લૅારાના મહુમ પતિનુ નામ અમે હવે કદી લેતા નથી તેના મરણને લગતા વિષય ઉપર અમે જરાકે વાતચીત કરતા હવે આચકો ખાઇએ છીએ

નવા મકાનમા અમારૂ જીવન શરૂઆતમા જરાક વધારે ખર્ચાળ થવા માડયુ, કારણ કે તેનુ ભાડુ જૂના મકાન કરતા થોડુક વધારે હતુ મારી જોખમદારીઓ વધી ગઇ વધારે મહેનત કરીને જો હુ વધારે ઉત્પન્ન મેળવુ નહી તો અમારૂ ભવિષ્ય જરૂર દરિદ્રતામા ઘેરાવાનુ અમારા બેકના હિસાબમાથી જો અમે ઉપાડ કરીએ તો ભવિષ્યની કોઈ આફત વખતે અમારે નાણા વિના મુશ્કિલતો વેઠવી પડે, આ વિચારથી બેકની બચત તરફ લગારે દૃષ્ટિપાત ન કરતા ચિત્રો દોરવાના અને લાકડકામ ઉપર નકસી કરવાના મારા હુનરો ઉપર મે વધારે ધ્યાન આપવા માડયુ

પણ આ કથાનકમા મે વર્ણવેલો મારો ઉદ્દેશ મારા દિલમાથી ખસ્યો નહી મહિનાઓના મહિનાઓ વહી જાય તોપણ જે ઉદ્દેશથી મે લૅારા અને મેરીઅન સાથે વસવા માડયુ છે, તે ઉદ્દેશની સિદ્ધિ વિના મને જપ કેમ વળે ?

ધધાની સાથે સાથે મે હવે પછીના મારા કાર્યક્રમ સબધી તપાસ ચાલુ રાખી મારે એ મુદ્દાનુ નિરાકરણ પ્રથમ કરવાની જરૂર હતી કે, કાઉન્ટ હવે આ દેશમા રહેવા માગે છે કે નહી ? તે આ દેશમા રહે તો જ મારાથી તેને બરાબર રીતે સકજામા લઇ શકાય હુ તેનુ શરણામુ જાણતો હતો મકાનોના એક બે દલાલોને ત્યા જઇને

મે સત જોન વુડના ફ્રોરેસ્ટ રોડનુ મકાન ન ૫ કોના વહિવટમા છે તે વિષે પૂછપરછ કરી એક જણને ત્યાથી એ વિષે પત્તો મળ્યો એ મકાન મે ભાડે માગતા તેણે મને ખબર આપી કે " તે મકાનમા જે ભાડુત રહે છે તેની મુદ્દત હમણાજ છ માસની વધારી આપવામા આવી તમે એક બે દિન વહેલા આવ્યા હોત તો તમારે માટે વિચાર કરત હવે તે જૂન મહિનામા ખાલી કરશે તે પછી તમારી ઇચ્છા હશે તો ગોઠવણ થઇ શકશે " દેખાવમા ખેદ બતાવીને હુ તેને ત્યાથી વદાય થયો પણ એક રીતે એ ખબર મેળવ્યાથી મને આનદ થયો હાલમા ડીસેમ્બર માસ ચાલતો હતો અને કાઉન્ટ હજી છ માસ સુધી અહીથી ખસનાર નથી, એ નક્કી થયુ હવે તે મારા હાથમાથી છટકી શકનાર નથી

એ પછીની મારી પ્રવૃત્તિ વરનિક હૉલના મેજર ડાનથોર્નને કાગળ લખવાની હતી મારા મનમા કેટલીક નજીવી પરતુ અગત્યની શકાઓ ઉભી થતી હતી એની કેથેરિકનો પિતા કોણ? એ શકાનો સ્ફોટ મારે કરવો હતો આથી મેરીઅનની પરવાનગી લઇને મે મેરીઅનને નામે એક પત્ર મેજર ડાનથોર્ન ઉપર લખ્યો મે એ પત્રમા તેને પુછાવ્યુ કે, " મિસિસ કેથેરિક જ્યારે તમારે ત્યા નોકરીમા હતી ત્યારે તેના લગ્ન પહેલા તમારે ત્યા તમારા કોઈ મિત્રો આવજા કરતા હતા કે કેમ અને તેમા સર પર્સિવલ હતા કે કેમ, એ વિષે જો કાઇ ગુપ્ત રાખવા જેવુ ન હોય તો કૃપા કરીને માહિતી આપશો કેટલાક કૌટુબિક કારણોસર તમને તસ્દી આપી છે " એ પત્ર મે લખ્યો ત્યારે મને આશા નહોતી કે, તેનો જવાબ આવશે હુ તો એમજ ધારતો હતો કે, મેજર હયાત નહીં હોય પણ બે દિવસને અતે ટપાલમા જવાબ ફરી વળ્યો મેજર ડાનથોર્નના પોતાના હાથ દસ્કતનો એક પત્ર મને મળ્યો તેમા નીચેની હકિકત પુરી પાડેલી હતી

પ્રથમ એ કે, સર પર્સિવલ ગ્લાઇડે વરનિક હૉલમા કદી પગ મૂકયો નહતો. એ મરનાર ગૃહસ્થને કે તેમના કુટુબને મેજર ડાનથોન બિલકુલ ઓળખતો નહતો

બીજી હકિકત એ કે, લિમરિજ-ભવનવાળા મર્હુમ મિ. ફિલિપ ફેરલી પોતાની જુવાનીમા વારવાર મેજર ડાનથોર્નના મહેમાન તરીકે તેમને ત્યા ઉતરતા અને કેટલીકવાર ઘણા દિવસો સુધી રહેતા. પાછલા કાગળ પત્રો અને કેટલીક નોધ તપાસી જોઇને મેજર ડાનથોર્ન હાલમા મને એ વિગત પુરી પાડી શકયો કે, ૧૮૨૰ના આખા ઑગસ્ટ માસમા મર્હુમ મિ ફિલિપ ફેરલી પોતાને ત્યા મહેમાન હતા માત્ર ઑગસ્ટ માસ જ નહીં પણ ઠેઠ ઑકટોબરના પહેલા પખવાડીઆ સુધી શિકારની મોજશોખ માટે મેજરના આગ્રહથી તેઓ મેજરને ત્યાજ રહ્યા હતા એ પછી તેઓ સ્કૅાટલેડ તરફ ગયા હતા અને ત્યાથી જ્યારે પાછા ફર્યા ત્યારે એક નવપરિણિત યુવક તરીકે પોતાની પત્ની સહિત આવ્યા હતા

સામાન્ય રીતે મેજરના પત્રમાની આ હકિકત કોઇનુ ખાસ ધ્યાન ખેચી શકે નહી અને તે દેખાવમા નિર્દોષ લાગે પણ અમુક બીજા સજોગો સાથે તે હકિકત મૂકવામા આવે તો ઉલટા પ્રકારની પડે હુ અને મેરીઅન, જે બીજી હકિકતો જાણુતા હતા તે નીચે મુજબ હતી —

મિસિસ કૅથેરિક વરનિક હૉલમા પાનખર ઋતુમા નોકરીએ હતી. તેજ વખતે મર્હુમ મિ. ફિલિપ ફેરલી ત્યા હતા એનીનો જન્મ ૧૮૨૭ના જુન માસમા થયો હતો તે રૂપમા અને દેખાવમા દરેક રીતે મિ. ફિલિપ ફેરલીની પુત્રી લૉરાને આબેહુબ મળતી હતી લૉરાનુ મો બરાબર પોતાના પિતાને જ મળતુ હતુ મિ. ફિલિપ ફેરલી, પોતાની જુવાનીમા એક સુન્દર પુરૂષ હતા તેમના ભાઇ મિ. ફ્રેડ્રિક ફેરલીની સરખામણીમા તે જૂદીજ પ્રકૃતિના ગણાતા મિ. ફિલિપ એક મોજીલા અને સ્ત્રી-સમાજમા પ્રિય થઇ પડેલા યુવક તરીકે અને મિ. ફ્રેડ્રિક એકાન્ત-પ્રિય તથા સદાયે ચડભડી રહેલા યુવક તરીકે ગણાતા મિ ફિલિપના સ્વભાવમા વળી સ્નેહાળપણુ, સહૃદયતા, સરળતા અને મનની મોકળાશ માલુમ પડતા. મિ. ફિલિપે કોઇ જાતના સિદ્ધાતોને વળગી રહેવુ કદી પસદ કર્યું નહોતુ સિદ્ધાતોનુ ઉલ્લઘન કરીને વારવાર

વિલાસપ્રિય તરીકે તે વર્તતા તેમને માટે એમ પણ કહેવાતુ કે, બહારથી અવિચારી દેખાય એવી રીતે તેઓ ધણીક સ્ત્રીઓની સાથે સભાષણમા છૂટ લેતા

આવા વર્ત્તનવાળા યુવક તરીકે મિ ફિલિપ ફેરલીને ઓળખીને મે ઉપર વર્ણવેલા સયોગો સાથે તેમની સરખામણી કરૂ તો જે નિશ્ચિત અનુમાન થઇ શકે છે, તે ખુલ્લા શબ્દોમા લખુ કે ન લખુ તોયે સરખુજ છે!

મિસિસ કેથેરિકના પત્રમા મને એક વાકય શકા પડતુ લાગ્યુ હતુ, એ મે અગાઉ જણાવ્યુ છે તે વાકય આ હતુ "મિસિસ ફેરલીએ ઇગ્લાડના એક સૌથી વિશેષ સ્વરૂપવાન અને સરળ સ્વભાવના પુરુષને પોતાના મોહમા ફસાવ્યો હતો" હવે હુ જે નિશ્ચિત અનુમાન ઉપર આવ્યો છુ તે પછી ઉપલા વાકયનો મર્મ વિચારૂ તો એ શબ્દોમા મિ. ફિલિપનુ વર્ણન તેણે જે પક્ષપાતની લાગણીથી કર્યું છે, તેથી મારૂ અનુમાન દૃઢ થાય છે મિસિસ કેથેરિકે સત્ય કેમ જાહેર ન કર્યું તેનુ કારણ હુ એ કલ્પી શકુ છુ કે, તેણે પાપ કર્યું હતુ એ તે સમજી ગઇ હશે, અને પોતે ગર્વિષ્ટ હોવાથીજ ચૂપ રહી હશે વળી તેણે એમ માન્યુ હોવુ જોઇએ કે, મિ. કેથેરિકને પરણવાથી બધુ ઢકાઇ જશે પણ "પાપ છુપુ રહેતુ નથી" એ કહેવત અનુસાર મારાથી અને મેરીઅનથી સત્ય બિના છુપી રહી નથી

આ પ્રશ્નમા વિશેષ વિચાર કરતા મને ધર્મપુસ્તકનુ એક વાકય યાદ આવ્યુ "પિતાના પાપ તેમના સતાનને પણ છોડતા નથી" એકજ પિતાની બે પુત્રીઓ વચ્ચે જો ભયકર તાદૃશતા નહોત તો જે પ્રપચનુ નિર્દોષ હથિયાર એની બની ચૂકી હતી અને જેના નિર્દોષ ભોગરૂપે લૅારા થઇ પડી હતી, તે પ્રપચ કદીજ થવા પામ્યો હોત નહીં એ એક પિતાના બે બાળકો ઉપર જે જાલિમ સિતમ ગુજર્યો તેમા ન પારખી શકાય એવુ ભયકર ચોક્કસપણુ પ્રપચીઓ જાળવી શક્યા, તેનુ કારણુ, પિતાએ કરેલી અવિચારી ભૂલ જ!

ભૂતકાળનો એ દિવસ હુ જ્યારે યાદ કરૂ છુ કે જે દિવસે એની ફ્રેથેરિક મને છેલ્લીવાર ફ્બરવેંડના કબરસ્તાનમા મળી હતી ત્યારે મિસિસ ફ્રેરલીની કબર આગળ તેણે ઉચ્ચારેલા શબ્દોનુ મને સ્મરણ થાય છે " અરે, હુ મરી જાઉ અને તમારી સાથે કબરમા દટાઉ !" એ શબ્દો તેણે મહુમ મિસિસ ફ્રેરલીના આત્માને ઉદ્દેશીને કહ્યા હતા એનીની એ ઇચ્છાને એક વર્ષ વીતી ગયુ છે અને એ દરમ્યાન તેની ઇચ્છા કેવી ભેદ ભરેલી રીતે પરિપૂર્ણ થઈ છે ! ભટકાટનીના અધારા વાકાચૂકા માર્ગોમા અથડાઇને, માનવજાતિના સાૈથી વિશેષ દુષ્ટ બદમારોના સાૈથી વિશેષ ભયકર ગુન્હાના ભોગ તરીકે, એ બાળા ફસાઇ પડી, જગતમા કયાયે તે આશ્રયસ્થાન પામી શકી નહી, ન જન્મદાતા માતાએ કે ન શત્રુઓએ તેને ત્રાસ આપવામા પાછી પાની કરી, પણ આખરે સર્વની સભાળ લેનાર પરમાત્માની ગોદમા તે આશ્રય મેળવી શકી અને તે પણ તેના હૃદયની વાચ્છના યથેચ્છ પરિપૂર્ણ કરીને ! —તેની રક્ષણદાતા મિસિસ ફ્રેરલીની કબર પાસેજ દટાઇને ! તેની એ પવિત્ર આરામવાહમા હુ તેને સદાની શાતિ ઇચ્છુછુ—એક પવિત્ર સન્નારીની કબર પાસેના તેના કબ્રવાસમા તેને લગારે અલવલ પહોચાડયા વિના નિદ્રા લેવા દઉં છુ

જે ભૂતસમી આકૃતિ આ કથાનકના પ્રારભમા મને શાન્ત રાત્રિએ એકાન્ત માર્ગમા મળી હતી અને તે પછી મારા જીવનમા જે વારવાર પીછો પકડી રહી હતી, તે ન ભેદી શકાય એવા અધકારમા આખરે વિલીન થઈ છે એક પડછાયા રૂપે, તે મારી સામે ઉદ્ભુત થઈ હતી એક પડછાયા રૂપે, મૃત્યુ પામેલાઓના કેન્દ્રમા તે ભળી ગઈ છે !



# પરિચ્છેદ ૨૪

## શિક્ષક અને શિષ્યાનાં પ્રેમ-લગ્ન.

ચાર માસ વહી ગયા એપ્રિલ મહિનો આવ્યો–વસંત ઋતુનો મહિનો–ફેરફારનો મહિનો

એ વહી ગયેલા દિવસો દરમ્યાન લૉરામા ઘણોજ ફેરફાર થઇ ગયો હતો તેની માનસિક અને શારીરિક સ્થિતિમા ન કલ્પી શકાય એવા ફેરફાર થઇ ગયા હતા જે પ્રકાશિત અને સુદર દિવસોની આશા, મે અને મેરીઅને રાખી હતી, તે હવે આવ્યા હતા મેરીઅનની કાળજી ભરેલી સભાળ અને સદાયે તેને ઉત્સાહમા રાખવાની પ્રવૃત્તિ તેમજ જગતના ક્લેશકકાસનો અણદીઠ છાટો સુદ્ધાત તેના મનમા દાખલ થવા પામે નહીં, એવી રખાયલી સાવચેતીને પરિણામે, લૉરા, વસત ઋતુના એક મનોહર પુષ્પ સમી ખીલી ઉઠી પોતાની ઘોર નિદ્રામાથી તે જાગ્રત થઇ અને લિમરિજ–ભવનમા જે વખતે આ વિનમ્ર ચિત્રકાર તેને ચિત્રકલાનુ શિક્ષણ આપતો હતો, તે વખતની બધી સ્મૃતિઓ–નજીવા પ્રસગોની યાદગિરીઓ–તેના મનમા પાછી તાજી થઇ. અત્યારે લૉરાને જોનાર, તેની શારીરિક તદુરસ્તીને લીધે અને ભૂતકાળના કૌટુબિક સર્વ પ્રસગોની તેની યાદગિરીને લીધે અચૂક એમ જ કહે કે, આ લૉરા પોતે છે

ધીમે ધીમે અમારા વચ્ચેનો સબધ હવે સંકોચભરેલો બન્યો તેના દુ ખ અને આપત્તિના દિવસોમા હુ સ્વાભાવિક રીતે વહાલ ભરેલા શબ્દો ઉચ્ચારતો એ દિવસોમા ‘ કદાચ તેને ખોઇ બેસીશ ’ એ ભયથી હુ તેને રાત્રે સુવા જતી વખતે અને પ્રાત કાળે ઉઠતી વખતે વહાલ ભરેલા ચુમ્બન કરતો હવે એ વહાલભરેલા શબ્દો બધ પડયા છે તેને સ્પર્શ કરવાની મારી હિમ્મત ચાલતી નથી હવે જ્યારે અમારૂ મિલન થાય છે, ત્યારે અમારા હાથ ધ્રુજે છે મેરીઅનની ગેરહાજરીમા કે હાજરીમા એક બીજા સામે અમે નિહાળીને જોઇ શકતા નથી આકસ્મિક રીતે જો મારા હસ્તનો સ્પર્શ તેને થઈ જાય છે તો મારૂ હૃદય જોશથી

ધબકારા મારે છે ટૂકમા, લિમરિજ–ભવનમા મારી જે સ્થિતિ થઈ હતી, તે સ્થિતિ હવે થઇ રહી છે કુબરલેડના જે સુખી દિવસોમા આ શિક્ષક અને એ શિષ્યા, એક બીજાને અત કરણથી ચ્હાતા હતા, તે દિનસો શુ પુન આવી લાગ્યા છે ? શુ સમયનો પ્રવાહ અમને જૂના પરિચિત પ્રેમ–કિનારે ઘસડી લાવ્યો છે ?

કોઇ અન્ય સ્ત્રી હોત તો હુ અત્યારે જે શબ્દો આને કહેવાની આનાકાની કરૂ છુ, તે મે તેને કયારનાએ કહી દીધા હોત હુ આનીકાની શાથી કરૂ છુ ? તેનુ જીવન તદ્દન નિરાધાર છે–અત્યારે મોટે ભાગે મારી મહેનતના ઉત્પન્નમાથી અને થોડે ભાગે મેરીઅનની તેમજ તેની મહેનતના ઉત્પન્નમાથી તેનુ ગુજરાન ચાલે છે–અમારા સિવાય તેના કોઈ મિત્રો નથી તેની આ અસહાય સ્થિતિમા હુ તેના હાથની માગણી કરૂ, એ શુ એક સદ્‌ગૃહસ્થને છાજતી પ્રામાણિક વર્ત્તણુક થઇ પડે ? મારી આનાકાનીનુ કારણ આ છે પણ તેમ છતા મારૂ અત કરણ મને વારવાર કહ્યા કરે છે કે, અમારા બન્નેના સકોચનો હવે અત લાવવો જોઇએ જે અચોક્કસ સ્થિતિમા અમે હાલનુ જીવન ગાળીએ છીએ, તેને ચોક્કસ સ્વરૂપ આપવુ જોઇએ શુ એ ફેરફાર થઈ શકશે ?

ઘણીવાર વિચાર–તરગોમા વિલીન થતો હુ, મારૂ ચિત્રકામ કરી શકતો નથી પીછી હાથમા પકડીને જે કોઇ ચિત્ર હુ દોરતો હોઉં છુ તે સામે શુન્ય ભાવે જોયા કરૂ છુ મારૂ મન તેના જ તરગોમા ભમ્યા કરે છે અચાનક એક દિન મને એવો વિચાર સ્ફુર્યો કે, હરરોજના એકના એક દેખાવો, એકનુ એક જીવન અને એકની એક જગ્યાને બદલે કોઇક ફેરફારવાળા દેખાવો–જીવન અને જગ્યાએ અમે જઇએ તો કદાચ મારા વિચારોને હુ મૂર્ત્ત સ્વરૂપ આપી શકુ આથી હૃદયસ્થ ઉદ્દેશને સ્મરણમા રાખીને મે મેરીઅનને સૂચવ્યુ કે, અત્યાર સુધીમા આપણે એટલા સારા નાણા ઉત્પન્ન કરી શકયા છીએ કે જેમાથી એકાદ પખવાડીઆ માટે કોઇક દરિયા કિનારે આરામ અને આનદ માટે હવાફેર કરવાનુ આપણાથી બની શકશે એકના એક સ્થળને બદલે એવા

ફેરફારથી આપણા મન વધારે પ્રફુલ્લ બનશે અને શારીરિક તદુરસ્તી પણ ખીલશે તેણે મારી સૂચના ઉપર વિચાર કરી જોયો અને તેને પરિણામે તે મારા વિચારને સમત થઈ

બીજેજ દિવસે ફુલ્હામમાથી નીકળીને અમે દક્ષિણ તરફ દરિયા કિનારાના એક હવા ખાવાના શીતળ સ્થળે ગયા એ જગ્યા લિમરિજને મળતી જગ્યા હતી ઘુઘવાટા કરતો દરિયો, સુન્દર ટેકરીઓ, એકાન્ત રેતાળ પ્રદેશ, ઝાડોની શીતળ ઘટાઓ આ બધુ એવુ આહ્લાદક હતુ કે, અમને ત્રણેને તે સ્થળ રૂચ્યુ

ત્રીજે દિવસે પ્રાતઃકાલમા મેરીઅનની સલાહ લેવા માટે હુ તેને અમારા વસવાટના મકાનના એક ખડમા એકલી જોઇને તેની પાસે ગયો મને જોઇને તેની ચપળ બુદ્ધિને યોગે તે મારા મનનો ઇરાદો સમજી ગઈ હુ તેની સામે એક ખુરશી ઉપર બેઠો એટલે તે પોતાની હમેશની ચોક્કસ સરળતાથી બોલી "વૉલ્ટર, સાચુ કહેજો હેમ્પશાયરથી પાછા ફર્યા પછી જે વિષય ઉપર તમે વાતચીત કરવાની ના પાડી હતી તેજ વિષય આજે ચર્ચવા માટે તમે અહીં આવ્યા છો ને? હુ પોતે કેટલાક દિવસથી આતુરતાથી રાહ જોઇ રહી છુ કે, એ વિષય ઉપર તમે કયારે વાતચીત કરશો? આપણા નાનકડા ગૃહરાજ્યમા હવે ફેરફાર થવો જોઇએ જે સ્થિતિમા આપણે છીએ તે સ્થિતિ હવે ચાલુ રહેવી ન જોઇએ તમે એવા વિચારોમા જેમ પ્રવૃત્ત છો તેમ હુ પણ તેજ વિચારો કરૂ છુ લૉરાના દિલમા પણ એજ વિચારો ઘોળાતા હોય, એમ હુ તેની હિલચાલ ઉપરથી કલ્પી શકુ છુ કેવો વિચિત્ર સન્જોગ! કુબરલેડના પૂર્વકાળના દિવસો આપણી સમક્ષ આવીને પાછા ઉભા રહ્યા છે! હુ અને તમે પુનઃ એકલા મળ્યા છીએ આપણા હ્રદયનો એકજ વિષય લૉરા છે!"

મે જવાબ દીધો "તે દિવસોમા હું તમારી સલાહ પ્રમાણે વર્ત્યો હતો અને હવે પણ હુ તમારી સલાહ પ્રમાણે વર્ત્તવાના ઉદ્દેશથી આજે અહીં આવ્યો છુ" તેણે મારો હાથ દાબ્યો ભૂતકાળની સ્મૃતિ તેના

મનમા રજૂ થતા તેના ઉપર ઉંડી અસર થઈ હોય, એમ મને લાગ્યુ, મે આગળ કહેવા માડ્યુ "જે વિશ્વાસ હુ તમારા ઉપર મૂકુ છુ તેનું પરિણામ ચાહે તે આવે, તમારી સલાહ મને સુખકર કિંવા દુ ખકર થઇ પડે, તોપણ લૉરાનુ હિત, એજ મારા જીવનનો એક કાયમનો ઉદ્દેશ થઈ રહેશે, એ નક્કી માનજો આ ખડમાથી આપણે ચાહે તે શરતોથી જુદાય થઇએ, તોપણ કાઉન્ટ ફોસ્કોની સામે થઇને, તેના મર્હુમ સાથી પાસેથી હુ જે કબુલાત મેળવી શક્યો નહતો, તે જરૂર મેળવવાનો છુ હુ તેની સામે થઇશ ત્યારે તે કેવા ઉપાયો અજમાવશે તે હુ કે તમે જાણતા નથી, પણ આપણે તેના શબ્દો અને વર્ત્તન ઉપરથી એટલુ તો જાણીએ છીએ કે, એક પળની આનાકાની વિના, એક પળ પણ વિચાર કરવા થોભ્યા વિના, તે, લૉરા દ્વારા મારી સામે થવાનો ઇરાદો રાખે છે સમાજે મજુર કરેલા કોઇ જ બધનથી હુ લૉરા સાથે બધાયો નથી, જેને પરિણામે કાઉન્ટની સામે થવા મને બળ મળે અથવા લૉરાનુ સરક્ષણ કરવા હુ હક્કદાર ઠરી શકુ, એવી આપણી હાલની સ્થિતિ નથી આ ગભીર ગેરલાભ-આ મુખ્ય નડતર—દૂર કરવા માટેજ લૉરાનો હાથ મને મળવો જોઇએ મારૂ કહેવુ તમારા ખ્યાલમા આવે છે ?"

તેણે જવાબ દીધો "હા તમારી વિચારસરણી હુ સમજી શકુ છુ"

મે કહ્યુ ' મારા હૃદયની ઉર્મિઓ માટે હુ વકીલાત નહીં કરૂ અનેક ફેરફારો અને અનેક મુશિબતો પાછી લૉરા તરફ કાયમ રહેલા મારા પવિત્ર પ્રેમનો હુ ઉલ્લેખ પણ નહીં કરૂ જે વસ્તુસ્થિતિ મે ઉપર વર્ણવી તેનેજ ખાતર હુ લૉરાના હાથનો ઉમેદવાર છુ હુ એ પછી મારી પત્નીને ખાતર કાઉન્ટ સામે જાહેર રીતે પગલા ભરીશ જો આ માર્ગ તમને પસદ ન હોય તો હવે મારે કિયા માર્ગે જવુ એ સૂચવશો તો આભારી થઇશ"

તે બોલી "મે બીજા માર્ગો શોધવા નિષ્ફળ પ્રયાસો કર્યા છે

પણ હુ એક વાત જાણવા માગુ છુ શુ જાહેર રીતના પગલામા તમે કાયદાની અદાલતનો આશ્રય લેવા માગો છો ?"

મે જવાબ દીધો "ના એ માર્ગનો વિચાર થઈ શકે તેમ નથી એમ ધારો કે લૉરાની સ્મરણશક્તિ પૂર્વકાળના પ્રસગો વિષે તાજી થઈ હોવાથી તે લિમરિજમા જઇને મિ ફેરલીને અને નોકર ચાકરોને પોતાની ઓળખાણ આપવા માટે અનેક નાના નાના પ્રસગો યાદ કરાવે, કદાચ પોતાના હસ્તાક્ષરથી તે પોતાની હયાતીની સાબિતી આપી શકે, પણ તે સામે તેના મરણની ચોખ્ખી કાયદેસર સાબિતિઓ હોવાથી એ હસ્તાક્ષર બનાવટી તરીકે ગણવામા આવે અને પૂર્વકાળના નાના નાના પ્રસગો માટે, મેરીઅન, આટલી મુદ્દતમા તમે તેને ગોખણપટ્ટી કરાવીને તૈયાર કરી છે, એમ કહેવામા આવે એ શુ સભવિત નથી ? આમ છતા પણ એ મુશ્કેલીઓ આપણે પસાર કરી જઇએ એમ ગણી લ્યો, પરતુ મોટી મુશ્કેલી કાઉન્ટે રચેલા પ્રપચની ખરી વિગતો મેળવવાની છે લૉરા હજી પણ એ વિગતો ચોક્કસપણે આપી શકતી નથી તેને ખરી રીતે પ્રથમ કાઉન્ટના મકાને લઈ જવામાઆવી કે બીજે ક્યાક લઇ જવામા આવી અને દિવાનશાળામા દાખલ કરતા પહેલા તેની સાથે કેવુ વર્તન ચલાવાયુ તેની તેને સ્મૃતિ નથી સ્વાભાવિક છે કે, તેને એ મુદ્દાઓ યાદ ન જ આવે, કારણકે પ્રપચ કરનારાઓએ તેને બેભાન બનાવીને અત્યત સાવચેતીથી અને ચાલાકીથી પોતાનો પ્રપચ રચેલો હતો લૉરા જ્યા સુધી આ મુદ્દાઓ ચોક્કસપણે ન કહી શકે ત્યા સુધી કાયદાની અદાલતનો આશ્રય નિરર્થક જ થઈ પડે"

મેરીઅને કહ્યુ "તો પછી પ્રશ્ન એ ઉભો થાય છે કે, આપણને અજમાવના જોગ નબળો મુદ્દો શુ એકે નથી ? જો હોય તો તે કયો છે ? "

મે જવાબ દીધો "એક નબળો મુદ્દો છે હું ધારાશાસ્ત્રીની મુલાકાત લઇને પાછો ફર્યો ત્યારે મે એજ મુદ્દાનો ઉલ્લેખ કર્યો હતો લૉરા કઇ તારીખે લડન જવા ઉપડી, એ આપણે શોધી કાઢવાનુ છે આખા

પ્રપચમા એ મુદ્દો એવો છે કે, જેમા પ્રપચીઓની ગણુત્રી ઉંધી વળી છે, એમ હુ માનુ છુ કાઉન્ટ તે તારીખ જાણુતો જ હોવો જોઇએ, અને હુ તેની પાસેથી તે કઢાવવા માગુ છુ જો હુ તેની પાસેથી એ તારીખ જાણી શકીશ તો તમારા અને મારા જીવનનો ઉદ્દેશ પરિપૂર્ણ થશે જો હુ તેમા નિષ્ફળ જઇશ, તો લૅારાને થયેલો અન્યાય કદાપિ કાળે દૂર થશે નહીં,"

" વૅાલ્ટર, તમને દહેશત છે કે, તમે નિષ્ફળ જશો ?"

" હુ ખોટી આશાઓ આપી શકતો નથી મારે જણાવી દેવુ જોઇએ કે, ફત્તેહની આશા રાખવાની હિમ્મત હુ કરી શકતો નથી લૅારાને ન્યાય અપાવવાની મારા જીગરની સૌથી મુખ્ય ઇચ્છા હોવા છતા પણુ સજોગો તમામ વિપરિત છે, એ મારે પ્રથમથીજ ખુલ્લુ કહી દેવુ જોઇએ હુ જાણુ છુ કે, તેની મિલ્કત લૂટી લેવામા આવી છે હુ જાણુ છુ કે, તેને તેનુ યોગ્ય સ્થાન અપાવવા માટે એક એવા પ્રપચવીર દુશ્મનની સામે મારે કામ લેવાનુ છે કે, જે પોતાના સ્વાર્થને ખાતર મને જીવતો છોડે એવો નથી આમ છતા પણુ લૅારાનુ ભવિષ્ય, તેના પતિ તરિકે, વધારે સ્વચ્છ અને વધારે સારૂ વહેવગવવાની આશાથી આ ગરીબ ચિત્રકાર, શુ પોતાનુ અત કરણુ તેની આગળ ખોલી શકે નહીં ? મેરીઅન, તેના સુખી દિવસોમા એક ચિત્રકાર તરીકે હુ તેને મદદ કરના મથ્યો હતો તેના દુ ખી દિવસોમા પણુ એજ આશાથી અને એજ ચિત્રકાર તરીકે શુ હુ તેનો હાથ માગી ન શકુ ?"

મેરીઅનની આખોનુ મિલન, મારી આખો સાથે થયુ તેની આખમા સ્નેહ અને ઉત્સાહ સ્પષ્ટ રીતે વ્યક્ત થતા હતા હુ હવે આગળ બોલી શકયો નહીં મારા હોઠ ધ્રુજતા હતા–મારૂ હૃદય ભરાઇ આવ્યુ હતુ મારામા પ્રવેશેલી આ નબળાઈ તેને જાહેર ન થાય, એ ઉદ્દેશથી હુ મારા સ્થાનેથી ઉઠયો અને તે ખડની બહાર જવા લાગ્યો તે પણુ મારી સાથે જ ઉઠી અને ધીમેથી પોતાનો હાથ મારા ખભા ઉપર મૂકીને બોલી " વૅાલ્ટર ! મે એક વખત તમારા પોતાના તેમજ

તેના હિતને ખાતર તમને બન્નેને વિખૂટા પાડવા હતા મારા બધુ! અહીંજ ઉભા રહો મારા સૌથી વિશેષ વહાલા અને ઉત્તમ સન્મિત્ર! લૅારા આ ખડમા આવે ત્યા સુધી ઉભા રહો તેજ તમને કહેશે કે, હવે તમારા બન્નેના હિતને ખાતર મે તેને શી સલાહ આપી છે "

આમ કહીને મારા કપાળને તેણે પોતાના હોઠ અરકાડયા લિમરિજ–ભવનમા લતાકુજમા જે પ્રાતકાળે તેણે મને વદાયથવાની સલાહ આપી હતી, તે પ્રાતકાળ પછી આજ તેણે આવી લાગણી મારા પ્રત્યે સૌથી પહેલીવાર બતાવી! એક બહેન તરીકે તેણે મને ચૂમી કરી તે વખતે તેની આખમાનુ એક અશ્રુબિન્દુ મારા ચહેરા ઉપર ટપકયુ! તરત જ તેણે પોતાનુ મો પાછુ ફેરવી લઇને જે ખુરશી ઉપરથી હુ ઉઠયો હતો તે તરફ આગળી ચીધી અને એ બાદ તે ખડમાથી તે ચાલી ગઇ

મારા જીવનના સક્રાન્તિકાળની રાહ જોતો હુ એક બારી આગળ ઉભો રહ્યો એટલામા તે ખડના દ્વાર ઉઘડયા—એકલી લૅારાએ તેમા પ્રવેશ કર્યો લિમરિજ ભવનમાથી અમે વિખૂટા પડયા ત્યારે ભોજન–ગૃહમા તે એકલી જ આવી હતી તે વખતે તે શોકાતુર વદને અને ધીમે ડગલે મારા તરફ આવી હતી પણ આ વખતે તેનુ વદન આનદથી અને ઉત્સાહથી તેજસ્વી જણાતુ હતુ તે ઝડપભેર મારા તરફ દોડી આવી સ્વેચ્છાથી જ પોતાના બન્ને હાથ ખુ ના કરીને તેણે મારા શરીરની આસપાસ વીટાળ્યા, સ્વેચ્છાથી જ તેના હોઠનુ મિલન, મારા હોઠ સાથે થયુ

" મારા વહાલા! " તે બોલી " આપણે અત્યારે એક બીજાને કેવા અનહદ પ્રેમથી ચાહીએ છીએ! " પોતાનુ મસ્તક મારી છાતી ઉપર મૂકીને તે પુન બોલી " હાશ! આખરે હુ સુખી થઇ "

× × × ×

દશ દિવસ બાદ અમે વધારે સુખી થયા—અમારા લગ્ન થઇ ગયા.

# પરિચ્છેદ ૨૫.

## ઇટાલિનુ છુપુ રાજદ્વારી મડળ.

એક પખવાડીઉં પુરૂ થતા અમે ફુલહામ ખાતે પાછા આવ્યા મારા હવે પછીના કાર્ય માટે દશગણો દઢતર બનીને હુ અહીં આવ્યો કાઉન્ટના જીવનનુ કોઈ છિદ્ર મારા જાણવામા આવે, એવુ હવે હુ ઇચ્છવા લાગ્યો જ્યાસુધી તેના જીવનના નબળા ભાગ ઉપર આઘાત ન થાય ત્યા સુધી મારા કાર્યની સફળતા અપૂર્ણજ રહેવાની

મારી પાસે કાઉન્ટના જે જીવન-પ્રસગો હતા તેનુ મે બારિકીથી અવલોકન કરવા માડયુ અહીં એક વાત કહેવી જોઇએ શરદ ઋતુમા મેરીઅન મારફત મિ ફ્રેડ્રિક ફેરલીને એક પત્ર લખાવીને તેમની પાસેથી મે એક હકિકત પત્ર મેળવ્યુ હતુ * એ હકિકત-પત્ર મારા ઉદ્દેશની સિદ્ધિ માટે કોઇજ જાતની અગત્યની ખબરો પુરી પાડનારૂ નીવડયુ નહીં. હુ તે ધ્યાનપૂર્વક વાચી ગયો મિસિસ કલેમટસે મને કાઉન્ટના પ્રપચની પુરી પડેલી હકિકત પણ હુ વાચી ગયો પણ તેમાથી કાઇ તત્ત્વ મને પ્રાપ્ત થયુ નહી

મે મેરીઅનની નોંધપોથીનો આશ્રય લીધો બ્લેકવૉટર પાર્કમા તે માદી પડી ત્યાર સુધીની તમામ નાનીથી માડીને મોટી વિગતો તેમા હતી તેમા કાઉન્ટને લગતી તેણે લખેલી મિનાઓ મારી વિનતિથી તેણે મને વાચી સભળાવી એમાથી મને કાઇક મળ્યુ તેણે નોંધપોથીમા લખેલુ હતુ કે " ઘણા વર્ષોથી તે પોતાના વતનમા ગયો નથી " " તે હમેશા એ વાત જાણવાને આતુર રહેતો કે, બ્લેકવૉટર પાર્કની નજદિકમા કોઇ ઇટાલિયન ગૃહસ્થ કે તેનુ કુટુબ વસે છે કે નહી ? " " તેને ઘણુખરૂ ટપાલમા વિચિત્ર છાપના કાગળો મળતા અને તેમા એક જાતનો કાગળ એવો મળતો કે જેના ઉપર સરકારી છાપ મારેલી જણાતી. " મેરીઅને પોતાની નોંધ-પોથીમા કાઉન્ટ વિષે એવો અભિપ્રાય લખેલો

* આ હકિકત-પત્ર આ ભાગના પાચમા અને છઠ્ઠા પરિચ્છેદમા રજૂ કરેલુ છે

છે કે " પોતાના વતન-ઈટાલિ-થી તે ઘણા વર્ષો સુધી બહાર રહીને રખડતો ભટકતો રહ્યો છે, તેથી એમ અનુમાન થઇ શકે છે કે, તેને ત્યાંથી રાજદ્વારી કારણોસર દેશવટો આપવામા આવેલો હશે પણ એક મુદ્દા વિષે મને સમજણ પડતી નથી સરકારી છાપવાળા કાગળો તેને કેમ મળતા હશે? રાજદ્વારી દેશવટો પામેલાઓને આવી રીતે ખુલ્લી સરકારી છાપવાળા કાગળો કદી પણ કોઇ સરકાર લખે નહી !" મેરીઅન પ્રશ્ન પુછે છે કે, " શુ તે ઈટાલિયન રાજદ્વારી જાસુસ હશે ?"

આ લખાણ મને કિંમતી થઈ પડયુ મે મારૂ સર્વ ધ્યાન એ મુદ્દા પાછળ રોકયુ તે કોઇ પણ રાજદ્વારી છુપા મડળનો સભાસદ હોય, કદાચ રાજદ્વારી જાસુસ હોય કે પછી રાજદ્વારી દેશવટો પામેયો માણસ હોય, એ મને સભવિત લાગ્યુ પણ તે કોણ છે, એ જાણવા માટે મારે મદદ કોની લેવી ? કોઇ પણ ઈટાલિયન સજ્જનને મારે શોધી કાઢવો જોઇએ તે ઈટાનિયન ગૃહસ્થોની બાબતમા બ્લેકવૉટર પાર્કમા ચિંતાતુર કેમ રહેતો હતો ? શુ તે ઈટાલિયનોથી બ્હીતો હતો અથવા તો શુ ઈટાલિયનો પાસેથી કાઇ પૂછપરછ કરી લેવા માટે તેમના વિષે શોધખોળમા રહેતો ? વિશેષ વિચાર કરતા હુ મારા નિશ્ચયમા દ્દઢ થયો કે, મારી બધી શકાઓ કોઇકિ પણ ઈતર ઇટાલિયનની મદદથી જ દૂર થવાનો સભવ છે

એ વર્ષે લડનમા હાઇડ પાર્કમા એક મોટુ પ્રદર્શન ભરાનાર હતુ દેશ વિદેશથી ઘણા માણસો એ પ્રદર્શન માટે લડનમા એકઠા થવા લાગ્યા હતા સમય મે માસની આખરનો હતો જૂન મહિનાની આખરે કદાચ કાઉન્ટ પોતાનુ ભાડાતુ મકાન ખાલી કરીને પોતાના દેશમા ચાલ્યો જાય પણ કદાચ તે સ્વદેશમાથી દેશવટો પામ્યો હોય તો મકાનનુ ભાડુ ન પણ ઉતારે ગમે ને થાઓ, પણ મારે હવે મારા પગલા ઝડપથી ભરવા જોઇએ લગભગ એક પખવાડીઆની અદર મારે મારૂ કામ આટોપી લેવુ જોઇએ કાઉન્ટ કોણ છે ? કાઉન્ટ શા માટે લાબા વખતથી પોતાના દેશમા ગયો નથી ? આ પ્રશ્નો મારા મનમા રમી રહ્યા

હતા તે દરમ્યાન અચાનક એક દિવસ મને મદદ કરે એવા એક માણુ-સનુ મને સ્મરણ થઈ આવ્યુ એ માણસ ઇટાલિયન હતો, એટલુજ નહી પણ મારો ગાઢ પરિચિત તથા પરમ મિત્ર હતો એ કોઇજ નહી પણ મારો ઠીગુજી અને વિચિત્ર મિત્ર પ્રોફેસર પેસ્કા

કથાનકના પ્રારભકાળમા એ પ્રોફેસર વિષે હુ કેટલુક કહી ગયો છુ એ પછી અત્યાર સુધી એટલે કે આ કથાનકનો અન્તકાળ આવી પહોચ્યો છે ત્યાસુધી મને તેનુ સ્મરણ સુદ્ધાત થયુ નથી કદાચ અત્યારે તે મને અત્યત ઉપયોગી થઇ પડે અને મારા ઉદ્દેશની સિદ્ધિ કરાવી આપવામા મને સદાને માટે તે યાદ રહી જાય એવી મદદ કરે

આ કથાનકમા મે એવો નિયમ રાખ્યો છે કે તેમાના પાત્રો સયો-ગોના ક્રમાનુક્રમેજ આવે અને જાય એમા મારી અગત ઇચ્છા મુજબ, મારી મરજીને ગમે તેને ગમે ત્યા રજૂ કર્યાં નથી આથી માત્ર પ્રો પેસ્કાજ નહીં પણ મારી માતા અને બહેનને આ કથાનકમા મે ઘ-ડીએ ને પલકે રજૂ કર્યાં નથી વળી કેટલીક બિનજરૂરી હકિકતોની નોધ આ કથાનકમા મે જાણી જોઇને જ કરી નથી દાખલા તરીકે, કબ્રસ્તાનમા મારો અને લૉરાનો મેળાપ થયો અને મેરીઅન સાથે અમે બન્નેએ લડન-નિવાસ કર્યો તે પહેલા મારી માતા અને બહેન પાસે જઇને મે તેમને લૉરાની હયાતિ વિષે ખાતરી કરી આપવા કરેલા પ્રયત્નો, તેઓએ તેની હયાતિ માનવાની પાડેલી ચોખ્ખી ના, મારે અને તેમને પડેલો પ્રમાણિક મતભેદ, અને તેને પરિણામે અમારા કુ-ટુબમા ઉત્પન્ન થયલી કડવાશ—એ બધી બાબતોનુ વર્ણન આ કથાનક-મા મે રજૂ કર્યું જ નથી આવી રીતે પ્રોફેસર પેસ્કાના સબધમા પણુ અધવચ્ચના ભાગમા અનેક વખત નજીવી બાબતોમા મને પ્રસગ પડેલા પણુ તે વિષે મે અત્યાર સુધી ઉલ્લેખ કર્યો નથી એ કહેવાની જરૂર નથી કે, હુ અમેરિકા ગયો ત્યારે મારો એ મિત્ર મને બદર ઉપર વળાય દેવા આવ્યો હતો હુ પાછો ફર્યો ત્યારે તેણે મને મારા કાર્યમા મદદ કરવા માગણી કરી હતી હુ જાણુતો હતો કે, તેનુ અતકરણ

સ્વચ્છ છે અને તે પરમ સ્નેહાળ છે, તોપણ મારે મારૂ કાર્ય એકલે હાથે કરવુ હતુ તેથી મે તેની મદદ સ્વીકારી નહતી જો આજ પહેલા તે સ્વીકારી હોત તો તેને લગતું વર્ણન આ કથાનકમા મે રજૂ કર્યું હોત. અત્રે એટલુજ કહેવુ બસ થઈ પડશે કે, તે આજ સુધી મારાથી દૂર રહ્યો નહતો હુ તેને ઘણી વખત મળતો અને અમારો સબધ જેવો ને તેવો પ્રેમાળ રહ્યો હતો

પ્રોફેસર પૈસ્કા પાસે આ વખતે જતા પહેલા કાઉન્ટની હિલચાલ મે થોડાક દિવસ સુધી તપાસવાની પ્રવૃત્તિ આદરી ફુલહામમા આવ્યા પછી ત્રણ દિવસ બાદ સહવારના દશ અને અગીયાર વાગ્યાની વચ્ચે હુ સત જોન વુડ ખાતે એકલો જવા નીકળ્યો આજસુધી મે કાઉન્ટને કદી જોયો નહતો પણ મેરીઅનની નોધપોથીમા તેના વિષે આવતા બારિક વર્ણનથી તેને હુ સહેલાઇથી ઓળખી શકીશ, એવી મને ખાત્રી હતી ફોરેસ્ટ રોડ ઉપર પાચમા નબરના મકાન આગળ હુ પહોચ્યો ત્યારે તેની એકે બારીઓમા કોઇને મે ઉભેલુ જોયુ નહીં મકાનના આગલ્યા ભાગ તરફથી વળીને હુ પાછલ્યા ભાગ તરફ ગયો તે બાજુએ ભોયતળીઆવાળા ભાગમા એક ખડની બારીઓ ઉઘાડી હતી, પરતુ તે બારી ઉપર લાલ પડદો નાખેલો હતો તે ખડના અદરના ભાગમા પક્ષીઓની સિસોટીઓ, તીણી કિકિયારીઓ અને તે સાથે કોઇ માણુસની સિસોટીઓ પણ સભળાતી હતી મેરીઅનના વર્ણન મુજબ, હુ સમજી ગયો કે, એ માણુસ કોઇજ નહીં પણ કાઉન્ટ ફોસ્કો હોવો જોઇએ અને તે અત્યારે પોતાના પાળેલા પક્ષીઓને રમાડતો હોવો જોઇએ

હુ એક જગ્યાએ છુપાઇને ઉભો રહ્યો લગભગ ૦। કલાક સુધી પક્ષીઓ સાથેની રમત ચાલુ રહી અને એ પછી તે માણુસની સિસોટીઓ બધ થઈ તેણે એક વિદેશી ગીત લલકારવા માડયુ એજ ગીત ચાલુ હતુ અને તે દરમ્યાન મકાનનુ બારણુ ઉઘડયુ મને લાગ્યુ કે, તે હવે બહાર નીકળ્યો છે તેથી હું પણ મકાનના આગલ્યા ભાગ તરફ ગયો મેરીઅનના વર્ણન મુજબ, એક જાડો અને વૃદ્ધ પુરુષ પોતાના

સહવારના પોષાકમા સજ્જ થયેલો બાગના દરવાજા આગળ ઉભો ઉભો ગીત લલકારી રહ્યો હતો આમતેમ જોયા વિનાજ તેણે દરવાજામાથી બહાર નીકળીને રીજન્ટસ પાર્ક તરફને રસ્તે ચાલવા માડયુ તેની સ્ફુર્તિ, તેનુ આનદીપણુ અને તેનો ઉત્સાહ જોઇને હુ તો અજબ જ થયો. ૬૦ વર્ષનો આ વૃદ્ધ પુરુષ ૪૦ થી ઓછા વર્ષવાળા યુવાનની માફક ચપળતાથી ચાલતો હતો! પોતાના હાથમાની સોટી ઘડીમા હવામા વીઝતો તથા ઘડીમા જમીન ઉપરના પથ્થરને ફટકારતો, મોઢામાથી ઝીણુ ગાન લલકારતો અને આસપાસના મકાનો, બગીચાઓ વગેરે તરફ નજર કરતો ખુશ મિજાજથી ચાલ્યો જતો હતો હુ તેની પાછળ પાછળ ચાલ્યો પણ તેણે પોતાની ગતિ દરમ્યાન એક-વાર પણ પાછળ નજર કરી નહીં રસ્તેથી તેને સામે મળનારા પુરુષો તરફ પણ તેણે લગારે દૃષ્ટિપાત કર્યો નહી પરતુ જો નાના બાળકો અથવા તેમની સાથેની આયાઓ માર્ગમા મળતા તો તેમની સામે જોઇને તે હસતો અને કાઇક રમુજી ટીકાઓ કરતો

હુ જેની પાછળ ચાલુ છુ તે કાઉન્ટ ફ્રોસ્કોજ છે,એમા તો શકા નથી, એમ મે નક્કી માની લીધુ, રીજન્ટસ પાર્ક આગળ તેની પશ્ચિમ દિશાએ આવેલી દુકાનોમાની એકમા તે પેઠો અને માખણવાળો એક પાઉ લઇને બહાર આવ્યો એક નાના બચ્ચાની માફક તેણે તે પાઉ પોતાના મોમા ઘાલીને ખાધો અને વધેલો ભાગ હાથમા રાખીને આગળ ચાલ્યો જરાક દૂર જતા એક ઇટાલિયન મદારી વાદરાનો ખેલ કરતો હતો તે જોવા માટે તે ઉભો રહ્યો પાછુ પાઉને એક બટકુ ભરીને જે ભાગ બાકી વધ્યો તે તેણે પેલા મદારીને આપતા દયાભરેલા સ્વરે કહ્યુ: 'મારી નાનકડા ગરીબ માણસ! તુ ભૂખ્યો જણાય છે ભૂખ્યાને ખાવાનું આપવાની માણસજાતની પવિત્ર ફરજથી પ્રેરાઇને હુ તને આ ખોરાક આપુ છુ" તે મદારીએ સલામ કરીને પાઉનો કટકો લીધો કાઉન્ટ પોતાના ખભા હલાવીને ત્યાથી આગળ ચાલ્યો થોડેક દૂર જતા એક ચસ્મા-વાળાની દુકાન આવી તે તેમા પેઠો એટલે મે ધાર્યુ કે, સમારકામ માટે

આપેલી કાંઈક વસ્તુ લેવા તે ગયો હશે, પણ ના તે બહાર આવ્યો ત્યારે મે જોયુ કે, તેના હાથમા એક દુર્બિન હતુ નાટકો જોવા જનારા એ જે જાતના દુર્બિન આ દેશમા રાખે છે તે જાતનુ આ દુર્બિન પોતાના હાથમા રાખીને તે ખુશમિજાજથી આગળ વધ્યો એક સ્થળે એક દિવાલ ઉપર મોટુ હસ્તપત્ર ચોઢવામા આવેલુ હતુ કાઉન્ટ તે વાચવા માટે ઉભો રહ્યો વાચ્યા પછી ક્ષણેક પર્યન્ત વિચાર કરીને, રસ્તામાથી પસાર થતી એક ખાલી ભાડુતી ગાડી તેણે ઉભી રખાવી અને આસપાસ આડુ અવળુ જોયા વિનાજ તે એકદમ તેમા બેઠો ગાડીવાનને તેણે વરદી આપી " નાટકશાળા તરફ ચલાવ "

તેની ગાડી ગયા પછી હુ હસ્તપત્રવાળી દિવાલ પાસે ગયો, તે વાચીને નાટકશાળાનુ નામ, નાટકનુ નામ તથા નાટક શરૂ થવાનો સમય મે મારી નોધપોથીમા નોધી લીધા. નાટક આજે રાત્રે થનાર હતુ છતા મધ્યાહ્ન કાળથી નાટકશાળા તરફ તે કેમ ગયો હશે, એવો પ્રશ્ન મને ઉપજ્યો પણ તેનુ સમાધાન મે તરતજ કરી લીધુ અગાઉથી પોતાને મનમાનતી ખુરશી અનામત કરાવી રાખવા માટે તે અત્યારે ત્યા ગયો છે અને જરૂર રાત્રે તે નાટ્ય–ગૃહને દીપાવશે !

મારે શુ કરવુ, તેનો નિર્ણય પણ મે તરતજ કરી લીધો મારા એક ઓળખીતા ચિત્રકારને ત્યા હુ ગયો તે ચિત્રકાર મજકુર નાટકશાળાના દેખાવો ચીતરનારાઓમાનો એક હતો મે તેની પાસેથી બે મફત 'પાસ' મેળવ્યા અહીંથી નીકળીને હુ પ્રો પેસ્કાને ત્યા ગયો તે ઘેર નહોતો મે એક ચીઠ્ઠી લખીને તેને રાતના સવાઆઠ વાગ્યે નાટક જોવા આવવા માટે તૈયાર થઈ રહેવા જણાવ્યુ ચીઠ્ઠી તેના મકાનમા નાખીને હુ ઘેર પાછો ફર્યો

પેસ્કા વિના મારે આજે નાટક જોવુ નિરર્થક હતુ, કારણ કે, મારો ઉદ્દેશ એ હતો કે, એ ઈટાલિયન પ્રોફેસર, આ ઈટાલિયન કાઉન્ટને ઓળખે છે કે કેમ, એ નક્કી કરી લેવુ અને જરૂર પડે તો પ્રોફેસરની મદદ મારી યોજના માટે માગવી

રાતના બરાબર સવા આઠે હુ પેરકાને ત્યા ગયો તે તો ખૂબ આનદી બની જઇને નાટક જોવા માટે પોષાક પહેરીને તૈયાર જ થઈ બેઠો હતો

મે તેને પુછ્યુ "કેમ તૈયાર છો ને ?"

તેણે જવાબ દીધો "બેશક બેશક, ચાલો"

એક ભાડુતી ગાડીમા બેસીને અમે નાટકશાળા તરફ ગયા

અમે નાટકશાળામા પહોચ્યા ત્યારે નાટક શરૂ થવાને થોડીક જ વાર હતી હુ પ્રથમ જૂદા જૂદા વર્ગો જોઇ વળ્યો એમ કરવામા મારો ઉદ્દેશ એ હતો કે, કાઉન્ટ કિયા વર્ગમા બેઠો છે, તે નક્કી કરી લેવુ તપાસ કરતા કરતા તે 'પિટ' વર્ગમા બેઠેલો જણાયો પ્રોફેસરને લઇને હુ તે વર્ગમા દાખલ થયો અને કાઉન્ટ જે હરોળમા બેઠો હતો તેજ હરોળમા તેનાથી દશપદર બેઠકો દૂર બેઠો પ્રોફેસરને અજાયબી તો થઇ કે, હુ આ વર્ગમા તેને કેમ લાવ્યો, પણ એ માટે મે તે વખતે તેને કાઇ ખુલાસો કર્યો નહી

પડદો ઉઘડયો અને નાટક શરૂ થયુ

પહેલા અક દરમ્યાન કાઉન્ટ પોતાની જગ્યાએથી બિલ્કુલ હાલ્યો ચાલ્યો નહીં નાટકના સગીત તરફ તે ઘણુજ ધ્યાન આપતો હતો અને કોઇવાર જ્યારે આખો પ્રેક્ષકવર્ગ શાન્ત રહેતો ત્યારે સગીતની અપૂર્વ મઝામા તલ્લીન થઇ જઇને તે તાળીઓ પાડી ઉઠતો પ્રથમાક પૂર્ણ થતા વચગાળે વિશ્રાન્તિનો જે સમય મળ્યો તેમા તે પોતાની જગ્યાએથી ઉભો થઈ જૂદા જૂદા વર્ગમાના પ્રેક્ષકોને પોતાના દુર્બિનની મદદથી નિહાળવા લાગ્યો હુ તેની આ હિલચાલ માટે કયારનોયે રાહ જોઈ રહ્યો હતો પેરકા તેને ઓળખે છે કે કેમ તે જાણવાનો મોકો અત્યારે જ હતો

કાઉન્ટે શરૂઆતમા 'બોક્ષ' વર્ગમાના પ્રેક્ષકોને નિહાળી જોયા. એ પછી ધીમે ધીમે તે બીજા વર્ગોમા જોવા લાગ્યો કેટલીક ક્ષણ વહી ગયા પછી અમારા વર્ગનો વારો આવ્યો પોતાનુ દુર્બિન આખ આગળથી

બેસેડીને જ્યારે બરાબર અમારા તરફ મો રાખીને તે જોતો હતો ત્યારે મે પેસ્કાને કહ્યુ " પેલા આસામીને તમે ઓળખો છો ?"

"મારા મિત્ર ! કિયો આસામી ?"

"પેલો ઉંચો, જાડો અને પડછંગ દેખાવનો આપણા તરફ મો રાખીને ઉભો ઉભો અહીંતહીં જુએ છે તે" એમ કહીને મે કાઉન્ટ તરફ તેનુ ધ્યાન આકર્ષ્યુ

પેસ્કા પોતાની જગ્યાએ ઉભો થયો તેણે ચોકસાઇથી કાઉન્ટ તરફ જોયુ અને એ બાદ મને કહ્યુ " ના એ જાડા પુરુષની મને તો કાઈજ ઓળખાણ પડતી નથી શુ તે કોઈ પ્રસિદ્ધ પુરુષ છે ? તુ તેના જ વિષે મને કેમ પૂછપરછ કરે છે ?"

"કારણ કે, તેના સબધમા મારે કેટલીક હકિકતો મેળવવી છે. તે તમારા દેશનો વતની છે તેનુ નામ કાઉન્ટ ફોસ્કો છે તમે શુ એ નામવાળા કોઈ ઇટાલિયન ગૃહસ્થને ઓળખતા નથી ?"

"ના વૉલ્ટર એ નામ પણ મે સાભળ્યુ નથી તથા આ માણસને પણ મે ઇટાલિમા કે બીજે કોઈ સ્થળે કોઈવાર જોયો નથી"

"તમને ખાત્રી છે કે, તમે તેને ઓળખી શકતા નથી ? એકવાર ફરીથી તેના તરફ ધ્યાન દઇને જુઓ આપણે નાટકશાળામાથી બહાર જઇશુ ત્યારે હુ તમને કહીશ કે, કિયા ખાસ અને અગત્યના હેતુપુર સર હુ તમારી પાસે આ માગણી કરૂ છુ"

એ ઠીંગુજી વધારે બારિકાઇથી તપાસ કરવા માટે પોતાની ખુરશી ઉપર ચઢીને ઉભો રહ્યો, અને એ સ્થિતિમા કાઉન્ટ તરફ તે જોઇ રહ્યો

આ વખતે એક દુબળો અને ઉંચો માણસ પણ પેસ્કાની માફક કાઉન્ટ તરફ જોવા લાગ્યો, તે માણસ અમારી પાસેજ ઉભો હતો તેના ડાબા ગાલ ઉપર એક મસ હતો તેની હિલચાલ ઉપરથી મે અનુમાન કર્યું કે, તે મારી અને પેસ્કાની વાત સાભળીને કદાચ કૌતુકથી કાઉન્ટ તરફ જોઈ રહ્યો હશે.

પેરકાએ પુરૂ અવલોકન કરી લીધા બાદ મને કહ્યુ “ મિત્ર, મારે તને નિરાશ કરવો પડે છે હુ એ માણસને મારી જિદગીમા આજે પહેલી વાર જોઉં છુ હુ તેને મુદ્દલે ઓળખતો નથી ” તે મને આમ કહેતો હતો, તે છતા તેની આખ હજીયે કાઉન્ટ ઉપર ઠરેલી હતી તેણે પોતાનુ વાક્ય પુરૂ કર્યું કે તરતજ કાઉન્ટની ફરતી નજર અદ્દલ તેની નજર સાથે એક થઈ આ બન્ને ઇટાલિયનો એક બીજાને જોઈ રહ્યા મારૂ ધ્યાન તે તરફ ગયુ બન્નેના ચહેરાઓ મે તપાસ્યા મને ખાત્રી થઈ કે, પેરકાએ મને પ્રમાણિકપણે સાચુ જ કહ્યુ હતુ તે તેને ઓળખતો હોય એવો લગારે ભાવ તેના વદન ઉપર જણાયો નહી પરતુ તેજ વેળાએ મને બીજી ખાત્રી થઈ કે, કાઉન્ટ, પેરકાને ઓળખે છે! એટલુજ નહીં પણ પેરકાથી બ્હીએ છે !

એ બદમાશના ચહેરામા થયેલા ફેરફારને લીધેજ મે પાછલુ અનુમાન કર્યું મેરીઅનની નોધપોથી મુજબ, કાઉન્ટના ચહેરામા કદી ગભરાટના ભાવ જણાતા નહી—અને એ ભાન તે ખૂબીથી છુપાવી શકતો પણ આજ અત્યારે મે જોયુ કે, તેના ચહેરામા ગભરાટના ચિહ્ન ચોખ્ખા જણાઈ ચૂકયા છે—તે પોતાના ભાવ છુપાવી શકયો નથી ! મે જોયુ કે, તેના મો ઉપરની તેજી ઉડી ગઈ જાણે પોતાની સામે મોતની મૂર્ત્તિ ઉભી હોય અને તેનાથી પોતે ડરતો હોય તેમ તે ઘડીભર આભો બની ગયો તેની ભૂરી આખો ફીક્કી પડી ગઈ અને માથાથી તે પગ સુધી હાલ્યાચાલ્યા વિના તે ક્ષણભર જડવત્ સ્થિર બની ગયો ! હુ તરતજ સમજી ગયો કે, તે પેરકાને બરાબર ઓળખી ચૂકયો હોવાથી અને પેરકાના કોઇક છુપા પ્રભાવથી ડરી ગયો હોવાથી તેનામા આ બધા ફેરફાર થયા છે

ગાલ ઉપર કાળા મસવાળો દુબળો પાતળો પુરુષ હજી અમારી નજદિક ઉભો હતો તેની આખો કાઉન્ટ સામે અને કાન અમારા તરફ હતા એ માણસ પણ કોઇક વિદેશી હોય એમ મને લાગ્યુ તેની રીતભાત અમને તો જરાકે ખલેલ અથવા અપમાન કરનારી નીવડી નહોતી

એટલે મારે તેની હિલચાલ માટે તેને કાંઈ કહેવાનુ નહતુ પણ મે જોયું કે, કાઉન્ટના ભાવોમાના ફેરફાર જોઇને તે માણસની આખમા કોઇક અજબ ચમકારો જણાયો હર્ષથી તે પોતાના હાથ મસળવા લાગ્યો

કાઉન્ટ શા કારણે પેસ્કાથી બ્હીન્યો હશે, એના વિચારતરગોમા હુ તલ્લીન થઇ ગયો એટલામા પેસ્કાએ તેમા ભગ પાડયો તે બોલ્યો- "વૉલ્ટર, પેલો જાડો માણસ મારા તરફ તાકી તાકીને શા માટે જોઈ રહ્યો હશે ? શુ હુ કોઇ સુપ્રસિદ્ધ પુરુષ છુ ? હુ તેને ઓળખતો નથી, છતા તે જાણે મને ઓળખતો હોય તેમ, મારા તરફ શા સારૂ જોઇ રહ્યો હશે ?"

પેસ્કાના લક્ષમા આ મુદ્દો આવ્યો, એ મને ઠીક લાગ્યુ, કેમકે હુ એજ મુદ્દા ઉપર પેસ્કાની સ્મરણશક્તિમા વધારે ચેતન રેડવાના ઠરાવ ઉપર આવ્યો હતો

કાઉન્ટની હિલચાલ તપાસવી મે ચાલુ રાખી પેસ્કા મારા તરફ જોઇને જ્યારે વાત કરવા લાગ્યો ત્યારે કાઉન્ટ પોતાની જગ્યાએથી ખસ્યો મે પેસ્કાનુ ધ્યાન જાણી જોઇને બીજી દિશામા ખેચ્યુ મે તેને કહ્યુ "પ્રોફેસર, જુઓ તો ખરા કે, આજના પ્રેક્ષક વર્ગમા તમારા કોઈ શિષ્યાઓ કે શિષ્યો નજરે પડે છે ?" તેણે દુર્બિન આખ આગળ રાખીને તમામ વર્ગો તપાસવા માડયા દરમ્યાન કાઉન્ટ ઉપરથી મે મારી નજર ખસેડી નહીં

પેસ્કા, પ્રેક્ષક વર્ગનું નિરીક્ષણ કરવામા રોકાયો એટલે કાઉન્ટ 'પિટ' વર્ગના દરવાજા તરફ જવા લાગ્યો ક્ષણાર્ધમા તે તો દરવાજા બહાર નીકળી ચૂક્યો મે હવે પ્રોફેસરનો હાથ ઝાલ્યો અને " શુ કરે છે? આમ કેમ ?"એવા તેના આશ્ચર્યના ઉદ્દગારોની દરકાર નહીં કરીને 'પિટ' વર્ગના એક બીજા દરવાજામાથી હુ તેને બહાર ખેચી ગયો વિશ્રાન્તિનો સમય હોવાથી બીજા પ્રેક્ષકો નાટકશાળાના ચોગાનમા બહાર આવેલા હતા ગીરદી પુષ્કળ હતી. તેની વચ્ચે થઇને મુખ્ય દરવાજા આગળ જતા અમને

થોડોક વખત લાગ્યો મુખ્ય દરવાજા આગળ અમે આવ્યા એટલે કાઉન્ટને એક ગાડીમા બેસીને પસાર થતો અમે જોયો. તેની પાછળ એક બીજી ગાડીમા કાળા મસવાળો દુબળો વિદેશી પણ હતો

મે પેસ્કાને કહ્યુ "મિત્ર, મારે તમને ખાનગીમા અત્યારે ને અત્યારે કેટલીક અગત્યની બાબતો કહેવાની છે માટે ચાલો, તમારે ઘેર આપણે જઇએ"

પ્રોફેસર અત્યત અજાયબીથી અને ગભરાટથી બોલ્યો "વાહ! એવી તે શી અગત્યની પચાત હમણા ઉભી થઈ છે? !"

તેને જવાબ આપ્યા વિના જ મે આગળને આગળ ચાલવા માડયુ. જે સયોગોમા કાઉન્ટ નાટકશાળામાથી નાસી ગયો તે ઉપર વિચાર કરતા મને લાગ્યુ કે, પેસ્કાની નજરે હવે સિ'કુલ પડાય નહીં તે માટે તે કદાચ લડન છોડીને પણ જતો રહે, એ બનવા જોગ છે તેના મકાનના ભાડાની મુદ્દત પુરી થાય છે અને તેને પેસ્કાથી ભય ઉત્પન્ન થયો છે, એટલે લડનમાથી નાસી જવા તે હવે લગારે આનાકાની કરશે નહીં આથી તેને છટકવા માટે એક દિવસની મહેતલ જો હુ આપીશ તો મારી અત્યાર સુધીની બધી મહેનત ફોક થશે આમ ધારીને મે પેસ્કાને તમામ હકિકત કહી દેવાનો તથા તેની પાસેથી હુ કેવા પ્રકારની મદદ માગતો હતો તે જાહેર કરી દેવાનો પાકો નિશ્ચય કર્યો

પેસ્કાને ઘેર પહોચતા અમે તેના ખાનગી ખડમા દાખલ થયા એટલે મે તરતજ તેના આશ્ચર્યમા અને તેની મુઝવણમા વધારો કર્યો મારો હેતુ જાહેર કરી દઇને મે તેને મારી તમામ હકિકતથી વાકેફ કર્યો

એ સાભળીને તે દયામણુ મો કરીને મને કહેવા લાગ્યો "ભાઈ, મને આ ઝઘડામા કયા વચ્ચે નાખે છે? આવી બધી ભાજગડો અને ધાધલની પ્રવૃત્તિ મે હવે છોડી દીધી છે હુ એ માણસને ઓળખતો નથી, એટલે મારી મદદની આશા નિરર્થક છે"

" મિત્ર ! એમ નાહિમ્મત થશો, તે નહીં ચાલે હુ ખાત્રીથી કહુ છુ કે, તે માણુસ તમને ઓળખી ચૂકયો છે તમને જોઇને તે ભયથી ધોળો અને ફીક્કો પડી ગયો હતો અને તમારી નજરે ન પડાય તે માટે તે નાટકશાળામાથી નાસી ગયો છે હવે જો તમે મને અત્યારે મદદ નહીં કરો તો કદાચ આવતી કાલે સહવારે તે ઇંગ્લાડમાથી નાસી જશે જરાક મહેનત લઇને એક બે મુદ્દાઓ વિષે વિચાર કરી જુઓ તમે આ દેશમા શા માટે આવ્યા હતા ? મને યાદ છે કે, તમે ઇટાલિનો કિનારો રાજદ્વારી કારણોસર છોડયો છે, એમ મને કહ્યુ હતુ તમે એ કારણો મને કહ્યા નથી મારે તે કારણો જાણુવા નથી, પણ હુ માત્ર તમને એ કારણો ઉપર મનન કરી જોવા કહુ છુ અને એ મનન દરમ્યાન ખાસ એ મુદ્દા ઉપર તમારી સ્મરણુશક્તિને કસવા કહુ છુ કે, એ માણુસ તમને જોઇને મોત જેવો ફીક્કો કેમ પડી ગયો ? એ માટે કાંઇક પણ કારણુ હોવુ જ જોઇએ "

મારા આ સભાષણે તેના ઉપર અજબ અસર કરી મે જોયુ કે, જે ફીક્કાશ મે કાઉન્ટના ચહેરા ઉપર નાટકશાળામા જોઈ હતી તેજ ફીક્કાશ હવે પેસ્કાના ચહેરા ઉપર ફરી વળી મારા ! મિત્રનો ગુલાબી ચહેરો ક્ષણાર્ધમા સફેદ બની ગયો તે પગથી તે માથાસુધી ધ્રુજવા લાગ્યો અને ધીમે ડગલે મારાથી દૂર હઠી ગયો

તેણે કહ્યુ " વૉલ્ટર ! તે કેવી માગણી કરી છે, તેનો તને ખ્યાલ હોય એમ જણાતુ નથી "

આ વાક્ય તે બહુ ધીમા અને દબાયલા સ્વરે બોલ્યો અને તે પછી વિચારતદ્રામા તે એટલો બધો વિલીન થઈ ગયો કે, કેટલોક વખત સુધી અવાક્ રહ્યો તેની એ સ્થિતિ દરમ્યાન તેના તરફ જોતા મને માલુમ પડયુ કે, મારો હમેશનો આ આનદી પ્રકૃતિનો અને સરળ મનનો મિત્ર કોઇક મહાન્ ભય અને આફતના વિચારોથી બહુજ ગંભીર, બહુજ ગભરાયલો અને બહુજ બહેબાકળો બની ગયો છે તેની આવી સ્થિતિ કરવા માટે મારે તેની માફી માગવી જોઇએ, એમ મને લાગ્યુ.

મે કહ્યુ " મિત્ર, જો મારી માગણીથી મે તમને દુ ખ ઉપજાવ્યુ હોય તો તે ઈરાદાપૂર્વક ઉપજાવ્યુ નથી મે એવી ઇચ્છા નહોતી રાખી કે, મને મદદ કરવા માટે તમને દુ ખ ઉત્પન્ન કરવુ હુ તમારી માફી માગુ છુ કાઉન્ટે મારી પત્નીને કેટલો બધો અન્યાય કર્યો છે તેનો જો તમે ખ્યાલ લાવશો, તો હુ જે ન્યાય માટે ખૂબ ઇન્તેજારી ધરાવુ છુ તેના પરિણામે છેક છેવટનો પાસો અને તે પણ મારા શત્રુથી ન છટકી શકાય એવો પાસો ફેકવા મને આતુર ઇચ્છા રહે, એ સ્વાભાવિક છે, એમ તમે પણ કબુલ કરશો હુ મારી પત્નીના લાભ માટે તમારી મદદ માગતો હતો-કેવળ તેનુજ હિત વિચારીને તમને તસ્દી આપવા ઇચ્છિતો હતો પણ હવે જ્યારે હુ જોઉં છુ કે, તેવી મદદ કરવા માટે તમને દુ ખ થાય છે, તમારી શાતિમા અને તમારા આનદમા ખલેલ પહોચે છે ત્યારે હુ તમારી માફી માગીને જાહેર કરૂ છુ કે, હવે હુ તમને ત્રાસ નહીં આપુ હુ મારી મેળે મારૂ ફોડી લઇશ "

આમ કહીને હુ મારા સ્થાનેથી ઉઠયો અને બહાર જવા માટે બારણા તરફ જવા લાગ્યો બારણા નજદિક હુ પહોચ્યો એટલે તેણે કહ્યુ " થોભી જા મિત્ર, તે મારા અગે અગને ધ્રુજાવી નાખ્યા છે મને સ્વસ્થ થવા દે મારો દેશ મે શા કારણે છોડયો, એ મુદ્દા ઉપર હુ તને કાઇક કહીશ પણ તે પહેલા મને શાન્ત થવા દે " હુ પાછો ફર્યો અને મારી ખુરશી ઉપર પાછો બેઠો તે પોતાના સ્થાનેથી ઉઠીને ઓરડામા અહીં તહી ફરવા લાગ્યો કેટલાક આટા ફેરા માર્યા પછી તે એકાએક મારી નજદિક આવીને ઉભો રહ્યો પોતાના બન્ને હાથ મારા હૃદય ઉપર મૂકીને તે કહેવા લાગ્યો " વૉલ્ટર, અત કરણ પૂર્વક કહેજે મારા સિવાય બીજા કોઈની મારફત તુ તે માણસને બીજા કોઈ ઉપાયથી સપડાવી શકે તેમ નથી ?"

મે જવાબ દીધો " ના બીજો કોઇ જ ઉપાય નથી "

તે મજકુર ખડના બારણા પાસે ગયો બારણુ ઉઘાડીને તેણે બહાર ડોકીઉં કરીને આમતેમ નજર ફરી અને પાછુ તે વાસી દઇને

મારી નજદિક આવીને બેઠો તથા બોલ્યો " વૉલ્ટર, જે દિવસે તે મારી જિંદગી ઉગારી છે તે દિવસથી તે મારા જીવન ઉપર હક્ક મેળવ્યો છે એ જીવન તારી સેવામા અર્પણ કરવાનુ મે તેજ ક્ષણે જાહેર કર્યું હતુ એ જીવન જો તારે લઇ લેવુ હોય તો તુ ખુશીથી લઈ શકે છે મિત્ર ! તે હમણાજ લે હા હુ જે કહુ છુ તેજ મારા મનનો ઉદ્દેશ છે હવે પછી હુ તને જે મિનાઓથી વાકેફ કરનાર છુ તે એવી છે કે, તે જાહેર કરતા મારૂ જે જીવન હુ તારા હાથમા મૂકી દઉં છુ, તેને ઉગારવુ યાતો તેનો નાશ કરવો એનો આધાર તારી એકલાનીજ મરજી ઉપર રહેશે "

તેના આ શબ્દો ઉપરથી મને ખાત્રી થઈ કે, તે કોઇક અત્યત ગભીર બાબતથી મને વાકેફ કરનાર છે અને તે ગભીર બાબતમા તેની જીવન-દોરીના વિનાશનો ભય રહેલો છે એવી શી બાબત હશે, એ જાણવાની મને ચટપટી થઇ રહી

તેણે ઉશ્કેરણીથી અને જુસ્સાથી પોતાના હાથ હલાવતા મને કહ્યુ "હુ તને જે હકિકત કહીશ તેને એ માણસ-ફ્રેરકો-સાથે શો સબધ છે, તેની કલ્પના મારા મનમા તો હુ કરી શકતો નથી પણ જો એમાથી કાઈ સબધ તુ તારવી શકે, તો એક ચેતવણી આપવાની જરૂર મને લાગે છે તે એ કે, મને એ વિષે કાઇજ કહીશ નહીં હુ તને પગે પડીને વિનતિ કરૂ છુ કે, એને લગતા ભવિષ્યથી મને અજ્ઞાન જ રહેવા દેજે-મને નિર્દોષ જ રહેવા દેજે અને હુ તેને અત્યારે ઓળખતો નથી તેમ હવે પછી પણ મને તેની ઓળખાણ-આપવા-અપાવવા-માથાકુટ કરીશ નહીં "

તેના આ કથાનકનો ઉદ્દેશ હુ અત્યારે સમજી શકયો નહીં પણ કદાચ ભવિષ્યમા એ સમજાશે, એમ ધારીને હાલતુર્ત તો મે તેને આશ્વાસન આપ્યુ કે, તમારી સૂચના ધ્યાનમા રાખના હુ પ્રયત્ન કરીશ.

હુ જાણતો હતો કે, પેસ્કાને અગ્રેજી ભાષામા વાતચીત કરવી મુશ્કેલ લાગે છે કદાચ તેને કહેવાની હકિકત લાબી હોય તો તે અગ્રેજી

ભાષાદ્વારા મને બરાબર સમજાવી શકે નહી આથી મે તેને સૂચવ્યુ કે, તમારી ભાષામાજ તમે તમારી હકિકત કહો હુ ઇટાલિયન ભાષા સમજી શકતો હતો પણ જાતે બોલી શકતો નહતો એટલે તેણે મારી સૂચનાનો સ્વીકાર કર્યો અને મારે અપવચ્ય જો તેને કાઈ પ્રશ્નો કરવા હોય તો અગ્રેજી ભાષામા કરવા, એવી તેણે સામી સૂચના કરી

તેણે પોતાની ભાષામા સરળપણે અને છૂટથી મને જે હકિકત કહી તે નીચે મુજબ હતી *

તેણે કહેવા માડયુ "મે ઇટાલિ શા માટે છોડયુ એ વિષે ખરી હકિકત તુ જાણતો નથી મારો દેશ કેટલાક રાજદ્વારી કારણો સર મે છોડયો છે, એવુ મે તને એક વખત કહ્યુ હતુ પણ મારા દેશની સરકારનો મે કાઈ ગુન્હો કર્યો નથી અથવા તો તેના તરફના કોઇ ત્રાસથી હુ અહીં આવ્યો નથી વૅાલ્ટર, તુ જાણે છે કે આખા યૂરોપ-મા દરેક મોટા શહેરમા રાજદ્વારી છુપા મડળો હોય છે જ ઈટાલિમા એવા એક છુપા રાજદ્વારી મડળનો હુ સભાસદ હતો અને અહી ઇગ્લા-ડમા પણ તેજ મડળનો સભાસદ છુ હુ આ દેશમા આવ્યો ત્યારે મારા મડળના સરદારના હુકમથી આવ્યો હતો મારી યૂવાનીમા હુ અતિ-ઉત્સાહી યુવક તરીકે ગણાતો આથી મારા મડળના નિયમો અને ફરમાન મુજબ મારે મારા ઘણાક મિત્રોના પ્રાણ લેવા પડેલા મારા સરદારે એ ઉપરથી મારી બદલી ઇગ્લાડમા કરી અને મને અહીંજ રહેવા ફરમાવ્યુ કદાચ એકાએક મને આવતી કાલે તે ત્યા બોલાવી લે —કદાચ પાચ કે દશ વર્ષ પછી પણ બોલાવે! જ્યારે તે બોલાવે ત્યારે

* (અહી એ નોધ કરવી જોઇએ કે, મારા મિત્રે મને જે હકિકત કહી, તેમાથી કેટલીક હકિકતો જાણી જોઇને દાબી દઇને ઘણીજ થોડી તથા આ કથા પ્રસગ માટે પુરતી થઈ પડે એટલીજ હકિકત મે રજૂ કરી છે ગભીર પ્રકારની એ હકિકતો વાચકવૃન્દથી છુપાવી રાખવાનુ મારૂ આ પહેલુ અને છેલ્લુ કૃત્ય છે; પણ તે છુપાવવાની અતિ આવશ્યકતા હોવાથી તે માટે વાચકવૃન્દે દરગુજર કરવી —હાર્ટરાઇટ )

મારે જવુજ જોઇએ હુ અહી શિક્ષક તરીકે રહીને મારૂ જીવન વીતાવુ છુ, એ તુ જાણે છે હુ તને મારા છુપા મડળનુ નામ કહું તેમા કોઇ જાતનો અપરાધ કરતો નથી પણ એમ કરતા હુ મારી જીવન-દોરી તારા હાથમા મૂકુ છુ, એ નક્કી માનજે હુ તને હમણા જે બધુ કહીશ તે ત્રીજો કોઈ અપરિચિત માણસ જાણી જશે તો તેજ ઘડીથી મારો મૃત્યુ-ઘટ વાગી ચૂકયો એમ સમજવુ"

એ પછી તેણે મારા કાનમા કેટલીક હકિકત ધીમા સ્વરે કહી તે ગુપ્ત વાત મારાથી અહીં જાહેર કરી શકાય તેમ નથી માત્ર એટલુજ કહેવુ પુરતુ થઇ પડશે કે, તેણે જે ચોક્કસ મડળનુ નામ મારી આગળ જાહેર કર્યું તેને આ કથા પ્રસગ પુરતુ "બધુ મડળ" એવુ ખાસ ઉપ નામ હુ આપીશ તો નભી શકશે

પેરકાએ પોતાનુ કથન આગળ ચલાવ્યુ "બધુ મડળનો ઉદ્દેશ બીજા છુપા રાજદ્વારી મડળોના જેવોજ છે જુલ્મનો નાશ અને લોકોના હક્કનુ પ્રતિપાદન જ્યા સુધી એક માણસનુ જીવન ઉપયોગી હોય છે, અથવા તો કોઇના નાશ માટે તે તત્પર થતો નથી, ત્યાસુધી તેનુ જીવન ભોગવવાનો તેને હક્ક રહે છે પણ જો નિર્બળને કચડવા માટે અને બીજાઓને ત્રાસ આપવા માટે તે તત્પર થાય છે તો તરતજ અમારૂ મડળ તેનો ઉપર્યુક્ત હક્ક છીનવી લે છે અમારૂ મડળ એવા માણસનો નાશ કરે છે અને તેમ કરવામા એક મોટી ફરજ બજાવેલી ગણે છે જુલ્મ અને દુખની પ્રસરેલી વિશાળ જાળ વખતે અમારા મડળનો જન્મ થયો છે તમે ઇગ્લિશ લોકો આવા મડળને અરાજક અને બળવાખોર તરીકે ઓળખો, તેમા નવાઈ નથી મડળ એક ખરાબ રાજાનો અથવા તો એક ખરાબ વજીરનો જરૂર જાન લે છે તેના સભાસદો એક બીજાને ઓળખતા હોતા નથી, બધુ મડળનો પ્રમુખ ઇટાલીમા વસે છે શાખાઓના પ્રમુખો પણ જે તે દેશમા નીમવામા આવે છે દરેક મડળનો એક મત્રી હોય છે જો કે મડળના સભાસદો એક બીજાને ઓળખતા નથી હોતા તોપણ પ્રમુખ અને મત્રી બધા સભાસદોને

ઓળખે છે તેઓને જો ખાસ જરૂર લાગે છે, તો કોઇવાર બધા સભાસદોને એકઠા કરીને પરસ્પર ઓળખાવે છે પણ એવુ સમેલન ઘણાજ બારિક સયોગો ઉભા થયા હોય તો જ ભરવામા આવે છે અમારા મડળમા દાખલ થનારને માટે કોઈ જાતની પ્રતિજ્ઞાનુ બધન રાખવામા આવેલુ નથી પરતુ બધુ મડળના દરેક સભાસદને હાથે એક એવી છુપી છાપ મારવામા આવે છે કે, જિદગીપર્યન્ત તેના હાથ ઉપરથી તે દૂર થતી નથી અને એ રીતે અમારા મડળના સભાસદ તરીકે તે ઓળખાઇ આવે છે અમારા સામાન્ય કામકાજ માટે અમને પરદેશ જવુ હોય તો જવાની છૂટ અપાય છે પરતુ જો અમને કોઇ ખાસ કામ સોપવામા આવ્યુ હોય છે તો પ્રમુખ અથવા મત્રીને વર્ષમા ચાર વખત મળી જવાની ફરજ પાડવામા આવે છે. જો બધુ મડળને અમારામાથી કોઈ દગો દે છે અથવા તો બધુ મડળના ઉદ્દેશને નુકશાન પહોચાડે છે તો તેને જરૂર મોતની મજા કરવામા આવે છે જગતના કોઇ પણ ખૂણામા એ દગાખોર છુપાયો હોય તોયે તેને શોધી કાઢીને તેને મરણને શરણ કરવામા આવે છે તેની પાછળ સરદાર તરફથી એકાદ અજાણ્યાને મોકલવામા આવે છે તેનાથી અથવા તો તેના ખાસ મિત્રો કે જેમને માટે તેને લગારે શક નહોય એવાઓમાના એકાદના હાથથી એ દગાખોરનુ ચોક્કસ મરણ નીપજાવવામા આવે છે કોઈવાર એ મરણ લાબેકાળે અથવા તો દગા પછી તરત જ નીપજાવાય છે સરદારની મરજી ઉપર એ બધો આધાર રહે છે અમારામાના ઘણાકને મડળની આજ્ઞાથી આ કાર્ય કર્યા વિના છૂટકો જ રહેતો નથી હુ આ મડળમા એકવાર કોઇક અજબ ઉમિથી દાખલ થયો હતો મારા મરણ પર્યન્ત હુ તેનો સભાસદ જ ગણાવાનો વૉલ્ટર, તુ જાણીને અજબ થઇશ કે, " ઇટાલિમા હુ હતો ત્યા સુધી મડળનો મત્રી હતો અને મડળના દરેક સભાસદને જ્યારે પ્રમુખ પાસે પણ હાજર કરવામા આવતો ત્યારે મારી પાસે પણ તેને આવવુ પડતુ "

હવે હુ તેનુ કહેવુ યથાર્થ રીતે સમજવા લાગ્યો—તેના આ અ-

સાધારણ ખુલાસાનો હવે અત આવવા લાગ્યો છે, એમ હુ કલ્પી શકયો તે થોડીક ક્ષણ સુધી ચૂપ રહ્યો અને મારા તરફ ટગર ટગર જોઇ રહ્યો મારા મનમા તેના ખુલાસાથી કેવા વિચારો ચાલી રહ્યા હતા, તે સમજવા તે યત્ન કરતો હોય એમ મને લાગ્યુ આખરે તે તે બોલ્યો " તે મારી આ તવારિખ ઉપરથી અમુક અનુમાન બાધ્યુ છે, એમ હુ તારા મોના ભાવ ઉપરથી જોઇ શકુ છુ મને એ વિષે કાઇજ કહીશ નહીં તારા વિચારો તદ્દન ગુપ્ત રાખજે એ ગૌપ્યમા મારે પ્રવેશ કરવો નથી, પણ તારી ખાતર હુ એક આખરનો આત્મ ત્યાગ કરીશ એ પછી આ વિષય ઉપર ભવિષ્યમા મારે ને તારે કાઈજ વાતચીત કરવાની રહેશે નહી "

તેણે મને ઇશારત કરીને જવાબ નહીં દેવા જણાવ્યુ તે પોતાને સ્થાનેથી ઉઠયો–પોતાનો કોટ તેણે એક ખીંટી ઉપર ટીગાડયો અને પોતાના ખમીસની ડાબા હાથની બાહ્ય ખભા સુધી ઉંચે ચઢાવી

બહુ ઝડપથી મારી પાસે આવીને તેણે મારા કાનમા ધીમા સ્વરે કહ્યુ " મે તને વચન આપ્યુ છે કે, જે વિશ્વાસ હુ તારામા મૂકુ છુ, તે સપૂર્ણ રીતેજ મૂકીશ તેનુ પરિણામ ચાહે તે આવે પણ તારા લાભને ખાતર મે જરાક પણ હકિકત તારાથી છુપાવી, એવુ હવે તુ કહી શકીશ નહીં મે કહ્યુ છે કે, અમારા બધુ મડળની છાપ દરેક સભાસદના શરીર ઉપર હોય છે અને તે મરણ પર્યન્ત ભૂસાતી નથી. એ છાપ કયા છે તે તારી આખે જોઇ લે "

તેણે પોતાનો ખુલ્લો હાથ મારા તરફ ધર્યો તેના કોણી ઉપરના ભાગમા મે જોયુ કે, લાલચોળ–લોહી જેવા રગની–એક છાપ કોરેલી હતી કોઇક ધાતુની વસ્તુ ધગાવીને રસાયણિક મિશ્રણ સહિત તેના હાથમા તેની છાપ એવી રીતે કોરેલી હતી કે, કુદરતી રીતે જાણે એકાદ મસ થયો હોય, એમ કોઇને લાગે તે છાપની આકૃતિ એક શિલિગના સિક્કા જેટલી નાની હતી, પણ તેમા શા ચિહ્ન હતા અથવા શુ લખેલુ હતુ તે, હુ અહીં જાહેર કરી શકતો નથી, તે માટે દિલગીર છુ

તેણે ખમીસની બાહ્ય નીચે ઉતારી અને પોતાનો કોટ પહેરી લીધો પોતાની ખુરશી ઉપર પાછો બેસીને તે બોલ્યો " જે માણસના ડાબા હાથ ઉપર એજ અમુક જગ્યાએ આ જ જાતની છાપ હોય તે અમારા બધુ મડળનો સભાસદ હોવો જ જોઇએ જે માણસ બધુ મડળનો દગો દે, તેને તેના ઉપરી અધિકારી તરત જ ઓળખી કાઢે છે એ ઓળખાયલો માણસ જરૂર મરવો જોઇએ કોઈ પણ માનુષિક કાયદો તેનુ રક્ષણ કરી શકતો નથી તે જે કાંઈ જોયુ છે અને સાભળ્યુ છે, તે યાદ રાખજે—જે નિર્ણય ઉપર તારે આવવુ હોય તે ઉપર આવજે અને તને રૂચે તેમ વર્તજે પણ, ઇશ્વરને ખાતર, તુ જે શોધ કરે, તે મને જાહેર કદીશ નહીં જો એ હુ જાણુ તો મારા ઉપર એવી જોખમદારી આવી પડે કે જે બજાવતા મને અવશ્ય ત્રાસ છૂટવાનો—એ જોખમદારી વ્હોરવાનુ કામ અત્યારે મારૂ નથી, એમ મારૂ અતકરણ કહે છે છેવટે એટલુ જ કહેવાનુ કે, નાટકશાળામા તે મને જે માણસ બતાવ્યો છે તે જો મને ઓળખતો હોય તો તે પોતે અત્યારે શરીરમા એવો ફેરવાઈ ગયેલો છે અથવા તો તે એવા કોઇ છુપા વેશમા છે કે જેને લીધે હુ તેને ઓળખી શકતો નથી ઇગ્લાડમા તે શા માટે આવ્યો છે અને શુ કરે છે, તે હુ જાણતો નથી મે તેને અગાઉ જોયેલો હોય, એમ મને યાદ નથી તે અત્યારે જે નામે ઓ-ળખાય છે તે નામ મે મારા જન્મારામા કદી સાભળ્યુ નથી બસ—વૉલ્ટર, હવે મને એકાન્ત આપ મે તને જે કાંઈ કહ્યુ તથા બતાવ્યુ છે, તેથી હુ એવો નબળો બની ગયો છુ કે મને હવે એકાન્ત વિના ચેન નહીં પડે "

તેણે ખુરશી સામે પડેલા મેજ ઉપર પોતાનુ માથુ નાખી દીધુ અને બન્ને હાથ તેની આસપાસ વીંટાળીને તે પડી રહ્યો મે ધીમે રહીને બારણુ ઉઘાડયુ અને તેને જરાકે ખલેલ ન પડે એવા ધીમા સ્વરે કહ્યુ " મારા અતકરણમા આજની રાતની વાતો હમેશને માટે કારાઇ રહેશે તમે મારામા જે વિશ્વાસ મૂકયો છે તે માટે તમને લગારે

પશ્ચાતાપ થાય નહીં, એવુ જ હવે પછીનુ મારૂ વર્તન રહેશે મિત્ર, આવતી કાલે સહવારમા નવ વાગે હુ પાછો આવુ ? "

" હા વૉલ્ટર " તેણે એ શબ્દો અગ્રેજી ભાષામા કહ્યા અને શાન્ત તથા માયાળુ વદને મને કહ્યુ " બેશક બેશક મારા આ નાનકડા નિવાસસ્થાનમા મારી સાથે બેસીને નાસ્તો લેવા જરૂર આવજે "

રિવાજ મુજબ, વદાયગિરીના શબ્દો કહી, પરસ્પર કુશળતા ઇચ્છી, અમે જૂદા પડયા

## પરિચ્છેદ ૨૬.

### વિકાળ સિહની ગુફામાં પ્રવેશ

પેસ્કાના ઘરમાથી હુ બહાર નીકળ્યો ત્યારે મારા મનમા સૌથી પહેલો વિચાર એજ આવ્યો કે, મે જે માહિતીઓ મેળવી છે, તે ઉપરથી જો મારે કાઉન્ટને સપડાવવો હોય તો બિલ્કુલ વખત ગુમાવ્યા વિના જ તેને અત્યારે ને અત્યારે સપડાવવો જો આવતી કાલે સહવાર સુધી હુ થોભુ તો લૉરાને ન્યાય આપવાની તક હુ સદાને માટે ગુમાવી બેસુ. મે મારા ઘડીઆળમા જોયુ તે વખતે દશ વાગ્યા હતા આખી રાત મારી સમક્ષ પડી છે અને તે દરમ્યાન મારે મારૂ કાર્ય સાધી લેવુ જોઇએ.

કાઉન્ટ, નાટકશાળામાથી શા માટે નાસી ગયો હતો, એ સબધી મારા મનમા લગારે શકા રહી નહીં તે લડનમાથી નાસી જવાની સઘળી તૈયારીઓ આજ રાત્રિના ગાળામા કરી શકે તે માટેજ નાઠો હતો તેના હાથની કોણી ઉપર ઇટાલિના રાજદ્વારી બધુ મડળની છાપ છે,— તેના હૃદયમા બધુ મડળને દ્રોહ કર્યાનુ કલક છે એ વિષે મને લગારે શકા રહી નહીં પેસ્કાને જોઇને તેના મોની લાલી ઉડી ગઈ હતી, એજ તેનો પુરાવો !

પેસ્કા તેને કેમ ઓળખી શકયો નહીં, એ પ્રશ્નનો ખુલાસો, મે શોધી કાઢયો કાઉન્ટ એક અસાધારણ શરીફ-બદમાશ હતો, એમા તો

શકા જ નહોતી એના જેવો એક ચાલાક માણસ પોતાની સહિસલામતી માટે ચોક્કસાઇ ભરેલા ઇલાજો લીધા વિના કદી પણ જાહેરમા ફરેહરે નહીં અત્યારે તેના મો ઉપર દાઢી નહોતી કદાચ ઇટાલિમા તે દાઢી રાખતો હશે તેના માથાના વાળ અત્યારે તદ્દન કાળા અને પુષ્કળ ઝુલફાવાળા હતા કદાચ એ ખોટા વાળ હશે અત્યારે તેના શરીરમા જે સ્થૂલતા હતી તે ઇટાલિમા કદાચ નહીં હોય—કદાચ રસાયણી પ્રયોગો કે જેના જ્ઞાનમા તે પ્રવીણ હોવાનો દાવો કરતો હતો તેને યોગે તેણે હાલની સ્થૂલતા મેળવી હશે આ ઉપરાત પણ પોતે કેમે કરીને પોતાના ઓળખીતાઓથી અજાણ્યો રહે, એ સબધમા તેણે અવશ્ય પુષ્કળ સાવધગિરી રાખીને પોતાનુ અસલ સ્વરૂપ છુપાવી દીધુ હશે આ કારણે તેને પેસ્કા ન ઓળખી શક્યો, એ કુદરતી હતુ બીજે પક્ષે તે પેસ્કાને ઓળખી શક્યો, એ પણ કુદરતી હતુ, કારણ, ઠીગુજી પેસ્કા છુપા વેશમા ફરતો નહતો અને તે બધુ મડળનો મત્રી હોવાથી તેને મડળના સભ્યો ક્ષણાર્ધમા ઓળખી શકે જ

પેસ્કા, કાઉન્ટને ઓળખી શક્યો નહી, એ વાત પેસ્કાએ મને કહી, પરન્તુ મને ખાત્રી હતી કે, કાઉન્ટે એમ જ માની લીધુ છે કે, પેસ્કા પોતાને ઓળખી ચૂક્યો છે! જો તેમ ન હોય તો તે ફિકો પડી જાય નહીં કાઉન્ટની એ ગેરસમજનો લાભ આજે રાત્રે મારે લેવો જ એવો મે ઠરાવ કર્યો જો હુ તેને ત્યા જઇને જાહેર કરૂ કે, 'તુ બધુ મડળના દ્રોહને લીધે મોતના ડાચામા સપડાવાની તૈયારીમા છે, એ વાત હુ સારી પેઠે જાણુ છુ,' તો તેનુ પરિણામ શુ આવે ?—અમો બન્નેમાથી એક જણનો હાથ ઉપર રહે–અમો બન્નેમાથી એક જણને બીજાની દયા ઉપર આધાર રાખવો પડે

એ મુશ્કેલ સ્થિતિમા હુ ઝપલાવુ તે પહેલા તેની કઠણાઇ શી રીતે ઓછી થાય, એ બાબત ઉપર મારે માત્ર મારી ખાતરજ નહીં, પણ મારી પત્નીને ખાતર વિચાર કરી જોવાની જરૂર હતી બધુ મડળના દ્રોહનો આરોપ હુ કાઉન્ટ સમક્ષ જાહેર કરૂ તેથી જો તેને એમા

લાગે કે, તેની પોતાની સહિસલામતીનો આધાર મારી જિદગી લઇ લેવા ઉપર રહ્યો છે, તો તે લગારે આનાકાની કરે નહીં હુ તેની પાસે એકલો જ જાઉં અને વળી મારી પાસે કાઇ હથિયાર ન હોય તેથી તો મારો પ્રાણ લેવાને ખાસ કરીને તેને લાલચ થાય પરિણામે, મારે એવુ શુ કરવુ જોઇએ કે જેથી તે એકાન્તમા મને ઠાર કરતા આચકો ખાય? —ગભરાય? આ મુદ્દા ઉપર વિચાર કરતા મને એક માર્ગ સુઝ્યો તેના ભૂતકાળના કુકૃત્યો સબધમા તેની સામે પગલા લઇ શકે, એવી કોઇક ત્રીજી વ્યક્તિને મારે તેના પ્રાણ લેવાની તક આપવી જોઇએ હું તેની પાસે જાઉ તે પહેલા જો તેના પગ નીચે એક સુરગ તૈયાર કરતો જાઉં અને અમુક સમય વીતતા લાગ જોઇને ત્રીજી વ્યક્તિને તે સુરગ ફોડવાની અને તેના પ્રાણ લેવાની સૂચના કરતો જાઉ, તો કાઉન્ટને જરૂર મારી દયા ઉપર આધાર રાખવો પડે—તેના પોતાનાજ ઘરમા હુ પોતે સહિસલામત રહુ અને તે બિનસહિસલામત ઠરે

દરિયા કિનારાના મારા નવા મકાન આગળ હુ પહોચ્યો, ત્યારે મને આ વિચાર સુઝ્યો. કોઇને ખલેલ પહોચાડયા વિના મારી પાસેની ચાવીથી હુ મકાનમા દાખલ થયો આગળના ખડમા બત્તી બળતી હતી તે લઇને ધીમે પગલે હુ મારા ખડમા ગયો લૉરાને અથવા મેરીઅનને મારા ઉદ્દેશની ખબર મારે કરવી નહોતી તેમનામાથી કોઇને એ વિષે કાઇ શક ઉપજે નહીં, એ કારણે જ હુ છાનોમાનો સર્વ તૈયારીઓ કરવા લાગ્યો

સૌથી પ્રથમ, મે પેસ્કા ઉપર નીચે મુજબ, એક ચીઠ્ઠી લખી:—"જે માણુસ મે તમને નાટકશાળામા બતાવ્યો હતો તે તમારા બધુ મડળનો સભાસદ છે તેણે તમારા મડળનો દ્રોહ કર્યો છે આ બન્ને મુદ્દા ખરા છે કસોટી કરશો તો તરત જ તમને ખાત્રી થશે તે માણુસ ઇગ્લાડમા કિયુ નામ ધારણ કરીને વસે છે, તે તમે જાણો છો તેનુ શરણામુ—સત જોન વુડ, ફોરેસ્ટ રોડ, મકાન ન ૫ છે તમે મારા પ્રત્યે એક વખત જે નિસીમ પ્રેમ ધરાવતા હતા, તેને ખાતર

મજકુર આસામી સામે જરાકે ઢીલ વિના તમારી બધી સત્તા વાપરજો અને બિલકુલ દયાવૃત્તિ રાખશો નહીં મે તમામ પ્રકારના જોખમમા ઝ પલાવ્યુ છે અને સર્વસ્વ ગુમાવ્યુ છે—મને નિષ્ફળતા મળી છે અને તેના બદલામા મારા જીવનનો ભોગ આપ્યો છે" આ ચીઠ્ઠીમા તારીખ નાખીને મે તેની નીચે મારી સહી કરી એક પરબીડીઆમા તે ચીઠ્ઠી ઉપર બહારના ભાગમા મે લખ્યુ "આવતી કાલે સહવારના નવ વાગ્યા સુધી આ કાગળ ખોલ્યા વિના જ તમારી પાસે જાળવી રાખશો એ સમય પહેલા જો હુ તમારી પાસે આવુ નહીં અથવા મારા તરફથી તમને કાઇ સમાચાર મળે નહીં તો નવના ટકોરા પડતા સીલ ફોડજો અને અદરની હકિકત મુજમ વર્તજો" આ લખાણુની નીચે મે મારી ટુકાક્ષરી સહી કરી અને પરબીડીઆ ઉપર પેસ્કાનુ શરણામુ લખ્યુ

આ પત્ર પેસ્કાને તરત જ પહોચાડવાની જરૂર હતી આ પત્રનુ પરિણામ કેવુ આવશે, તેની મને ખાત્રી હતી જો કાઉન્ટના મકાનમા મારા દેહને કાઇ પણુ જોખમ પહોચાડવામા આવશે તો તે પોતે સહિસલામત રહેવાનો નથી–તેની પોતાની પણુ અવદશા જ થશે જો પેસ્કા ધારે તો તેને લડનમાથી નાસી જતો અવશ્ય અટકાવી શકે, એ વિષે મારા મનમા લગારે શકા નહોતી કાઉન્ટ કોણુ છે, એ વિષે અજ્ઞાન રહેવા માટે પેસ્કાએ મારી આગળ પોતાની ખાસ ઇચ્છા દર્શાવી હતી તેણે એ સબધમા કહેલા શબ્દો ભૂલી શકાય તેવા નહોતા તેણે બધુ મડળ વિષે તમામ હકિકત કહ્યા પછી મને સ્પષ્ટ કહ્યુ હતુ કે, 'તુ તારૂ અનુમાન ગુપ્ત રાખજે' હુ તેને એ અનુમાન જાહેર કરૂ તો તેથી તેને એવી કોઇક ત્રાસદાયક ફરજ બજાવવી પડે કે જે બજાવતા તેને કપારી છૂટે, એવુ તેણે કહ્યુ હતુ તેનો અર્થ એજ હતો કે, કાઉન્ટ બધુ મડળનો સભાસદ હોઇને તેણે દ્રોહ કર્યો છે એમ સાબિત થાય, તો એ મડળના કાયદાને અગે કાઉન્ટનો વધ કરવાનો હુકમ તેને બહાર પાડવો પડે અથવા ઇટાલિમા બધુ મડળના પ્રમુખને કાઉન્ટના દ્રોહ વિષે ખબર આપવી પડે પેસ્કાને તેની હાલની વૃદ્ધ વયમા આવી રીતે

કોઇના પ્રાણ લેવરાવવાનું ગમતું નહોતુ, એ મતલબના શબ્દો તેની હકિકતમા તેણે મને આડકત્રી રીતે કહી દીધા હતા

વિદેશી રાજદ્વારી મડળો કોઈ પણ દગાખોરના પ્રાણ કેવા ભયકર વેરથી લે છે, એના પુષ્કળ દાખલાઓ વર્ત્તમાનપત્રો વાચનારાઓથી અ-જાણ્યા નથી દગાખોર ગમે ત્યા છુપાયો હોય છે અને ગમે તે વેશમા હોય છે, તો પણ તેઓ તેને શોધી કાઢે છે લડનના અને પારિસના મહોલ્લાઓમા કેટલાયે વિદેશીઓના ખૂન ખજર ભોકીને કરેલા હોવા વિષે અને ટેમ્સ કે સીનમાથી કેટલીયે અજાણી લાશો ભેદભરી હાલ-તમા મળી આવ્યા વિષે વર્ત્તમાનપત્રોમા આપણે ઘણીવાર વાચ્યુ છે છુપી રીતે રાજદ્વારી મડળીઓના સભાસદો, મજકુર ખૂનો કરીને અચા-નક અલોપ થઈ જાય છે અને તેમનો કદીયે પત્તો લાગતો નથી મારે કહેવુ જોઇએ કે, પેરકાને મે જે ચીઠ્ઠી લખી તેવડે કાઉન્ટની આવી અવદશાનો માર્ગ મોકળો કરી આપ્યો ખુલ્લા શબ્દોમા કહુ તો, મે કાઉન્ટના મૃત્યુનો હુકમ એ ચીઠ્ઠીમા લખ્યો અને જો કાઉન્ટ મારા દેહને રઝળતો કરે તો જરૂર પેરકાના વેરનો પઝો તેના ઉપર પડે એવો પ્રબધ આ ચીઠ્ઠીવડે રચી રાખ્યો પણ તેમા મે એક બારી રાખી ખરી ઠરાવેલા વખત પહેલા જો કાઉન્ટ મારી સાથે સમાધાન કરે અને મારા દેહને કાઇજ ઇજા પહોચાડે નહીં, તો હુ કદાચ પેરકાને મળીને અથવા તો મારા તરફના સમાચાર તેને પહોચાડીને જે કાર્ય કરવાનો પેરકાને અણગમો હતો, તે કાર્ય કરવાની ફરજ તેને પાડુ નહીં અર્થાત્ મારૂ બધ કરેલુ પરબીડીઉ હુ તેની પાસેથી લઈ લઉ કે મગાવી લઉ અને તેને પરિણામે તે કાઉન્ટ વિષેના મારા આક્ષેપથી અજાણ્યો રહીને કાઉન્ટના પ્રાણ લે નહીં પરતુ એવી વસ્તુસ્થિતિ ઉત્પન્ન થશે કે કેમ તેનો આધાર કાઉન્ટના વર્ત્તન ઉપર હતો જોઉ છુ કે, કાઉન્ટ શુ કરે છે ?

મે મારા ઘડીઆળ તરફ નજર કરી તો તેમા ૧૦॥ વાગેલા જણાયા હું તરતજ ધીમે રહીને મકાનમાથી બહાર ગયો પેરકાને ચીઠ્ઠી

પહોચાડવા માટે મારે કોઇ સદેશવાહકની શોધ કરવાની હતી. અચાનક મકાનનો માલિક ત્યાથી પસાર થતો મારા જોવામા આવ્યો તેને મે મારો ઉદ્દેશ જણાવતા તેણે પોતાના છોકરાને બોલાવીને તેને મારૂ કામ કરવાની ફરમાશ કરી છોકરો ચાલાક હતો મે તેને સૂચના આપી કે, 'એક ભાડુતી ગાડીમા બેસીને આ પત્રમા લખેલા ઠેકાણા પર તારે જવુ અને જે ગૃહસ્થનુ નામ તેમા લખેલુ છે તેને હાથોહાથ પત્ર આપીને, તેનો જવાબ લઇને તરત જ પાછા ફરવુ તથા ગાડીને આપણા મકાન આગળ મારે માટે રોકી રાખવી' મારી સૂચના ધ્યાન રાખીને તે છોકરો તરત ત્યાથી રવાને થયો મે અનુમાન કર્યું કે, ૨૦ મિનિટમા તે પાછો ફરશે એ પછી વધુ ૨૦ મિનિટમા હુ સત જોન વુડ ખાતે પહોચી જઇશ અને મ'ય રાત્રિ પહેલા કાઉન્ટની મુનાકાત લઇ શકીશ

છોકરાના જવા પછી ઉપલુ અનુમાન કરીને મારા કેટલાક કાગળીઆ અને કેટલીક ચીજોની બરાબર વ્યવસ્થા કરવાના ઇરાદાથી હુ મારા ઓરડામા પાછો ગયો મારે કહેવુ જોઇએ કે, મારી ખરાબ હાલત થશે, એમ ધારીનેજ મે અગમચેતીની ખાતર એ બધી વ્યવસ્થા કરી મારૂ થવાનુ હો તે થાવ, પરતુ આજ તો આ પાર કે પેલે પાર પહોચવુ, એ વિચાર અત્યારે મારા મનમા સર્વોપરિ હતો મારા તમામ જરૂરી કાગળીઆ એક પેટીમા મૂકીને તેને મે તાળુ વાસ્યુ અને તેની કુચી એક પરબીડીઆમા મૂકીને તેના ઉપર સીલ કરી—મેરીઅનનુ શરણામુ કર્યું અને એ પરબીડીઉં એક મેજ ઉપર તેની નજરે પડે, એવી રીતે મુકયુ આ વ્યવસ્થા કરીને મેરીઅન અને લૅારાની છેવટની મુલાકાત લેવા સારૂ હુ મેરીઅનના ખડ આગળ ગયો તેના બારણા ઉપર ટકોરા મારતા મારા જીવનમા સૌથી પહેલીજ વાર મારો હાથ ધ્રુજવા લાગ્યો

મેરીઅને બારણા ઉઘાડયા લૅારા તેની સાથે નહોતી મેરીઅન એક ચોપડી વાચતી હતી તેણે પોતાના ઘડીઆળમા જોઇને કહ્યુ "ઓહો ! તમે તો ખૂબ વહેના આવ્યા લાગો છો ? ! નાટક હજી તો પુરૂ થયુ નહીં હોય અધવચ્ચ પડતુ મૂકીને આવ્યા શુ ?"

મે જવાબ દીધો "હા, હુ અને પેરકા બન્ને જણુ નાટક પુરૂ જોવા થોભ્યા નહીં લૅારા ક્યા છે ?"

તેણે કહ્યુ "આજે તેનુ માથુ દુખતુ હતુ તેથી મે તેને વહેલી સુઈ જવા કહ્યાથી તે સુઈ ગઈ છે"

તે જાગે છે કે નહી, એ જોઈ આવવાનુ બહાનુ કાઢીને હુ મેરીઅનના ખડમાથી બહાર નીકળીને લૅારાના ખડમા ગયો એ ખડમા પ્રવેશ કરતા મદ દીપપ્રકાશમા મે જોયુ કે મારી પત્ની શાન્ત નિદ્રા ભોગવી રહી છે

અમારા લગ્નને પુરો એક માસ પણ થયો નહતો અમારા વચ્ચે નિસીમ પ્રેમ હતો આજ હુ એ પ્રેમિકાને ખાતર જ એ પ્રેમિકાથી જૂદો પડુ છુ ! મારૂ શુ થશે તે હુ જાણુતો નથી સો વસા તો મારા નસિબમા નિષ્ફળતા છે—મારો પ્રાણુ કદાચ હુ ગુમાવી બેસીશ, એવી દેખીતી દહેશત મારી સામે દેખાય છે મારા હૃદય ઉપર એ ભયકર વિચારોનો બોજો હતો તે વખતે લૅારાનુ નિર્દોષ કમળવદન જોતા ઘડીભર મારો નિશ્ચય ચળ્યો હુ તેના બિછાના નજદિક ધુટણુ વાળીને જમીન ઉપર બેઠો અને તેના એ સુદર મુખ પ્રતિ નિહાળી રહ્યો તેનુ મુખ મારા તરફ હતુ મદ શ્વાસોશ્વાસ તેમાથી નીકળતો હતો તેના હાથને મે ધીમેથી સ્પર્શ કર્યો અને એવી જ રીતે ધીમેથી તેના હોઠ સાથે હોઠ મેળવ્યા તે લગાર સળવળી અને અહા ! મારૂ જ નામ તે લવી "વહાલા વૅાલ્ટર !"

"શુ કરૂ ? તેને જગાડુ કે નહીં ?" એ વિચાર થોડીક ક્ષણુ સુધી મારા મનમા ઘોળાયો આખરે મારો નિશ્ચય કાયમ રહ્યો તેને મે જગાડી નહીં બિછાના આગળથી હુ ખસી ગયો અને એકદમ બારણા તરફ ગયો જતા જતા વળી અર્ધીક્ષણુ હુ અટકયો "મારી વહાલી ! પ્રભુ તારૂ સરક્ષણુ કરો અને તને સુખી રાખો" એટલુ ધીમેથી ગણુ-ગણીને હુ ઓરડામાથી બહાર નીકળી ગયો

હુ હવે મેરીઅન પાસે જવાનો ન હતો હુ સીધો જ મકાન બહાર જવા માટે દાદરા તરફ ગયો, પણ જેને હુ મળવા માગતો નહતો તેજ ત્યા ઉભી હતી—દાદરાના પહેલા પગથીઆમા પોતાના હાથમા એક કાગળ લઇને મેરીઅન ઉભી હતી ! મને જોઇને તે બોલી " મકાન-ના માલિકનો છોકરો તમારા માટે આ ચીઠ્ઠી લાવ્યો છે અને કહે છે કે, તમે આપેલી વરદી મુજબ, ભાડાની ગાડી નીચે ઉભી રાખી છે શુ તમે પાછા જવાના છો ?"

" હા, મેરીઅન મે ગાડી મગાવી હતી હુ પાછો બહાર જાઉં છુ "

મે એમ કહીને તેના હાથમાથી પત્ર લીધો અને દાદરા ઉપરના દીવાને અજવાળે વાચ્યો તેમા પેસ્કાનો જવાબ હતો ફક્ત બે જ વાક્યો તેણે પોતાના હસ્તાક્ષરે લખેલા હતા " તારી ચીઠ્ઠી મળી છે તે જણાવેલા વખત પહેલા જો મને તારા તરફથી કાંઈ સમાચાર મળશે નહીં, તો ઘડીઆળમા ટકોરા પડતા જ હુ સીલ ફોડીશ "

મે સભાળથી એ કાગળ મારી નોધપોથીમા મૂકયો અને દાદરેથી ઉતરવા માડયુ મેરીઅને તરતજ મારો હાથ ઝાલ્યો. મારી નજર તેના ચહેરા ઉપર ગઈ તે ટગર ટગર મારા તરફ જોઇ રહી હતી તેણે ધીમેથી કહ્યુ " મને લાગે છે કે, અત્યારે તમે છેલ્લો ઉપાય અજમાવવા જાઓ છો "

મે જવાબ દીધો " હા છેલ્લો અને ઉત્તમ "

મારા બન્ને હાથ ઝાલીને તે મને વિનવવા લાગી " નહીં, વૉલ્ટર, એકલા નહીં ઇશ્વરને ખાતર તમે એકલા ન જાઓ મને તમારી સાથે આવવા દો હુ સ્ત્રી છુ, એટલા માટે મને ના પાડશો નહીં મને તમારી સાથે અદર ન લઇ જશો પણ બહાર ગાડીમા હુ બેસી રહુ તેમા તમને શો વાધો છે ?" તે મારો હાથ છોડી દઇને દાદરથી નીચે ઉતરવા માડી મે કહ્યુ " થોભો જો આજ તમે મને ખરેખરી મદદ કરવા માગતા હો, તો અહીં જ રહીને મારી પત્નીના ખડમા તેની સાથે સુઓ;

અને તેની સભાળ રાખો તેના વિષે નિશ્ચિત મને હુ જઉં એજ તમારી ખરી મદદ ગણાશે મેરીઅન, મારી લગારે ચિન્તા કરશો નહીં. ઇશ્વિરની મહેરબાનીથી હુ ફ્તેહમદ થઇને જ પાછો આવીશ "

મે તેને ઝાઝો વખત આપ્યો નહીં ઉપલા શબ્દો કહીને હુ તરતજ નીચે ઉતરી પડયો માલિકનો છોકરો સ્વસ્થપણે ભાડુતી ગાડી નજદિક ઉભો હતો મને જોઇને તેણે ગાડીનુ બારણુ ઉઘાડયુ મે હસીને તેને યોગ્ય બક્ષિસ આપી અને કુદકો મારીને ગાડીમા બેસતા જ ગાડીવાનને વરદી આપી " સત જોન વુડ, ફોરેસ્ટ રોડ " ગાડી ચાલવા માડી થોડેક દૂર જતા મે ગાડીવાનને કહ્યુ " ૦। કલાકમા જો તુ મને ત્યા લઈ જશે તો બેવડુ ભાડુ આપીશ "

" બહુ સારૂ સાહેબ, સપાટામા લઈ જાઉ છુ " મે ઘડીઆળમા જોયુ ૧૧ વાગ્યા હતા અક્કેકી ક્ષણ હવે મને અક્કેક યુગ જેટલી મોટી લાગવા માડી ગાડીવાને પોતાના નાણા ખરા કરવા ખુબ મહેનત કરી ફોરેસ્ટ રોડમા ગાડી દાખલ થતા એક દેવળના ઘડીઆળમા ૧૧। વાગ્યા કાઉન્ટનુ મકાન દૂર નહોતુ તે મકાન આવતા જ ગાડીમાથી ઉતરીને મે ભાડુ ચૂકવી દીધુ કાઉન્ટના મકાનના બગીચા આગળ પહોચતા, મે જોયુ કે, ત્યા આગળથી એક માણસ પસાર થતો હતો અમે બન્ને જાહેર રસ્તાની દીવાબત્તીના થાભલા નીચે એક બીજાને સામા મળ્યા એ માણસને જોતા જ હુ ચમકયો ! તે કોઇજ નહી પણ નાટકશાળાવાળો દુબળો અને કાળા મસવાળો વિદેશી હતો ! તે કે હુ, એમાથી કોઈ, કાઇ બોલ્યા નહીં તે કાઉન્ટના મકાન તરફ ટગર ટગર જોતો પસાર થયો શુ તે અચાનક અહીં આવી ચઢયો હશે ? અથવા શુ તે કાઉન્ટની પૂઠ પકડીને અહીં આવ્યો હશે ? તે કાઉન્ટનો મળતીઓ તો નહોતો જ તેને અને બધુ મડળને શુ કાઇ સબધ હશે ? ગમે તે હો, આ બધા પ્રશ્નો સબધી અને તે વિદેશી સબધી વધુ વિચાર કરવાનો મને અવકાશ નહોતો

તે વિદેશી દેખાતો બંધ થયો, એટલે મે કાઉન્ટના મકાનનો ઘટ વગાડયો એ વખતે ૧૧ ઉપર ૨૦ મિનિટ થઇ હતી મને વિચાર આવ્યો વખત ઘણો થઈ ગયો છે કદાચ કાઉન્ટ એવુ બહાનુ કાઢશે કે, પોતે સુઇ ગયો છે પણ એ બહાનુ તે કાઢી શકે નહીં અને હુ તેને રૂબરૂમા મળી શકુ, એવી કોઇક પણ યુક્તિ કરવાનો મે ઠરાવ કર્યો મે મારા ખિસ્સામાથી એક પત્તુ કાઢયુ અને મારા શરણામાની નીચે પેન્સિલથી લખ્યુ " ઘણાજ અગત્યના કામસર મળવુ છે "

છેલ્લો અક્ષર લખીને મે દરવાજાનો ઘટ વગાડયો એક દાસીએ આવીને પુછ્યુ " કોનુ કામ છે ? "

મે રૂવાબથી મારૂ પત્તુ તેના હાથમા મૂકીને કહ્યુ " તારા શેઠને ખબર કહે કે, હુ આવ્યો છુ અને કહેજે કે, આટલી મોડી રાત્રે ખાસ અગત્યનુ કામ હોવાથી જ મારે ઉજાગરો વેઠીને આવવુ પડયુ છે "

તે આનાકાની કરતી ઉભી રહી મે તેના હાથમા એક સિક્કો સેરવી દઇને કહેવા માડયુ " આમ જો વખત ખોવામા બિલ્કુલ સાર નથી અગત્યના કામ સિવાય અત્યારે કોઈ લડનને આ છેડે આવે નહીં, સમજી ? ઝટ જા અને આ પત્તુ તારા શેઠને પહોચાડી આવ "

તે અદર ગઇ એક ક્ષણમા પાછી આવીને બોલી " મારા શેઠે સલામ કહેવરાવ્યા છે પણ પુછાવ્યુ છે કે, ' તમારે તેમનુ શુ કામ છે ? ' "

મે જવાબ દીધો " પણ ભલી બાઇ, એ કામ તને કહેવાય એવુ નથી તારા શેઠને મારા તરફથી સલામ કહેજે પણ ભાર મૂકીને કહેજે કે, તેમના સિવાય બીજા કોઇને એ સબધમા એક અક્ષર પણ મારાથી કહી શકાય તેમ નથી "

તે ફરીથી અદર ગઈ ફરીથી એક ક્ષણમા પાછી ફરીને વિનય પૂર્વક કહેવા લાગી " અદર પધારો, સાહેબ "

હુ તરતજ તેની પાછળ ગયો વિકાળ સિહની ગુફામા હુ દાખલ થયો છુ જોઉ છુ કે, મનુષ્ય અને પ્રાણીની લઢાઇમા મનુષ્ય જીતે છે કે પ્રાણી ?



# પરિચ્છેદ ૨૭

## મનુષ્ય અને સિંહની લડાઈ

કાઉન્ટના મકાનમા મને સૌથી પહેલા, દિવાનખાનામા લઇ જવામા આવ્યો તેમા એક ઝાખી મીણબત્તી બળતી હતી એ ખડમા પ્રવેશ કરતા મે જોયુ કે, એક આધેડ વયની સ્ત્રી, મારા તરફ કુ ગરાયલુ વિકૃત મુખ કરીને જોઈ રહી હતી મે તેને નમન કર્યું તેણે પોતાના ભાવ બદલ્યા નહીં અને મને પ્રતિનમન કર્યા વિના જ તે ત્યાથી ચાલી ગઇ ! આ કોણ ? મેરીઅનની નોધપોથીની વિગતોથી હુ વાકેફ હતો એટલે આ સ્ત્રી મેડમ ફોસ્કો હતી, એવુ અનુમાન કરી લેતા મને વાર લાગી નહીં

દિવાનખાનામાથી એક બારણા મારફત તે નોકરડી મને એક બીજા ખડમા લઈ ગઈ તેમા પ્રવેશતા મે જોયુ કે, એકલો કાઉન્ટ તેમા બેઠેલો હતો

તે એક ખુરશી ઉપર બેઠેલો હતો પોતાનો કોટ તેણે ઉતારી નાખેલો હતો, અને ખમીસની બાંહ્યો ઠેઠ કોણી સુધી ચઢાવેલી હતી તેની નજદિક એક મેજ ઉપર કાગળીઆની એક ઉઘાડી પેટી પડેલી હતી તેમાના કેટલાક કાગળીઆ મેજ ઉપર તથા કેટલાક જમીન ઉપર વેરાયલા હતા ઉપરાત ચોપડીઓ, ચોપાનીઆ, કોલર નેકટાઈ, તથા કેટલીક પરચુરણ વસ્તુઓ અને તેના કેટલાક કપડા પણ જમીન ઉપર અસ્તવ્યસ્ત હાલતમા પડેલા હતા જે ખુરશી ઉપર તે બેઠો હતો તેની નજદિક એક મોટી પેટી પણ ઉઘાડી પડી હતી તેમા થોડીક વસ્તુઓ ગોઠવેલી હતી

એ સિવાય જે બારણામાથી તે ખડમા હુ દાખલ થયો, તે બારણા પાસે એક બીજુ મોટુ મેજ હતુ તે મેજ ઉપર સફેદ ઉદરોનુ પાજરૂ હતુ તેના પ્રિય પક્ષીઓ,–કાકાકૈઓ અને કેનેરી પક્ષીઓ–આ ખડમા નહોતા, એટલે બીજા કોઇ ખડમા હશે, એમ મે અનુમાન કર્યું.

મને જોઇને તે ખુરશીમાથી ઉઠીને ઉભો થયો તેના ડાબા હાથમા કેટલાક કાગળીઆ હતા જમણો હાથ તેણે હસ્તમિલન માટે મારા તરફ ધર્યો તેના મો ઉપર સ્વસ્થતા નહોતી શકાશીલ દૃષ્ટિપાતથી તે મારા તરફ જોતો હતો તેની સભ્યતામા જો કે ખામી નહતી તોપણ તેના અવાજમા શકાશીલતા હતી

મારી સાથે હાથ મેળવીને તેણે કહ્યુ "આવો બિરાજો, પેલી ખુરશી ઉપર"

જરાક વાર તે મારા તરફ શકાખોર નજરથી જોઈ રહ્યો એ બાદ તે બોલ્યો "તમે કોઇક અગત્યના કામકાજ માટે આવ્યા છો, ખરૂ ને, સાહેબ? પણ તમે ક્યા કામકાજ માટે અહી આવ્યા છો એની કલ્પના હુ કરી શકતો નથી"

તે આ પ્રમાણે કહેતો હતો તે વખતે મારા સામુ ચોખ્ખી જીજ્ઞાસા વૃત્તિથી જોતો હતો તે ઉપરથી હુ સમજી ગયો કે, નાટકશાળામા તેણે મને જોયો હોવો જોઇએ નહી તેણે પેરકાને જોયો ત્યાર પછી તેનું ધ્યાન નાટકશાળામા બીજા કોઇના ઉપર ગયુ નહીં હોય મારા નામ ઉપરથી તો તે ચોક્કસ સમજી શકે, કે તેના મકાનમા હુ કાઈ મિત્રતા ભર્યા કામકાજ માટે તો નજ આવુ પણ મારા ઉદ્દેશથી તે જાણે તદ્દન અપરિચિત હોય એમ અત્યારે તેનો દેખાવ કહી આપતો હતો, તેથી મને આશ્ચર્ય તો થયુ જ મારો ઉદ્દેશ તેને જાહેર કરતા પહેલા, તે મારાથી ખરેખર ગભરાય છે કે કેમ તે તપાસવા માટે મે બીજી ત્રીજી ટીકાઓ કરી મે કહ્યું "અત્યારે મને તમારો મેળાપ થયો તેથી હુ મને ભાગ્યશાળી માનુ છુ તમે મુસાફરીએ જવા તૈયાર થયા હો, એમ લાગે છે"

"તમારા કામકાજને મારી મુસાફરી સાથે કાઈ લાગે વળગે છે કે શુ?"

"થોડેક અંશે એમ ખરૂ"

"એમ? હુ ક્યા જાઉ છુ તે તમે જાણો છો કે શુ?"

" ના પણ તમે લંડન શા કારણે છોડી જાઓ છો તે હું સારી પેઠે જાણું છું "

તે પલકારામા મારી આગળથી ખસી ગયો બારણા પાસે જઇને તેણે અંદરની કળને ચાવી લગાવી દીધી

ફરીથી મારી પાસે આવીને તે બોલ્યો " મિ. હાર્ટરાઇટ, આડકત્રી રીતે આપણા કામકાજથી તમે અને હું એક બીજાને સારી પેઠે ઓળખીએ છીએ આ મકાનમા પગ મૂકતા પહેલા શું તમને લગારે એવો ખ્યાલ ન આવ્યો કે, બીજા રેજીપેજી માણસોના જેવો આ સેવક નથી ? મારી સાથે તમે તમારી મોજ મુજબ વર્ત્તી શકો તેમ નથી, સમજ્યા ? "

મે જવાબ દીધો " એ ચેતવણી આપવાની તમારે કાંઈજ જરૂર નથી હું સંપૂર્ણ વિચાર પછી જ અહીં આવ્યો છુ હુ જાણુ છુ કે, મારે કેવા માણસની સાથે કામ પડ્યુ છે તમે જાણતા ન હો, તો જાણી લેજો કે, મોત અને જીવનની એક ગંભીર બાબતમા હુ તમારી સાથે વાતચીત કરવા આવ્યો છુ તેથી તમે જે બારણાને હમણા ચાવી લગાવી આવ્યા તે કદાપિ ખુલ્લુ રાખ્યુ હોત તોપણ તમારા ચાહે તેવા કથન કે વર્ત્તનથી હુ તેમાથી બહાર જવા લલચાત નહી "

હુ તે ખંડના અંદરના ભાગમા જરાક આગળ વધ્યો અને એક દિવાલ આગળના ચુલા પાસે જઇને બરાબર તેની સામે ઉભો રહ્યો દિવાનખાનામા જવાના બારણા આગળ તે એક ખુરશી ખેંચી ગયો અને ત્યા પડેલા મેજ ઉપર પોતાનો ડાબો હાથ ટેકવીને બેઠો

"મોત અને જીવનની ગંભીર બાબત ?" તે સ્વગત ગણગણ્યો અને પછી મને કહેવા લાગ્યો " તમે શુ બોલો છો તેનો તમે વિચાર કરી જોયો છે? તમે કહેવા શુ માગો છો ? "

" મે કહ્યુ, તેજ "

તેનો ડાબો હાથ તેણે મેજના ખાના આગળ ફેરવવા માંડ્યો તે ખાનાને એક તાળુ હતુ અને તાળામા એક કુંચી હતી તેનો અંગુઠો

અને એક આગળી, તાળામાની કુચી ઝાલવામા તેણે રોકયા પણ કુચી ફેરવી નહીં.

વિચારશીળ મુખમુદ્રાથી ને બોલ્યો "ત્યારે તમે સારી પેઠે જાણો છો કે, હુ લડન શા કારણે છોડી જઉ છુ ? વારૂ, જો તમે તે કારણ જાણતા હો, તો કહો જોઇએ ?" તેણે કુચી ફેરવી અને તાળુ ખોલ્યુ

મે જવાબ દીધો "એ કારણ કહી બતાવવા કરતા હુ કાંઇક વધારે સાબિતી આપી શકુ તેમ છુ જો તમારી ઇચ્છા હોય તો એ સાબિતી હુ તમને બતાવી શકીશ "

" કેવી રીતે ?"

" તમે તમારો કોટ તો ઉતારી નાખ્યો છે જ હવે ફક્ત તમારા બદનની ડાબી બાહ્ય ઠેઠ ખભા સુધી ચઢાવી દો, એટલે એ સાબિતી તમારા હાથ ઉપર તમે જોઇ શકશો "

નાટકશાળામા તેના મુખ ઉપર મોત જેવી જે ફિક્કાશ પથરાઇ ગઈ હતી તેજ અત્યારે દેખાઈ આખો ફાડીને તે મારી સામે જોઇ રહ્યો, પણ કાઇ જ બોલ્યો નહીં મેજનુ ખાનુ તેણે ધીમે રહીને ઉઘાડયુ અને પોતાનો ડાબો હાથ તેની અદર નાખ્યો એ ખાનામા હુ જોઈ શકુ નહીં એવી એક ભારે પોલાદની વસ્તુ ગબડવાનો અવાજ મારે કાને સભળાયો એક ક્ષણ પછી ગડબડાટ બધ થઇ ગયો એ સમયની નિરવતા અપૂર્વજ હતી હુ કે તે–બેમાથી કોઇ કાઈ બોલતા નહોતા આ-સપાસ કયાયે કોઇનો શબ્દ સભળાતો નહતો

મારી જિદગી એક કાચા સુતરના તાતણા ઉપર લટકી રહી હતી, એ હુ જાણતો હતો એ અતિમ ઘડીએ હુ તેના મનના વિચારોનો જ ખ્યાલ કરવા લાગ્યો તેના હાથની આગળીઓ શુ કરી રહી છે, એજ મે તપાસવા માડયુ મેજના ખાનામા તેના હાથના આગળામા અત્યારે કઈ વસ્તુ તે છુપાવી રહ્યો છે, તેની મને ખાત્રી થઇ ગઇ–જાણે તે વસ્તુ હુ જોઇ ગયો હોઉ, એમ મને લાગ્યુ

મે કહ્યુ " એક ક્ષણ થોભો આ ખડના બારણા બધ છે તમે જુઓ છો કે, હુ લગારે હાલતો ચાલતો નથી મારા હાથ પણ ખાલી છે મારે તમને જે કાઇ વધારે કહેવાનુ છે, તે સાભળી લ્યો "

તેણે ભયકર શાતિથી જવાબ દીધો " તમે પુરતુ કહી ચૂકયા છો હવે હુ મારા વિચારો નક્કી કરવા માટે એક ક્ષણની રાહ જોઉ છુ હુ શા વિચારો કરૂ છુ, તેની કલ્પના તમે કરી શકો છો ? "

" હા મને તે વિષે કાઇક ખ્યાલ આવે છે "

તેણે પુન શાતિથી કહ્યુ " હુ એ બાબત ઉપર કરૂ છુ કે, આ ઓરડામા જે અનેક વસ્તુઓ રફેદફે પડી છે તેમા વધારો કરૂ કે નહીં ?– તમે જે ચુલા પાસે ઉભા છો તેજ ચુલા પાસે તમારા મસ્તકના કુરચે-કુરચા ઉડાડી દઉ કે નહીં ? "

એ ક્ષણે જો હુ લગાર પણ હાલ્યો હોત તો જરૂર તેણે પોતાનો વિચાર અમલમા મૂકયો હોત મે ધીમેથી કહ્યુ " તમે અતિમ નિર્ણય ઉપર આવો, તે પહેલા મારી પાસે જે ત્રણેક લીટીઓવાળો એક કાગળ છે, તે વાચી જવાની હુ તમને સલાહ આપુ છુ "

આ સૂચનાથી તેની ચિકિત્સાવૃત્તિમા વધારો થયેલો જણાયો તેણે સમતિ દર્શાવવા પોતાનુ માથુ હલાવ્યુ પેસકાને મે લખેલા કાગળનો જે જવાબ મને મળ્યો હતો તે મે મારા ખિસ્સામાથી બહાર કાઢયો અને તેની પાસે જઇને તેના હાથમા મૂકીને હુ પુન મારી જગ્યાએ જઇને ઉભો રહ્યો

તેણે એ લીટીઓ મોટેથી વાચી " તારી ચીઠ્ઠી મળી છે. તે જણાવેલા વખત પહેલા જો મને તારા તરફથી કાઇ સમાચાર મળશે નહીં તો ઘડીઆળમા ટકોરા પડતાજ હુ સીલ ફોડીશ "

કાઉન્ટની જગ્યાએ જો બીજો કોઈ માણસ હોત તો તેને આ લીટીઓના ખુલાસાની જરૂર પડત આને તેવી કાઈ જરૂર જણાઈ નહીં મે કેવી સાવચેતી લીધી છે, એ જોઇને તે આશ્ચર્યચકિત થઈ ગયો મેજના ખાનામાથી તેણે પોતાનો ખાલી હાથ બહાર કાઢયો અને

કહ્યું "મિ. હાર્ટરાઇટ, હુ ખાતુ બધ કરતો નથી, અને એમ પણ નથી કહેતો કે, હવે હુ તમારૂ માથુ ફોડી નાખીશ નહી એમ કરવાની કદાચ હવે પછી મને જરૂર પડશે તો હુ લગારે આનાકાની કરીશ નહીં. હુ મારા શત્રુ તરફ પણ ન્યાયભાવથી વર્ત્તુ છુ મૂળ મુદ્દા ઉપર આપણે વાતચીત કરીએ તે પહેલા હુ એટલુ તો કબુલ કરીશ કે, હુ ધારતો હતો તે કરતા તમારૂ મગજ વધારે ચાલાક અને સાવધાન પુરવાર થયુ છે વારૂ, તમે મારી પાસેથી કાઇક મેળવવા આવ્યા છો, ખરૂ ને ?"

"હા તે મેળવવાનો મારો નિશ્ચય જ છે"

"અમુક શરતોએ તે મળી શકશે"

"ના કોઇ જ જાતની શરતો નહી ચાલે"

તેણે પોતાનો હાથ ફરીથી પાછો મેજના ખાનામા નાખ્યો અને કહ્યું "વાહ ! આપણે કુડાળામાજ ગતિ કરીએ છીએ ! મહાશય, તમારૂ ચાલાક અને સાવધાન મગજ પાછુ ભયમા આવી પડયુ છે ! તમારી વાણી ઉદ્ધતાઇ ભરેલી છે અહીં ને અહી તે વિનમ્ર બનાવો તમે અત્યારે જે સ્થળે ઉભા છો તે સ્થળે જ હુ તમને પિસ્તોલથી ઠાર કરૂ તેના કરતા તમને આ મકાનમાથી વગર શરતે પસાર થવા દઉ, એમા મને ઘણુ વધારે જોખમ સમાયલુ લાગે છે મારા મહુમ સન્મિત્ર જેવો બેફામ અને અસાવધ મને ધારશો નહીં—તમારે ફોસ્કો સાથે કામ પડયુ છે મિ. હાર્ટરાઇટ, મારી સલામતીના માર્ગમા નડતર રૂપ પથરા તરીકે જો વીશ હાર્ટરાઇટ હોય તો હુ તેમના જાન લેવાની લગારે આનાકાની કરૂ નહીં અને મારી પ્રકૃત્તિજન્ય નિષ્કાળજીથી, મારી મહાન્ સયમવૃત્તિથી અને બીજાઓથી ન સમજી શકાય એવી પરમ શાન્તિથી જ હુ આગળ વધુ જો તમને તમારો દેહ વહાલો હોય તો મને માન આપો. તમે તમારા મુદ્દા વિષે મને કાઇક પણ કહો તે પહેલા હુ તમને ત્રણ પ્રશ્નોના જવાબ આપવા ચેતવણી આપુ છુ સાભળો—આપણી વાતચીતમા તે ત્રણે પ્રશ્નો અગત્યના છે" તેણે પોતાના જમણા હાથની એક

આગળી ઉંચી કરી અને કહ્યું " પહેલો પ્રશ્ન—તમે એક એવી બાતમી સહિત અહીં આવ્યા છો કે જે કદાચ ખરી હોય અથવા તો ખોટી પણ હોય—તમે તે ક્યાથી મેળવી ?"

" એ પ્રશ્નનો જવાબ આપવાની હુ ના પાડુ છુ "

" કાઇ ચિન્તા નહી—હુ તે શોધી કાઢીશ જો એ બાતમી ખરી હોય-મારી વાક્યરચના ઉપર ધ્યાન આપો બધો ભાર હુ " જો " શબ્દ ઉપર મૂકુ છુ-તો તમે તેને આધારે અહી જે ખોટો લાભ ઉઠાવવા માગો છો તે તમારા પોતાના દગાનુ અથવા બીજા કોઇક માણસના દગાનુ પરિણામ છે હુ આ સયોગ મારી સ્મરણશક્તિમા ઠસાવી રાખુ છુ, ધ્યાનમા રાખજો કે, હુ કશુ પણ કોઇ કાળે ભૂલી જતો નથી હવે હુ બીજો પ્રશ્ન કરૂ છુ તમે જે લખાણ મને વચાવ્યુ, તેની નીચે કોઇની સહી નથી એ લખનાર કોણ ?"

" જે માણસ ઉપર હુ અમુક કારણોસર સપૂર્ણ આધાર રાખી શકુ એમ છુ અને જેનાથી તમે અમુક કારણોસર ખૂબ બ્હીઓ છો તેજ એ લખનાર છે "

મારો જવાબ કારગત નીવડયો મે જોયુ કે, તેનો હાથ મેજના ખાનામા ધ્રુજવા લાગ્યો તેણે ધીમા અને શાન્ત સ્વરે પ્રશ્ન કર્યો " તમે મને કેટલો અવકાશ આપો છો ? 'જણાવેલા વખત પહેલા' અને 'ઘડીઆળમા ટકોરા પડતાજ ' એટલે કિયો સમય ?"

મે જવાબ દીધો " મારી શરતો મુજબ, વર્તવાનો પુરતો અવકાશ તમને મળે એટલો લાબો સમય !"

" મિ. હાર્ટરાઇટ, સ્પષ્ટ ઉત્તર આપો કિયે દિવસે કેટલા વાગે એ સીલ ખોલવાનુ છે ?"

" આવતી કાલે સહવારે નવ વાગે "

" એમ ?" તે થોડીવાર ચૂપ રહ્યો અને તે પછી બોલ્યો " તમે જાળ તો બરાબર પાથરી છે વારૂ, એ સમય જરાક વહેલો તો છે, પરતુ હુ તે દરમ્યાન ખુશીથી દેશાવર જવાનો સત્તાવાર પરવાનો મેળવી શ-

કીશ પણુ મારે એ માટે જૂદો જ માર્ગ લેવો પડશે હુ તમને અહીં 'શરતના કેદી' તરીકે રાખીશ અને તમે અહીથી જાઓ તે પહેલા એ તમારો કાગળ તમારી અનુમતિથી મારા માણુસ મારફત પાછો મગાવીશ. પણુ એ બધુ થોડીવાર પછી દરમ્યાન બોલો, તમારે મારી સાથે શી શરતો કરવાની છે ?"

"એ શરતો તદ્દન સાદી છે તે કહેતા પહેલા હુ એ જાણુવા માગુ છુ કે, હુ અહી કોના લાભ માટે આવ્યો છુ, તેની તમને ખબર છે કે ?"

તે તિરસ્કારથી હસ્યો તેણે બેદરકારીથી પોતાનો જમણો હાથ હવામા વીઝતા કહ્યુ "એમા તમે શી મોટી વાત પુછી ? તમે અહીં આવ્યા છો એક અનાથ સ્ત્રીના લાભ માટે—"

તેને અટકાવીને મે કહ્યુ "નહી મારી પત્નીના લાભ માટે"

આ સાભળતા જ તેના ચહેરામા ફેરફાર થઈ ગયો આશ્ચર્ય સહિત અને વળી કાઇક માનની લાગણીથી તે મારા તરફ જોવા લાગ્યો હુ સમજી ગયો કે, હવે તે મને પોતાનો અતિ ભયકર પ્રતિસ્પર્ધી ગણુવા લાગ્યો છે તેણે મેજનુ ખાનુ એકદમ બધ કરી દીધુ પોતાના હાથની અદબ વાળીને કટાક્ષ ભર્યા હાસ્ય સહિત તે મારૂ કહેવુ સાભળવા તત્પર રહ્યો

મે કહેવા માડયુ "છેલ્લા કેટલાક મહિનાથી હુ જે મહેનત ખેડી રહ્યો છુ તેથી તમે વાકેફ છો મે એ દરમ્યાન ઘણી માહિતીએ મેળવી છે માનનીય મહાશય ! સાચી હકિકતો મારી સમક્ષ છુપાવ્યે કાઇ જ વળવાનુ નથી તમે એક નામોશી ભરેલા પ્રપચ માટે ગુન્હેગાર છો તમે એ ગુન્હો, દશ હઝાર પૌડની મિલ્કત મેળવવા માટે જ કર્યો છે"

તે કાઇજ બોલ્યો નહીં પણુ તેના ચહેરામા ચિન્તાનુ વાતાવરણ પ્રસરી રહ્યુ

મે કહ્યુ "તમે જે મેળવ્યુ છે, તે ભલે તમારી પાસે રહ્યુ. (તેના ચહેરામા એકદમ ચમકાર જણાયો તેની આખો વધારે ને વધારે આશ્ચર્યથી પહોળી થતી જણાઇ) હુ અહીં નાણાનુ સાટુ કરવા આવ્યો નથી એવુ સાટુ કરીને મારે બદનામી વહોરવી નથી જે નાણા તમારા હાથમા આવી ચૂક્યા છે અને જે એક નીચ ગુન્હાના બદલા રૂપ છે તે—"

તે અધવચ્ચ બોલ્યો "ધીમેથી બોલો, મિ. હાર્ટરાઇટ, ધીમેથી. એ બધો તમારો નીતિમય દભ તમારા પોતાને માટે તથા તમારા દેશને માટે જ અનામત રાખી મૂકો દશ હજાર પોંડની રકમ મહુંમ મિ. ફ્રેરલીએ મારી નમૂનેદાર પત્નીને વારસા તરીકે આપી હતી મને તેની સાથે કાઇ લાગતુ વળગતુ નથી બીજી ત્રીજી બાબત વચ્ચે લાવ્યા વિના એટલો મુદ્દો ધ્યાનમા રાખીને તમારી વાતચીત આગળ ચલાવો તમારે ફક્ત એટલુ જ જાહેર કરવાનુ છે કે, તમારી શરતો શી છે? કહો, સાહેબ, તમારે જોઇએ છે શુ? જે નથી જોઇતુ તેની વાત ન કરો"

"જે પ્રપચ તમે કરેલો છે તેની સપુર્ણ કબુલાત મારી હાજરીમા લખીને અને તમારી સહી કરીને મને સોપો"

તેણે એક આગળી ઉચી કરી અને કહ્યુ "એક—પછી?"

"મારી પત્નીએ બ્લેકવૉટર પાર્ક છોડીને કઇ તારીખે લડનની મુસાફરી કરી, તેની ચોખ્ખી સાબિતી આપો માત્ર તમારી મોઢાની ખાત્રી નહીં–લિખિત ચોખ્ખી સાબિતી"

"ઠીક! ઠીક! તમે તો નબળા મુદ્દા ઉપર જ તરાપ મારી! કાઈ ફિકર નહીં એથી વધુ કાઈ જોઇએ છે?"

"ના હાલ તુર્ત કાઇ જ નહીં"

"વાહ તમે તમારી શરતો જાહેર કરી ચૂક્યા. હવે મારી શરતો સાભળો તમે જેને 'ગુન્હો' અથવા 'પ્રપચ' કહો છો તે હુ કબુલ કરૂ તેથી મારી જે જોખમદારી વધે તેના કરતા તમે ઉભા છો તેજ ચુલા આગળ તમને ઠાર કરૂ, તેથી હુ ઓછી જોખમદારી વહોરીશ,

એમ મારૂ માનવુ છે આમ છતા પણ તમારી શરતો હુ સ્વીકારી લઉં છુ, પરતુ એમ ને એમ નહીં ત્રણ શરતો તમે કબુલ કરશો તોજ હુ બધી હકિકત લખી આપીશ તમે જે લખાણ માગો છો તે સપૂર્ણ રીતે હુ પુરૂ પાડીશ તમારી પત્ની લડનમા કઈ તારીખે આવી તેની લિખિત સાબિતી, મારા મર્હુમ મિત્રનો કાગળ તમારા હાથમા મૂકીને હુ રજૂ કરોશ તેમા કાગળ લખ્યાની તારીખ છે તેમજ તમારી પત્ની લડનમા કઈ તારીખે અને કઇ ટ્રેનમા આવશે તે વિષે પોતાની સહીથી તેણે લખાણ કરેલુ છે કહો જોઇએ, એ સાબિતી તમને પુરતી થઈ પડશે? એ ઉપરાત પણ હુ તમને એક માણસનુ શરણામુ આપીશ. તેની ગાડી, મે મારી મહેમાન-બાઇને રેલ્વે સ્ટેશનેથી મારે ઘેર લાવવા માટે ભાડે કરી હતી તે માણસની 'વરદીની નોધપોથી' માથી પણ તમે મજકુર તારીખ મેળવી શકશો અને તે તારીખે તે લડનમા આવી હતી એવી સાબિતી પણ મેળવી શકશો વળી એ ભાડુતી ગાડી હાકનાર ગાડીવાનનુ નામ પણ નોધપોથીમાથી તમને મળશે તમારી ઇચ્છા હોય તો, તે ગાડીવાન સાથે વાતચીત કરીને પણ તમે કેટલીક વધુ હકિકત મેળવી શકશો આ માહિતીઓ હુ તમને વગર શરતોએ પુરી પાડીશ નહીં, એ મે પ્રથમથી જ કહી દીધુ છે મારી શરતો સાભળો પ્રથમ શરત મેડમ ફ્રેસ્કોને અને મને કોઈ પણ જાતની ખલેલ વિના આ મકાનમાથી તમારે જવા દેવા બીજી શરત તમારે અહીં મારી સાથે સહવારના આઠ વાગ્યા સુધી થોભવુ સાત વાગે મારો એજટ અહીં આવીને મારી કેટલીક બાબતોની વ્યવસ્થા કરનાર છે મારા એજટને તમારે એક લિખિત હુકમ આપીને જે માણસ ઉપર તમે સીલ કરેલો પત્ર લખ્યો છે, તેની પાસેથી તે પત્ર મગાવી આપીને મને સોપવો મારો એજટ તે પત્ર લાવીને મારા હાથમા સોપે ત્યા સુધીજ નહીં પણ તે પછી અર્ધો કલાક સુધી તમારે અહીં જ રોકાવુ એ અર્ધો કલાક દરમ્યાન હુ આ મકાનમાથી નીકળી જઇશ અને એ બાદ તમને તમારૂ સ્વાતત્ર્ય પાછુ મળશે તથા તમે ચાહે ત્યા જઈ શકશો. ત્રીજી

શરત.—મારા ખાનગી કામકાજમા તમે માથુ માર્યું તથા આપણી વાત-ચીત દરમ્યાન તમે ઉદ્ધત ભાષા વાપરી તે માટે એક ગૃહસ્થ તરીકે તમારે મને સતોષકારક ખુલાસો આપવો હુ દેશાવરમા ગયા પછી તમને એક પત્ર લખી મોકલીશ તેમા મારી તલ્વારની લબાઈના માપની કાગળની એક પટ્ટી હશે અને તેમા તમને અમુક સ્થળે અમુક સમયે તમારી તલ્વાર સહિત મને મળવા માટે નિમત્રણ હશે તમે તે મુજબ મને મળશો એટલે ઉપર કહેલો ખુલાસો આપણે સહજમા કરી લઇશુ બસ, આ ત્રણ શરતો છે તમે તે શરતો સ્વીકારો છો કે નહીં, તેનો જવાબ માત્ર 'હા' કે 'ના' મા આપો—વધુ લબાણ મારે નથી જોઇતુ ”

તેણે જે ઝડપથી નિર્ણય કરી લીધો તેથી તેમજ તેમા રહેલી દીર્ઘદષ્ટિ ભરેલી લુચ્ચાઇથી અને મડાઇખોર બહાદૂરીથી હુ ઘડીભર છક્ક થઈ ગયો પણ તે ઘડીભર જ ! એ પછી મારા મનમા નીચેના પ્રશ્નોની ગડમાગ ચાલી જે બદમાશે લૅારાને લુટી હતી તેની શરતો આ પ્રમાણે કબુલ રાખીને તેને છટકવા દેવામા હુ વાજબી કૃત્ય કરૂ છુ કે કેમ ? લૅારાને ન્યાય અપાવવા પુરતી સાબિતીઓ તે મને આપતો જશે, એમ હુ માની લઉં, તોપણ એક બદમાશને જતો કરવાથી જગત્‌મા તેની બદમાશીની જાળ વધુ ફેલાવવામા મદદગાર થઇ પડવા જોગ નિર્ણય હુ કરૂ છુ કે કેમ ? હુ જાણતો હતો કે, મારી પત્નીને તેની જન્મભૂમિમાથી એક ઠગારી સ્ત્રી તરીકે હાકી કાઢવામા આવી છે અને એક અસત્ય લાછન હજી પણ તેની માતાની કબ્ર આગળ કોતરાયલુ કાયમ છે આ બન્ને બાબતોમા મારી પત્નીને ન્યાય અપાવવા માટે જે પવિત્ર ઉદ્દેશથી હુ મથી રહ્યો છુ તે પૂર્ણ થવાનો સભવ હોવા છતા પણ, એ લાછન લગાડનાર ગુન્હેગારને ઘટતા ફેજે પહોચાડવાની મારી પ્રતિજ્ઞા, આ બદમાશને ઠાર કર્યા વિના અથવા અ-દાલતમા રજૂ કર્યા વિના જવા દેવામા, હુ પૂર્ણ કરૂ છુ કે કેમ ? આ ત્રણે પ્રશ્નનો જવાબ મારા અત કરણે નકારમા આપ્યો અને સર પર્સિ-

વાલના અવસાન સમયના દેખાવો મારી નજર સમક્ષ તરવરી રહ્યા. તેનુ અવસાન આકસ્મિક રીતે થવાથી મારી તમામ આશાઓ કેવી ભયંકર નિરાશામા ભાગીને ભૂકો થઇ ગઈ હતી ? એની બદમાશી હું જાણી શકયો હતો, પણ જગતને તે જણાવી શકયો નહતો શુ આ બીજા બદમાશનુ પણ તેમજ કરવુ ? એમ કરવાનો મને કાઇ હક્ક ખરો ? ભવિષ્ય ના ગર્ભમા શુ છે તે હુ જાણતો નથી પણ એક વાત નક્કી છે લૉરાને ન્યાય અપાવવાના સાધનો, આ બદમાશની શરતો સ્વીકાર્યા વિના મને મળી શકે નહીં જો હુ વેરના વિચારો પોષુ તો અત્યારે મારે આ માણસના હાથે ઠાર થવુ જોઇએ અને તે બાદ પેસ્કા ઉપરના મારા પત્રને લીધે તે ઠાર થશે આનુ પરિણામ એ આવશે કે, ઉપર કહેલા સાધનો અમારી બન્નેની સાથે દટાઇ જશે અને લૉરા ન્યાય મેળવ્યા વિનાની રહી જશે આથી મારે વેરના વિચારોનો ત્યાગ કરવો અને સત્યની શોધનો પવિત્ર ઉદ્દેશ, આ બદમાશની શરતો સ્વીકારીને, પાર પાડવો આવો નિર્ણય કરીને મે તેને કહ્યુ "હુ તમારી શરતો કબુલ કરૂ છુ પણ તેમા એક બાબતમા મને વાંધો છે "

" કઇ બાબતમા ? " તેણે પુછ્યુ

" સીલ કરેલા કાગળની બાબતમા એ કાગળ તમારા હાથમા બધ હાલતમા મૂકવામા આવે કે તરતજ તે ખોલ્યા વિના મારા દેખતા તમારે બાળી નાખવો "

પેસ્કા સાથેના મારા પત્રવ્યવહારનો લગીરે પુરાવો કાઉન્ટ પોતાની સાથે લઇ જઇ શકે નહી એ હેતુથી તેમજ પેસ્કાને પણ તે પત્રથી ભવિષ્યમા કોઈ જાતના ભય કે ત્રાસની હાલતમા આવવુ ન પડે, તેની સાવચેતીને ખાતર મે આ શરત કરવી યોગ્ય લેખી

એક ક્ષણ પર્યન્ત ગભીરપણે વિચાર કરી જોયા બાદ કાઉન્ટે જવાબ દીધો " ચાલાક અને સાવધાન ગૃહસ્થ ! હુ તમારી શરત સ્વીકારૂ છુ મને એ પત્ર માહેલુ લખાણુ વાચવાની જીજ્ઞાસા નથી, અને એટલી નજીવી બાબતને સારૂ મોટો ઝઘડો કરવાની મને જરૂર

જણાતી નથી એ પત્ર મારા હાથમા આવશે એટલે તરત જ ખોલ્યા વિના હુ તેનો નાશ કરીશ ”

આમ કહીને તે પોતાની ખુરશી ઉપરથી ઉઠ્યો પોતાના હાથ છૂટથી લબાવીને આળસ મરડના મરડતા “ ઉફ ” એવો શબ્દોચ્ચાર કરીને તેણે પોતાના મગજનો તમામ બોજો દૂર કર્યો એ પછી મારા તરફ જોઇને કહ્યુ “ મિ હાર્ટરાઇટ, આપણા વચ્ચે ઝઘડો નો ગરમાગરમ ચાલ્યો, પણ આખરે આપણે મનમાનતુ સમાધાન કરી શકયા છીએ તમારે કબુલ કરવુ જોઇશે કે, તમને આ સમાધાન કરતા ખુબ મહેનત પડી છે કાંઈ નહીં એ બાબત આપણે પડતી મૂકીશુ આ ખુરશી ઉપર બેસો મે તમને બહુ વખત ઉભા રાખ્યા આવતી કાલથી આપણે એક બીજાના જીવતરસ્યા દુશ્મનો તરીકે મળીશુ પણ તે દરમ્યાન આપણે ઉદાર અને બહાદૂર સદ્ગૃહસ્થો તરીકે એક બીજા તરફ સંપૂર્ણ વિનયી વર્તન રાખીશુ મારી પત્નીને બોલાવવાની છૂટ લઉં તો તમને વાંધો નથી ને ? ”

તેણે ચાવીવતી બારણાની કળ ખોલી નાખી અને બારણા ઉઘાડીને ગભીર પણ માયાભર્યા સાદે બૂમ પાડી “ એલિનોર ! ” કુંગરાયલા મોઢાવાળી આધેડ વયની સ્ત્રી અદર આવી કાઉન્ટે અમારો પરિચય કરાવતા કહ્યુ “ મેડમ ફ્રોસ્કો—મિ હાર્ટરાઇટ ” પોતાની સ્ત્રીને ઉદ્દેશીને તે બોલ્યો “ મારી દેવી, સરસામાન બાધતા તને થોડીક ફુરસદ મળશે ? મિ હાર્ટરાઇટને મારે એક સુદર વાર્તા લખી આપવાની છે તે લખવામા મને ઉત્સાહ અને સ્ફુર્તિ રહે તે સારૂ ગરમાગરમ કડક કૉફી બનાવી આપીશ ? ”

મેડમ ફ્રોસ્કોએ બે વખત પોતાનુ મસ્તક નમાવ્યુ—એક વખત કરડાઈથી મારા તરફ જોઇને અને બીજી વખત આજ્ઞાપાલકતાથી પોતાના પતિ તરફ જોઇને ! કાઉન્ટ લખવાના મેજ આગળ ગયો એટલે મેડમ ફ્રોસ્કો તે ખડમાથી જતી રહી. કાઉન્ટે મેજમાથી લખવાના આખા કાગળો બહાર કાઢયા અને છાપખાના માટે લખાણ લખનારાઓ

જે કદની કાપલીઓ રાખે છે તે કદની કાપલીઓ તે કાગળોમાથી કાપી કાઢી લોઢાની ટાકો ખોસેલી, કેટલીક મોરપીછની લેખણો, તે પછી તેણે બહાર કાઢીને મેજ ઉપર અહીં તહી વેરી દીધી મારા તરફ જોઇને તે બોલ્યો " મારૂ લખાણ એક નોધવાજોગ લખાણ બનશે સાહિત્ય વિષયક ઉમદા લેખો હુ લખી શકુ છુ પોતાના વિચારોની સકલના કેમ ગોઠવવી, એમા જ માણસની બુદ્ધિની કસોટી થાય છે સાહિત્ય ક્ષેત્રમા વિચરનારા બુદ્ધિશાળી વિદ્વાનોનો જ એ બાબતમા ઇજારો હોય છે સેવકમા તે છે તમે એવા લખાણ લખી શકો છો કે ?"

વિચારશીલ મુદ્રા ધારણ કરીને તે, ખડમા મોટા મોટા પગલા ભરતો એક ખૂણાથી બીજા ખૂણા તરફ ફરવા લાગ્યો–વચ્ચે વચ્ચે કાઇક ગણગણાટ કરવા લાગ્યો જ્યા વિચારોની ગુચવણ આવતી ત્યા તે ઉભો રહીને પોતાના કપાળ ઉપર પોતાની હથેલી ઠોકતો–મોઢુ વિચિત્ર કરતો અને ગુચ ઉકેલી રહેતા જ પાછો ગભીરપણે ફર્યા કરતો

મધ્ય રાત્રિ વીતી ગઈ હતી તેની સમક્ષ ઘણા ચિન્તાના સવાલો હતા એમ છતા પણ તે આટલી વૃદ્ધ વયે એક જુવાન માણસની માફક ઉત્સાહ અને ઉમિથી લખાણ લખી આપવા તૈયાર થયો, અને તે પણ, તેની બડાઈ પ્રમાણે, સાહિત્ય પ્રદેશમા શોભી ઉઠે એવુ !—હુ આથી ઘડીભર છક થઇ ગયો મને તેની કુમાર્ગે વહેલી બુદ્ધિને લીધે તેના ઉપર તિરસ્કાર હોવા છતા પણ અત્યારે તેના સયમ–બળ માટે મોટુ માન ઉપજ્યુ

થોડીકવારે મેડમ ફ્રેસ્કો કૉફી લાવી તેણે કૉફીનુ પાત્ર તેના હાથમાથી લઇને તે હાથને ચુબન કર્યું અને તેને બારણા સુધી પાછી મૂકી આવ્યો પાછો ફરીને કૉફી એક પ્યાલામા રેડતા રેડતા તે બોલ્યો " થોડીક લેશો, મિ. હાર્ટરાઇટ !" મે આભાર સહિત ના પાડી પોતાનો પ્યાલો લઇને એક ખુરશી ઉપર બેસતા તે બોલ્યો " શુ ? તમારૂ એમ માનવુ છે કે, હુ તમને ઝેર દઇને મારી નાખીશ ? " મોટેથી હસતા હસતા તે આગળ કહેવા લાગ્યો " અગ્રેજોની બુદ્ધિ માટે મને

માન છે, પણ તેમનામા મે એક ગભીર ખામી જોઇ છે તેઓ ખોટે સ્થાને વિશેષ સાવધાન રહે છે।"

કૉફી પી રહીને કાગળની થોકડીઓ મેજ ઉપર પોતાની સમક્ષ રાખીને તેણે એક ખુખાર કરીને લખવાનુ શરૂ કર્યું તે સડસડાટ લખતો હતો તેના અક્ષર મોટા હતા દરેક પૃષ્ઠ ઉપર લીટીઓ વચ્ચે તે સમાન અતર રાખતો હતો અને લગભગ બબ્બે ક્ષણે એક પૃષ્ઠ પુરૂ લખી રહીને જમીન ઉપર નાખી દેતો હતો બિલ્કુલ અટકયા વિના અતિશય સ્ફુર્તિથી તે લખતો હોવાથી તેના હોલ્ડરની ટાકનો અવાજ પણ મોટો થતો હતો જ્યારે એક ટાક થરડાઈ જતી ત્યારે તે આખુ હોલ્ડર જમીનપર નાખી દઇને બીજુ હોલ્ડર હાથમા લેતો, કૉફીના થોડાક ઘુટડા પીતો, અને પુન ખુખાર કરીને લખાણ ચાલુ રાખતો કલાકોના કલાક એ લખાણ દરમ્યાન વીતી ગયા હુ એક ખુરશી ઉપર જ બેસી રહ્યો તેના લખેલા પાનાને અડકવાની લગારે જીજ્ઞાસા વૃત્તિ મે દાખવી નહીં બરાબર ચારના ટકોરા પડતા એકદમ "શાબાશ" એવા અવાજ સહિત તેણે હોલ્ડર જમીન ઉપર નાખી દીધુ અને એક જુવાન માણસની માફક છલગ મારીને તે ખુરશી ઉપરથી ઉઠી ગયો વિજયસૂચક હાસ્યથી મારા તરફ જોતો અને જમણો હાથ હવામા વીંઝતો તે બોલ્યો "સમાપ્ત ! મિ હાર્ટરાઈટ ! મારૂ અત કરણ પ્રસન્ન થાય એવી રીતે મે આ લખાણ લખી કાઢ્યુ છે, એટલુ જ નહીં પણ તમે જ્યારે તે વાચશો ત્યારે આશ્ચર્યના ઉદ્‌ગાર સહિત પ્રસન્નતા જાહેર કરશો હવે આપણો કાર્યક્રમ નક્કી કરીએ જુઓ, હમણા જ ચારના ટકોરા થયા ચારથી પાચ સુધી આ બધા પૃષ્ઠ એકઠા કરીને એકવાર હું તે ઉપર ફરીથી નજર નાખી જઇશ તમે પણ સાભળી શકો એવી રીતે જ હુ આ બધા પાના વાચી જઈશ અને વચ્ચે વચ્ચે હસ્તદોષથી રહેલી ભૂલો સુધારતો જઈશ એ કામ પતી ગયા બાદ પાચથી છ વાગ્યા સુધી હુ થોડીક નિદ્રા લઇશ છથી સાત વાગ્યા સુધી મારી મુસાફરીની છેલ્લી તૈયારીઓ કરીશ સાત વાગે મારો એજટ

આવશે સાતથી આઠ સુધી સીલવાળા કાગળને લગતી બાબત ઉપર આપણે ધ્યાન આપીશુ અને આઠ વાગે સેવક મુસાફરીએ ઉપડી જશે આ કાર્યક્રમ ધ્યાનમા રાખજો ”

તે પગ ઉપર પગ ચઢાવીને જમીન ઉપર બેઠો અને વીખરાયલા કાગળીઆ ક્રમવાર એકઠા કરીને તેણે એક દોરાના કટકાથી તે સાધ્યા પ્રથમ પૃષ્ઠ ઉપર તેણે પોતાના નામ પાછળ પોતાના ખિતાબો અને પદવીઓ લખીને મોટેથી નાટકી ઢબે પોતાના લખાણનુ વાચન ચલાવ્યુ. વચ્ચે વચ્ચે તે નાટકી અભિનય કરતો અને વાકયો ઉપર નાટકી રીતે જ ભાર મૂકતો હતો ( તેનુ હકિકત-પત્ર હવે પછીના પરિચ્છેદમા આવશે ) અહી એટલુ કહેવુ પુરતુ થઇ પડશે કે, તેનુ લખાણ મારા ઉદ્દેશને પરિપૂર્ણ કરનારુ હતુ

વાચન પૂર્ણ થયા પછી, તેણે જે માણસની ગાડી ભાડે કરાવી હતી તેનુ શરણામુ એક જૂદા કાગળ ઉપર લખી આપ્યુ અને સર પર્સિવલનો પત્ર મારા હાથમા મૂકયો એ પત્ર હેમ્પશાયરથી તા ૨૫મી જુ-લાઇએ લખાયલો હતો તેમા જણાવામા આવ્યુ હતુ કે, તા ૨૬ મી જુલાઇએ બપોરે ૧૨ અને ૨૦ મિનિટે ઉપડતી ટ્રેનમા લેડી ગ્લાઇડ લંડન તરફ આવવા ઉપડશે

આ સાબિતી ઉપરથી પુરવાર થયુ કે, જે દિવસે ( તા ૨૫ મી જુલાઇએ ) ડાકટરના પ્રમાણ પત્રમા સત જોન વુડ ખાતે લેડી ગ્લા-ઇડનુ મરણ થયેલુ જાહેર કરવામા આવ્યુ હતુ, તેજ દિવસે તે જીવતી હતી !—સર પર્સિવલના પોતાના જ હાથદસ્તકના અને સર પર્સિવલની પોતાની જ સહીવાળા પત્ર મુજબ, લેડી ગ્લાઇડ બ્લેકવૉટર પાર્કમા હતી ! ! અને એ દિવસ પછી બીજે દિવસે બપોરે મુસાફરી કરનાર હતી ! ! !

એ મુસાફરીની સાબિતી, ભાડુતી ગાડીના માલિક પાસેથી અથવા તો ભાડુતી ગાડી હાકનાર ગાડીવાન પાસેથી મેળવ્યા બાદ પુરાવો સપૂર્ણ રીતે મળી રહેશે.

કાઉન્ટે પોતાના ઘડીઆળમા જોઇને કહ્યુ "ઓહો ! સવા પાચ વાગ્યા ! મારે પોણો કલાક નિદ્રા લેવી જોઇએ મિ. હાર્ટરાઇટ, તમે જોયુ હશે કે, હુ મારા દેખાવમા મહાન નેપોલિયન જેવો છુ એ અમર મહાપુરુષની પેઠેજ મારી ઇચ્છાનુસાર હુ ઉઘને કાબુમા રાખી શકુ છુ એક મિનિટ થોભશો ? તમને એકાન્તમા કટાળો ન આવે તે માટે હુ મેડમ ફોસ્કોને બોલાવુ છુ."

તેણે આમ શા માટે કહ્યુ તે હુ સમજી ગયો તે નિદ્રા લે, તે દરમ્યાન હુ આ મકાનમાથી નાસી જઉં નહીં તેની ચોકસાઈ માટેજ તેણે આ સૂચના કરી હતી મે તેને કાંઈ જવાબ દીધો નહીં

ફુગરાયલા મોઢાવાળી સ્ત્રીને બોલાવીને તેણે કહ્યુ "મારી દેવી, મિ. હાર્ટરાઇટને વાતચીતથી આનદ આપ" તેણે તેને માટે એક ખુરશી મારી સામે લાવીને મૂકી—તેના હાથને ચુબન કર્યું બાદ તે એક કૉચ ઉપર સુઇ ગયો

મેડમ ફોસ્કોએ મેજ ઉપરથી એક ચોપડી લીધી અને ખુરશી ઉપર બેસીને મારા તરફ જોઇને તે કડક અવાજે બોલી ' મારા પતિ સાથેની તમારી બધી વાતચીત મે સાભળી છે જો તેમની જગ્યાએ હુ હોત તો મે જરૂર તમને ઠાર કર્યા હોત"

આમ કહીને તેણે પોતાના દાત પીસ્યા એ બાદ ચોપડી ઉઘાડીને તે વાચવા મડી આને પણ મે કાંઈ જવાબ દીધો નહીં !

છ વાગતા સુધી તેણે મારા તરફ જોયા વિના જ ચોપડી વાચ્યા કરી અને કાઉન્ટે ઉંઘ્યા કર્યું, પણ ઘડીઆળમા છ ના ટકોરા વાગી રહ્યા એટલે કાઉન્ટ એકદમ કુદીને ઉભો થયો તે બોલ્યો "હાશ હવે પુરતી સ્ફુર્તિ આવી એલિનોર, મારી ભલી ગૃહિણી ! તુ અહીંજ બેઠેલી છે કે ? ઠીક થયુ હુ દશ મિનિટમા મુસાફરીનો પોષાક પહેરીને તૈયાર થઇ જઇશ પછી કાઇ બાકી રહે છે ?" તેણે ઓરડામા આસપાસ નજર કરી. ઉંદરનુ પાજરૂ તેના જોવામા આવતાજ તે બોલ્યો "અહા ! મારા વહાલા બાળકોને તો હુ ભૂલી જ ગયો ! એ નિર્દોષ વહાલીઓની

સભાળ મારી ગેરહાજરીમા કોણ લેશે? મારે તેમની શી વ્યવસ્થા કરવી? હાલતુર્ત તો આપણે કોઈ શહેરમા નિવૃત્તિથી વસવાના નથી—આપણે જૂદા જૂદા શહેરોમા જ પ્રવાસ કરવાનો છે, એટલે જેમ બને તેમ ઓછો સરસમાન આપણી સાથે રાખીશુ મારા કેનેરી પક્ષીઓ, મારો કાકાકૌઓ, મારા ઉંદરો—એ બધાને હુ સાથે લઉં કે નહીં?"

મોત અને જીવનના મોટા પ્રશ્નમા ઝડપી નિર્ણય કરી લેતા તે જેટલો ગુચવાયો નહતો તેટલો આ પ્રશ્નના નિર્ણયમા ગુચવાયલો દેખાયો. વિચાર કરતો તે આમતેમ લટાર મારવા લાગ્યો

તે એકાએક લખવાના મેજ આગળ જઇને બોલ્યો "હા એક યોગ્ય વિચાર સ્ફુર્યો ખરો હુ આ બધાને પ્રાણીઓના સગ્રહાલયમા ભેટ આપી દઇશ"

તેણે જૂદી જૂદી કાગળની કાપલીઓ ઉપર પોતાનુ નામ અને દરેક પક્ષીનુ વર્ણન તથા નામ અને નબર લખ્યા મેડમ ફ્રેસ્કોએ તે કાપલીઓ જોઇને કહ્યુ "કાઉન્ટ, ઉંદરોને તમે ભૂલી ગયા કે શુ?"

મેડમ ફ્રેસ્કોનો હાથ ઝાલીને તેણે પોતાના હૃદય ઉપર મૂક્યો અને કહ્યુ "એલિનોર, માણુસના નિશ્ચયને પણ હદ હોય છે મારા એ નાના બાલુડા વિના મારૂ જીવન શૂન્ય થઇ જશે હુ તેમનાથી વિખુટો નહીં પડુ મારી દેવી, ઉંદરોનુ પાજરૂ અહીંથી લઇ જા અને મુસાફરીના પાજરામા તે મૂકી દે"

"પ્રશસનીય માયાળુતા!" મેડમ ફ્રેસ્કોએ પોતાના પતિના વખાણ કરતા મારા તરફ એક તીવ્ર ઝેરીલુ કટાક્ષ ફેકીને કહ્યુ તે સાવધાનીથી પાજરૂ પોતાના હાથમા લઇને ચાલી ગઈ કાઉન્ટે હવે પોતાના ઘડીઆળમા જોયુ સાતમા પાચ મિનિટ બાકી હતી તે પોતાના એજટની રાહ જોવા લાગ્યો અત્યાર સુધી પોતાની હિલચાલમા તેણે જે શાન્તિ બતાવી હતી, તે આ પાચ ક્ષણ દરમ્યાન મે તેનામા જોઈ નહીં તેના મુખ ઉપર ચિતાના વાદળા જણાવા લાગ્યા બરાબર સાત વાગતા, બહારની ઘટડી વાગી ત્યારે જ તેના ચહેરા ઉપર સ્ફુર્તિ જણાઇ નાની

કાળી દાઢીવાળો એક વિદેશી તે ખડમા આવ્યો કાઉન્ટે અમારો પરિચય કરાવતા કહ્યુ "મિ. હાર્ટરાઇટ—મોંસ્યો રૂબેલી" એજન્ટને તે એક ખૂણામા લઇ ગયો તેની સાથે ધીમા સ્વરે મસલત કરી મોં રૂબેલી મારી પાસે આવ્યો તે વખતે કાઉન્ટ તે ખડમાથી ચાલ્યો ગયો તે વિદેશીએ કહ્યુ "મહાશય, આપની શી ફરમાશ છે?" મે પેસ્કાને એક ચીઠ્ઠી લખી તે ચીઠ્ઠીમા જણાવ્યુ કે, "મે તમારા ઉપર જે સીલવાળો પત્ર લખ્યો છે, તે આ ચીઠ્ઠી લાવનારને એમને એમ પાછો આપી દેશો," એક પરબીડીઆમા તે ચીઠ્ઠી નાખીને, પેસ્કાનુ શરણામુ કરીને મે એજન્ટના હાથમા તે પરબીડીઉં મૂક્યુ

એટલામા કાઉન્ટ પોતાના મુસાફરીના પોષાકમા તે ખડમા આવી પહોચ્યો એજન્ટ જતો હતો ત્યારે તેણે તેના હાથમાથી પરબીડીઉં લઇને શરણામુ વાચી જોયુ તેના ચહેરા ઉપર ફિક્કાશ છવાઈ રહી તે મારા તરફ જોઇને ખોખરા સાદે બોલ્યો "હુ ધારતો હતો તેજ આસામીનુ આ શરણામુ છે"

એજન્ટના જવા પછી તે રેલ્વે ગાઈડ પોતાના હાથમા લઇને તે-માથી કેટલીક નોધ પોતાની નોધપોથીમા કરવા લાગ્યો એ દરમ્યાન મારી સાથે તેણે કાંઈ જ વાતચીત કરી નહી તેનો ચહેરો હજી પણ ગભરાયલો હતો તે ઉપરથી હુ સમજી ગયો કે, પેસ્કાનુ શરણામુ જોયા પછી તેને જબરી ધમક લાગી છે અને હવે તે તેનાથી જેમ દૂર નાસી જવાય તેમ સારૂ એમ ઠરાવીને મુસાફરીનો કાર્યક્રમ ગોઠવે છે

આઠ વાગવાને થોડીક જ વાર હતી અમે બન્ને હવે અસ્વસ્થ બનવા લાગ્યા અને એક બીજાથી ક્યારે છૂટા પડીએ, એમ ઇચ્છવા લાગ્યા એટલામા મો રૂબેલીએ આવીને કાઉન્ટના હાથમા મારો સીલવાળો પત્ર મૂક્યો કાઉન્ટે તે આમતેમ ફેરવી જોયો સીલ તપાસી પરબીડીઆ ઉપરનુ લખાણ વાચ્યુ અને તે બાદ એક મીણબત્તી સળગાવીને કાગળ તેના ઉપર ધર્યો કાગળ બળી રહ્યા બાદ તે બોલ્યો – 'મિ. હાર્ટરાઇટ, મારૂ વચન મે પાળ્યુ છે, પણ આ બાબત અહીંથી જ અટકતી નથી"

હવે તેઓએ જવાની તૈયારીઓ કરી એજંટે મકાન બહાર ઉભી રાખેલી ગાડીમા સામાન મૂકાવ્યો અને મેડમ ફ્રેસ્કો, તે ખંડમા આવી. કાઉન્ટે તેનો હાથ પોતાના હાથમા લઇને બહાર ચાલવા માડયુ તેણે મને ધીમેથી કહ્યુ " જરા નીચે આવશો ? છેલ્લી ઘડીએ કદાચ મારે તમને એ બોલ કહેવા પડશે "

હુ તેમની પાછળ નીચે ચાલ્યો એજંટ બગીચાના દરવાજા આગળ પહેરેગીરની માફક ઉભો રહ્યો હતો કાઉન્ટ પોતાની સ્ત્રીને ગાડીમા બેસાડીને એકલો જ મારી પાસે આવ્યો અને બોલ્યો " ત્રીજી શરત સ્મરણમા રાખજો, મિ. હાર્ટરાઇટ, હુ તમને પત્ર લખીશ એ મુજબ જરૂર તમારે મુકરર કરેલે સ્થળે હાજર થવુ જોઇશે"

મારો હાથ તેણે ઝાલ્યો અને સખ્ત રીતે દબાવતા કહ્યુ " એક વિશેષ મુદ્દો જ્યારે મે મિસ હોલ્કોમને છેલ્લી વખત જોયા હતા, ત્યારે તે દૂબળા અને માદા જણાતા હતા એ માનનીય સન્નારીની તબિયતની મને ચિન્તા રહે છે મહાશય! તેમની સભાળ રાખજો મારા હૃદય ઉપર હાથ મૂકીને ( અહી તેણે અભિનય કર્યુ ) તમને હૃદયપૂર્વક વિનતિ કરૂ છુ કે, મિસ હોલ્કોમની સભાળ રાખજો "

આ તેના છેલ્લા શબ્દો હતા તે ગાડીમા બેઠો અને ગાડી ચાલી એજંટ અને હુ તેની પાછળ જોતા જોતા બાગના દરવાજા આગળ ઉભા રહ્યા એ વખતે મે જોયુ કે, એક બીજી ગાડી ત્યાથી પસાર થઈ તેમા બેઠેલા માણસે બહાર ડોકુ કાઢીને અમારા તરફ જોયુ મે તેને ઓળખ્યો તે કોણ હતો ? નાટકશાળામા મે જોયેલો કાળા મસવાળો વિદેશી !

મોં રૂબેનીએ મને કહ્યુ " સાહેબ, આપને અર્ધો કલાક મારી સાથે રોકાવાનુ છે, તે યાદ છે ને ?" મે જવાબ દીધો " બેશક "

અમે બન્ને તે મકાનમા પાછા ગયા મે એજંટ સાથે વાતચીત ન કરતા કાઉન્ટના લખાણનુ વાચન એકવાર ફરીથી કરવા માડયુ. અને તે નિરાતે એક ખુરશી ઉપર બેસી રહ્યો.

---

# પરિચ્છેદ ૨૮

## ફ્રાસ્કોનો એકરાર

હુ, આઇસિડોર ઓટાવિઓ બાલ્ડાસર ફ્રાસ્કો (પવિત્ર રોમન સામ્રાજ્યનો કાઉન્ટ, નાઇટ ગ્રાંડ ક્રોસ ઓફ ધી ઓર્ડર ઓફ ધી બ્રેઝન ક્રાઉન, મેસોપોટેમિયાના રોસિક્રુસિયન મકાનોનો આર્ક-માસ્ટર, સગીત વૈદક, તત્વજ્ઞાન અને જનસેવાના યૂરોપના અનેક મડળોનો માનદ સભાસદ) મારી હકિકત જાહેરમા જેટલી જણાવવા યોગ્ય છે તેટલી-હાલના પ્રસગ પૂરતી-નીચે મુજબ જાહેર કરૂ છુ —

ઈ સ ૧૮૫૦ની ગ્રીષ્મ ઋતુમા હુ ઈંગ્લાડને કિનારે ઉતર્યો વિદેશમાથી મને એક રાજદ્વારી કાર્ય સોપાયલુ હતુ મારી સાથે સત્તાવાર રીતે સબધ ધરાવતા વિશ્વાસુ માણસોને પણ મોકલવામા આવ્યા હતા તેઓને અમુક પ્રકારના હુકમો કરવાની મને સત્તા આપવામા આવેલી હતી એ માણસોમા મોશ્યો અને મેડમ રૂબેલી પણ હતા. કેટલાક અઠવાડીઆ સુધી હુ આરામ લઈ શકુ એવી સ્થિતિમા હતો મને કેવા પ્રકારનુ કાર્ય સોપાયુ હતુ, એ વિષે સહસા કોઇને જીજ્ઞાસા થાય પણ તે જીજ્ઞાસા દાબી દેવા મારી વિનતિ છે દિલગીરી સાથે મારે જણાવવુ પડે છે કે, હુ કાઇ પણ ગુપ્ત રહસ્ય ખુલ્લુ કરી શકુ એમ નથી એ મુદ્દો અહીથી બધ રાખીને હુ આગળ લખુ છુ

મારૂ રાજદ્વારી કાર્ય શરૂ કરતા પહેલા હુ મારા મહુમ માનવત મિત્ર સર પર્સિવલ ગ્લાઇડના ભવ્ય બગલામા રહેવા લાગ્યો, તે પોતાની પત્ની સહિત અને હુ મારી પત્ની સહિત, વિદેશથી ઇગ્લાડમા આવ્યા ઈંગ્લાડ કૌટુબિક સુખ ભોગવવાનો ઉત્તમ પ્રદેશ છે. અમે એ સુખ ભોગવવા લાગ્યા

મારી અને પર્સિવલની મિત્રતા વૃદ્ધિગત થવાનો એક ખાસ પ્રસગ ઉપસ્થિત થયો. અમારે બન્નેને નાણાની જરૂર હતી-ઘણી જ જરૂર હતી. આખા જગતને નાણાની જરૂર ક્યા નથી પડતી ? એવો

કોઇ સુસસ્કુત માનવી હયાત છે કે જેને અમારી આ જરૂર ગેરવાજબી લાગે ? જો એવો કોઈ હોય તો તે કેવો બુદ્ધિહીન હોવો જોઇએ ? ! અથવા તો કેવો કરોડાધિપતિ હોવો જોઇએ ! !

પસિવલના બગલામા જ્યારે અમે દાખલ થયા ત્યારે અમારૂ સ્વાગત કોણે કર્યું ? સમાજના ઠડા વાતાવરણમા જેને "મિસ હોટકોબ" કહેવામા આવે છે, પણ જે મારા ઉષ્ણ હૃદયમા "મેરીઅન" તરીકે—"મહાન્ મેરીઅન" તરીકે-જડાઈ રહી છે તેણે !

અહા ! કેટલી બધી અવર્ણનીય ત્વરાથી હુ એ સન્નારીને પૂજતા શીખ્યો ! ૬૦ વર્ષની વયે હુ ૧૮ વર્ષના એક યુવકના જેવી અતિ ઉત્સાહી જુસ્સાભરી ભક્તિથી તેનુ ગુણપૂજન કરવા લાગ્યો ! મારી પ્રકૃતિરૂપ સપત્તિનુ તમામ સુવર્ણ મે તેના ચરણકમલમા પાથરી દીધુ પણ તે નિરર્થક જ ! મારી પત્નીને હુ 'મારી દેવી ' કહુ છુ તે મારા પ્રત્યે પૂર્ણ પતિભક્તિ રાખે છે, પણ તેને તો મે જડ સપત્તિ-પાઉંડ, શિનિગ અને પેન્સ આપ્યા છે અને આ મહાન્ મેરીઅનને મે અતકરણ અર્પ્યું પણ તેમા હુ નિરાશ થયો છુ ખરેખર, જગત્ એવુ જ છે આપણે તેમા વસતા માનવીઓ જાદુગરની પેટીમાના પૂતળા છીએ ! હે સર્વ શક્તિમાન્ વિધાતા ! અમારા જીવનની દોરીઓ બળપૂર્વક તુ શા માટે ખેચે છે ? અમને તુ ભલે નચાવ, પણ જરા ધીમેથી ! અમારી કગાલ અને નાનીશી નાટયભૂમિમા દયાભાવ સહિત જ નૃત્ય કરાવ —ક્રૂરતા સહિત નહી !

હુ તત્વજ્ઞાનના વિષયમા દોરાયો એ વિષય આટલેથી જ બધ કરીને મારી હકિકત આગળ વર્ણવુ છુ

બ્લેકવૉટર પાર્કમા જે ગૃહજીવન અમે શરૂ કર્યું તેનુ સુંદર સૂક્ષ્માવલોકન મેરીઅને પોતે પોતાની નોધપોથીમા કરેલુ છે ( એ સન્નારીને મારાથી તેના ખ્રિસ્તિ નામ સિવાય બીજા નામે ઉલ્લેખ નથી કરી શકાતો, તે માટે ક્ષમા માગુ છુ ) તેની નોધપોથી એક વખત અચાનક મારા જોવામા આવી હતી તેમા તેણે જે બધો ચિતાર આપ્યો

છે, તે તદ્દન ખરો અને ચોક્કસ છે, એ જાહેર કરતા મને આનદ થાય છે

મેરીઅનની માદગી વખતે અમે બન્ને મિત્રો એક બીજા પ્રત્યે વધારે લાગણીથી આકર્ષાયા એનુ ખાસ કારણ એ હતુ કે, પર્સિવલને એક અમુક તારીખે એક લહેણદારને મોટી રકમ આપવાની હતી ( મને પણ તે વખતે નાણાની એક સારી રકમ જોઇતી હતી, એ મુદ્દા ઉપર હુ વિશેષ ભાર નથી મૂકતો ) પણ પર્સિવલની પાસે તે રકમ નહોતી તે રકમ તેની પત્નીની મિ'કતમાથી તેના મરણ બાદ તેને મળી શકે એમ હતી એ ઘણી ખરાબ વસ્તુસ્થિતિ હતી અને સોથી વધુ ખરાબ વસ્તુસ્થિતિ તો એ હતી કે, મારા એ મર્હુમ મિત્રને કેટલીક ખાનગી મુશ્કેલીઓ પણ હતી મે મારી હમેશની નિ સ્વાર્થ પ્રકૃતિ અનુસાર એ મુશ્કેલીઓ જાણવા તેના ઉપર દબાણ કર્યુ નહતુ તેણે માત્ર મને એટલુ કહ્યુ હતુ કે, " એની કેથેરિક નામે એક છોકરી પાડોશમા સતાતી છુપાતી ફરતી હતી તે છોકરી લેડી ગ્લાઇડ સાથે ખાનગીમા એકવાર વાતચીત કરી ચૂકી હતી જો તે છોકરીએ અમુક ખાનગી વાત લેડી ગ્લાઇડને કહી હશે તો જરૂર મારો ( પર્સિવલનો ) સર્વનાશ થશે " પર્સિવલે પોતાની મુઝવણ ટાળવાના ઉપાય મારી આગળ રજૂ કરતા કહ્યુ હતુ કે, " જો મારી પત્નીને એ બાબતમા સદાને માટે ચૂપ કરવામા આવે નહીં અને જો એની કેથેરિકને શોધી કાઢવામા આવે નહી તો મારી આબરૂ અને સપતિનો સર્વનાશ થાય " મારે કહેવુ જોઇએ કે, પર્સિવલનો સર્વનાશ થાય તો પછી અમારા પોતાના લાભ ઉપર પણ તરાપ પડે, એ હુ કેમ પસદ કરૂ ? મારી પ્રકૃતિ જ હિમ્મતવાળી છે. આમ છતા તેના સર્વનાશની વાત સાભળીને હુ કપ્યો !

મારૂ તમામ બુદ્ધિબળ મે એની કેથેરિકની શોધ પાછળ રોક્યુ અમારી નાણાની મુશ્કેલી નિવારતા બેશક ઢીલ થવાની હતી, પરતુ એની કેથેરિકને શોધવામા તો ઢીલ થવી જ ન જોઇએ આવો વિચાર કરીને હું એની અને લેડી ગ્લાઇડના સકેતસ્થાન—નૌકાગૃહ—તરફ એક

દિવસ ગયો પર્સિવલે આપેલા વર્ણન ઉપરથી હુ જાણતો હતો કે, લેડી ગ્લાઇડના શરીરની આકૃતિને તે છોકરી આબેહુબ મળતી આવે છે આ એક વિચિત્ર બાબત હતી પણ તેથી મને એક સુદર યોજના ઘડવાનુ કારણ મળ્યુ એની કેથેરિક દિવાનશાળામાથી નાસી આવેલી છે, એ હકિકત મે જાણી ત્યારે મે એવી યોજના ઘડી રાખી કે, આ બન્ને આબેહુબ આકૃતિવાળાઓની જગ્યા અદલબદલ કરી દેવી. લેડી ગ્લાઇડને એની કેથેરિક તરીકે દિવાનશાળામા મોકલી દેવી અને એની કેથેરિકને ક્યાક છુપાવી દેવી મારી યોજનાની તે વખતની રૂપરેખામા તો એનીને ફક્ત છુપાવી રાખવાની જ બાબત હતી ને આ યોજનાને પરિણામે સર પર્સિવલનુ ' ગુપ્ત રહસ્ય ' સદાને માટે ઉઘાડુ પડતુ અટકવાનો અને તેને ૩૦ હઝાર પૌંડ રોકડા મળવાનો સભવ હતો

મારો એવો નિયમ છે કે, કોઈ પણ બાબતમા કોઇ પણ નજીવા માણસનો યે નાહકનો શક ઉશ્કેરવો નહી સામા માણસને મારી વર્ત્તણુક તદ્દન શક વિનાની લાગે, એ વિષે હુ જેટલી સભાળ લઉં છુ તેટલી ભાગ્યે જ બીજુ કોઈ લેતુ હશે આથી નૌકાગૃહ આગળ જતા પહેલા પર્સિવલની ગૃહવ્યવસ્થાપિકા મિસિસ મિચેલસનને મે ખબર આપી કે, ' મિસ હૅાલ્કોબની માદગી દરમ્યાન તેને વાતચીત કરીને આપણે કોઇએ ત્રાસ આપવો ન જોઇએ એ કારણે હુ નૌકાગૃહ આગળ મારા અભ્યાસનુ એક પુસ્તક લઇને જઉં છુ મારા એ શાન્ત એકાન્ત અભ્યાસ દરમ્યાન જો મારી જરૂર પડે તો મને ત્યાથી બોલાવજો ' મિસિસ મિચેલસનને મારામા છેક છેવટ સુધી સપૂર્ણ વિશ્વાસ રહ્યો એ વિશ્વાસને મે જેમ બને તેમ વધારે દૃઢ કરવા જેવી જ વર્ત્તણુક તેની સમક્ષ રાખી આવા વિશ્વાસુઓને લીધે ઘણીવાર માણસના કામમા પુષ્કળ સગવડ થાય છે અને સારે નસિબે મારા કામમા તે થઈ

હુ એની કેથેરિકને શોધવા માટે નૌકા–ગૃહ આગળ જે દૂત–કાર્ય કરતો હતો તેનો બદલો મને તત્કાળ મળ્યો એક દિવસ એનીની સભાળ રાખનારી બાઇનો મને મેળાપ થયો એ બાઈનામા પણ મે સપૂર્ણ

વિશ્વાસ ઉત્પન્ન કર્યો મારા ઉપર વિશ્વાસ રાખીને તે મને પોતાને ત્યા લઈ ગઈ એ સ્થાનમા સૌથી પહેલી મે એની કૈથેરિકને નિદ્રાવસ્થામા જોઇ એ કમનસિબ છોકરી અને લેડી ગ્લાઇડિ વચ્ચેની તાદૃશતાથી હુ તો તેને જોતા જ આભો બની ગયો મે જે યોજનાની માત્ર રૂપરેખા ઘડી મૂકી હતી તે યોજનાનો સપૂર્ણ અમલ કરવા માટે ત્યા ને ત્યાજ તેની વિગત ઘડી દીધી પણ હુ હૈયાસુનો માણસ નથી એ બિચારી રોગીષ્ટ છોકરીને જોઇને મારી આખમા આસુ આવ્યા મારી યોજનાને ખાતર નહી પણ માનવ જાતની ફરજ અને દયાની લાગણીને ખાતર મે તે છોકરીનુ દર્દ દૂર કરવાનુ માથે લીધુ મે તેને શક્તિ આપનારી વનસ્પતિની દવાઓ આપી

મારી વર્ત્તણૂક ઉપર મૂકાયલા ભુલભરેલા એક આક્ષેપ સામે વાધો ઉઠાવીને આ સ્થળે હુ કેટલોક યોગ્ય ખુલાસો કરવો આવશ્યક લેખુ છુ

મારા જીવનના ઘણા વર્ષો મે વૈદકશાસ્ત્ર અને રસાયણશાસ્ત્રના સતત અભ્યાસમા ગાળ્યા છે ખાસ કરીને રસાયણશાસ્ત્ર તરફ મને ઘણુ આકર્ષણ છે રસાયણશાસ્ત્રીઓ માનવ જગતના ભાગ્યને દોરવે છે, એમ હું ખાત્રીપૂર્વક કહુ છુ મારા આ સિદ્ધાતને તર્કશાસ્ત્રીઓ પસદ નહીં કરે, એ હુ જાણુ છુ, પણ મારો સિદ્ધાત પ્રતિપાદન કરવા માટે મારી પાસે સાબિતીઓ છે લોકો કહે છે કે, જગત્ પર મનનુ શાસન છે પણ હુ પુછુ છુ કે, મન ઉપર કોનુ શાસન છે? શરીરનુ. જો શરીર તદુરસ્ત નહોય તો મન નિર્બળ જ હોય શરીર કોની દયા ઉપર આધાર રાખે છે?—રસાયણશાસ્ત્રીની દયા ઉપર હુ એમ સાબિત કરી આપવા તૈયાર છુ કે, રસાયણશાસ્ત્રના પ્રયોગોવડે હુ એક બહુ જ બુદ્ધિબળવાળા અને ઉત્તમ વિચાર શક્તિવાળા વિદ્વાનને તેની શકિતઓમા તદ્દન કગાલ બનાવી શકુ એમ છુ મને રસાયણશાસ્ત્ર આપો અને શેકસપિયર કે જેણે મહાન્ વિચક્ષણતાથી હેમ્લેટ લખ્યુ છે, તેજ કવિને પુન જીવિત કરીને મારી સારવાર નીચે રાખો જ્યારે પોતાનુ બીજુ નાટક તે લખવા બેસે ત્યારે તેના ખોરાકમા અમુક રસાયણી વસ્તુઓ

હુ એવી ભેળવી આપુ કે, જેથી તેનુ મગજ બિલકુલ કામ કરે નહીં! રસાયણશાસ્ત્રી આવી વસ્તુસ્થિતિ ઉત્પન્ન કરવાની શકિત ધરાવે છે એક બીજુ દૃષ્ટાંત આપુ ન્યુટનને ફરીથી જીવતો કરીને મારી આગળ ઉભો રાખો હુ ખાત્રી આપુ છુ કે, હવે જો તે ઝાડ ઉપરથી ફળને જમીન ઉપર પડતુ જુએ તો તેના મગજની સ્થિતિ રસાયણશાસ્ત્રથી હુ એવી બનાવી મુકુ કે, તે ફળ તે ખાઇ જાય! અને આકર્ષણ શક્તિની મહાન્ શોધ કરી જ શકે નહી! જગતના સુભાગ્ય છે કે, અત્યારે તેની સપાટી ઉપર ભોળા અને ઢીલા રસાયણશાસ્ત્રીઓ છે બાકી, રસાયણ શાસ્ત્ર તો જે ધારે તે કરી શકે તેમ છે

મારા આ વિચારોમા મે અહીં કેમ દર્શાવ્યા? તેના મુખ્ય કારણો બે છે મારા ઉપર આક્ષેપ છે કે, એની કેયેરિક વિરૂદ્ધ મારા રસાયણ શાસ્ત્રના જ્ઞાનની મે અજમાયશ કરી છે અને મેરીઅનની માદગી દરમ્યાન હુ તેની અજમાયશ કરવા તલપતો હતો પણ મિ. ડોસન આગળ મારૂ કાઈ ચાલ્યુ નહી, બન્ને આક્ષેપ તદ્દન અસત્ય છે જો એની કેયેરિકને મારી નાખવાનો મે ઠરાવ કર્યો હોત તો તે ગામડામા તેના ઝુપડામા સહેલાઇથી તેમ થઈ શકત અને એમ થતા લડન જવાની કડાકુટમા મારે ઉતરવુ પડત નહીં તેને ઝુપડામા મારી નાખીને હુ મારી ફળદ્રુપ બુદ્ધિશક્તિથી અનેક યોજનાઓ યોજી શકત, પણ નહી, તેના પ્રાણુ તે ઘડીએ તો જાળવી રાખવાનો જ મારો આશય હતો હુ કોઇના બિનજરૂરી પ્રાણુ લેતો જ નથી, અને તેથી મે તેને પુષ્ટિકારક દવા આપીને મારી નક્કી કરેલી યોજના પાર પાડવા સારૂ લડન મોકલી હતી મેરીઅનની માદગી સબધમા તો દેખીતો પુરાવો છે કે, ઉંટવૈદ મિ ડોસનની રોગ પારખવાની અશકિત માટે લડનના ડાકટરે તેને સખ્ત ઠપકો આપ્યો હતો અને મારા અભિપ્રાય સાથે જ લડનનો ડાકટર સમત થયો હતો કે, મેરીઅન ઝેરી તાવથી પીડાય છે મિ ડોસને જો મારી સૂચનાઓ મજુર કરી હોત તો મેરીઅનનુ દર્દ વધી ગયુ ન હોત એ વિષે હુ ખાત્રી આપુ છુ

રસાયણશાસ્ત્રના મારા જ્ઞાનના પ્રયોગો મે માત્ર બે પ્રસગોએ કર્યા હતા એમાનો પહેલો પ્રસગ, બ્લેકવૉટરની વીશીમા મેરીઅનની પાછળ એક ગાડાને ઓથે છુપાતા છુપાતા જઇને પર્સિવલની પત્નીની નોકરડીના કાગળોમા ગડમથલ કરવા માટે મે પસદ કર્યો હતો તે નોક રડીને કાગળો આપવા માટે મેરીઅને પગે ચાલીને તે વીશી સુધી મુસાફ્રી કરી હતી તે નોકરડીએ તેના કાગળો પોતાના કબજામા લીધા તે પછી મેડમ ફ્રોસ્કોને મે કેટલીક સૂચનાઓ સાથે તેમજ રસાયણી પ્રયોગની અર્ધા આઉસની એક શીશી સાથે તે નોકરડી પાસે મોકલી હતી તેણે બન્ને કાગળો રસાયણી મદદથી ફોડીને એકની નકલ કરી લીધી હતી અને બીજામા કોરો કાગળ ઠેસવી દઇને લખેલો કાઢી લીધો હતો એ પછી અસલની માફક જ તે કાગળોને રસાયણી પ્રયોગથી તેણે સીલ કરી દીધી હતી મારા જ્ઞાનના ઉપયોગનો બીજો પ્રસગ લેડી ગ્લાઇડ લડનમા આવી ત્યારે મે પસદ કર્યો હતો ( એ વિષે હુ આગળ ઉપર લખીશ ) આ સિવાય અન્ય કોઈ પણ પ્રસગોએ મે રસાયણશાસ્ત્રની મદદ લીધી નથી બીજા પ્રત્યેક પ્રસગે મે મારી પ્રબળ બુદ્ધિશક્તિનો જ ઉપયોગ કરેલો છે

મારા બચાવમા આટલુ કહ્યા પછી, હુ મારી અધૂરી હકિકત આગળ ચલાવુ છુ મિસિસ કલેમટ ( અથવા કલેમટસ, જે નામ હોય તે ખરૂ—મને બરાબર યાદ નથી ) ને જ્યારે મે મિત્રભાવે સૂચના કરી કે, પર્સિવલથી દૂર રહેવુ હોય તો લડન જવુ જ ઠીક થઈ પડશે, ત્યારે તે વિશ્વાસુ બાઇએ તે માર્ગ બહેતર ગણ્યો મે તેઓને એક દિવસ લડન જવા માટે ઠરાવી આપ્યો અને સ્ટેશને હુ મળવા આવીશ, એમ જણાવ્યુ આમ કરવામા મારો એક ઉદ્દેશ હતો તે એ કે, લડનમા તેઓ ક્યા ઉતરે છે તે મારે જાણવુ હતુ મિસિસ કલેમટસે જો કે લેડી ગ્લાઇડને લડનનુ પોતાનુ શરણામુ લખી જણાવવાનુ વચન મને આપ્યુ હતુ, પણ તેમ છતાએ મે વિચાર કર્યો કે લડન જતા જ કોઇક માણસો તેને ભરમાવે અને તે લેડી ગ્લાઇડને કદાચ પત્ર જ

ન લખે આથી ખાનગી રીતે તેનુ ઉતરવાનુ સ્થાન જાણી લેવુ એજ મને વાજબી લાગ્યુ, હુ જાતે તેની સાથે લંડન ગયો નહી પણ મારી વફાદાર પત્નીને મે તેજ ટ્રેનમા લંડન મોકલી કે, જે ટ્રેનમા મિસિસ કલેમટસ અને એની મુસાફરી કરતા હતા તેઓને લગારે શકા પડે નહી એવી ખુબીથી મારી પત્નીએ પોતાનુ કાર્ય પાર પાડયુ, અને તેઓનુ શરણામુ લાવી આપ્યુ

મારી પત્નીને મે લંડનનુ એક બીજુ કામ પણ સોપ્યુ મેરીઅનને માટે એક કુશળ દાઈની જરૂર હતી, પણ તે દાઇ જેમ દર્દીને તેમ મને પણ વફાદાર હોવી જોઇએ, એ આવશ્યક હોવાથી મે મેડમ રૂમેલીને તે માટે પસદ કરી મારી પત્ની સહિત તેના ઉપર મે એક પત્ર મોકલાવ્યો એ પત્ર દેખતા જ મેડમ રૂબેલી મારી પત્ની સહિત બ્લેકવૉટરમા આવી મિસિસ કલેમટસનુ શરણામુ મારી પત્ની પાસેથી મગાવવાનુ કાર્ય પાછળથી નકામુ નીવડયુ, કારણ કે, તે બાઇએ તરત જ લેડી ગ્લાઇડ ઉપર પોતાના શરણામાનો પત્ર લખ્યો ટપાલના જે કાગળો બ્લેકવૉટરમા આવતા તે ઉપર હુ બારીકાઇથી નજર રાખતો હોવાથી મે તે પત્ર લઈ લીધો અને લેડી ગ્લાઇડને સોપ્યો નહી

બીજે દિવસે મારે મેરીઅનની સારવાર સબધમા ડાકટર સાથે રકઝક કરવી પડી તે ઉદ્ધતપણે મારી સાથે વર્ત્તતો હતો હુ તેને તેજ વખત પાંશરો કરી શકત, પણ એ માટેનો સમય મે મુલતવી રાખ્યો

મે તરત જ એ પછી બ્લેકવૉટર છોડયુ લડનમા મારે એક મકાન લેવાનુ હતુ અને મિ. ફ્રેડિક ફેરલી સાથે એક કૌટુબિક કાર્ય વિષે વાતચીત કરવાની હતી સત જોન વુડમા મને એક મકાન મળ્યુ અને લિમરિજમા મિ ફેરલીની મુલાકાત થઇ

મેરીઅનના કાગળોની વિગત ખાનગી રીતે મારા જાણવામા આવતી હોવાથી તેણે મિ ફેરલીને લખેલા એક કાગળની વિગતથી હુ વાકેફ હતો તેમા મિ ફેરલીને સૂચના કરી હતી કે, લેડી ગ્લાઇડને ગૃહ-

કલહને લીધે કુંબરલૅન્ડમા થોડોક વખત તેના પતિથી વિખૂટી રહેવાની જરૂર છે, માટે તેને ત્યા બોલાવવી આ પત્ર મે મિ ફેરલીને પહોચવા દીધો હતો, કારણ કે, તેથી નુકશાનને બદલે લાભ થવાનો સભવ હતો. હુ મિ ફેરલી પાસે ગયો અને મેરીઅનની ઉપર્યુક્ત સૂચનાને મે પુષ્ટિ આપી મારી યોજનાને અગે લેડી ગ્લાઇડ બ્લૅકવૉટરમાથી જાય એ જરૂરી હતુ, પણ તે સાથે તેજ યોજનાને અગે તેની ફોઇ (મેડમ ફોસ્કો) ના મકાનમા લડન ખાતે તે એક રાત્રિ ગાળે, એ પણ જરૂરી હતુ આ માટે લેડી ગ્લાઇડ ઉપર તે ડોસા તરફથી મજકુર મતલબનો પત્ર લખાવવાની જરૂર હતી ડોસો નબળા બાધાનો, કાચા મગજનો અને વિચિત્ર હતો, પણ હુ તેવો ન હતો મારૂ તમામ બુદ્ધિબળ તેની આગળ ખાલી કરીને મે આખરે મારી મતલબ પાર પાડી એક જ વાકયમા કહુ તો, ડોસા પાસે ‘હુ આવ્યો, તેને મળ્યો અને જીત્યો ’"

લેડી ગ્લાઇડને લિમરિજમા આવવાનુ અને એક રાત્રિ સત જોન વુડ ખાતે ગાળવાનુ મિ ફેરલીનુ ફરમાન લઇને હુ બ્લૅકવૉટરમા પાછો આવ્યો મે જોયુ કે, ઉટવૈદની ગેરકાળજીથી મેરીઅનનો રોગ વધી ગયો છે—તે ઝેરી તાવથી પીડાય છે હુ જે દિવસે બ્લૅકવૉટરમા આવ્યો, તેજ દિવસે લેડી ગ્લાઇડે પોતાની બહેનની સારવાર કરવા માટે બળાત્કારે તેની પાસે જવા પ્રયત્ન કર્યો મને તેના તરફ દિલસોજી નહોતી, કારણ કે, એક વખત તેણે મને ‘ જાસુસ ’ કહીને મારી લાગણી દુ ખવી હતી મારા અને પર્સિવલના માર્ગમા તે નડતર રૂપ હતી તે તેની બહેન પાસે ઝેરી અને ચેપી તાવ વખતે જાય તો જરૂર તેની પોતાની સ્થિતિ ભયકર બને, તેથી ખરૂ જોતા મારે તેની અટકાવવી જોઇતી હતી, પણ મે તેવો યત્ન કર્યો નહી મારા શરીરની સ્થૂલતાને લીધે પણ હુ ત્વરાથી તેને અટકાવી શકયો નહીં જો તે વખતે તે તેની બહેન પાસે ગઇ હોત તો તેને ચેપ લાગત અને અમારી બધી યોજનાઓ આકસ્મિક રીતે પાર પડત, પણ ડાકટર વચ્ચે નડયો અને તેણે તેને અટકાવીને દર્દીના ઓરડામાથી બહાર કાઢી

મે પ્રથમથી જ લંડનના એકાદ ડાકટરની મદદ માટે હેમ્પશાયર-ના ઉંટવૈદનુ ધ્યાન ખેચ્યુ હતુ, પણ પોતાની હઠથી તેણે માન્યુ નહોતુ પણ જ્યારે ઝેરી તાવ તેણે જોયો ત્યારે તે ગભરાયો લંડનથી એક ડાકટરને બોલાવવામા આવ્યો અને તેણે યોગ્ય દવા આપીને પાચમે દિવસે શુ પરિણામ આવે છે તે માટે થોભવા જણાવ્યુ આખરે એ દિવસે સારે નસિબે મેરીઅનને તમામ પ્રકારના ભયથી મુક્ત જાહેર કરવામા આવી માત્ર તેની કાળજી ભરેલી સારવારની હવે જરૂર હતી દવાની ખાસ કરીને જરૂર નહોતી હુ આ સમયની રાહ જોતો હતો હવે મારે અમારા માર્ગના નડતરો દૂર કરવાના પ્રયાસ આરંભવાના હતા અને પ્રથમ શરૂઆત મે હેમ્પશાયરના ઉંટવૈદથી કરી એને મે ખસેડવા માટે પર્સિવલને પહેલેથી ચેતાવી દીધો અને હુ તેની સાથે તકરાર કરૂ તેમા તેને વચ્ચે નહી પડવા સૂચની દીધુ પર્સિવલે મને કુલ મુખત્યારી સોંપતા જ મે દવાના સબધમા ડાકટર સાથે તકરાર કરી તે ચીઢાઇ ગયો અને એકદમ તેણે જાહેર કરી દીધુ કે, 'હવે હુ અહી નહી આવુ ' મારે તેજ શબ્દો તેની પાસેથી બોલાવવા હતા બીજા દિવસથી તેણે પુન દેખા દીધી નહીં

એ પછી નોકરોની નડતર મે દૂર કરાવી માત્ર મિસિસ મિચેલ-સન અને એક રોગી તથા નઠોર નોકરડીને અમે રાખ્યા મિસિસ મિચેલસનને એક બે દિવસ બ્લેકવૉટરમાથી ગેરહાજર રાખવાની જરૂર હતી, તેથી તેને દરિયા-કિનારે અમારા માટે એક મકાન શોધવા મોકલી. તેની સાથે મકાન સબધમા અમે શરતો એવી કરી કે, તે નિરાશ થઇને જ પાછી ફરે

હવે જે સયોગો મારે જોઇતા હતા તે મને મળ્યા લેડી ગ્લા-ઇડ તેના પોતાના ઓરડામા માદી હાલતમા પડી રહેતી તેની સારવારનુ કામ પેલી નઠોર નોકરડીને સોપ્યુ મેડમ રૂબેલી, મેરીઅનની તહેનાતમા રોકાયલી રહેતી મકાનમા માત્ર હુ, મારી પત્ની અને પર્સિવલ, એ ત્રણ જણ છુટા રહ્યા—એ સિવાય બીજું કોઈ જ

નહતુ મારી યોજના મુજબ, લેડી ગ્લાઇડ અને મેરીઅનને વિખૂટા પાડવાની આવશ્યકતા સૌથી પહેલી હતી લેડી ગ્લાઇડને અમારાથી દૂર કરવા માટે આ કાર્ય કર્યા વિના ચાલે તેમ જ નહોતુ, જો લેડી ગ્લાઇડને એમ કહેવામા આવે, કે, મેરીઅન કુમ્બરલેંડ ગઇ છે તો તે મેરીઅનની પાછળ જવા હઠ કરે જો મેરીઅન અહીંજ રહે અને લેડી ગ્લાઇડને તેના કાકાનો પત્ર બતાવીને એકલી કુમરલેંડ જવાનુ કહેવામા આવે, તો તે મુદ્દલે ધ્યાન આપે નહીં આ કારણે મે એમ ઠરાવ્યુ કે, મેરીઅનને બ્લેકવૉટર પાર્કના નિર્જન ઓરડાઓમાના એકમા ખસેડવો પર્સિવલના મકાનનો એક ભાગ એવો હતો કે જે બિલ્કુલ વપરાતો નહતો તેના ઓરડાઓને સદાયે તાળા રહેતા આમાના એક ઓરડામા રાતની વખતે અમે ફત્તેહમંદ રીતે મેરીઅનને લઈ જઇ શકયા એ ગોઠવણ કેવી રીતે પાર પાડી તેની થોડીક વિગત આપવી અસ્થાને ગણાશે નહીં મધ્યરાત્રિએ જ્યારે સર્વત્ર શમશમાકાર જામી ગયો હતો, ત્યારે મેડમ ફ્રૉસ્કોએ, મેડમ રૂબેલીએ અને મે—એમ ત્રણે જણે મળીને આ કાર્ય પાર પાડયુ પર્સિવલના ધાંધલીઆ સ્વભાવને લીધે તેની મદદ આ કાર્યમા મે લીધી નહીં મેરીઅનને તેના ઓરડામાથી એકાન્ત ભાગમા અમે લઇ જતા હતા તે વખતનો દેખાવ ખરેખર એક નાટકી દેખાવ હતો લાકડાનુ એક ખાસ ચોકઠુ અગાઉથી મે બનાવરાવ્યુ હતુ એ ચોકઠા ઉપર અમે ધીમે રહીને મેરીઅનનો ખાટલો મૂકયો તે ભરનિદ્રામા હતી તેને લગારે આચકો ન આવે એવી સભાળ રાખીને ચોકઠાના આગલ્યા ભાગના હાથા, મે એકલાએ મારા ખભા ઉપર લીધા અને પાછલા ભાગના હાથા મેડમ ફ્રૉસ્કોએ અને મેડમ રૂબેલીએ પકડયા અમારૂ સરઘસ ધીમે પગલે મક્કમ રીતે મકાનના એકાન્ત ભાગમા ગયુ વિચાર કરો કે, એ કેવી જોખમની પળ હતી ? મેરીઅન કદાચ જાગી ઉઠી હોત તો ? પણ તે નજ જાગી ! અમારા એ સરઘસનો દેખાવ ચીતરવા માટે પૂર્વકાળના મહાન ચિત્રકાર, રેમ્બ્રેંટ જેવા એકાદ ચિત્રકારની જરૂર હતી અરેરે, ક્યા છે એ મહાન્ ચિતારાની કલા ! આધુનિક કાળમા તો એવો કોઈ ચિત્રકાર હયાત નથી જ !

અગાઉથી અમે કરેલી ગોઠવણ મુજબ, મેડમ રૂબેલીએ મેરીઅન-ની સાથે એ એકાન્ત ભાગમા પુરાઇ રહેવા અને બહાર બિલકુલ દેખા નહી દેવા કબૂલ કરેલુ હોવાથી, જે ઓરડામા તેમને બન્નેને રાખ્યા તેને બહારથી મે તાળુ વાસી દીધુ અને તેની ચાવી, પર્સિવલને સોપી દીધી લૉરા, બ્લેકવૉટર છોડે ત્યા સુધી એ તાળુ વાસેલુ રાખવાનું હતું અમે બીજે દિવસે પ્રાત કાળમા બ્લેકવૉટર પાર્કમાથી વદાયગિરી લીધી જતા પહેલા મે મિ. ફેરલીનો કાગળ પર્સિવલને આપ્યો મે સૂચવ્યુ કે, હું જ્યારે લખુ ત્યારે તે કાગળ લેડી ગ્લાઇડને બતાવવો મે તેની પાસેથી એની કેથેરિકવાળી દિવાનશાળાનુ શરણામુ અને તેના માલિક ઉપરનો એક ભલામણ-પત્ર પણ લીધા એ ભલામણ-પત્રમા દિવાનશાળાના માલિકને જણાવવામા આવ્યુ હતુ કે, 'નાસી ગયેલી એની કેથેરિકનો પત્તો મેળવીને પાછી મોકલી છે માટે હવે તેની બરાબર કાળજી રાખજો '

મારા એજન્ટને મે અગાઉથી લખીને અમારા મકાનમા એક રસોઇ કરનારને તથા એક નોકરને રોકવા ફરમાવ્યુ હતુ તે મુજબ અમે લંડન પહોચ્યા ત્યારે તે માણસો અમને આવકાર આપવા અમારા મકાનમા હાજર રહેનાર હતા લંડન પહોચતાજ મારી યોજનાની ત્રીજી બાજી મે માડી.

અહીં તારીખો અગત્યની છે બધી તારીખોની ગણત્રી, મારા આ ગળાના વેઢા ઉપર છે તા ૨૪ મી જુલાઇ ૧૮૫૦ ને બુધવારે મે મારી પત્નીને મિસિસ કલેમટસને ત્યા મોકલી તેને મારે એની કેથેરિકથી થોડાક કલાક માટે દૂર કરવાની હતી એટલે મે એવી ગોઠવણ કરી કે, લેડી ગ્લાઇડ લડનમા આવીને એક વિશ્રાન્તિ-ગૃહમા ઉતરી છે અને મિસિસ કલેમટસને પોતાની પાસે બોલાવે છે એવો સદેશો મેડમ ફોસ્કો મારફત તેને કહાવ્યો મિસિસ કલેમટસ મારી જાળમા સપડાઇ. મેડમ ફોસ્કો તેને એક ગાડીમા બેસાડીને લડનના એક ગીચ્ચ અને ગીર્દીવાળા સરિયામ રાજમાર્ગ ઉપર લઇ ગઇ અને તેને ગાડીમા જ બેઠેલી રાખીને, એકાદ બહાનુ કાઢીને સટકી ગઇ। લંડન સ્ટેશને પહોચ્યા

પછી તરતજ અમે અમારે મકાને ગયા નહતા પણ ઉપલી બાજી પાર પાડવા માટે સ્ટેશનેથી જ મેડમ ફ્રોસ્કોને મે મિસિસ કલેમટસને ત્યા મોકલી હતી અને તેને પોતાની કામગિરી કરીને તરતજ અમારા મકાને જવાનુ કહેલુ હતુ તેણે ઘેર જઇને નોકરોને જાહેર કર્યુ કે, 'લેડી ગ્લાઇડ' નામની એક મહેમાન બાઈ થોડાક કલાકમા આવી પહોચનાર છે

મેડમ ફ્રોસ્કોની પાછળ જ લડન સ્ટેશનેથી હુ એક બીજી ગાડીમા બેસીને મિસિસ કલેમટસને મકાને ગયો અને તે બે જણ બહાર નીકળીને ગાડીમા બેઠા તે પછી થોડીકવારે મે એની કેથેરિક ઉપર એક ચીઠ્ઠી મોકલાવી એ ચીઠ્ઠીમા લખ્યુ કે, "મિસિસ કલેમટસ આજે આખો દિવસ લેડી ગ્લાઈડ સાથે રહેવાના છે, માટે તેમને મળવા સારૂ તમારે આવવુ હોય તો આ ચીઠ્ઠી લાવનાર ભલા ગૃહસ્થ સાથે આવવુ કે જે ગૃહસ્થ વિશ્વાસ રાખવા લાયક છે અને તેમણે હેંપશાયરમા તમને પર્સિવલના હાથમા સપડાતા બચાવેલા છે" કહેવાની જરૂર નથી કે, એ 'ભલો ગૃહસ્થ' આ સેવક પોતે જ હતો હુ મકાનની નીચે ઉભો રહ્યો અને એક છોકરા સાથે એની કેથેરિક ઉપર ચીઠ્ઠી મોકલાવી તેની ખબર તરત જ થઇ એની કેથેરિક નીચે આવી એટલે આ "ભલો ગૃહસ્થ" તેની પાસે ગયો અને તેને એક ગાડીમાબેસવા વિનતિ કરી તે બેઠીઅનેગાડીનાબારણા બધ કરીને મે ગાડી હકારાવી

ફ્રારેસ્ટ રોડ તરફ જતા માર્ગમા એનીએ ગભરાટના કાઈ ચિહ્ન બતાવ્યા નહીં તેનુ એક ખાસ કારણ એ હતુ કે, મે પિતૃપ્રેમપૂર્વક તેની સાથે વાતો કરી મારામા એવી શક્તિઓ છે કે, વખત આવ્યે હુ એક પિતાના જેવો અપૂર્વ વહાલ દર્શાવીને હરકોઇને વશ કરી શકુ છુ મે તેના ઉપર મારો વિશ્વાસ બે દાખલામા બેસાડયો હતો પ્રથમ તો, મે તેને પુષ્ટિકારક દવા આપીને ત્રણ દિવસમા તદ્દન સાજી કરી દીધી હતી અને બીજા દાખલામા પર્સિવલના પઝામાથી મુક્ત કરવા માટે લડન રહેવા જવા સૂચવ્યુ હતું પણ નબળી મનોસ્થિતિવાળી વ્યક્તિઓ ઉપરની

માયા, વિશ્વાસના આટલા જ દાખલાથી, પૂરતી ગણવામા મે ભૂલ કરી એમ મને પાછળથી લાગ્યુ મારે તેના ઉપર વધુ વિશ્વાસ બેસાડવો જોઇતો હતો તેમ ન કર્યાનુ પરિણામ એ આવ્યુ કે, જ્યારે હુ તેને મારે ઘેર લઇ ગયો ત્યારે દિવાનખાનામા મેડમ ફ્રારકો સિવાય બીજા કોઇને તેણે જોયા નહો ત્યારે તે એકદમ છળી ગઇ તેણે લેડી ગ્લાઇડ અને મિસિસ કલેમટસને ત્યા જોવાની આશા રાખેલી તેને બદલે અજાણી મેડમ ફ્રારકોને જોતા જ તેણે ચીલીચીસ પાડી મૂકી મે તેને અશ્વાસન આપવાના અથાગ પ્રયત્ન કર્યા પણ તે ફ્રાકટ નીવડયા તેને પર્સિવલના હાથમા સપડાવાનો ભય હુ દૂર કરી શકત પણ તેને જે હૃદય-રોગ હતો તેમાથી બચાવવાનો મારો પ્રયત્ન નકામો ગયો તેને જે હબક લાગી તેથી તેના નબળા હૃદય ઉપર જબરો આઘાત થયો અને તે બેશુદ્ધ થઇ ગઈ હવે હુ ગભરાયો હૃદયની નબળાઇના રોગવાળા કઇ ક્ષણે મરણ પામે, એ વિષે કોઇ જ ખાત્રી આપી શકે નહીં-કદાચ એકદમ તેના હૃદયના ધબકારા બધ પડી જાય, એ સભવિત હોવાથી મે એકદમ એકાદ ડાકટરની મદદ લેવાનો ઠરાવ કર્યો નોકરને મે હુકમ કર્યો કે, નજદિકમા જે કોઇ ડાકટર હોય, તેને બોલાવી લાવ તત્કાળ એક હોશિયાર ડાકટરને શોધી કાઢવામા આવ્યો તેને મે જણાવ્યુ કે, " આ મારી મહેમાન-બાઇનુ નામ ' લેડી ગ્લાઈડ ' છે અને તે એક ખાનદાન કુટુમ્બની છે તેનુ હૃદય નબળુ છે અને મગજ પણ નબળુ છે અચાનક જ્યારે તેને કાઈ મુઝવણ થાય છે ત્યારે તે આવી રીતે માદી પડી જાય છે તેની અત્યારની મુઝવણ કોણ જાણે શીએ હશે, પણ હજી તો તેણે આવીને મારા ઘરમા પગ જ મૂકયો છે ત્યા તેની આવી સ્થિતિ થઇ ગઇ છે, એથી ચિતા થાય છે " ડાકટરે સારૂ ઔષધ આપવાની કાળજી રાખી પણ તેણે પ્રથમથી જ હાથ હેઠા પાડયા ! મારી પત્નીને મે દર્દીની સારવારનુ કામ સોપ્યુ પણ મારી મુઝવણ વધી મને ભય ઉપજયો કે, ખરી લેડી ગ્લાઇડ લડનમા આવી પહોચે તે પહેલા જો, આ બનાવટી લેડી ગ્લાઈડ મરણ પામશે, તો કેવી ભયકર ઘટના બનશે ? !

લેડી ગ્લાઇડ તરતજ લંડન આવે, એ આવશ્યક હતું મે પર્સિવલ ઉપર તેજ દિવસે એક પત્ર લખી દીધો તેમા મે તેને સૂચના કરી કે, લેડી ગ્લાઇડ સામેની બાજી હવે શરૂ કરવી તેને કહેવુ કે, મેરીઅન તેના કાકાને મળવા લિમરિજ ગઈ છે તે આશ્ચર્યચકિત થાય અને પોતે પણ લિમરિજ જવાની હઠ કરે—તેના સ્વભાવ પ્રમાણે આવી હઠ તે કરશેજ, એવી મને ખાત્રી હતી—તો મિ. ફેરલીનો પત્ર તેને દેખાડવો અને તેની સાથે શરત કરવી કે, એ પત્ર મુજબ, તેની ફોઇને ત્યા લંડનમા તેણે એક રાત્રિ ગાળવી તા ૨૬ મીએ વહેલામા વહેલી બપોરની ટ્રેનમા તે આવે એવો પ્રબધ કરવો એક બીજો પત્ર મે મેડમ ફૂએલીને લખીને તેને તા ૨૬ મીએ સાજે લંડનમા તેના પોતાના મકાનમા આવવા ફરમાવ્યુ આ પત્રો ટપાલમા નાખ્યા બાદ પણ મારી મુઝવણ ઓછી થઇ નહીં જીવનમા સૌથી પહેલી વાર મારી મુઝવણ મને મુઝવવા લાગી ફોસ્કો કદાપિ નાહિમ્મત થતો નથી, પણ લાચારીથી કબુલ કરવુ પડે છે કે, તે સ્મરણીય દિવસે ફોસ્કોના મન ઉપર જાણે ખગ્રાસ ચન્દ્રગ્રહણ થયુ હોય એવી સ્થિતિ થઈ ગઇ

એની કેથેરિકે તા ૨૪ મીની રાત બહુ ખરાબ રીતે પસાર કરી તેનુ શરીર તદ્દન શ્રમિત થઈ ગયુ હતુ તેના હૃદય ઉપર ભારે આઘાત થયો હતો આને પરિણામે તે ઘડીએ ને પલકે બેશુદ્ધ થઈ જતી અને જ્યારે થોડાક વખત માટે તેને શુદ્ધિ આવતી ત્યારે તેના મગજ ઉપર ભાર હોય અને આખો ઘેનથી ઘેરાયલી હોય એવી તે લાગતી બીજે દિવસે તા ૨૫ મીએ બપોરે તે આશ્ચર્યકારક રીતે તદ્દન શુદ્ધિમા આવી મને લાગ્યુ કે, હવે ચિન્તા દૂર થઇ અને તેથી આનદ થયો

એ દિવસે બપોરે મે એક ભાડુતી ગાડીવાળાને ત્યા જઇને તા ૨૬ મીએ બપોરે બે વાગે મારે મકાને ગાડી મોકલવાની વરદી આપી મે પર્સિવલને લખ્યુ હતુ તે મુજબ, તા ૨૬ મીએ લેડી ગ્લાઇડ જરૂર આવશેજ, એમ ધારી લઇને, મારા ફુરસદના વખતમા મે અગાઉથી જ આ ગોઠવણુ કરી મૂકી તા ૨૫ મીએ મને પર્સિવલનો પત્ર

મળ્યો નહીં સાજે પણ મળવો જોઇતો હતો તેયે ન મળ્યો ! ગાડી-વાળાની વરદીની ચોપડીમા મારૂ નામઠામ નોધાવીને હુ મોં રૂબેલીને ત્યા ગયો અને તેને સૂચવ્યુ કે, મને એવા બે ડાકટરો શોધી આપ કે જેઓ શાણી વ્યક્તિને પણ દિવાની હોવાનુ પ્રમાણ-પત્ર લખી આપે ! આવા ડાકટરો મળી શકશે, એમ મોં. રૂબેલીએ મને જણાવ્યુ અને તે બન્ને જણ પાસે મને લઈ ગયો તેમાના એકને હુ અગત રીતે ઓળખતો હતો અને બીજાને મો. રૂબેલી પોતે અગત રીતે ઓળખતો હતો બન્ને ડાકટરોના મન એવા કઠણ હતા કે જેને યોગે ગમે તેવી ગુચવણના પ્રસગોમા પણ તેઓ મોકળા માર્ગ કરી આપે—બન્ને ડાકટરોને નાણાની ખાસ જરૂર હતી એ બન્ને જણ ને હુ અનુકૂળ થયો એટલે તેઓ મને અનુકૂળ થઈ પડયા

સાજના પાચવાગે હુ આ બે કામ કરીને મારા મકાનમા પાછો ફર્યો પાછા આવતાજ મને ખબર પડી કે, એની કેથેરિક મરણ પામી છે ! 'લેડી ગ્લાઇડ' તરીકે ઓળખાવાયલી એ વ્યક્તિ, તા ૨૫મીએ મરણ પામી અને ખરી લેડી ગ્લાઇડ તો તા ૨૬ મીની બપોર પહેલા લડનમા પગ પણ મૂકનાર નહોતી !

હુ શુદ્ધબુદ્ધ જેવો બની ગયો વિચાર કરો કદી ન ગભરાયલો ફોસ્કો, શુદ્ધબુદ્ધ જેવો બની ગયો ! પણ હવે પાછળ હઠવા જેવી સ્થિતિ નહોતી હુ ઘેર આવ્યો તે પહેલા ડાકટરે સરકારી દફતરમા મરણ નોધવાનુ અને સત્તાવાર પ્રમાણ-પત્ર પોતાના હાથ દસ્કતથી આપવાનું માથે લીધેલુ હોવાથી એ વિષયની કડાકુટમાથી હુ બચવા પામ્યો મારી મહાન્ યોજનામા બીજા કોઈ સ્થળોએ મારા ઉપર આક્રમણ થઇ શકે તેમ નથી પરતુ આ સ્થળે હુ લાચાર થઇ પડુ છુ તા ૨૫ મીએ બનેલા ભયકર બનાવને હુ કોઇ પણ રીતે રદ કરી શકુ તેમ નથી એ બનાવ સબધમા વિધાતાનુ ધાર્યું થયુ છે અને માનવી તરીકે મારા તમામ ઇલાજ ફોકટ નીવડે તેમ છે પણ આ અણધાર્યા બનાવથી ભવિષ્ય ઉપર જાડા પડવાળા થીંગડા મારવા માટે મે મારા બુદ્ધિબળનો

વધુ ઉપયોગ કર્યો મારા અને પર્સિવલના લાભને ખાતર હવે તો જે બન્યુ છે તે ઠેઠ આખર સુધી પણ નથી બન્યુ એમ ઠરાવવુ—આવો વિચાર કરીને "લેડી ગ્લાઈડ"ને તા ૨૫ મીએ જ મે મરેલી કાયમ રાખી મારી બાજીના વધુ પાસા મે હિમ્મતપૂર્વક નાખ્યા

તા ૨૬ મીએ સહવારે પર્સિવલનો પત્ર મને મળ્યો તેમા તેણે ખબર આપી હતી કે, લેડી ગ્લાઇડ બપોરની ટ્રેનમા લડન આવશે મેડમ ફ્રુએલીનો પત્ર પણ મને તેજ દિવસે મળ્યો તેમા તેણે જણાવ્યુ હતુ કે, તા ૨૬ મીએ સાજે પોતે લડન ખાતે આવશે

બનાવટી લેડી ગ્લાઈડને મારા ઘરમા મરેલી હાલતમા પડતી મૂકીને હુ બપોરે બે વાગે સ્ટેશન ઉપર ગયો મારી ગાડીમા મે એની કેથેરિકના કપડા મારી બેસવાની જગ્યા નીચે છુપાવી રાખ્યા એની કેથેરિક જે દિવસે મારે ત્યા આવી તે દિવસે તેણે તે કપડા પહેરેલા હતા મે તે ઉતરાવી લઇને તેને બીજા પહેરાવ્યા હતા એની કેથેરિકના કપડા મારી સાથે રાખવાનો મારો ઉદ્દેશ શો હતો? જે સ્ત્રી મરી ગઇ નહોતી તેને એ કપડાથી મારી નાખવાની હતી! જે સ્ત્રી જીવતી હતી તેને એ કપડા પહેરાવીને મરેલીનો પુનર્જન્મ આપવાનો હતો! અદ્દ્ભુત નવલકથાઓ કે નાટકો લખનારા ઇગ્લાડના ઉગતા લેખકોને તેમના પુસ્તકો માટે હુ આ એક નવો વિષય અર્પણ કરૂ છુ મારા ફ્રાન્સ દેશમા તો આ વિષય સ્જનજૂનો ગણાય છે!

લેડી ગ્લાઇડ ટ્રેનમા હતી ઉતારૂઓની ગીર્દી તે વખતે સ્ટેશન ઉપર પુષ્કળ હતી તેથી લેડી ગ્લાઇડનો સામાન, ગાડીવાન મારફત એકઠો કરાવતા અને તેને 'પ્લેટફૉર્મ' બહાર લાવતા ઢીલ થઇ જો એ વખતે તેના કોઇક મિત્રો સ્ટેશને આવ્યા હોત તો કદાચ એ ઢીલના અરસામા તેને પોતાની સાથે લઈ ગયા હોત, પણ સારે નસિબે એવુ કોઇજ મારા સિવાય—ત્યા હાજર નહોતુ!

હુ તેની સાથે ઘોડાગાડીમા બેઠો, એટલે તેણે મને સૌથી પહેલો પ્રશ્ન પોતાની બહેનના સબધમા કર્યો મે આશ્વાસનપૂર્વક તેની સાથે

વાતચીત કરી તથા તેને ખાત્રી આપી કે, મારે ઘેર તે સુરક્ષિત છે લેડી ગ્લાધ્ડને ઉતારવા માટે ફોરેસ્ટ રોડ વાળુ મારૂ ઘર મે નક્કી કર્યું નહોતું પણ એ પ્રસગ પુરતુ "મારૂ ઘર" લીસ્ટર સ્કવેરમા મે રાખ્યુ હતુ અને તે વાસ્તવિક રીતે મો. રૂબેલીનુ હતુ

દિવાનખાનામા અમારો સત્કાર મો. રૂબેલીએ કર્યો મારી મહેમાન-બાઇને હુ તે મકાનના પાછલા ભાગમાના એક ખડમા લઈ ગયો અગાઉથી કરેલી ગોઠવણુ મુજબ, બે ડાકટરો આ "દિવાની" ને જોવા અને તેના માટે "દિવાની" તરીકેનુ પ્રમાણુ-પત્ર આપવા "મારા ઘરમા" આતુરતાથી બેસી રહેલા હતા લેડી ગ્લાઇડને મકાનમા લઈ ગયા પછી પણુ મે ફરીથી આશ્વાસન દઇને શાત કરી એ પછી મારા મિત્રો તરીકે એ ડાકટરોને ઓળખાવીને હુ તેમને એક પછી એક લેડી ગ્લાઇડના દર્શન કરાવી આવ્યો તેઓએ પોતાની ફરજ કોઈ પણુ જાતની ધાધલ વિના બજાવી, પણુ તેઓની મુલાકાતનુ પરિણામ એ આવ્યુ કે, લેડી ગ્લાઇડના દિલમા ગભરાટ શરૂ થયો એ ગભરાટ વધારવાની જરૂર હતી, તેથી મે તેને ખબર આપી કે, મિસ હોલ્કોબની હાલત ચિતા ઉપજાવે, એવી હોવાથી હાલમા તેને તમારાથી નહી મળી શકાય

આનુ પરિણામ મારી ધારણા મુજબજ આવ્યુ તે ખુબ ગભરાઈ ગઇ અને બેશુદ્ધ થઇ ગઇ આ વખતે મે મારા રસાયણશાસ્ત્રના જ્ઞાનની મદદ લીધી તેનુ મગજ બહેર મારી જાય એવી ઔષધિ પાણીમા મેળવીને મે તેને આપો અને એ ઉપરાત સુધવાની એક દવા આપી તેનો ગભરાટ શાન્ત થાય અને તે નિદ્રિત અવસ્થામા રહે, એવા એ મિશ્રણો હતા આખી રાત તે શાત રહી 'મેડમ રૂબેલી નક્કી કરેલા સમયે આવી પહોચી તેની ખાસ જરૂર લેડી ગ્લાધ્ડના કપડા બદલવા માટે હતી, અને એ કામ તેણે સારી રીતે પાર ઉતાર્યું રાતને વખતે લેડી ગ્લાધ્ડના કપડા તેના શરીર ઉપરથી ,ઉતારીને એની કેથેરિકનાં કપડા તેને પહેરાવવામા આવ્યા.

બીજો આખો દિવસ અમારે તેજ મકાનમા ગાળવો પડ્યો, કારણ કે, ડાકટરોએ તે દિવસે સાજે પ્રમાણ-પત્ર લખી આપવા જણાવ્યુ હતુ તે દિવસે અમારા દર્દીને અમારે નિદ્રિત અવસ્થામા રાખવી પડી વિઝાને મને આ બાબતમા સારી મદદ કરી સાજે (તા ૨૭ મીએ) મેડમ રૂબેલી અને હુ "દિવાની એની કેથેરિક" ને એક ગાડીમા બેસાડીને દિવાનશાળા તરફ ગયા દિવાનશાળાનો માલિક તેને જોઇને આશ્ચર્યચકિત થયો, પણ તેને કોઇ જાતની શકા ઉપજી નહીં તે આશ્ચર્યચકિત એટલા માટે થયો કે, એ નાસી ગયેલી 'દિવાની'નો પત્તો લાગશે એવી આશા તેણે રાખી નહોતી તેને શકા નહીં ઉપજવાના પ્રબળ કારણો હતા (૧) ડાક્ટરોના પ્રમાણપત્ર (૨) પર્સિવલનો પત્ર (૩) આબેહુબ સરખાપણુ (૪) એની કેથેરિકના કપડા અને (૫) દર્દીની પોતાની ગુચવાયલી મનોસ્થિતિ આ પાચ કારણોને લીધે દિવાનશાળાના માલિકે તેને તરતજ તેની જગ્યાએ પાછી દાખલ કરી દીધી અને અમે તેના સબધી સઘળી ચિન્તાઓથી મુક્ત થયા

એ સ્થળે મારી ફરજ બજાવીને હુ મેડમ ફ્રોસ્કો પાસે મારી બાકીની ફરજ બજાવવા ગયો મે જોયુ કે, બનાવટી "લેડી ગ્લાઇડ" ને દફનાવવા માટેની વ્યવસ્થાઓ થઈ ચૂકી હતી, એક સુદર કફનમા લાશને મૂકીને દેશાવર લઈ જવા માટે તૈયાર કરવામા આવી હતી લેડી ગ્લાઇડનો સામાન અને કપડા મે મોં રૂબેલીના મકાનમાથી મારે સ્વાધીન કરી લીધા હતા કફન લિમરિજ ખાતે રવાને કરવામા આવ્યુ ત્યારે એ ચીજો પણ તેની સાથે મોકલવામા આવી હુ પોતે શોકના તદ્દન કાળા કપડા, પહેરીને લિમરિજ ગયો અને 'લેડી ગ્લાઇડ' ની લાશને દફનાવવાની ક્રિયામા મે ગભીરતાથી ભાગ લીધો

આ અપૂર્વ બનાવો મારે અત્યારે અપૂર્વ સજોગોમા જ લખવા પડયા છે તે બનાવોની હકિકત અહીં ખતમ થાય છે લિમરિજ-ભવનમા મે મિ. ફેરલીને 'લેડી ગ્લાઇડ'ના મરણ બાદ 'એની કેથેરિક' વિષે જે પત્ર લખ્યો હતો તે મારી ભવિષ્યને લગતી સાવધગિરી બદલ

લખ્યો હતો એ પત્રથી મિ ફ્રેરલી ઉપર જે અસર થઈ હતી, તે અજાણી નથી મારે આ લખાણ જે અપૂર્વ સયેગોમા લખવુ પડ્યું છે, તે લખવાનો પ્રસગ લાવનાર મારા હૃદયની એક નબળાઇ છે, એમ જણાવતા મને ખેદ થાય છે તારીખોને લગતા નબળા મુદ્દા ઉપર સામા પક્ષને શક ઉપજવાનો વખત ન આવે તે માટે એ પ્રસગોએ મારા હૃદયને કઠણ બનાવીને ઘટતા સમયે ઘટતા ઘા મારે કરવા જોઇતા હતા જો મે તેમ કર્યું હોત તો હુ ખાત્રીપૂર્વક કહુ છુ કે, મારી યોજનાના ભેદની આરપાર કોઇજ જઇ શકત નહીં, પણ હા ! મારા હૃદયની નબળાઈ મને નડી મેરીઅન પ્રત્યેની મારા હૃદયની કોમળ લાગણીઓ, એજ મારી નબળાઇ ! તેની બહેનને તેણે દિવાનશાળામાથી છોડાવી તેજ વખતે મારે તેને ખુલ્લી પાડવી જોઇતી હતી, પણ મે તે તક જવા દીધી. મે લેડી ગ્લાઇડની તદ્દન ભૂસાઈ ગયેલી હયાતી ઉપર વિશ્વાસ રાખ્યો હુ જાણતો હતો કે, જો મેરીઅન અથવા મિ. હાર્ટ-રાઇટ, તેની હયાતી હોવા વિષે હઠ કરશે તો લોકો તેમને ઠગારીના શાગીર્દ ગણશે, તેમના ઉપર વિશ્વાસ નહી રાખે, સમાજમા તેઓ હીણાયલા ગણાશે અને એ રીતે તેઓ મારી અથવા પર્સિવલની સામે પગલા ભરવા અશક્ત બની જશે મારી એ માન્યતા ખરી તો પડી; પરતુ પુન સયોગો બદલાયા અને આ એકરાર કરવાની તક મારા માટે આવી ! મે બીજી ભૂલ એ કરી કે, પર્સિવલને જ્યારે તેના અવિચારી કૃત્યનુ ફળ મળ્યુ અને તે દેવળમા જીવતો બળી મૂઓ, ત્યારે લેડી ગ્લાઇડને મે દિવાનશાળામા મોકલી નહીં તેને, મેરીઅનને અને મિ. હાર્ટરાઇટને–ત્રણેને મે એ પ્રસગે જાણી જોઇને, છટકવા દીધા ફ્રોસ્કો, ખરૂ જોતા, ઉપલા બન્ને પ્રસગોએ પોતાની જાતને બેવફા નીવડયો નિદનીય અને શિથિલ ચારિત્રનો ગુન્હો ! એનુ કારણ શુ ? મારૂ હૃદય ખોલીને જુઓ તેમા મેરીઅન હૉલ્કોબની જડાઈ રહેલી પ્રતિમા જુઓ ! ફ્રાસ્કોના જીવનની સૌથી પહેલી અને સૌથી છેલ્લી ધૃષ્ટતા એજ !

૬૦ વર્ષની પાકટ વયે હું આ અસાધારણ કબુલાત કરૂ છુ યુવકો ! હુ તમારા સમભાવનો ઉમ્મેદવાર છુ કુમારિકાઓ ! હુ તમારા અશ્રુઓનો હકદાર છુ

થોડાક શબ્દો લખ્યા બાદ વાચકવૃન્દનુ મે રોકી રાખેલુ ધ્યાન, સ્વતત્ર બનાવી દઇશ

મારો અતરનાદ મને પ્રેરણા કરે છે કે, જીજ્ઞાસુવૃત્તિ વાળા વાચકવૃન્દ તરફથી ત્રણ જાતના પ્રશ્નો મને પૂછવામા આવશે એ ત્રણ પ્રશ્નો અને તેના જવાબ હુ આપીશ

પહેલો પ્રશ્ન મારી હિમ્મત ભરેલી ઇચ્છાઓમા અને મારી ભેદ ભરેલી પ્રપચરચનાઓમા મેડમ ફ્રાસ્કો મારા પ્રત્યે આનાકાની વિનાની ભક્તિ દર્શાવીને એકદમ સામેલ થતી હતી તેનુ છુપુ રહસ્ય શુ ? મારે માત્ર મારા સ્વભાવ તરફ વાચક વર્ગનુ ધ્યાન ખેચીને પ્રશ્ન કરવો પડશે કે, જગત્‌ના ઇતિહાસમા મારા જેવા કોઇ પણ પુરુષનુ કાર્ય, સ્ત્રી વિના ફળીભૂત થયેલુ ક્યારે જોવામા આવ્યુ છે ? પડદા પાછળ રહીને જીવન વેદી ઉપર સ્ત્રી પોતાનુ શિર ઝુકાવી રહી હોય તો જ મારા જેવાના પ્રપચી કાર્યો પરિપૂર્ણ રીતે ફત્તેહમદ થાય પણ હુ ભૂલી જાઉં છુ કે, હુ ઇગ્લાડમા લખુ છુ હુ ઇગ્લાડની એક સન્નારીને પરણ્યો છુ હુ પુછુ છુ કે, ઇંગ્લાડમા શુ એક પત્નીને પોતાના પતિના સિદ્ધાતોના સબધમા અભિપ્રાય આપવાનો હક હોય છે ? ના ! ઇંગ્લાડમા સ્ત્રીને તેના ધણીને ચહાવાની, માન આપવાની અને તેની આજ્ઞા પાળવાની ફરમાશ કરવામા આવે છે મારી પત્ની એજ આજ્ઞાઓ પ્રમાણે વર્ત્તી છે તેણે પોતાનુ ગૃહજીવન ઘણીજ ઉમદા રીતે અને મને પૂર્ણ સતોષ થાય, એવી રીતે ચલાવ્યુ છે હુ તેનો આભારી છુ

બીજો પ્રશ્ન એની કેથેરિક જો મરણ પામી ન હોત તો હું શુ કરત ? એ દાખલામા જર્જરિત પ્રકૃતિદેવીને કાયમનો આરામ શોધવાની પ્રયાસમા મે મદદ કરી હોત તેના જીવનના કારાવાસના દ્વાર

મે ખુલ્લા મૂક્યા હોત અને મન તથા તનમા, ન નિવારી શકાય એવા દર્દથી પીડાતી એ કેદી બાઇને સુખદ મુક્તિ આપી હોત

ત્રીજો પ્રશ્ન મારૂ વર્તન દોષિત ગણાય કે ? હુ ભાર મૂકીને ના પાડુ છુ મે બિનજરૂરી ગુન્હાઓ કરીને આ ૬૦ વર્ષ દરમ્યાન કદી પણ મારા જીવનનો ભરમ ખુલવા દીધો છે ? નહીજ વિજ્ઞાનના મારા જ્ઞાનના પ્રભાવે હુ લેડી ગ્લાઇડિને મારી નાખવા શક્તિમાન થઇ શકયો હોત પણ મારા અગત સ્વાર્થત્યાગથી મે માત્ર તેની હસ્તી નાબુદ કરી અને તેનો જીવ જાળવી રાખ્યો શુ આ માટે મારો આભાર તેણે માનવો જોઇએ નહીં ? મે જેટલા કાર્યો કયા છે તેમા બહારથી તો હુ નિર્દોષ જ છુ એવી દેખાડવાની ખાસ કાળજી રાખેલી છે મારો ન્યાય મારા એ નિર્દોષ દેખાતા કૃત્યોથી કરજો, ઘણા સ્થળોએ મારી સભ્યતા, બિનગુન્હેગારો કરતા પણ ચઢી જાય એવી હતી

મે પ્રથમથીજ કહ્યુ છે કે, આ લેખ એક નમૂનેદાર લેખ બનશે. મને જાહેર કરતા આનદ થાય છે કે, મને તેની રચના જોઇને સતોષ થાય છે આ લેખ હાલના પ્રસગને અને ફોસ્કોને છાજે એવો છે

લે ફોસ્કો ”

---

## પરિચ્છેદ ૨૯.

---

### ન્યાયપ્રાપ્તિ અને નવજીવન.

વૉલ્ટર હાર્ટરાઇટે રજૂ કરેલી હકિકત —

કાઉન્ટના ખાલી મકાનમા બેસીને તેની હસ્તલિખિત પ્રતોનું છેવટનુ પૃષ્ઠ હુ વાચી રહ્યો ત્યારે અર્ધો કલાક પુરો થયો મોં રૂબેલીએ પોતાના ઘડીઆળમા જોઇને ઉભા થઇને મને નમન કર્યું હુ તરતજ ઉઠયો અને એ મકાનમાથી વદાય થયો મે એ એજટને એ સમય પછી કદી પણ ઇંગ્લાડમા જોયો નથી તેમજ તેની સ્રી વિષે કાઇજ સ-

મચાર સાભળ્યા નથી દુષ્ટતા અને કપટના અંધારઘેરા માર્ગમા તેઓ અમારી વચ્ચે અચાનક આવીને ઉભા રહ્યા હતા એજ માર્ગમા તેઓ છાનામાના લપાઇને ગુમ થઈ ગયા!

સંત જોન વુડનુ મારે કામ હજી ખલાસ થયુ નહોતું કાઉન્ટના મકાનમાથી નીકળીને હુ ભાડુતી ગાડીવાળાને ત્યા ગયો કાઉન્ટે તેના આપેલા શરણામા મુજબ, ફ્રોરેસ્ટ રોડથી ૦। માઇલને અતરે તેનો તબેલો આવેલો હતો તે અનેક ગાડીઘોડાઓ ભાડે ફેરવતો હતો તે એક સભ્ય અને શાન્ત માણુસ જણાયો મે જ્યારે તેને વિનતિ કરી કે અમુક ખાનગી અને અગત્યની કૌટુબિક બાબતને લીધે મારે તમારી પાછલી નોધપોથી જોવાની તસ્દી તમને આપવાની છે, ત્યારે તેણે તરતજ હા પાડી જૂની નોધપોથી ખોલીને મારી સૂચના મુજબ તેણે તારીખ શોધવા માડી તા ૨૬ મી જુલાઈ ૧૮૫૦ વાળા પૃષ્ઠમા નીચેની નોધ માલુમ પડી

" કાઉન્ટ ફ્રોસ્કો, ફ્રોરેસ્ટ રોડ ન ૫ બપોરે બે વાગે બ્રુહામભાડે ગાડીવાન જોન ઓવન" વિશેષ પૂછપરછથી મને માલુમ પડયુ કે મજકુર ગાડીવાન હજી તેને ત્યા નોકર છે અને અત્યારે તે તબેલામા છે એ માણુસને મારી વિનતિથી ત્યા બોલાવવામા આવ્યો

મે તેને પુછ્યુ " ભાઈ, ગયા જુલાઇ માસમા ફ્રોરેસ્ટ રોડ ન ૫ ના મકાનથી વૉટર્લુ સ્ટેશને એક ગૃહસ્થને તુ ગાડીમા બેસાડીને લઈ ગયો હતો ?"

" સાહેબ, મને બરાબર યાદ નથી "

" પણુ એ ગૃહસ્થ બીજાઓથી જૂદો પાડી આવે એવો અને યાદ રહી જાય એવો હતો બરાબર યાદ કર તે ગૃહસ્થ એક વિદેશી હતો ? ખાસ કરીને તે ખૂબ જાડો અને—"

" હ હ " તેનો ચહેરો ચળકયો તેણે આગળ ચલાવ્યુ "હવે યાદ આવ્યુ, બરાબર, એ ગૃહસ્થ જેવો જાડામા જાડો માણુસ મે મારી જિંદગીમા જોયો નથી અને વળી તે ખૂબ ઉદાર હતો મારા શેઠના કહેવાથી હુ

ફોરેસ્ટ રોડ ઉપર ગાડી લઈ ગયો ત્યારે તે ત્યાથી સ્ટેશને આવ્યો હતો અને વળી—હા—તેના મકાનની બારીમા એક પોપટ પણ હતો અને તે ચીસાચીસ પાડી મેલતો હતો એ માણુસ મને સ્ટેશનની અદર પણ લઇ ગયો હતો અને એક બાઇનો સામાન ટ્રેનમાથી કઢાવીને ખૂબ ઝપાટાબધ ગાડી હાકવાની મને તેણે વરદી આપી હતી તેણે મને કહ્યુ હતુ કે, જો ગાડો ઝડપથી હાકી જશે તો સારૂ ઇનામ આપીશ સાહેબ, તેણે પોતાનુ વચન સારી રીતે પાળ્યુ હતુ ”

તેની આ હકિકત સાથે લૅારાની હકિકત બધબેસ્તી આવી લૅારાએ કહ્યુ હતુ કે, કોઇ નોકર જેવા માણુસે ટ્રેનમાથી મારો સામાન સભાળી લીધો હતો આ ગાડીવાન તેજ માણુસ હતો, એ હવે સાબિત થયુ

મે તેને પુછ્યુ “ એ બાઇને તે જોઇ હતી કે ? તે કેવી હતી ? જુવાન કે બુઢ્ઢી ? ખૂબસુરત કે ગદી ? ”

“ સાહેબ લોકોની ગીર્દીમા અને ઉતાવળમા એ બાઇ કેવી છે, તેની તપાસ હુ કરી શકયો નહતો મારૂ ધ્યાન તો ઇનામ ઝડપવામા હતુ એટલે સામાન એકઠો કરીને તરત જ મે ગાડીમા મેલી દીધો હતો એ બાઈના નામ સિવાય મને બીજુ કશુ સાભરતુ નથી ”

“ શુ તેનુ નામ યાદ છે ?”

“ હા સાહેબ તે બાઈનુ નામ લેડી ગ્લાઇડ હતુ ”

“ બીજુ બધુ તને યાદ નથી અને નામ કેવી રીતે યાદ રહ્યુ છે ?”

ગાડીવાન હસ્યો અને બોલ્યો “ ખરૂ કહુ ? હુ તે ઘડીએ તરતનોજ પરણેલો હતો મારી સ્ત્રીએ પરણ્યા પછી મારૂ નામ ધારણ કર્યું તે પહેલાનુ તેની કુવારી જિદગીનુ નામ, એ બાઈનુ જ નામ હતુ, એટલે કે ગ્લાઇડ ! ટ્રેનમાની બાઇને મે જ્યારે પુછ્યુ કે ‘બાઇ સાહેબ, તમારા સામાન ઉપર તમારૂ નામ છે કે ?’ ત્યારે તે બાઇએ મને જવાબ દીધો હતો કે, ‘ હા મારૂ નામ સામાન ઉપર છે જો, લેડી ગ્લાઇડ ના નામનો સામાન એકઠો કર ” મને તેજ વખતે તે યાદ રહી ગયુ

મોટા લોકના અટપટા નામ મને ગમતા નથી તેથી હુ યાદ રાખતો નથી, પણ આ તો મારી સ્ત્રીના જેવુજ નામ, એટલે તે કેમ યાદ ન રહે ?"

"વારૂ તુ કયે વખતે ગાડી સ્ટેશને લઈ ગયો હતો તે તને યાદ છે કે ?"

" સાહેબ, લગભગ એક વર્ષ ઉપરની વાત, એટલે એ બાબત તો મને યાદ નથી એ જાડા માણસનુ નામ પણ મને યાદ નથી બાઇના નામ સિવાય બીજુ કશુ મને યાદ આવતુ નથી "

સમય અને તારીખ, આ માણસ પાસેથી જાણવાની હવે મને કાઇ જરૂર નહોતી, કારણ કે, તે બન્ને તેના શેઠની નોંધપોથીમાથી હુ મેળવી શકયો હતો પણ આ માણસ લૅારાને ગાડીમા બેસાડીને લઈ ગયો હતો, એ મુદ્દો પુરાવાઓમા એક સારો મુદ્દો હતો મે વિચાર કર્યો કે, હવે પ્રપચની આખી દિવાલ સપાટામા ભેદી શકાય એટલો પુરતો પુરાવો મને મળી શકયો છે, જેથી સમય ગુમાવવામા સાર નથી એક ક્ષણની પણ આનાકાની વગર મે તબેલાના માલિકને એક કોરણે લઇ જઇને એવી સૂચના કરી કે, "જોન ઓવનને ત્રણ—ચાર દિવસ માટે મારે હસ્તક મૂકો તેને પોતાને તેના એટલા દિવસના પગારના નાણા અને તે ઉપરાત થોડીક બક્ષિસ હુ આપીશ, એટલુ જ નહીં, પણ તમને તેની ગેરહાજરીને લીધે જે કાઇ નુકશાન જશે તે પણ હું ભરી આપીશ " આ ઉપરાત મે તેને જણાવ્યુ કે 'તમારી વરદીની ચોપડી એક અગત્યના પુરાવા રૂપ છે, તેથી તેમાથી જે નોધ હુ ઉતારી લઉં તે અસલની બરાબર નકલ છે એવુ પ્રમાણ પત્ર તમારી સહીથી તે નોધ નીચે તમે લખી આપશો તો તે બદલ પણ હુ તમને યોગ્ય રકમ આપીશ " મૂળથીજ મે કહ્યુ છે કે, તબેલાનો માલિક એક ભલો આસામી હતો તેણે મારી સૂચનાઓ કબુલ રાખી રીતસરનો બદલો આપીને મે તેની વરદીની ચોપડીમાથી ઉતારો કર્યો જોન ઓવનને મારી સાથે લઇને હું ત્યાથી વદાય થયો.

મારી પાસે હવે પુરાવાના તમામ જરૂરી કાગળીઆ આવી ગયા. મરણના પ્રમાણપત્રની જીલ્લા દફતરદારની સહીવાળી નકલ અને સર પસિવલના કાગળ ઉપરાંત તબેલાના માલિકની સહી વાળી નોંધ અને નોકર જોન ઓવનની હકિકત–આ તમામ સાધનો સહિત હુ મિ. કિરલેની ઓફિસે ગયો આ પ્રપચને લગતી મારી તપાસની શરૂઆતમા જ્યારે મે એ ધારાશાસ્ત્રીની મુલાકાત લીધી હતી ત્યારે હુ શકાસાગરના વમળમા હતો હવે તપાસ પુરી થયા પછી તમામ પુરાવાઓ સહિત તેને ત્યા જતા મારા પગમા બમણુ જોર આવ્યુ મે જે કાંઈ કર્યું હતુ તેનુ સાદ્યંત નિવેદન તેની આગળ રજૂ કરીને મે તેનો અભિપ્રાય માગ્યો અને તેને વિનતિ કરી કે, " આવતી કાલે સહવારે હુ મારી પત્ની સહિત લિમરિજ ખાતે જઇને તેના કાકા તથા તમામ નોકરો અને લિમરિજના સર્વ રહીશોની હાજરીમા જાહેર રીતે તેનો સ્વીકાર કરાવવા માગુ છુ તે પ્રસગે કુટુબના ધારાશાસ્ત્રી તરીકે મિ. ગિલ્મોરની ગેરહાજરીમા તમે ( મિ. કિરલે ) ત્યા હાજર રહીને લૉરાનો પક્ષ લેશો ને ? "

મિ. કિરલે સાથે મને થયેલી વાતચીતનુ લબાણથી વર્ણન આપવાની અહીં કાંઇજ જરૂર નથી માત્ર એટલુ કહેવુ પુરતુ થઈ પડશે કે, મારા પુરાવાઓ જોઇને અને મારી તમામ વિગત સાભળીને તેની અજાયબીનો પાર રહ્યો નહી ફ્રૉસ્કોના હકિકત–પત્રનો મુખ્ય મુખ્ય ભાગ મે તેને વચાવ્યો તે બાદ તેને કોઇ જાતની શકા રહી નહી અને એકદમ તેણે જાહેર કર્યું કે " હુ ઘણીજ ખુશીથી તમારી સાથે આવતી કાલે લિમરિજ આવીશ "

હવે હુ ઘેર ગયો અને વાચકવૃન્દ ! મેરીઅન તથા લૉરાને મે જ્યારે તમામ હકિકત કહી ત્યારે તેમની ખુશાલીને હદ રહી નહીં.

અમે બીજે દિવસે પહેલી ટ્રેનમા લિમરિજ જવા ઉપડયા લૉરા, મેરીઅન અને મિ. કિરલે તેમજ હુ, એક ડબ્બામા બેઠા અને જોન ઓવન તથા મિ કિરલેનો મુખ્ય કારકુન, બીજા ડબ્બામા બેઠા લિમ-

રિજ સ્ટેશને પહોચીને અમે સૌથી પહેલા મિસિસ ટોડના ખેતરમા ગયા મે એવો ઠરાવ કર્યો હતો કે, જ્યા સુધી લૉરાના કાકા તેને ખુલ્લી રીતે પોતાની ભત્રીજી તરીકે સ્વીકારે નહીં ત્યા સુધી તેણે લિમ-રિજ–ભવનમા પગ મૂકવો નહીં મિસિસ ટોડને યોગ્ય રીતની હકિકત-થી વાકેફ કરવાનુ અને તેને ત્યા બે ત્રણ દિવસ માટે રહેવાની સગવડ કરી લેવાનુ કાર્ય મે મેરીઅનને માથે નાખ્યુ જોન ઓવનને પણ મિસિસ ટાડના ખેતરમા મહેમાન તરીકે રાખવાનુ ઠરાવીને હુ અને મિ. ફ્રિરલે, લિમરિજ–ભવન તરફ જવા ઉપડયા

મિ. ફ્રેડીક ફ્રેરલી સાથે મારે જે ગરમાગરમ વાતચીત થઈ તે હું અહીં વિસ્તારથી લખી શકતો નથી, કારણ કે, એ વાતચીતનો આખો પ્રસગ યાદ લાવતા મને તે વૃદ્ધ ઉપર તિરસ્કાર ઉપજે છે માત્ર હુ અહીં એટલુ જ જણાવીશ કે, આખરે મે તે વૃદ્ધને મારા અભિપ્રાય સહિત સમત થવાની ફરજ પાડી અને તેમા મને મિ. ફિરલે તરફથી કિમતી સહાય મળી મે અને મિ. ફિરલેએ જ્યારે વાતચીત શરૂ કરી ત્યારે પોતાના હમેશના રિવાજ મુજબ, તેણે નબળા જ્ઞાનતતુઓની ફરિયાદ કરી અને વળી, આ બાબત મુલતવી રાખવાની પણ સૂચના કરી। મે તેના તરફ લગારે દિલસોજી બતાવ્યા વિના આખા પ્રપચની હકિકત કહેવા માડી વચ્ચે વચ્ચે એક નાના બાળકની માફક તેનો બડ-બડાટ અને ફડફડાટ ચાલુ રહેતો, તે છતા પણ મે હકિકત કહ્યાજ કરી છેવટે તેની સમક્ષ મે બે માર્ગ મૂક્યા અને તેમાથી એક પસદ કરવાની સૂચના કરી તેને મે ચોખ્ખુ જાહેર કર્યું કે, કાતો મારી શરતોએ તમારી ભત્રીજીની હયાતી કબુલ કરીને તેને સ્વીકારો અથવાતો અમે કાયદાની અદાલતનો આશ્રય લઇને તમને તે કબુલ કરવાની ફરજ પાડીશુ, જેથી તમારૂ હીણુ દેખાશે અને જાહેર પ્રજામા તમારૂ વગોણુ થશે. અદાલત-નુ નામ આવતા તેણે ધારાશાસ્ત્રી તરફ મદદ માટે નજર કરી ધારા-શાસ્ત્રીએ ખુલ્લા શબ્દોમા તેને કહી દીધુ કે, અદાલતમા આ લોકો જીતશે માટે મિ. હાર્ટરાઇટની શરતોએ તમારી ભત્રીજીનો સ્વીકાર કરો.

તેણે કટાળીને જવાબ દીધો " તમે ફાવે તેમ કરો "મે પુછયુ " અમે કહીશુ તે મુજબ કેટલાક કાગળોઆમા તમારે સહી કરવી પડશે " છેક ગળા સુધી હકારમા જવાબ દેવાની તેની વૃત્તિ હોવા છતા પણ ચોખ્ખી હા ન પાડતા પોતાની છણુકાયલી પદ્ધતિથી, " હવે તો તમે તમારૂ ધાર્યું જ કરવાના ને! મારા જ્ઞાનતતુઓ નબળા એટલે હુ લાચાર પડુ જ ને! મને ન સતાવો, ન સતાવો, એમ કહુ છુ પણ સાભળે છે કોણ?" વગેરે પ્રકારનો બડબડાટ કરીને આડકત્રી રીતે તેણે સમતિ આપી

મિ. કિરલે અને હુ તેના ઓરડામાથી નીકળીને મકાનના નીચેના ભાગમા ગયા અમે એક જાહેર પત્ર તૈયાર કર્યો એ પત્ર મિ. ફેરલીના નામથી લખવામા આવ્યો અને તેમા લિમરિજના ખેડુતોને તથા મિ. ફેરલીના ભાડુતોને બીજે દિવસે સહવારમા લિમરિજભવનમા એકઠા થવા નિમત્રણ કર્યું એક બીજો પત્ર લખીને કાર્લાઇલ ખાતેથી એક શિલ્પીને બીજે દિવસે લિમરિંજમા હાજર થવાનો હુકમ આપ્યો મિ કિરલેના મુખ્ય કારકુને તે બન્ને પત્રોની ચોખ્ખા દસ્કતથી નકલો કરી મિ. કિરલેએ તે રાત્રે લિમરિજ ભવનમા સુઇ રહેવાનુ કબુલ કર્યાથી તે બન્ને પત્રોમા મિ. ફેરલીની સહી કરવાનુ મે તેને માથે નાખ્યુ

એ દિવસનો બાકીનો ભાગ મે મિસિસ ટોડના ખેતરમા ગાળ્યો. એ સમય દરમ્યાન મે એક સાદુ અને મુખ્ય મુદ્દાઓનો સમાવેશ કરતું હકિકતપત્ર લખી કાઢયુ એ હકિકતપત્ર બીજે દિવસે સહવારે લિમરિજની વસ્તી સમક્ષ વાચી બતાવાનુ હતુ

આખરે એ દિવસ આવ્યો લૉરાનુ પુનર્જીવન એ દિવસથી જાહેર રીતે શરૂ થયુ તે દિવસે પ્રાતકાલમા હુ લિમરિજ ભવનમા જઇને મિ. કિરલેને મળ્યો તેણે મને ખબર આપી કે, આગલે દિવસે લખેલા પત્રો મિ. ફેરલીને વચાવીને તે ઉપર તેમની સહી લઇને ઘટતા સ્થળોએ રવાને કરી દીધેલા છે, જેથી આજે આશરે દશ અગીયારના શુમારે લોકો

અહીં આવશે. મે લખેલુ હકિકત-પત્ર મિ. ફિરલેને વચાવ્યુ ધારાશા-સ્ત્રીની રૂઇએ જ્યા જ્યા ઘટતો સુધારો કરવાની જરૂર જણાઇ ત્યા તેણે તે કર્યો અને હકિકત-પત્ર મજુર કર્યું મિ ફિરલેએ એ વખતે લૅારાની મિલ્કતનો પ્રશ્ન પોતાની મેળેજ છેડયો તેના જવાબમા મે તેને કહ્યુ "એ મિલ્કત કેટલી છે તેને લગતી કશી વિગત હું જાણુ-તો નથી અને મને જાણવાની ઇચ્છા પણ નથી મે એ મિલ્કત માટે કોઈજ જાતના પ્રયત્નો કર્યા નથી અને એ મિલ્કતને લગતી અથવા લૅારાના ભૂતકાળના દુખદ પ્રસગોને લગતી કોઇ જાતની યાદગિરી મારે રાખવી નથી લૅારા, મેરીઅન અને હુ, એ વિષયોમા કદી વાતચીત કરતા નથી અને ઇચ્છીએ છીએ કે, તમે અથવા અન્ય કોઇપણ એ વિષે વાતચીત ન કરશો"

મિ. ફિરલેને સૌથી પહેલા હુ મળ્યો ત્યારે મે જેવો જવાબ દીધો હતો તેવોજ આ જવાબ હતો હુ લૅારાને નવજીવન અર્પાવી શક્યો, લૅારા સામેની વિટબનાઓ દૂર કરી શક્યો, લૅારા સાથે પરણ્યો અને એમ છતા પણ મિલ્કત સબંધી નિસ્વાર્થીપણુ અને બેદરકારી બતાવવા લાગ્યો તેથી મિ. ફિરલેને ઘણી અજાયબી થઈ, પણ તેણે મારી ઇચ્છાનુસાર એ વિષયને એટલેથીજ અટકાવ્યો

આશરે નવ વાગ્યાને શુમારે લૅારા, મેરીઅન, જોન ઓવન, મિસિસ ટોડ, તેનો પતિ અને તેમના અનેક પાડોશીઓ, લિમરિજભવ-નમા આવી પહોચ્યા લિમરિજના લોકો પણ એ વખતે ધીમે ધીમે એકઠા થવા લાગ્યા મેરીઅન અને લૅારાને પ્રથમ મે એક જૂદા ખડ-મા બેસાડયા અને બધા લોકોને નીચેનો વિશાળ ખડમા ગોઠવાઇ જવા સૂચવ્યુ.

લગભગ અર્ધો કલાક વીતી ગયા પછી જ્યારે તમામ લોકો આવી ચૂક્યા છે, એમ જાહેર થયુ ત્યારે મિ. ફેરલીને લઇને મિ. ફિરલે તે ખડમા આવ્યો અમારે માટે ગોઠવેલી ખુરશીઓમાની એકમા મિ. ફે-રલીને બેસાડવામા આવ્યા મિ. ફિરલે તેમની પાસેની એક ખુરશીમાં

બેઠા. મિ. ફેરલીનો નોકર લુઈ તેમની બીજી પાસ એક હાથમા તપકીર-ની શીશી અને બીજા હાથમા કોલન વૉટરથી ભીંજવેલો રૂમાલ લઇને ઉભો રહ્યો તે વિશાળ ખડ લોકોની ગીર્દીથી ઠીચોકીચ ભરાઇ ગયો હતો છતા તદ્દન શાતિ પ્રસરી રહી હતી એ શાતિમા હુ અને મેરીઅન, લૉરાને લઇને બહાર આવ્યા અને અમારી ખુરશીઓની વચ્ચે તેને બેસાડી લોકો તે વખતે પોતાની જગ્યાએથી ઉઠીને ઉભા થયા તેઓને બેસી જવાની વિનતિ કરીને મે કામકાજ શરૂ કર્યું મારી જગ્યાએથી ઉભા થઇને મે મોટા અવાજે મિ. ફેરલીને જાહેર રીતે પ્રશ્ન કર્યો કે " હુ આપની સમતિથી અને મજુરીથી અહીં બોલવા ઉભો થયો છુ કે નહીં તેનો જવાબ આપવા કૃપા કરશો " મિ. ફેરલીએ પોતાના બન્ને હાથ બન્ને બાજુએ પ્રસાર્યા મિ ફિરલે અને તેમના નોકરે તે હાથ ઝાલીને તેમને ખુરશીમાથી ઉઠવામા મદદ કરી. ઉભા થઇને મિ. ફેરલીએ કહ્યુ " મિ હાર્ટરાઇટ સાથે હુ તમારો સર્વનો પરિચય કરાવુ છુ હુ તો સદાનો માદલો રહ્યો તેઓ જુવાન અને ઉત્સાહી છે મારે બદલે તેમણે આજે તમને જે કાઇ કહેવાનુ માથે લીધુ છે તે માટે હુ તેમનો આભાર માનુ છુ વિષય ભયકર રીતે ગુચવણ ભરેલો છે, જેથી તમે સર્વ ગડબડ કર્યા વિના તેમનુ કહેવુ સાભળશો, એવી આશા રાખુ છુ " આમ કહીને તેઓ પોતાની ખુરશીમા બેસી ગયા અને શ્રમિત થયા હોય એમ બતાવવા માટે ' કોલનવૉટર ' નો રૂમાલ નાકે દબાવ્યો

મિ. ફેરલીના બેસી જવા બાદ મે મારૂ ભાષણ આગળ ચલાવ્યુ મારા શ્રોતાજનો આગળ મે ત્રણ મુદ્દા રજૂ કર્યા પ્રથમ એ કે, મારી બાજુમા જે સન્નારી બેઠેલી છે, તે મિ. ફિલિપ ફેરલીની પુત્રી છે બીજો એ કે, લિમરિજના લોકો જે પાયદસ્તના સરઘસમા ગયા હતા તે પાયદસ્ત એક બીજી બાઇની હતી અને ત્રીજો મુદ્દો એ કે, એ માટે એક જબરો પ્રપચ રચવામા આવ્યો હતો આ ત્રણે મુદ્દાઓ-ના સમર્થનમા મે તૈયાર કરેલુ અને મિ. ફિરલેએ મજુર કરેલુ

હકિકત–પત્ર હું વાચી ગયો તેમા સર પર્સિવલે અને કાઉન્ટે કેવી રીતે મસલત કરી હતી, મિસ હોલ્કોમ્બની માદગીનો કેવો લાભ લેવાયો હતો, કાઉન્ટે એની ફેથેરિકની સરક્ષિકા મિસિસ કલેમટસને ત્યા જઇને એનીને લૉરાની આબેહુબ આકૃતિ રૂપ જોઇને તેને લડન જવાનુ કેવી રીતે ગોઠવ્યુ હતુ, અને લડનમા તેઓ ગયા તે પછી કાઉન્ટે કેવી રીતે ઘોટાળો કર્યો હતો અને લૉરા લડન જતા તેને કેવી રીતે દિવાનશાળામા દાખલ કરી હતી વગેરે બાબતો સરળ રીતે મે જાહેર કરી, સર પર્સિવલના જીવનના ભયકર ભેદ વિષે આ હકિકત–પત્રમા બિલ્કુલ ઇશારો કરવામા આવ્યો નહતો હકિકત–પત્ર પૂર્ણ કર્યા પછી મે મારા શ્રોતા વર્ગને તારીખોનો પુરાવો આપ્યો કબ્રસ્તાનમા કબર ઉપર તા ૨૫ મી છે, એનુ સ્મરણ કરાવીને મે લડનના ડાકટરનુ તા ૨૫ મીનુ મરણને લગતું પ્રમાણપત્ર રજૂ કર્યું. એ પછી સર પર્સિવલનો કાઉન્ટ ઉપર લખાયલો પત્ર, જેમા તા ૨૬ મીએ લેડી ગ્લાઇડ લડન ખાતે બપોરે આવશે, એવી વિગત જાહેર કરેલી હતી અને જે પત્ર તા ૨૫ મીએ લખેલો હતો તે વાચી બતાવ્યો લેડી ગ્લાઇડે તા ૨૬ મી એજ હેમ્પશાયરથી મુસાફરી કરી હતી, તેના પુરાવા બદલ તા ૨૬ મી એ ફોરેસ્ટ રોડના તબેલાના માલિકની વરદીની ચોપડીમાનો તેની સહીવાળો ઉતારો રજૂ કર્યો તે ઉપરાત ગાડીવાન જોન ઓવન જેણે ગાડી હાકી હતી અને જેને લેડી ગ્લાઇડ સાથે સામાન સબધી વાતચીત થઇ હતી તેને મે હાજર કર્યો શ્રોતાવર્ગ સમક્ષ તેણે પોતાની વાતચીત કહી સભળાવી આ તમામ પુરાવાઓ ઉપરથી મે સાબિત કર્યું કે, જે દિવસે મૃત્યુ થયાનુ પ્રમાણપત્ર અપાયુ છે તે દિવસે લૉરા જીવતી હતી અને લડનમા નહીં પણ હેમ્પશાયરમાજ હતી

આટલુ કહીને હુ બેસી ગયો મારી પાછળ બોલનાર મેરીઅન હતી પોતે લૉરાને દિવાનશાળામાથી કેવી રીતે છોડાવી લાવી તેને લગતી હકિકત તેણે રજૂ કરી. તે બેસી ગઇ અને હુ પુન ઉઠયો મે જાહેર કર્યું કે, સર પર્સિવલ મરણ પામ્યા છે, અને લૉરા સાથે મે લગ્ન કર્યું છે.

હવે ધારાશાસ્ત્રીનો વારો આવ્યો તેણે ઉઠીને જણાવ્યુ કે, " મિ હાર્ટરાઇટે જે હિમ્મતથી અને જે શ્રમથી આ પુરાવો એકઠો કર્યો છે તેથી હુ ખરેખર ચકિત થયો છુ પ્રપચીઓના પ્રપચ ખુલ્લા પડયા છે એટલે કાયદાની દૃષ્ટિથી હવે તો લૉરાની હયાતી સબધમા લગારે વાધો ઉઠાવી શકાય તેમ નથી મારી જિંદગીમા મે આવી આશ્ચર્યકારક રીતે કદી પણ કોઇએ પુરાવો એકઠો કરેલો સાભળ્યો નથી મિ. હાર્ટરાઇટને તેમના શ્રમ બદ્દલ શાબાશી ઘટે છે"

મિ. કિરલે પોતાની ખુરશીમા બેઠો, એટલે મે તરતજ લૉરાને ઉચકીને એક ટેબલ ઉપર ઉભી કરી અને મોટા અવાજે શ્રોતા વર્ગને પુછ્યુ " સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, તમારો શો ચૂકાદો છે? મારી પત્ની અને મર્હુમ મિ ફિલિપ ફેરલીની પુત્રી હયાત છે, એવો સપૂર્ણ સતોષ તમને થયો છે કે નહીં?"

આ પ્રશ્નોનો મને મળેલો એકત્ર જવાબ હું કદી પણ વિસરી શકીશ નહીં શ્રોતાવર્ગને છેકછેડે એક બારી ઉપર એક બુઢ્ઢો આસામી બેઠેલો હતો તે એકદમ બારીમાજ ઉભો થયો આ બુઢ્ઢાએ તે સમયે જે કહ્યુ અને કર્યું તે હજી પણ મને યાદ છે તેના પ્રમાણિક ચહેરા ઉપર ખૂબ લાલાશ ધાઈ આવેલી હતી તેના સફેદ બાલ, સૂર્યકિરણોમા ચળકી રહ્યા હતા તેના હાથમા એક લાકડી હતી એ લાકડી ઉંચી કરીને પોતાના માથા ઉપર વીઝતો મોટેથી બૂમ પાડીને તે બોલ્યો " જીવે છે! જીવે છે! આપણી શેઠાણી ક્ષેમકુશળતાથી જીવે છે! ઇશ્વર એને સુખી રાખો બોલો, છોકરાઓ બોલો, શેઠાણીની જય!" તેણે બોલાવેલી જયનો ગગનભેદી પ્રતિઘોષ ત્યા એકઠા થયલા તમામ સ્ત્રીપુરુષોએ પાડયો મારા જીવનમા એના કરતા વધુ ઉત્તમ સગીત મે હજી પણ સાભળ્યુ નથી! લોકો તે ખડમાં જય બેલાવતા બોલાવતા ઉભા થયા અને લૉરા જે મેજ ઉપર ઉભી હતી તે મેજ પાસે આવ્યા તેઓએ તેને ઉચકીને ખડના દ્વાર પાસે લઇ જઇને પોતાના શુદ્ધ અત કરણની સાબિતી આપી. ગામડીઆ-

ઓના નિસીમ પ્રેમનુ અને સંતોષનુ આ ઉત્તમ ચિહ્ન જોઇને કોને હર્ષના આસુ ન આવે ? સ્ત્રીઓ તથા છોકરાઓ લૉરાની આસપાસ વીટળાઈ વળ્યા, તેની સાથે હાથ મેળવવા સર્વે જણે તુટાતુટ કરી મૂકી લૉરા આ બધી ધમાલથી ગભરાયલી દેખાઈ મે મેરીઅનને તેની પાસે મોકલીને લોકોથી તેને વિખૂટી પાડવા સૂચવ્યુ અને લોકોનુ ધ્યાન બીજી બાજુએ ખેચવા માટે મેજ ઉપર ઉભો થઇને હુ નીચે મુજબ કહેવા લાગ્યો ' સન્નારીઓ અને સદ્દગૃહસ્થો, ધ્યાન દઇને સાભળો તમો સર્વેએ મારી પત્નીનો અને મર્હુમ મિ. ફિલિપ ફેરલીની પુત્રીનો સહર્ષ સત્કાર અને સ્વીકાર કર્યો છે, તે માટે હુ તમારો આભાર માનુ છુ પણ હજી તમારે એક કામ કરવાનુ બાકી છે કબ્રસ્તાનમા તેની મનાવવામા આવેલી કબર કે જેમા એક બીજી સ્ત્રી શાન્ત નિદ્રા લે છે, તે કબર ઉપરનુ લખાણ રદ કરવા માટે તમારે સર્વેએ સરઘસના આકારમા મારી સાથે હમણાંને હમણા આવવા કૃપા કરવી મિ. ફેરલીએ તે લખાણ રદ્દ કરવા સમતિ આપી છે ”

આમ કહીને મે મિ. કિરલેને મારી સાથે લઇને તે ખડમાથી બહાર ચાલવા માડયુ એટલે તમામ લોકો અમારી પાછળ આવવા લાગ્યા કાર્લાઇલથી બોલાવેલો શિલ્પી, કબ્રસ્તાનમા અમારી રાહ જોતો ઉભો હતો સર્વે લોકો મિસિસ ફેરલી અને એની કેથેરિકની કબરોની આસપાસ તદ્દન શાન્તિથી ઉભા રહ્યા અને શિલ્પીની છીણી તથા હથોડાના જ અવાજ સભળાવા લાગ્યા “ લૉરા લેડી ગ્લાઇડ” એ શબ્દો રદ થયા ત્યાસુધી તમામ લોકો શાન્તિથી ઉભા રહ્યા એ પછી તેઓમા ગણગણાટ ચાલ્યો. તેઓ માહોમાહે હર્ષ પ્રદર્શિત કરતા ધીમે ધીમે વેરાવા લાગ્યા. શિલ્પીએ તેનુ કામ પરિપૂર્ણ થતા સુધી ચાલુ રાખ્યુ લોકો વિખરાઈ ગયા તે પછી હુ ત્યા મિ. કિરલેની સાથે ઉભો રહ્યો અને અમારા દેખતા “ એની કેથેરિક, જુલાઈ ૨૫, ૧૮૫૦” એ શબ્દો શિલ્પીએ કબરમા કોતર્યા

લૉરાને સપૂર્ણ પ્રકારનો ન્યાય આપવાનુ કાર્ય, આ રીતે નિર્વિઘ્ન

પરિપૂર્ણ થતા અમે લિમરિજ-ભવનમા ગયા મિ. ફિરલેએ, એ પછી વદાય થવાની પરવાનગી માગી. સ્નેહપૂર્ણ શબ્દોમા મે તેમનો આભાર માન્યો અને તેમણે આપેલી મદદ હુ જન્મપર્યન્ત વિસરીશ નહીં. એમ જણાવ્યુ

મિ. ફિરલે, તેમનો કારકુન અને જોન ઓવન તેજ બપોરે લંડન જવા ઉપડયા જોન ઓવનને મે તેની યોગ્ય રોજી અને તે ઉપરાત યોગ્ય બક્ષિસ આપી અને તે માટે તેણે સતોષ જાહેર કર્યો તેઓના ગયા બાદ લૉરા અને મેરીઅન સહિત હુ મિસિસ ટૉડના ખેતરમા જતો હતો ત્યારે મિ ફેરલી તરફથી એક ઉદ્ધતાઇ ભરેલો સદેશો અમને પહોચાડવામા આવ્યો તેમના નોકર લુઇએ અમને કહ્યુ "શેઠે પુછાવ્યુ છે કે, તમે આ મકાનમા રહેવા માગો છો કે કેમ તે જણાવશો " આવો સદેશો મોકલવો, એજ અમારૂ અપમાન હતુ મે તેનો જવાબ વાળ્યો "આ મકાનમા અમે જે ઉદ્દેશથી આવ્યા હતા તે હવે સપૂર્ણ રીતે પાર પાડયો છે, તેથી અમે અહીં રહેવા માગતા નથી. અમારા પોતાના ઘર સિવાય બીજા કાઇના ઘરમા અમે રહીશુ નહીં મિ. ફેરલીને કહે જે કે, હવે અમને ફરીથી મળવાની કે અમારા તરફથી કાઈ પણ સમાચાર જાણવાની લગારે ચિન્તા તેમણે રાખવી નહીં"

અમે તે રાત્રિ મિસિસ ટૉડને ત્યા ગાળી અને બીજે દિવસે પ્રાતકાલમા લિમરિજ સ્ટેશનેથી લિમરિજના ભલા ખેડુતોની ઉત્સાહ ભરી વદાયગિરી અને તેમની ભલી આશિષો મેળવીને લડન જવાની ટ્રેનમા બેઠા

કબરલેડની ટેકરીઓ એકે એકે પસાર થવા માડી ભૂતકાળ અને તેની કટુતા મારા સ્મરણ-પથમા ખડા થયા મને લાગ્યુ કે, અમારા દાખલામા ગરીબી આશિર્વાદ રૂપ નીવડી છે જે ગરીબીને લીધે અમે અદાલતનો આશ્રય ન લઇ શકયા, તેજ ગરીબીએ મને એકલે હાથે કામ કરવાની પ્રેરણા કરીને આખરે વિજય અપાવ્યો જો અમે શ્રીમત હોત અને કાયદાની મદદથી અદાલતમા ગયા હોત તો શુ પરિ-

શુમ આવત ? મિ. ફિરસેએ જણાવ્યુ હતું તેમ, અમારી સામેના પુ-રાવાઓ પ્રબળ હોવાને કારણે અમે નિષ્ફળતા મેળવત કાયદા દ્વારા હું મિસિસ કેથેરિક વાળી ગુપ્ત હકિકત મેળવી શકત નહીં કાયદા દ્વારા પેસ્કાની રાજદ્વારી મંડળીની વાત હુ જાણી શકત નહીં અને તે વાત જાણતો નહોત તો કાઉન્ટને સપડાવી શકત નહીં, તેમજ તેની પાસેથી પ્રપચનો એકરાર મેળવી શકત નહીં

## પરિચ્છેદ ૩૦

### દગાબાજ ગુન્હેગારનો ભયકર ફેજ !

આ કથાનક સપૂર્ણ કરતા પહેલા બે વધુ બનાવો વિદિત કરવા બાકી રહે છે ઘોર અન્ધકારમય અને કટકપૂર્ણ વિકટ માર્ગેથી છુટીને, સ્વતત્રતાની અને નવજીવનની ઉજ્જવલ લહરીઓ, હજી તો હમણા જ અમે અનુભવવા માડી તેવામા એક દિવસ મારા ધધાદારી મિત્રે મને પોતાની પાસે આવવા નિમત્રણ મોકલ્યુ આ મિત્ર તેજ કે જેણે મને લાકડા ઉપરનુ કોતરકામ અને પ્રકીર્ણ ચિત્રકામ આપીને હમણાની મારી જિદ-ગીને ટકાવવામા સહાય આપી હતી હુ તેની પાસે ગયો ત્યારે તેણે મને ખબર આપી કે, " એક ધુરધર ચિત્રમય વર્તમાનપત્રની ઓફિસ તરફથી મને પારિસ જવાનુ ફરમાન મળ્યુ છે પારિસમા શિલ્પકલાને લગતાં કેટલાક ચિત્રો પાડવાનુ તથા કલાને લગતી શોધખોળનુ કામ કરવાનુ છે એ કામ તો આપણા જેવા અનુભવી કલારસિકો સહજમા કરી શકે તેમ છે મારાથી હાલમા અહીંની રોકાણોને લીધે જઈ શકાય તેમ નથી આથી મારે બદલે તમે પારિસ જઇને એ કામ કરી આપશો ? " તેણે વધારામા મને જણાવ્યુ કે, " આ કામ કરી આવ્યાથી એ મોટા વર્તમાન પત્રમા તમને સારા પગારથી કાયમની નોકરી મળ વાનો સભવ છે. " મે આ બાબતમા વિચાર કરી જોયો અને પારિસ જવાનું કબુલ્યુ.

બીજે દિવસે મને મજકુર વર્તમાનપત્રની ઓફિસ તરફથી કામ-કાજને લગતી ઘટતી સૂચનાઓ મળી તથા તરતજ પારિસ ઉપડી જવાનો લિખિત હુકમ મળ્યો તેજ દિવસે પારિસ જતા પહેલા, લૅારાને એકવાર ફરીથી મેરીઅનની સભાળ નીચે મૂકતા મારા મનમા એક ગભીર ફરજનો વિચાર સ્ફુર્યો એ વિચાર મેરીઅનને લગતો હતો લૅારાએ અને મે, એ વિશાળ હૃદયની કુમારિકાની નિસ્વાર્થ વૃત્તિનો અને પ્રેમી લાગણીનો અત્યાર સુધીમા જરાકે વિચાર કરી જોયો છે? જેણે અમારી સાથે રહીને અમારી ખાતર જ પોતાનુ જીવન ગુજાર્યુ છે, તેને ભૂલી જવાને બદલે અમે તેના સદાયે ઋણી હોવા વિષેના ખ્યાલો અમારા હૃદયમા સતત જાગ્રત રાખવાની શુ અમારી ફરજ નથી? મેરીઅન આગળ મારી આ લાગણી જ્યારે મે વ્યક્ત કરવા માડી ત્યારે એક હાથે મારૂ મો દાબીને અને બીજા હાથમા મારો એક હાથ લઇને તે બોલી " આપણે ત્રણે જણે એક સાથે રહીને સર્વ સકટો વેઠયા છે પરમાત્માના દરબારમાથી તેડુ આવતા આપણે વિખૂટા પડીએ નહી ત્યા સુધી હવે આપણને કોઇ વિખૂટા પાડી શકે તેમ નથી વૉલ્ટર, લૅારાના અને તમારા સુખ તરફજ મારૂ હૃદય આકર્ષાયલુ રહેશે, કારણ કે તે સિવાય મને બીજા કોઈ વિચારો આવતા નથી થોડાક વખત સુધી રાહ જુઓ દેવદૂત જેવા નાના બાળકોના મધૂરા નિનાદ જ્યારે આ ઘરમા પડી રહેશે ત્યારે મારા માટે એ બાળકોના મુખમાથી જ હુ યોગ્ય શબ્દો બોલાવીશ તે બાળકો પોતાના માતપિતાને સૌથી પહેલા જે શબ્દો કહેશે તે શા હશે, એનો ખ્યાલ તમે કરી શકો છો? એ શબ્દો આ હશે ' અમારી માશીને અમે અહીથી નહી જવા દઇએ ' "

મેરીઅનના મધૂરા હૃદયની પ્રતીતિ, આ મધૂરી વાણીમા અનુભવીને મારા હૃદયમાં તેની અમારા પ્રત્યેની કાળજી માટે ધન્યવાદના અનેક ઉદ્‌ગારો કાઢતો અને પ્રભુનો આભાર માનતો હુ પારિસ જવા ઉપડ્યો પણ મારી મુસાફરીમા હુ એકલો નહતો છેક છેલ્લી ઘડીએ મારા પરમ-મિત્ર પેસ્કાએ પારિસ આવવાનો ઠરાવ કર્યો તે હવાફેર માટે ત્યા

આવનાર હતો અમે બન્ને જણે પારિસ પહોચીને એક સારા વિશ્રાન્તિ-ગૃહમા નિવાસ કર્યો ચારેક દિવસ બાદ મારા કામકાજનો થોડોક અહેવાલ મે લડન ખાતે મોકલી આપ્યો અને હજી ચારેક દિવસ રહેવુ પડશે, એમ જણાવ્યુ પાચમે દિવસે પેસ્કાની ઇચ્છાથી અમે પારિસની સુદર અને પ્રખ્યાત જગ્યાઓ જોવા માટે જનાર હતા

અમે જે વિશ્રાન્તિ-ગૃહમા રહેતા હતા, તેમા એક જ ઓરડીમા અમારો બેનો સમાસ થાય તેમ ન હોવાથી બે જુદા જુદા ઓરડાઓના રહેવાનુ રાખ્યુ હતુ મારો ઓરડો બીજા માળ ઉપર હતો અને પેસ્કાનો ત્રીજે માળ ઉપર હતો પાચમે દિવસે, આગલી રાત્રે ઠરાવ્યા મુજબ, હુ બહાર જવાના કપડા પહેરીને પેસ્કાના ઓરડા આગળ તપાસ કરવા ગયો કે, તે તૈયાર થયો છે કે નહીં ?

તેના ઓરડા નજદિક હુ ગયો ત્યારે અદરથી તેનુ એક બારણુ અધુઁ ઉઘાડુ જણાયુ એ અધઉઘાડા બારણા બહાર કોઇના હાથનો દુબળો નાજુક અને જરાક ધ્રુજતો પંજો મારા જોવામા આવ્યો મારા મિત્રના હાથનો પજો આવો નહતો, એટલે જરૂર, કોઇક બીજાનો તે હશે, એમ મે અનુમાન કર્યું મે મારા મિત્રના ઓરડામા જવાનો યત્ન કર્યો નહીં એટલામા નીચે મુજબ વાતચીત મારા સાભળવામા આવી પેસ્કા ઇટાલિયન ભાષામા બોલ્યો "મને એ નામ યાદ આવે છે ખરૂ, પણ એ માણસની ઓળખાણ પડતી નથી નાટકશાળામા મે તેને જોયો તે વખતે તમે પણ તેને જોયો છે, એમ કહો છો. પણ તમને નથી લાગતુ કે, તેનાબા ઘણો ફેરફાર થઈ ગયો છે ? એ તેજ માણસ છે કે કેમ, તેની મને તો શકા છે, પરતુ તમે ખાત્રી આપો છો, એટલે હુ તેના વિષે રિપોર્ટ મોકલી આપીશ એથી વધારે હુ કાઇ કરી શકીશ નહી."

પેસ્કાને તેની જ ભાષામા બીજા માણસે જવાબ દીધો "આપે એથી વિશેષ કાઇ જ કરવાનુ નથી રિપોર્ટ મોકલશો, એજ પુરતુ પગલુ થઇ પડશે"

પેરકાએ વળતો ઉત્તર દીધો "ઠીક, એમ કરવામા મને કાઇ વાધો નથી " બારણુ ઉઘડયુ અને કાળા મસવાળો દુબળો માણુસ, તે ખડમાથી બહાર આવ્યો–એજ માણુસને મે કાઉન્ટ તરફ નાટકશાળામા અમારી માફક ટીકી ટીકીને નિહાળતો જોયો હતો–એજ માણુસને કાઉન્ટની પૂઠે નાટકશાળામાથી જતો મે જોયો હતો–એજ માણુસને મે કાઉન્ટના ઘર નજદિક મધ્યરાત્રિયે જોયો હતો !

તેણે મારી નજદિક થઇને પસાર થતા મને નમન કર્યુ તેના ચહેરામા એ વખતે ભયકર ખુશાલીના ચિહ્ન જણાતા હતા તેના જવા પછી પેરકાના ખડમા હુ દાખલ થયો તે એક કૉચ ઉપર સકોચાઇને બેઠેલો હતો તેની મુખમુદ્રા અતિશય ગભીર અને ભયત્રસ્ત જણાતી હતી મને જોઇને તેને મારા ઉપર કટાળો આવ્યો હોય એમ જણાયુ

મે કહ્યુ "મિત્ર, મારા આવવાથી તમને ખલેલ પહોચી હોય તો માફ કરશો મને ખબર નહોતી કે, તમે તમારા કોઈ મિત્ર સાથે વાતચીતમા રોકાયા હશો જેને મે બહાર નીકળતો જોયો, તેણે તમને ચિતાસાગરમા નાખી દીધા હોય, એમ લાગે છે"

તેણે જવાબ દીધો "એ મિત્ર નહોતો મે તેને સૌથી પહેલો આજે જ જોયો અને હવે તે મારી આગળ કદી પણ નહીં આવે. વૉલ્ટર, તેના સમાચારે જ મને ચિતાતુર બનાવ્યો છે તે ભયકર ખબર લાવ્યો હતો એ વિષયની વાત આપણે નહીં કરીએ, પરતુ હવે આપણે ચાલો, પાછા લડન જઇએ મને ખેદ થાય છે કે, હુ અહીં ક્યાથી આવ્યો ? મારી યુવાનીના કમનસિબ પગલા હવે મને આ વૃદ્ધ વયમા સતાવવા માડયા છે એ પગલા અને એ સબધીની તમામ યાદગિરીઓ જેમ જેમ વિસરી જવાના યત્નો હુ કરૂ છુ તેમ તેમ તે યાદગિરીઓ મને વિસારતી નથી !–મારો પીછો છોડતી નથી ! કહો, આપણે આજે કઈ ટ્રેનમા લડન જઇશુ ?"

મે કહ્યુ "હું દિલગીર છુ કે, મારાથી આજ ને આજ લડન આવી શકાશે નહીં વહેલામા વહેલો હુ પાછો ફરવા યત્ન કરૂ તો ત્રણ દિવસ પછી જ આવી શકુ મિત્ર, તમને અહીં ગમતું ન હોય તો ચાલો, મારા ખડમા મારી સાથે રહો હું સાકડે સમાસ કરીશ અને તમારા ચિત્તને આનદિત રાખવા કોશિષ કરીશ "

તે થોડોક વખત વિચાર કર્યા પછી બોલ્યો "ના, અહીં તો હવે હુ નહીં જ રહું મને માફ કરો–હુ આજે જ લડન જઇશ "

મે તેને વધુ આગ્રહ કર્યો નહીં બપોરની ટ્રેનમા તેણે એકલા લંડન જવાનો ઠરાવ કર્યો તેની રજા માગીને હુ પારિસનુ સૌથી સુદર દેવળ–નોટ્રે ડેમ–જોવા ગયો ફ્રાન્સના પાટનગરનુ આ દેવળ જેણે જોયુ નહોય તેણે ફ્રાન્સની મુસાફરી વૃથા કરેલી ગણાય છે

નોટ્રે ડેમના દેવળ તરફ નદીને માર્ગે જતા પારિસના ભયકર મૃતનિવાસસ્થાન–મોર્ગ્યુ–આગળ લોકોની પુષ્કળ ગીર્દી મારા જોવામા આવી જરૂર એ સ્થળે આજ કાઇક અજબ બનાવ બન્યો હશે, એમ ધારીને હુ તે સ્થાને ગયો ત્યા જતા, ગીર્દીમાથી બહાર નીકળતા બે પુરુષો અને એક સ્ત્રી વચ્ચે ચાલતી વાતચીતે મારૂ ધ્યાન ખેચ્યુ સ્ત્રી બોલી 'કેવો અસાધારણ પડછગ પુરુષ ! મારા જીવતરમા આવી લાશ મે કદી જોઈ નથી "

એક પુરુષે પુછ્યુ "અને તેના ડાબા હાથ તરફ તમે જોયુ હતુ કે ?"

સ્ત્રી "હા એમા એક વિચિત્ર છાપ હતી એ છાપ શેની હશે ?"

બીજાએ કહ્યુ "ખૂનીનો પત્તો મળ્યો નથી, એટલે એમ લાગે છે કે, કોઇક છુપા રાજદ્વારી મડળના માણસે આ ખૂન કર્યું હોવુ જોઇએ "

આટલુ સાભળતા વેત હુ ત્યા થોભ્યો નહીં અને મારી જાતે તે લાશ જોવાના વિચારથી અદર જતા માણસોની હારકતારમા ગોઠવાઈ ગયો.

જ્યારથી મે દુબળા અને કાળા મસવાળા માણુસને જોયો હતો ત્યારથી મારા મનમા એક જબરો શક ઘોળાયા કરતો હતો એ શક થોડાક જ વખત ઉપર, પેરકાને ત્યા તે માણુસને જોઇને અને તેની વાતચીત સાભળીને મારા મનમા દૃઢ થયો હતો, પણુ મોર્ગુની અદરની લાશને જોતા જ સત્ય આપોઆપ ખુલ્લુ પડી ગયુ–મારો શક સાચો પડયો!

નાટકશાળામા મે જે વખતે તે પ્રચડ દુર્ભાગી પુરુષ તરફ આગળી કરીને પેરકાને તેના વિષે પૂછપરછ કરી, તેજ વખતથી મૃત્યુએ કાળા મસવાળા માણુસને પોતાના દૂત તરીકે નક્કી કર્યો–એ દુર્ભાગી પુરુષની પૂઠ, મૃત્યુએ પોતાના સદ્દહું દૂત મારફત તેના મકાન સુધી અને ત્યાથી ઠેઠ પારિસ સુધી લેવરાવીને આખરે તેને પોતાને સ્વાધીન લીધો! મારે બદલે બીજાએ પોતાનુ વેર લીધુ–મારે બદલે બીજા એ તેની બદમાશી પ્રસરતી અટકાવી–મારે બદલે બીજા એ તેના કુકર્મો બદલ તેનો કડક ફેંજ કર્યો! તેણે જ્યારે મારી આગળ પોતાની ત્રણુ શરતો જાહેર કરી હતી, ત્યારે તેના વિષે મારા મનમા થયેલી ગડમથલ મને યાદ આવી હુ તેનો આ ફેજ કરી શકત કે? આ પ્રશ્નનો જવાબ મને જડયો નહીં–હુ કપવા લાગ્યો

ધીમે ધીમે માણુસોનુ ટોળુ લાશ વાળી જગ્યા જોઇને આગળ જવા લાગ્યુ અને એ લાશ થોડીક ક્ષણુ સુધી દરેક માણુસની માફક નિહાળવાનો મારો વારો આવ્યો ત્યારે મે જોયુ કે, એક ભીંતથી બીજી ભીંત સુધી ઢળેલા કાચના પડદાની અદર એક વિશાળ મેજ ઉપર તેની લાશ પડેલી છે!

જોનારાઓમાથી કોઈ પણુ તેને ઓળખતું નથી પોતાના સગા તરીકે કોઇ પણુ તેની લાશને પોતાને હસ્તક લેવા તત્પર થતુ નથી! ફ્રાન્સના લોકો, ચિકિત્સાવૃત્તિથી તેની લાશ તરફ જોઈ રહે છે! એક વાર, પહાડ જેવા અને મક્કમ દિલના ગણાતા આ શરીફ–બદમાશને આખરે હાલહવાલ હાલતમા બુરા મોતે મરવુ પડયુ! પતિત અને

આડે માર્ગે વહેલી શક્તિઓ વાળી તેમજ હૃદયશૂન્ય ગુન્હાથી ભરપૂર તેની લાંબી જિંદગીનો અંત, આખરે આમ આકસ્મિક અને ભયંકર જ આવ્યો!

તેની છાતીમાં ખંજર ભોંકીને તેનો પ્રાણ લેવામાં આવ્યો હતો. તેના ડાબા હાથ ઉપર, બંધુ મંડળની છાપ હતી (એવી છાપ મે પેસ્કાના હાથ ઉપર જોઈ હતી) તેજ છાપ ઉપર અંગ્રેજી અક્ષર 'ટી' (T) ના આકારના બે ઉંડા કાપા (એક આડો અને બીજો ઉભો) પાડવામાં આવ્યા હતા તેના કપડા એક બાજુએ ખીલી ઉપર ટીંગાડેલા હતા એ કપડા, એક ફ્રેંચ કલાકારના વેશના હતા થોડીકજ ક્ષણ સુધી હુ આ બધુ જોઇ શક્યો, કારણ કે બીજાઓને જોવાની તક આપવા માટે મારે ત્યાંથી ખસી જવુ પડ્યુ

તેના મૃત્યુને લગતી હકિકત પાછળથી (થોડીક પેસ્કા પાસેથી અને થોડીક બીજા સાધનો મારફત) મે મેળવી વાચકવૃન્દની જાણ માટે તે અહીં રજૂ કર્યા બાદ આ પાત્રને લગતી હકિકત હુ ખતમ કરીશ

તેની લાશ **સીન** નદીમાંથી મળી આવી હતી તેના શરીર ઉપર તે વખતે ફ્રેંચ કલાકારનો વેશ હતો તેના કપડામાંથી કોઇ પણ જાતના કાગળીઆ અથવા કોઈ પણ વસ્તુ મળી આવી નહોતી. તેથી તેનુ નામ કે ઠેકાણુ કાંઇ પણ જાહેર થઈ શક્યુ નહતુ તેનુ ખૂન કરનાર કોણ હતો અને તે ખૂન ક્યા તથા કેવા સંજોગમા થયુ હતુ એ વિષે કાંઇ જ માહિતી કોઇને મળી શકી નહોતી આ ઉપરથી શું અનુમાન કરવુ, એ વાચકવૃન્દને મુશ્કેલ લાગશે નહીં કાઉન્ટ ફોસ્કોના મૃત્યુના ભેદમા બે વધુ મુદ્દા હું જાણુ છુ તે રજૂ કરીશ કાળા મસવાળો દુબળો માણસ બંધુ મંડળનો સભ્ય હતો, પણ પેસ્કા, ઇટાલિથી ઇંગ્લાંડ આવ્યો ત્યાર પછી તે બંધુ મંડળમા દાખલ થયેલો હતો અંગ્રેજી અક્ષર 'ટી' નો અર્થ ઇટાલીઅન ભાષામા Traditor અને અંગ્રેજીમા Traitor એટલે 'દ્રોહી' થતો હતો અર્થાત્ બંધુમંડળને દ્રોહી થનાર પ્રત્યેક સભ્યના ડાબા હાથ ઉપર દ્રોહી શબ્દસૂચક પ્રથમાક્ષર

લખીને પોતાના દ્રોહીને ઘટતી શિક્ષા કરવાનો બંધુમંડળનો નિયમ હતો. આ મુદ્દા ધ્યાનમા લેતા, જે સ્પષ્ટ અનુમાન થઈ શકે છે, તે અઘરૂં નથી.

કાઉન્ટના મોત સબંધી આથી વિશેષ માહિતી મને મળી શકી નથી ફ્રાન્સના મારા વસવાટના છઠ્ઠા દિવસે એટલે કે ઉપલી લાશ મેં જોઈ તેને બીજે દિવસે અપરિચિત હસ્તાક્ષરના એક પત્ર દ્વારા તેની સ્રીને કોઇકે ખબર આપી કે, તે શબ તેના પતિનુ છે એ ઉપરથી મેડમ ફ્રોસ્કોએ તેની લાશ પોતાને હસ્તક લઇને પીઅરી લા શેઇઝના કબ્રસ્તાન તેને દફનાવી તેની કબરની આસપાસ કાસાનો કઠેરો કરાવવામા આવ્યો એ કબર ઉપર હરરોજ મેડમ ફ્રોસ્કો તરફથી તાજા પુલોની માળાઓ ચઢાવવામા આવે છે મેડમ ફ્રોસ્કો વર્સેલિસ ખાતે કડક એકાન્ત જીવન ગાળે છે તેણે પોતાના પતિના જીવનના સસ્મરણોનુ એક પુસ્તક પ્રકટ કર્યું છે એથી તેના જીવન ઉપર કાઇ નવુ અજવાળુ પડતુ નથી તે પુસ્તકમા તેના રમુજી અને આનદી સ્વભાવના દ્દષ્ટાતો, અને ખાનગી ગૃહજીવનની પ્રશસા છે તેના વિવિધ ભાષાઓના જ્ઞાન વિષે, તેની શક્તિઓ વિષે અને તેના ખિતાબો વિષે પણ પ્રશસાયુક્ત વર્ણનો છે પરતુ તેના ગુન્હા વિષે કાઇજ ખાસ લખાણ નથી ફક્ત છેલ્લા પૃષ્ઠ ઉપર નીચેનુ વાક્ય લખેલુ છે " ઉમરાવોના હક્ક પ્રતિપાદન કરવામા અને વિધાતાના પવિત્ર સિદ્ધાતો સ્થાપિત કરવામા તેનુ આખુ જીવન વહ્યુ હતુ અને પોતાના ઉદ્દેશને ખાતર એક મરણીઆ તરીકે તેણે દેહ પાડયો હતો "

---

## પરિચ્છેદ ૩૧

### ઉપસહાર.

ગ્રીષ્મ અને પાનખર ઋતુઓ વહી ગઇ એ દરમ્યાન અમે લડનમા સુખમય દિવસો ગાળતા રહ્યા મને જે વર્તમાનપત્ર તરફથી પારિસ મોકલવામા આવ્યો હતો તેનુ કામ મે સફળતાથી કરેલુ હોવાને

લીધે તે વર્ત્તમાનપત્રમા મને કલાવિભાગમા સારા પગારે રોકી લેવામાં આવ્યાથી નાણાને લગતી અમારી ચિન્તાઓ દૂર થઈ અમે શ્રીમત નથી પણ મધ્યમ સ્થિતિના સુખી કુટુબીઓ છીએ અમારૂ જીવન સાદુ અને કરકસરવાળુ વહે છે, અમને અમારા નિર્વાહ માટે સતોષ છે.

નવા વર્ષના ફેબ્રુઆરી માસમા મારે ત્યા એક પુત્રનો જન્મ થયો. મારી માતા અને બ્હેન તથા મિસિસ વેસેને મે ખાસ નિમત્રણ કરીને તે બાળકનુ ખ્રિસ્તિ નામ પાડવાની ધાર્મિક ક્રિયાને પ્રસગે બોલાવ્યા અને તેઓ ઘણી ખુશીથી અમારા મહેમાન બન્યા મારી પત્નીની અને મેરીઅનની ઇચ્છાથી મિસિસ કલેમટસને પણ તે પ્રસગે બોલાવવામા આવી

તે ઉપરાત, એ પ્રસંગે પુરુષવર્ગમા પેસ્કાને અને મિ. કિરલેને પણ મે નિમત્રણ કરીને બોલાવ્યા મિ. ગિલ્મોર હજી હયાત છે, પણ તેઓ નાદુરસ્ત તબિયતને લીધે એ પ્રસગે આવી શકયા નહીં તેમણે એક પત્ર લખીને મારા પુત્રનુ દીર્ઘાયૂષ ઇચ્છયુ અહીં મિ ગિલ્મોર વિષે એક બાબત લખવી અપ્રાસગિક ગણાશે નહી તેમને મે લિમરિજ-ભવનમાના તેમના કાર્ય વિષેની હકિકત લખી મોકલવા એક પત્ર લખ્યો હતો તેમની તબિયત નાદુરસ્ત હોવા છતા પણ તેમણે એ હકિકત યાદ લાવીને મને લખી મોકલી હતી આ કથાનકમા તેમની હકિકત મે સૌથી પહેલી ગોઠવી છે, પરતુ બીજા બધાની હકિકતો મળ્યા પછી તે હકિકત ખરી રીતે મને સૌથી છેલ્લી મળી હતી

અમારા જીવનનો એક જ છેલ્લો પ્રસગ વાચકવૃન્દને હવે જાહેર કરવાનો રહે છે તે પછી કથાનક સપૂર્ણ થશે અમારો નાનો વૉલ્ટર છ માસનો થયો ત્યારે એ પ્રસગ બન્યો હતો

હુ ૧૫ દિવસને માટે આયર્લાડની મુસાફરીએ ગયો હતો ત્યાથી ૧૬ મે દિવસે સહવારે અમારા લડનના મકાને પાછો ફર્યો ત્યારે મને આવકાર આપવા માટે ત્યા કોઇ જ હાજર નહોતુ મકાનના માલિકે મને ખબર આપી કે " લૅારા અને મેરીઅન વગેરે બહારગામ ગયા છે

અને આ ચીઠ્ઠી તમારા માટે આપી ગયા છે " મેં તે ચીઠ્ઠી વાચવા માડી તેમા ઝાઝું લખાણુ નહોતું મેરીઅને તેમા લખ્યુ હતું કે " અમે લિમરિજ-ભવનમા ગયા છીએ તમે આવો કે તરતજ ત્યા આવશો અમારી લગીરે ચિન્તા કરશો નહીં " રેલ્વે ટ્રેન મને તરતજ મળી શકે એટલો વખત હોવાથી તેજ ઘડીએ હુ સ્ટેશને ગયો અને બપોરે લિમરિજ ભવનમા જઇ પહોચ્યો

મારી પત્ની અને મેરીઅન તે વખતે મકાનના પહેલા માળ ઉપર હતા મિ ફેરલીની નોકરીમો હુ હતો ત્યારે જે ખડ મને રહેવા માટે આપવામા આવ્યો હતો તેજ ખડમા તેઓ અત્યારે હતા હુ જે ખુરશી વાપરતો હતો તેજ ખુરશીમા મેરીઅન, મારા પુત્રને પોતાના ખોળામા લઇને બેઠી હતી લૉરા તેની પાસેજ એક મેજને અઢેલીને ઉભી હતી એજ મેજ ઉપર હુ અગાઉ તેને ચિત્રો દોરતા શીખવતો હતો અને એજ મેજ ઉપર તેની ચિત્રપોથી પડી રહેતી

મે તે ખડમા દાખલ થઇને તેમને પુછ્યુ " તમે એકાએક અહીં શા માટે આવ્યા ? તમે આવ્યા એ મિ. ફેરલીને રૂચ્યુ—"

મેરીઅને અધવચ્ચે કહ્યુ " પ્રભુ તેમના આત્માને શાતિ આપે. તેઓ ગુજરી ગયા છે "

હવે મને આ બન્નેના આગમનનુ ખરૂ કારણુ સમજાયુ મેરી-અને વધારામા કહ્યુ " તેમને એકાએક લકવાનુ દર્દ થઇ ગયુ અને તેમાથી તેઓ બચ્યા નહીં મિ. કિરલેએ પત્ર દ્વારા અમને તેમના મૃત્યુની ખબર આપી અને એકદમ લિમરિજ ભવનમા રહેવા આવવાની સલાહ આપી, આથી અમે તમારા માટે ચીઠ્ઠી લખીને અહીં આવ્યા."

પણુ હજી મને વિશેષ આશ્ચર્ય થાય, એવી વાત મારે સાભળવા-ની બાકી હતી અને તે લૉરાએ કહી તે મારી સામે આવીને ઉભી રહી અને મારા મુખ પ્રતિ જોતી બોલી " મારા વહાલા ! અમે અહીં આવવાની હિમ્મત શા માટે કરી તેનુ ખરૂં કારણુ તમારે જાણુવુ છે ?

પણ આપણો એક નિયમ ઓળગ્યા વિના તે તમને કહી શકાય તેમ નથી ભૂતકાળનો ઉલ્લેખ અહીં કરવો પડે તેમ છે "

મેરીઅને કહ્યુ "નહીં, બહેન, એવી કોઈ તકલીફ લેવાની જરૂર નથી. ભૂતકાળ આપણને ખિન્ન બનાવશે, પણ ભવિષ્યકાળ આપણામા ઉત્સાહ પૂરશે, માટે ભવિષ્ય કાળની વાત કરીએ તો ઠીક " તે પોતાની ખુરશીમાથી ઉઠી અને નાના વૉલ્ટરને મારા તરફ ધરીને બોલી "કહો જોઇએ, આને તમે ઓળખો છો ?" મે જોયુ કે, આ પ્રશ્ન કરતી વખતે તેની ચમકદાર આખોમા બે ચમકદાર અશ્રુબિન્દુ દેખાયા

મે જવાબ દીધો "મારી ગુચવણને પણ હદ હોય છે મારા પોતાના બાળકને શુ હુ નથી ઓળખતો ?"

તે પોતાની મૂળ રમુજી પ્રકૃતિથી બોલી "બાળક ? ! વૉલ્ટર, ઇંગ્લાડના આબરૂદાર મિલ્કતદારોમાના એકને માટે તમને ફક્ત 'બાળક' શબ્દ જ જડયો ? ! હુ જે વખતે આ નામાકિત વ્યક્તિને તમારી રૂબરૂ રજૂ કરૂ છુ તે વખતે તમને ખ્યાલ આવે છે કે તમે કોની સામે ઉભા છો ? નહીં જ તમને શેનો ખ્યાલ હોય ? મિ વૉલ્ટર હાર્ટરાઇટ, તમારો પરિચય હુ "લિમરિજના વારસ" સાથે કરાવુ છુ "

મેરીઅનના આ છેલ્લા શબ્દો અહી ટાકવામા મે બધુ જ લખી દીધુ છે હવે મારા હાથમા કલમ રહી શકતી નથી અનેક મહિનાઓની મારી મહેનત સફળ થઇ છે મેરીઅન, અમારા જીવનનુ સરક્ષણ કરનારી દેવદૂતી છે આ કથાનક તેના જ વાક્યે પછી ભલે પૂર્ણ થાય.

